# અનુક્રમ

## સી. જિનરાજદાસ, એમ. એ.

ઈ. સ. ૧૮૭૫ ના ડિસેમ્બરની ૧૬ મી તારીખે સિંહલદ્વીપમાં એઓ જન્મ્યા છે. ૧૮૮૮ માં એઓ બિશપ લેડબીટરના સહવાસમાં આવ્યા. એમની સૂચનાથી ૧૩ વર્ષની નાની વયમાં એમણે કુટુંબનું સ્નેહ-સુખ જતું કર્યું, અને અભ્યાસ માટે લન્ડન-નિવાસ સ્વીકાર્યો. ત્યાં એમને થિયૉસૉફિકલ સોસાયટીના સ્થાપક મૅડમ બ્લૅવૅટ્સ્કીનો મેળાપ થયો.

થોડા વર્ષના ખાનગી વિદ્યાભ્યાસ પછી એમણે ૧૮૯૬ માં કેમ્બ્રીજની કૉલેજમાં પ્રવેશ કર્યો, અને ઐચ્છિક વિષયો તરીકે સંસ્કૃત અને ભાષાશાસ્ત્ર લઈને ૧૯૦૦ માં એમણે એમ. એ.ની ઉપાધિ મેળવી. પછી એમણે કાયદાનો અભ્યાસ કર્યો. ડૉ. જી. એસ એરન્ડેલ અને મિ. આર. પી. પ્રાન્જપે એમના સહાધ્યાયીઓ હતા. શ્રી. જિનરાજદાસજી રમત ગમતમાં પણ આગળ પડતો ભાગ લેતા હતા, અને નૌકાવિહારમાં એક્કા હતા. સિંહલદ્વીપની આનંદ કૉલેજમાં વાઈસ પ્રિન્સિપાલ તરીકે બે વર્ષ કાર્ય કરીને એઓ ઈટાલી ગયા. ત્યાં પૅવિયાની વિદ્યાપીઠમાં ૧૯૦૨-૩ સુધી વિશેષ અભ્યાસ કર્યો. ૧૯૦૪ માં એમણે અમેરિકામાં આંતરરાષ્ટ્રીય વ્યાખ્યાતા તરીકે જીવનની શરૂઆત કરી. ૧૯૧૬ માં એમણે ડૉરોથી એમ. ગ્રેહામ નામના એક અંગ્રેજ બાનુ સાથે લગ્ન કર્યાં.

જ્ઞાન અને જીવનની સઘળી શાખાઓમાં એમને અપૂર્વ રસ છે. થિયૉસૉફિકલ સોસાયટી તેમજ બ્હારના જગતની પણ એઓ

એક 'અત્યંત જાણીતી અને માનીતી' વ્યક્તિ છે. એક સર્વમાન્ય અને અગ્રગણ્ય કેળવણીકાર, વ્યાખ્યાતા, તત્ત્વચિંતક, રસમીમાંસક, ભાષાશાસ્ત્રી અને વૈજ્ઞાનિક તરીકે એઓ પૃથ્વીના લગભગ બધા જ દેશોમાં મશહૂર છે. અનેક ભાષાઓ ઉપરનો એમનો કાબુ અદ્ભૂત છે. એઓ અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન, સ્પૅનિશ, પોર્ચ્યુગીઝ અને હવે તો સ્કૅન્ડીનેવિયન ભાષામાં પણ ભાષણો આપી શકે છે. એઓ લૅટિન અને ગ્રીક ભાષા જાણે છે, અને સંસ્કૃત અને પાલી ભાષાના તો પ્રખર પંડિત છે. બ્રહ્મવિદ્યાના ઉપદેશક તરીકે એમણે ચોખંડ પૃથ્વીના લગભગ દરેક દેશમાં અનેકવાર પ્રવાસ કર્યો છે.

લગભગ ૪૦ વરસથી એક વિરલ પંક્તિના લેખક અને વ્યાખ્યાતા તરીકે એઓ સર્વત્ર પંકાય છે. એમનાં ભાષણો અને લખાણોમાં ઉંડું માનવદર્શન, ગહન તત્ત્વચિંતન, વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુ, કલા અને સૌન્દર્યની ઉપાસના, તેમજ સત્યનાં અનેક સ્વરૂપોનો અનુભવસિદ્ધ સાક્ષાત્કાર સૌ કોઈ જોઈ શકે છે.

પૂર્વ અને પશ્ચિમની સંસ્કારિતાના એઓ આજીવન ઉપાસક છે. એમનું પ્રજ્ઞાગંભીર વ્યક્તિત્વ સૌ કોઈને મુગ્ધ કરે છે. સ્વ. ડૉ. બેસન્ટે એક સ્થળે એમને વિષે કહ્યું છે કે "એમની ભાષામાં છે, એવી સુન્દરતા એમના ચારિત્ર્યમાં છે; એને જોનાર એને ચાહ્યા વિના રહી શકતો નથી." એમના સહવાસમાં આવનાર વ્યક્તિને એમના જીવનમાંથી વહેતી શાંત શક્તિ અને મધુર પ્રેરણાનો અનુભવ થયા વિના રહેતો નથી. પ્લૅટો ડૅન્ટે, રસ્કિન અને વૅગનર એમના માનીતા લેખકો છે. એમનામાં અજબ 'જાગૃતિ' છે; જગતના અને જીવનના તમામ સુગબળોથી એઓ સારી રીતે પરિચિત છે.

લેખન અને વ્યાખ્યાન ઉપરાંત એઓ અનેક પ્રવૃત્તિઓને પોષી રહ્યા છે. અનેક મંગલ સંસ્થાઓના એઓ સ્થાપક, પ્રેરક કે સંચાલક છે. ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી એઓ થિયૉસૉફિકલ સોસાયટીના

ઉપપ્રમુખપદે હતા, અને પોતાની અજબ વ્યવસ્થાશક્તિથી એમણે બ્રહ્મવિદ્યા રૂપી વડલાની અનેક શાખાઓ દેશવિદેશમાં રોપી અને પોષી છે. 'કલા અને કારીગરીના આંતરરાષ્ટ્રીય મંડળ'ના એઓ સામાન્ય મંત્રી છે. અદ્યારના સંગ્રહસ્થાનના એઓ વ્યવસ્થાપક છે, અને સોસાયટીના આંતર મંડળના એઓ અધ્યક્ષ છે. દર વર્ષે ભરાતા આંતરરાષ્ટ્રીય સંમેલનમાં એમનાં વ્યાખ્યાનો ખરેખર અજોડ જ હોય છે.

આજ સુધીમાં એમણે ન્હાના મ્હોટા લગભગ ૮૦ પુસ્તકો લખ્યાં છે. એમાં 'થિયૉસૉફીના પ્રાથમિક સિદ્ધાંતો' નામે શિષ્ટ ગ્રન્થ એમની ચિરંજીવ કૃતિ છે. પ્રજ્ઞા અને કલા એમના જીવનની બે પાંખો છે. નવયુગના સન્દેશવાહક તરીકે એમણે માનવજાતિને "કલા અને સુન્દરતાના એક નવીન જગત"નાં મનોહર દર્શન કરાવ્યાં છે. એમનો જીવન-સન્દેશ એ છે કે 'પ્રભુનો પ્રેમ પ્રજ્ઞા અને પ્રતાપ (શક્તિ) ઉપરાંત સૌન્દર્ય મારફત પણ પ્રકટે છે.'

# જિનરાજ–ગ્રન્થમાલાનાં

## ભવિષ્યનાં

# પ્ર કા શ નો

૧. જીવન–સિદ્ધિ

— ભૂપતરાય મહેતા

૨. શિક્ષણના આદર્શો

— જમુભાઈ દાણી

૩. સ્વપ્ન–સૃષ્ટિ

— ઇન્દુમતી મહેતા

૪. યોગનું સ્વરૂપ

— પ્રભાકર મહેતા

૫. પ્રભુતાનાં દર્શન

— ભૂપતરાય મહેતા

૬. જીવન–સુવાસ

— હીરાલાલ બક્ષી

૭. બ્રહ્મવિદ્યાના પ્રાથમિક સિદ્ધાંતો

— ભૂપતરાય મહેતા

# ઉપોદ્ઘાત

આજથી પચીસેક વર્ષ પહેલાંના હિન્દુસ્તાનમાં ભાવના, સૌન્દર્ય કે આદર્શના સ્વપ્નાં સેવનાર મનુષ્યો ભાગ્યે જ મળતા. તો પછી કલામય જીવન સરજવાનો પ્રયાસ તો કોણ કરે? કૉલેજોથી માંડીને ગામડાંની શાળા સુધી શિક્ષણનો આદર્શ માત્ર પરીક્ષાઓ પસાર કરી દેવાનો હતો. ત્યારે શાળામાં, સમાજમાં કે કોઇ ગૃહસ્થના આવાસમાં સુન્દર ચિત્રો, મૂર્તિઓ અથવા સુરમ્ય ફુલઝાડ કે બગીચાની રચનાઓ ભાગ્યે જ નજરે પડતાં. એવું કરનારા નવરા કે વધારાના પૈસાવાળા જ હોય, એવી સાધારણ માન્યતા હતી. એ વખતે થિયૉસૉફીના ભક્તો જીવનનાં રહસ્યો આપનારાં પુસ્તકો વાંચી, ચર્ચાઓ કરી, આધ્યાત્મિક તત્ત્વનો સાક્ષાત્કાર વ્યવહારમાં પ્રત્યક્ષ કરવાને માટે સહવાસ અને નિવાસમાં સુરુચિ અને સૌન્દર્ય સ્થાપવાના જાત જાતના ઉદ્યમો કરતા જણાતા હતા. જેમને થિયૉસૉફીના આદ્ય સંસ્થાપકોનો સીધો પરિચય અને સત્સંગ પ્રાપ્ત થયો હતો, એમનાં જીવન સાધારણ નાગરિકો કરતાં જૂદી જ ભાત પાડતાં. તેમનો બાહ્ય દેખાવ શાંત પ્રસન્ન ભ્રાતૃભાવ દર્શાવતો, અને નિત્ય વ્યવહારમાં વિશેષ વ્યવસ્થા-સ્વચ્છતાનો આગ્રહ, અને બની શકે ત્યાં ચિત્ર, મૂર્તિ કે પુષ્પાદિના સમાદરથી સૌન્દર્ય પ્રતિ પૂજ્યભાવ જણાતો. એકાન્ત જીવનમાં એઓ પુસ્તકપ્રેમી તેમજ સેવાભાવી અને વિનમ્ર જણાતા. તેમની જાહેર પ્રવૃત્તિઓમાં શિક્ષણ, પ્રવાસ, પ્રવચનો અને પ્રદર્શનો પ્રજામાં નવીનતાનો રસ પ્રકટાવતાં. પણ આ સર્વમાં એક વાત અચૂકપણે

આગળ દેખાતી-તેમની સદૈવ જાગૃત સૌન્દર્યઝંખના. જે વાત આપણી કેળવણીમાં તો સમૂળગી ઉચ્છેદવામાં આવી હતી, તેનું પ્રથમ ઉદ્દીપન થિયૉસૉફિસ્ટ મંડળમાં જ થયું, એમ કહેવાને વાંધો નથી. ગૂજરાત-કાઠિયાવાડમાં થિયૉસૉફિસ્ટ આચાર્યો જ્યારે જ્યારે પધારતા, ત્યારે ત્યારે તેમના સાધક મંડળ તરફથી એમના આગમનને એક સાર્વજનિક પ્રસંગનું રૂપ આપવામાં આવતું, અને તે વેળા વ્યવસ્થા અને સુરૂચિનું પ્રદર્શન પ્રજામંડળને મળતું. એ પ્રવૃત્તિઓમાં કલા અને સૌન્દર્યના હિન્દી સ્વરૂપોનો વિશિષ્ટ પ્રકાર આજના જેટલો બ્હાર પડતો નહોતો, છતાં પણ એમાં શ્રી. જિનરાજદાસજી ( એમને બધાં 'રાજાજી'ના ટુંકા પણ માનવાચક સંબોધનથી ઓળખે છે ) નાં પરિધાનની છટા અને પસંદગી ન ભૂલાય એવાં હતાં. શાંત, સ્વસ્થ શ્રોતામંડળની સામે શુભ્ર કફની પહેરી, અને મદ્રાસી દુપટો સ્કન્ધપરથી લટકતો રાખી, એઓ બેઠા હોય, અને કંઠમાં રૂપાંનો 'સ્ટાર' ચમકારા મારતો હોય, એ દૃશ્ય આજે પણ નયન આગળ તરે છે. વળી તેમણે એકલાએ જ પ્રચલિત કરેલી, મખમલની હળવી ટોપી નીચે, સોનેરી ચશ્મા પાછળ સુસ્થિર નેત્રો, અને પ્રમાણસર નાસિકા નીચે, નિશ્લિષ્ટ બીડાયલા ઓષ્ઠ, ઘડાયલી હનુવટી અને ઘાટીલા જડબાં રૂચિ અને સંયોજનનો એક પ્રત્યક્ષ પાઠ બની રહેતાં.

એમના વ્યાખ્યાનનો વિષય ઘણે ભાગે કલા અથવા સૌન્દર્ય ઉપર જ હોય, અથવા પરીકથા કે બાળકો વિષે હોય. પરન્તુ શ્રોતાઓને મુંઝવતી આત્માની અટપટી સમસ્યાઓમાં એઓ ભાગ્યે જ તણાતા. એમના વ્યાખ્યાન વખતે આપણને એમજ લાગે કે એમને એમનો વિષય ગોઠવવો પડતો નથી. એઓ અમુક અનુભવની ભૂમિકા ઉપરથી પોતાની જાતપ્રતીતિ જ દર્શાવી રહ્યા છે. આ કારણથી એમનાં પ્રવચનોમાં કદી આશંકાઓ કે અર્ધ સત્યો જેવું નથી આવતું. એમના વિશાળ અભ્યાસ અને મનનથી એમણે જગતના મહાન્ સિદ્ધાંતો અને સાહિત્ય પૂર્ણ રીતે પચાવ્યાં છે. વળી કલા-

ધામોમાં પ્રવાસો કરીને, કલાકૃતિઓનો સાક્ષાત્ પરિચય અને કલાકારોનો નિકટ સમાગમ મેળવીને, અને પોતાના આંતર બાહ્ય જીવનની સમૃદ્ધિ અનેકગણી વધારીને, એમણે વાણી અને વિચાર ઉપર સર્જકનું સ્વામિત્વ મેળવ્યું છે. સૌન્દર્ય-તત્ત્વમાં એમની શ્રદ્ધા અતૂટ છે. કોઈ પણ દેશ કે જાતિની કલાસંપત્તિની પરીક્ષા એઓ આજીવન નિષ્ણાતની જેમ કરી શકે છે. એ પરીક્ષા ચમકતી શબ્દમાળા નથી બનતી, પરન્તુ આત્માને પ્રેરણા પાતી કવિસર્જના લાગે છે.

એમના વિચારોની પાછળ બેશક પાશ્ચાત્ય સાહિત્યનું જબરૂં પીઠબળ જણાય છે, પરન્તુ એમનો એક પણ ઉદ્‌ગાર પોપટીઓ કે ઉછીનો લીધેલો નથી લાગતો. ગ્રીક કલા અને ગ્રીક ફિલસુફીનાં સત્યો અને રહસ્યોનો ઉલ્લેખ એમણે વારંવાર કર્યો છે. પરન્તુ એનાં મૂલ્યો એમણે પૂરેપૂરાં પરખ્યાં છે. સંગીતમાં બીથોવનને એમણે આર્ષ દ્રષ્ટા ગણ્યો છે, અને વખતોવખત એના સ્મરણથી એમની ઉર્મિઓ ઉછળતી જણાય છે. આ બેઉ કલા વિષે એમણે જ્યાં જ્યાં મીમાંસાઓ કે ચર્ચાઓ હાથ ધરી છે, ત્યાં ત્યાં એમની વિશુદ્ધ દૃષ્ટિ અને કદરદાની બહુજ માપસરના કદમ ચલાવે છે. "આપણું દર્શન સ્પષ્ટ હોય, તો આપણું જીવન કેવું સરળ બની જાય?" એમ લખતાં એમણે સંપૂર્ણ કલાકારમાં જે લાઘવ પ્રકટ થાય છે, તેનુંજ સૂચન કર્યું છે. એમણે જે સળતાથી અને સહજ ઉર્મિથી કલાનાં પ્રવચનો કર્યાં છે, તેમાં કદી શાસ્ત્રીયતાનો આડંબર કે દાવો જણાતો નથી. પોતે જે કોટિએ પહોંચીને કલા અને સૌન્દર્યનો આસ્વાદ માણી રહ્યા છે, તે પોતાના સમગ્ર માનવ બાંધવોને કેમ કરીને પ્રાપ્ત થાય, તેનો જ સન્દેશ એમાં ગુંજી રહેલો જણાય છે. પ્રજ્ઞા અને કલાના પ્રકરણમાં એમણે જ કહ્યું છે:

"જો હું થિયૉસૉફિકલ સ્વર્ગનો દ્વારપાલ હોઉં, તો દરેક જીવને એકજ પ્રશ્ન પૂછું. "ભાઇ, તમે પૃથ્વી પર હતા, ત્યારે કલામય

બન્યા હતા?" જો એનો ઉત્તર એમ હોય કે "હું ભક્ત હતો, અને મેં કલામયતા તો કાંઈ ખાસ ખીલવી નથી," તો હું એને જરૂર કહું કે "ત્યારે તો ભાઈ, પૃથ્વી પર પાછા પધારો; થોડા વધારે જન્મો ગાળો; અને પછીજ સ્વર્ગમાં પાછા આવજો."

એમની તો દૃઢ માન્યતા છે કે મુક્તિને માટે કલા સર્વદા આવશ્યક છે. "આપણે આપણા દુઃખો અને આનંદોમાંથી કલાકૃતિઓ સર્જવી જોઇએ. સર્જન દ્વારા જ્યાં સુધી આપણે આપણી જાતને મુક્ત નહિ કરીએ, ત્યાં સુધી આપણે મુક્તિ નહિ મેળવી શકીએ." ××× "સર્જન જ તમને તમારી પરિસ્થિતિનાં બન્ધનોમાંથી મુક્ત કરે છે" ××× "કલા એટલે આર્યોના સંન્યાસનો સન્દેશ. કલાકારની જેમ સુખ કે દુઃખની લાગણીથી વિરક્ત થવું, એજ સંન્યાસ." શ્રી રાજાજી સર્જનની શક્તિ અને પ્રકારથી એટલા સુપરિચિત છે કે તેમના વાચકને બહુ જ સુરેખપણે તેમાં આગળ વધવાનો માર્ગ એઓ દર્શાવી શક્યા છે. કોઈ અજબ વિચારસરણીથી એમણે કલાકારની સર્જનક્રિયાના સ્થૂળ પ્રકારને સૂક્ષ્મ પ્રજ્ઞા સુધી સાંકળી બતાવ્યો છે, અને સાધક દશાની પગથી બતાવી છે:

"જ્યારે તમે દુઃખથી કચરાઇ ગયા હો, અને કોઈ પણ મનુષ્યની સહાનુભૂતિ તમને સાન્ત્વન આપી શકે નહિ, ત્યારે તમારી વેદનાને કાવ્યમાં ઉતારવાનો પ્રયત્ન કરજો. કાવ્ય રચી રહ્યા પછી તમને માલમ પડશે કે તમે તમારાં દુઃખ ઉપર વિજય મેળવ્યો છે...તમે અનાસક્તિ દ્વારા પરિસ્થિતિ ઉપર કાબુ મેળવી શકો છો."

દૃશ્ય તેમજ શ્રાવ્ય કલાનાં પ્રત્યેક સ્વરૂપ ઉપર એમણે વેધક દૃષ્ટિ નાખીને તેનાં નવાં મૂલ્યો અને ખૂબીઓ ઉઘાડી કરી બતાવી છે. એ સમજવા માટે એમણે હિન્દુ કલા, ઇરાની કલા, ગ્રીક કલા ઉપર જે વિવેચનો કર્યાં છે, તે આપણે જોવાં જોઈએ. એમણે ઘણીયે

બાબતો નવીન દષ્ટિકોણથી રજુ કરી છે, અને ઘણીખરીમાં સત્ય-દર્શન પણ કર્યું છે :

"હિન્દુ કલાકાર કુદરતને નહિ, પરન્તુ કુદરતના અંતરને શોધે છે. સર્વોત્કૃષ્ટ હિન્દુ શિલ્પમાં શક્તિ વ્યક્ત થાય છે–વિચારની શક્તિ. × × × હિન્દુ કલાનો પહેલો અને છેલ્લો ઉદ્દેશ, વિચાર, દૈવી વસ્તુઓ સાથેનો એનો સંબંધ, વ્યક્ત કરવાનો છે. એટલે હિન્દુ કલાકાર વિચારને વળગે છે, તો મુસ્લીમ કલાકાર પદાર્થને પકડે છે. હિન્દુ કલાકાર વસ્તુના મૂળ વિચારના આનંદમાં ઉતરી પડે છે; મુસ્લીમ કલાકાર વસ્તુમાંજ આનંદ લે છે. આરસની અટારીઓ રચીને એ કહે છે કે જો પૃથ્વી ઉપર સ્વર્ગ હોય, તો આંહીજ છે."

હિન્દુ મુસ્લીમ કલાની રસિક ચર્ચા કર્યા પછી રાજાજી તો ગ્રીક કલાનેજ હાર અર્પે છે. "ગ્રીસ દેશના મહાન શિલ્પીઓની જેમ કુદરતની વફાદારીમાંથી આગળવધીને આપણે ઉચ્ચતર આદર્શમૂર્તિઓની કુદરતનો સાક્ષાત્કાર કરીશું." પરન્તુ આ વિચારસરણીએજ ધીરે ધીરે કુદરતના પ્રચંડ સંવેદનોથી ભરેલી નટરાજની મૂર્તિ અને ઇલોરાનાં વિરાટકાય શિલ્પસ્વરૂપો તેમની કલમ પાસેથી વધુ સન્માન અને કદર માગશે જ.

રાજાજીએ કલાની ફિલસુફીમાં પરાબુદ્ધિ અથવા દેવપ્રજ્ઞા ઉપર જે સુસ્પષ્ટ અને લંબાણભર્યું વિવેચન કર્યું છે, તે આ અનુવાદ દ્વારા ગુજરાતી સાહિત્યમાં નવીનજ લાગશે; અને માનસશાસ્ત્રીઓ તેમજ શિક્ષકોને એમાંથી ઘણોજ પ્રકાશ મળશે, એમ હું માનું છું. રાજાજીનું નિરૂપણ અને સૂચનાઓ કેટલા સમ્યક્‌પ્રકારે રજુ થયાં છે, તેમજ પોતે એનો વ્યવહારમાં પ્રવેશ કરાવવા કેટલા ઇંતેજાર છે, તે પ્રસંગે પ્રસંગે ભાર મૂકીને એમણે દર્શાવ્યું છે. એઓ એકલા સિદ્ધાંતોનો ઢગલો કરી દેતા નથી, પરન્તુ ક્રમિક વિકાસની પગથીઓ પણ પાડી આપે છે.

"કલાત્મક સ્વભાવ આપોઆપ જ વિકસે, એવું ભાગ્ય થોડા મનુષ્યોનું હોય છે. તે સાથે જેનામાં કલાત્મક અનુભવ અને આવિર્ભાવની કંઈક ચોક્કસ શક્તિ ન હોય, એવું એક પણ મનુષ્ય-સ્ત્રી, પુરૂષ કે બાળક–જન્મતુંજ નથી. સૌન્દર્યની કદર કરવાની શક્તિ દરેક બાળકમાં રહેલી છે. આપણે એને દરેક પ્રયત્ને જાગૃત કરવા મથવું જોઈએ. બાળકની આસપાસ સુન્દર પદાર્થો મૂકવામાં આવે એટલુંજ બસ નથી. સુન્દર પદાર્થો શી રીતે ઉપજાવ કરવા, એનું શિક્ષણ પણ એને મળવું જોઇએ. નૃત્યદ્વારા એના શરીરની શક્તિઓને ડોલનનો મર્મ સમજાવવો જોઇએ. ચિત્રદ્વારા એના નેત્ર અને મનને કેળવવું જોઈએ. ભાષા અને સંગીતદ્વારા શુદ્ધ ઉચ્ચારનું સ્વરૂપ એને સમજાવવું જોઇએ. કાવ્ય અને અમૂર્ત સંગીતદ્વારા એની કલ્પનાશક્તિને ખીલવવી જોઈએ. એની અભિરૂચિ ઉચ્ચ પ્રકારની છે કે નહિ તેની માબાપે કાળજી સેવવી જોઈએ."

આમ કલાત્મક જીવન મનુષ્ય માત્રનો કુદરતી હક્ક છે, એ સ્થાપિત કરવા એમણે અનેક રીતે એનું સમર્થન કર્યું છે. એઓ કલાકારને પણ એજ ધર્મ બતાવે છે.

"કલાકારનો ધર્મ જગતની દરેક વ્યક્તિમાં સર્જન–શક્તિનો કંઈક અંશ જાગૃત કરવાનો છે. કલાકૃતિ એ તો માત્ર કલાકારની સર્જનશક્તિનો આવિર્ભાવ છે, એવી માન્યતા કલાકારે દૂર કરવી જોઇએ. એનો ધર્મ પોતાના સર્જનદ્વારા અન્યના આત્માની સર્જનશક્તિને મુક્ત કરવાનો છે. સર્વ મનુષ્યો કલાકારો થઇ શકે, ત્યારેજ કલાકારનું કાર્ય પૂરૂં થાય–તે પૂર્વે નહિજ. × × × × × કલાકાર તરીકે કંઈક સર્વોત્તમ સરજીને તમે જીવનથી વિરક્ત બનો છો, અને સાથોસાથ તાદાત્મ્ય પણ અનુભવો છો. તમારે માયા અને એની તમામ ભ્રામક અને ક્ષણિક સુન્દરતાનો સત્કાર કરવો જોઇએ, અને એમાંથી માયાના સહેજ પણ અંશ વિનાની અમર કૃતિનું સર્જન કરવું

જોઇએ . . . કલા આપણને જીવન તરફ પાછા લાવે છે; જીવન ઉપર વિજય અપાવે છે.”

કલા પ્રતિ આવી અટલ શ્રદ્ધા અને ભક્તિ ધરાવનાર રાજાજી કલાકારની સ્થિતિથી પણ પૂર્ણ રીતે વાકેફ છે.

“ વર્તમાન કાળમાં સમાજ કલાકારને અણમાનીતો પુત્ર માને છે. નજીવી રોટીને માટે એને ફાંફાં મારવાં પડે છે. પત્ની અને સંતાનનું પોષણ કરવા માટે એને પોતાની કલાકૃતિઓ વેચવી પડે છે. પ્રાચીન ભારતવર્ષમાં બ્રાહ્મણવર્ગ ગરીબ હતો, પરન્તુ સમાજ એને સન્માનતો. કલાયુગમાં કલાકાર પણ એવું જ સન્માન પામશે. લોકો એના જીવનની જરૂરિયાતો પૂરી પાડશે, અને એને સર્જનની સામગ્રીઓ લાવી આપશે. પછી કલામંદિરમાંથી ભવ્ય અને મહામૂલી કૃતિઓ પ્રજાના દરેક ઘરમાં પ્રવેશશે. આ સુન્દર દિવસની ઉષાનાં આપણે–મ્હારે અને ત્હમારે–સ્વપ્નાં સેવવાં જોઇએ. બન્ધુઓ, ખાત્રી રાખજો. શંકા ન કરશો. ભવિષ્યમાં એવો મંગળ દિવસ જરૂર આવશે.”

ગૂજરાતમાં આવા સુગન્ધિ સુપ્રસાદ રૂપ સાહિત્યને ઉતારનાર અનુવાદકોનું કાર્ય પણ ખરેખર ધન્ય બન્યું છે. એમણે કલાના પ્રવચનમાં આવતા ગહન અને જટિલ શબ્દો અને વાક્યરચનાઓને બદલે, ધારાવાહી સરળ ગૂજરાતી ભાષા આપીને, મૂળ લેખકને ખૂબજ ન્યાય આપ્યો છે, અને લેખકના આશયને પરિપૂર્ણ કરવામાં યથોચિત પુણ્ય કાર્ય કર્યું છે.

ચિત્રકૂટ<br>અમદાવાદ.<br>૪–૭–૩૮

રવિશંકર મહાશંકર રાવળ

## પ્રસ્તાવના

આમુખઃ

'જિનરાજ—ગ્રન્થમાલાનું દ્વિતીય પુસ્તક આજે ગૂર્જરાતને ચરણે ધરતાં અમને અત્યંત આનંદ થાય છે. શ્રી જિનરાજદાસજી આંતરરાષ્ટ્રીય પ્રખ્યાતિ પામેલા એક મહાપુરૂષ છે. અનેક વર્ષોથી એઓ કલા અને સુન્દરતાની ઉપાસના કરી રહ્યા છે. જગતભરના કલાકારોની કલાકૃતિઓથી એઓ સારી રીતે પરિચિત છે. બ્રહ્મ-વિદ્યાના પ્રજ્ઞારૂપી પ્રકાશથી પ્રાપ્ત કરેલી, સૌન્દર્યની અનેરી રસમીમાંસા એમના આ પ્રવચનોમાં જોઈ શકાય છે. એમની ઉઘડેલી પરાબુદ્ધિ (ઈન્ટુઈશન) એ આવતી કાલના કલાયુગની ઉષાની ઝાંખી ક્યારનીય કરી લીધી છે. આવા પ્રેરક પ્રવચનોનાં સાચાં મૂલ તો કોઈ રસિક કલાકારજ મૂલવી શકે, અને જનતાને એનો સાચો પરિચય કરાવી શકે. સદ્દભાગ્યે અમે મહાગૂર્જરાતના સમર્થ ચિત્રકાર, કુમારોના પરમ મિત્ર અને કલાસૃષ્ટિના આજન્મ ઉપાસક શ્રીયુત રવિભાઈ પાસેથી આ પુસ્તક માટે સુન્દર ઉપોદ્દ્ઘાત મેળવી શક્યા છીએ. અનેક વ્યવસાયો છતાં, અમારી એ વિજ્ઞપ્તિ સ્વીકારીને, એમણે અમને અને વાચકવૃંદને સદાને માટે ઉપકૃત કર્યા છે.

×

વિષયનિરૂપણઃ

ભિન્ન ભિન્ન માસિકો, પત્રો અને પુસ્તકોમાં વેરાયલાં ૪૦ લખાણો અને પ્રવચનોનો સંગ્રહ આ પુસ્તકમાં આપવામાં આવ્યો

છે. કલાના અભ્યાસીઓ માટે આમાં ચિંતનમનનની પુષ્કળ સામગ્રી ભરચક ભરેલી છે. જીવનના વિવિધ ક્ષેત્રોના અનેક પ્રશ્નોના ઉકેલ માટે કેટલાંય પ્રભાકિરણો આમાંથી મળી શકે એમ છે.

સારા ય પુસ્તકમાં સ્થળે સ્થળે કલા અને સૌન્દર્યની અવનવી વ્યાખ્યાઓ જોઈ શકાય છે. શ્રી જિનરાજદાસજીએ આપેલાં કેટલાંક રહસ્ય-વચનો કે જીવન-સૂત્રો તો ધ્યાન-મંત્રોની ગરજ સારે એવાં છે. પરાબુદ્ધિના ઉદ્દ્ભવ, ઉપયોગ અને ઉઘાડ વિષે અને આદર્શ-મૂર્તિ ( આર્કી-ટાઈપ )ના સ્વરૂપ, મહત્ત્વ અને સામર્થ્ય વિષે, તેમજ કલાકૃતિઓનાં પૂજન અને સર્જન વિષે અને કલાકારના ધર્મ અને સન્દેશ વિષે, આ પુસ્તક આપણને કો નવીન જ પ્રકાશ આપે છે. લેખકે ધર્મ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને કલાનો વિશિષ્ટ છતાં પૂરક સંબંધ આપણી સમક્ષ ઘણી જ સચોટ રીતે રજુ કર્યો છે. હિન્દુ અને મુસ્લીમ કલાના સિદ્ધાંતો સંબંધી એમનું પ્રવચન એમના તાત્ત્વિક અને માનસશાસ્ત્રીય અભ્યાસનું ઉંડાણુ બતાવી આપે છે. કલાની વિવિધ શાખાઓનો આંતર મર્મ એમણે ખૂબ જ ઝીણવટથી સમજાવ્યો છે. લેખક માને છે કે સુન્દરતા અને બન્ધુતા મનુષ્યની સુપ્ત પરાબુદ્ધિને જગાડી શકે છે, અને કલા પણ મનુષ્યમાં રહેલી પ્રભુતા પ્રકટાવીને એને મુક્તિ અપાવી શકે છે. કુદરત વિષેનું એમનું પ્રવચન પ્રકૃતિપૂજકોને નવું દિશાસૂચન કરાવે છે. વળી 'સૌષ્ઠવ-પ્રિય' અને 'કૌતુક-પ્રિય' શબ્દો પરનું એમનું છેલ્લું પ્રકરણ તો સાક્ષરો અને વિવેચકોને ય નવીન દૃષ્ટિ આપી શકશે.

### પરાબુદ્ધિનાં લક્ષણો :

જગતના કેટલાક સ્વપ્નશાલી તત્ત્વચિંતકો અને કલ્પનાપ્રધાન વૈજ્ઞાનિકોની જેમ શ્રી. જિનરાજદાસજી પણ માને છે કે આવતી

કાલના સૌન્દર્યયુગનો પ્રધાન સૂર પરાબુદ્ધિ અને કલા હશે. પ્રો. આર્કીની સમસોપાન-પદ્ધતિથી વિચારતાં પરાબુદ્ધિ

૧. આંતર, શુભ નાદ કે આત્માનો સુકોમળ સાદ છે.
૨. આંતર, પ્રબળ આવેગ કે આત્માનો ઉંડો પોકાર છે.
૩. આંતર, સત્તાધારી સરમુખત્યાર કે આત્માનો વણલખ્યો નિયમ છે.
૪. આંતર, પ્રભાભર દીપક કે આત્માનો ચિરંજીવ જ્યોતિ છે.
૫. આંતર, સૂક્ષ્મ દૃષ્ટિ કે આત્માની સંપૂર્ણ આદર્શમૂર્તિ છે.
૬. આંતર, મસ્ત આનંદ કે આત્માનો અદ્‌ભૂત રસપ્રવાહ છે.
૭. આંતર, ગૂઢ શક્તિ કે આત્માની ભવ્ય વિભૂતિ છે.

વળી પરાબુદ્ધિનો ઉદય નીચેનાં લક્ષણો પરથી સરળતાથી પરખાઈ આવે છે. જે વ્યક્તિમાં પરાબુદ્ધિ સતેજ હોય છે, તે

૧. નિત્ય જીવનની સામાન્ય વસ્તુઓમાં પણ પરમ સૌન્દર્યનાં દર્શન કરી શકે છે.
૨. દૈનિક જીવનની સઘળી પ્રવૃત્તિઓમાં કો પ્રબળ પ્રેરણાનો સંચાર અનુભવે છે.
૩. તમામ પ્રાણીઓ અને પદાર્થો પરત્વે નિઃસ્વાર્થ પ્રેમની ઉર્મિ અનુભવે છે.
૪. માનવજાતિના ચૈતન્યના વિકાસમાં રસપૂર્વક સહાયરૂપ થાય છે.
૫. મનુષ્ય અને કુદરત તરફ સર્વગ્રાહી સમજણ ધરાવે છે.
૬. જીવનના સઘળા ક્ષેત્રોમાં સર્વવ્યાપક સાપેક્ષતાનો સાક્ષાત્કાર કરે છે.
૭. મનુષ્યની સર્વ શક્તિઓમાં પ્રભુની પ્રજ્ઞાનો આવિર્ભાવ નિરખે છે.

×

**પરાબુદ્ધિની ખીલવણી :**

આપણી વર્તમાન શિક્ષણપ્રથા અને જીવનરીતિ સર્વાંશે બદલાશે, ત્યારે જ એ કલાયુગની ઉષા આપણા સંસારની ક્ષિતિજ ઉપર ઉગી શકશે. દરેક વસ્તુની જેમ એ પરાબુદ્ધિની ખીલવણી પણ ક્રમશઃ જ થશે, અને સાત ભૂમિકામાંથી પસાર થઈને તથા અનેરી નિઃસ્વાર્થતા ખીલવીને, સમગ્ર જીવનને અજવાળશેઃ

(૧) બાળક જ્યારે સાંસ્કારિક વાતાવરણમાં ઉછરશે, અને પ્રાકૃતિક સૌન્દર્યમાં વિહરશે, ત્યારે એનો ઇન્દ્રિયસમૂહ સૂક્ષ્મ અને સંસ્કારગ્રાહક (સેન્સિટિવ) બનશે. પછી એ **સંવેદનોની નિઃસ્વાર્થતા** સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિની દેવભૂમિનાં **રસદર્શન** કરી શકશે.

(૨) બાળક જ્યારે ગતિ અને સ્થિતિમાં લાવણ્ય, તેમજ ક્રિયા અને પ્રવૃત્તિમાં નૈપુણ્ય પ્રકટાવશે, ત્યારે એનાં અંગાંગમાંથી સંવાદ અને લાલિત્ય નિર્ઝરશે. પછી એ **કાર્યોની નિઃસ્વાર્થતા** સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિની શક્તિશાલી **પ્રેરણાનો સંસ્પર્શ** પામી શકશે.

(૩) બાળક જ્યારે પ્રાણી માત્રને પોતાના રાગદ્વેષરહિત પ્રેમાળ હૃદયમાં વ્હાલભર્યું સ્થાન અપાશે, ત્યારે એની લાગણીઓમાં પાવિત્ર્ય અને ગાંભીર્ય પ્રકટશે. પછી એ **ઉર્મિઓની નિઃસ્વાર્થતા** સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિના પ્રબળ **પ્રેમ-પ્રવાહને** ઝીલી શકશે.

(૪) બાળક જ્યારે પૂર્વગ્રહો દૂર કરીને પોતાની પ્રખર બુદ્ધિથી કુદરતની હકીકતોમાં ઇશ્વરી મનની અલૌકિક કારીગરી નિરખશે, ત્યારે એના વિચારોમાં તીવ્રતા અને ઉંડાણ ઉમેરાશે. પછી એ **વિચારની નિઃસ્વાર્થતા** સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિનો **નિયમદર્શક, વેધક પ્રકાશ** મેળવી શકશે.

(૫) બાળક જ્યારે માનવપ્રેમથી પ્રેરાઈને ગહન તત્ત્વચિંતન-પૂર્વક જીવનના મહા પ્રશ્નોના ઉકેલ વિચારશે, ત્યારે એના આદર્શોમાં વ્યાપકતા અને ભવ્યતા પ્રકટશે. પછી એ ભાવનાઓની નિઃસ્વાર્થતા સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિની વિશાળ યોજનાને જાણી શકશે.

(૬) બાળક જ્યારે પદાર્થ માત્રની આદર્શમૂર્તિને જગાડશે અને પૂજશે, ત્યારે એના દૈનિક જીવનમાં ગૌરવ અને સર્જનના ફુવારા ફૂટી નીકળશે. પછી એ વર્તનની નિઃસ્વાર્થતા સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિનો અમર આનંદ મેળવશે.

(૭) બાળક જ્યારે આત્મયોગની દૈવી શક્તિથી વિશ્વનું નવ-સર્જન કરવા માંડશે, ત્યારે એના સકળ આવિર્ભાવમાં પ્રભુતા અને સહેતુકતા પ્રકટશે. પછી એ સાક્ષાત્કારની નિઃસ્વાર્થતા સિદ્ધ કરશે, અને પરાબુદ્ધિનું ઉદ્ધારક સામર્થ્ય પ્રાપ્ત કરશે.

×

કલાની ઉપકારકતા :

પરાબુદ્ધિનો પ્રકાશ સદા ય કો અમર કલાકૃતિ રૂપે પ્રકટવા મથે છે. કલાની કોઈ પણ શાખા એ પ્રકાશને ઝીલી શકે છે. કારણ કે "મનુષ્યને આદર્શમય પૂર્ણ જગતનાં દર્શન કરાવવાં, અને એના આત્માને આ 'શક્તિરૂપ' જગતમાંથી મુક્ત કરીને, 'વિચાર રૂપ' જગત સાથે એક કરવો," એ જ સર્વ કલાઓનું કાર્ય છે. કલા મનુષ્યના સાતેય તત્ત્વોને ઉચ્ચ પ્રકારનો 'આહાર' આપી શકે છે. સ્વલ્પમાં કહીએ તો,

૧. કલા મનુષ્યની કલ્પનાને આદર્શમય જગતના પૂર્ણ આકારોના સુન્દર પ્રતિબિંબોનાં દર્શન (પર્સેપ્શન) કરાવે છે.

૨. કલા માનવ જીવનની સઘળી પ્રવૃત્તિઓને પ્રબળ પ્રેરણા ( ઇન્સ્પિરેશન ) આપે છે.

૩. કલા કો સૂક્ષ્મ, અકળ રીતે હૃદયની ઉર્મિઓનું વિશુદ્ધીકરણ ( પ્યુરિફિકેશન ) કરે છે.

૪. કલા જીવનના કૂટ પ્રશ્નોની નવી સમજૂતિ ( એક્સપ્લેનેશન ) આપે છે.

૫. કલા અનુભવોની પૂર્વકલ્પના ( એન્ટિસિપેશન )થી જીવન-વિકાસમાં વેગ આણે છે.

૬. કલા મનુષ્યના બાહ્ય તેમજ આંતર જીવનનું પરિવર્તન ( ટ્રાન્સ્મ્યુટેશન ) અને નવસર્જન ( રી-ક્રીએશન ) કરે છે.

૭. કલા મનુષ્યને દિક્, કાલ અને કારણનાં બન્ધનોમાંથી મુક્તિ ( લિબરેશન ) અપાવે છે.

×

કલાકારોનું કાર્યઃ

સૌન્દર્યના પુરોહિતો સમા કલાકારોજ સાચા રાષ્ટ્રવિધાયકો છે. એઓ ' હકીકતોના આત્માને મુક્ત કરે છે, ' અને વિશ્વસાક્ષાત્કારનો સ્વાનુભવ વિશિષ્ટ પરિભાષામાં આપણી સમક્ષ રજુ કરે છે. પોતાની ચિરંજીવ કલાકૃતિઓ દ્વારા એઓ જીવનના ગહન મર્મને વ્યક્ત કરે છે. કલાકારો માનવજાતિને એનું ' ગુમ થયેલું ગૌરવ ' પાછું લાવી આપે છે, અને એને ' જીવનના કેન્દ્ર ' પ્રતિ વાળે છે. મનુષ્યને અમરતાનો આસ્વાદ કરાવનાર પણ કલાકાર જ છે.

હવે આપણે કલાકારોનું વિશિષ્ટ કાર્ય ટુંકાણમાં જોઇએ.

૧. શિલ્પી—પાષાણમાં રહેલી સુપ્ત મૂર્તિને મુક્ત કરીને, કો નિર્મળ નૈતિક ભાવનાને એ સાકાર સ્વરૂપ આપે છે. માનવ-

જાતિને એ પ્રભુતાના આરામનું લાવણ્ય બતાવે છે, અને વિશ્વનું સ્થિર સૌન્દર્ય (સ્ટૅટિક બ્યૂટી વ્યક્ત) કરે છે.

૨. નાટ્યકાર—માનવજાતિની અમુક કોટિઓનાં આંતર મંથનો એ રંગભૂમિ ઉપર રજુ કરે છે. મનુષ્યના દૃષ્ટિબિન્દુને વિશાળ કરીને, એને ભવિષ્યના અનુભવોની પૂર્વકલ્પના કરતાં શીખવે છે; અને વિશ્વનું ગતિમય સૌન્દર્ય (ડાયનૅમિક બ્યૂટી) વ્યક્ત કરે છે.

૩. કવિ—નિઃસ્વાર્થ, નિર્મળ ઉર્મિઓની કોટિઓ રૂપે એ અંગત અનુભવોને સર્વ-સામાન્ય અને વ્યાપક બનાવે છે. માનવ જાતિને એ મુક્તિ અને સિદ્ધિને પન્થે વાળે છે, અને વિશ્વનું ડોલનમય સૌન્દર્ય (રિધ્મિક બ્યૂટી) વ્યક્ત કરે છે.

૪. સ્થપતિ—દિશાના અવિનાશી નિયમો-સંવાદિતા, સપ્રમાણતા, વ. — નો ઉપયોગ કરીને, એ સ્વર્ગીય સંગીતની સૂક્ષ્માકૃતિઓને મૂર્તિમન્ત કરે છે. માનવ જાતિને એ 'કુદરતના કોમળ સૂરોનું ભાન' કરાવે છે, અને વિશ્વનું સપ્રમાણ સૌન્દર્ય (સિમ્મેટ્રિકલ બ્યૂટી) વ્યક્ત કરે છે.

૫. ચિત્રકાર—દૈવી મનનું દર્પણ બનીને, એ વ્યક્તિઓને અમુક કોટિઓ રૂપે રજુ કરે છે. માનવજાતિને કુદરતી જીવનના આંતર સંવાદનું ભાન કરાવે છે, અને વિશ્વનું સમન્વય-સાધક સૌન્દર્ય (સિન્થેટિક બ્યૂટી) વ્યક્ત કરે છે.

૬. સંગીતકાર—શ્રોતૃવર્ગ સાથે એ 'પ્રભુની ભાષામાં વાત' કરે છે. માનવ જાતિને અમરતાનું ભાન કરાવે છે, અને વિશ્વનું આદર્શમય સૌન્દર્ય (આર્કીટાઈપલ બ્યૂટી) વ્યક્ત કરે છે.

૭. યોગી—જીવનનો એ સાચો કલાકાર માનુષી આત્મામાં પરમાત્માની વિભૂતિ પ્રકટાવે છે. માનવજાતિને એ પ્રભુનાં

સર્વાતીત સ્વરૂપનાં દર્શન કરાવે છે, અને વિશ્વનું સાંકેતિક સૌન્દર્ય ( સિમ્બૉલિક બ્યૂટી ) વ્યક્ત કરે છે.

×

**વિકાસની ભૂમિકા:**

પ્રો. માર્કોના 'ભૂમિકા-માનસ'ના અભ્યાસીઓ જાણે છે કે વ્યક્તિ તેમજ પ્રજાઓ વિકાસક્રમની સીડીનાં સોપાન પર ક્રમશઃ પગલાં માંડે છે. પ્રજાકીય વિકાસની દરેક ભૂમિકાએ એની સંસ્કૃતિનાં સકળ અંગો — ધર્મ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કલા, રાજકીય કે સામાજીક સંસ્થાઓ, વગેરે-વિશિષ્ટ પરિવર્તન પામે છે. દરેક ભૂમિકાએ જીવનનું દરેક ક્ષેત્ર પોતપોતાનો વિશિષ્ટ સૂર વિશ્વસંગીતમાં ઉમેરે છે. પ્રખ્યાત અમેરિકન કલામીમાંસક કલૉડ બ્રૅગ્ડને એના 'સૌન્દર્યની આવશ્યકતા' નામક ગ્રન્થમાં પ્રજાકીય સ્થાપત્યનાં વિશિષ્ટ લક્ષણોની કેટલીક ચર્ચા કરી છે. આપણે પણ ભૂમિકા-માનસની નવી આંખે કલાની એક જ શાખા, સ્થાપત્યનો ક્રમિક વિકાસ અને એમાં પ્રજાકીય ભૂમિકાવાર પ્રકટ થતાં લક્ષણો ટુંકાણમાં તપાસી જઇએ.

૧. **હિન્દુ સ્થાપત્ય** કલાની સંવેદનભૂમિકા સૂચવે છે. **બિન્દુ** એમાં પ્રધાન ભાગ ભજવે છે. વિશ્વનાં સ્થૂળ-સૂક્ષ્મ બળો એમાં આપણે કેન્દ્ર પ્રતિ ઢળતાં, વહતાં જોઇએ છીએ. હિન્દુ સ્થાપત્યની પરાકાષ્ઠા એના મંદિરોની બાંધણીમાં છે. પ્રેક્ષકનું હૃદય એના વાતાવરણની આધ્યાત્મિકતા ઉપર મુગ્ધ થાય છે. હિન્દુ સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ એ છે કે Life is a Laugh-જીવન એટલે આનંદ.

૨. **મીસરી સ્થાપત્ય** કલાની ક્રિયાભૂમિકા સૂચવે છે. **લીટી** એમાં પ્રધાન ભાગ ભજવે છે. એમાં આપણે પ્રકૃતિ ઉપર પુરૂષનું સ્વામિત્વ જામતું જોઈ શકીએ છીએ. મીસરી સ્થાપત્યની

પરાકાષ્ઠા એના પિરામીડોની બાંધણીમાં છે. એ ગગનચુંબી ઇમારતો અદ્ભૂત વ્યવસ્થા અને તાલીમનું ફળ છે. મીસરી સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ એ છે કે Life is Labour–જીવન એટલે પરિશ્રમ.

૩. ગ્રીક સ્થાપત્ય કલાની ઉર્મિમય ભૂમિકા સૂચવે છે. સ્તંભ અથવા ઉભી લીટી એમાં પ્રધાન ભાગ ભજવે છે. માતા જેમ કુટુંબની વિવિધ વ્યક્તિઓને, તેમ સ્તંભો પણ ઇમારતના સર્વ અંગોને, સંરક્ષણ આપે છે. ગ્રીક સ્થાપત્યની પરાકાષ્ઠા એના નગરજનોના ગૃહોની બાંધણીમાં છે. એના દર્શનમાત્રથી આપણે એના લાલિત્ય ઉપર ફિદા થઇએ છીએ. ગ્રીક સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ એ છે કે Life is Love–જીવન એટલે સ્નેહ.

૪. રોમન સ્થાપત્ય કલાની અસત્ મનની ભૂમિકા સૂચવે છે. કમાન એમાં ઘણો ભાગ ભજવે છે. દરેક વિભાગને એનું વિશિષ્ટ વ્યક્તિત્વ હોય છે. રોમન સ્થાપત્યની પરાકાષ્ઠા એના રાજવંશીઓના પ્રાસાદો (મહેલો) ની બાંધણીમાં છે. એના અંગાંગમાં ઉતરેલી ઝીણી વીગતોથી આપણે છક થઇએ છીએ. રોમન સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ એ છે કે Life is a Law–જીવન એટલે નિયમ.

૫. ખ્રિસ્તી સ્થાપત્ય કલાની સત્ મનની ભૂમિકા દર્શાવે છે. અનેક કમાનોવાળા ઘુમ્મટ એમાં બહુ જ ભાગ ભજવે છે. છુટક વિવિધ વિભાગોનું એમાં અજબ એકીકરણ હોય છે. ખ્રિસ્તી સ્થાપત્યની પરાકાષ્ઠા એના જાહેર મકાનો (પબ્લિક બિલ્ડિંગ્ઝ) ની બાંધણીમાં છે. એના દર્શન માત્રથી આપણે ગાઢ એકતાનો ભાવ અનુભવીએ છીએ. ખ્રિસ્તી સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ એ છે કે Life is a Link–જીવન એટલે સાંકળ.

૬. નૂતન અમેરિકાનું સ્થાપત્ય કલાની પરાબુદ્ધિભૂમિકા પ્રકટાવી રહ્યું છે. એનો ઝોક ઘનયુક્ત શંકુ ( ક્યુબિકલ કોન ) પર વધતો જાય છે. દરેકની મૌલિકતા એના મર્મ પ્રતિ અંગુલિનિર્દેશ કરી રહેલ છે. એની પરાકાષ્ઠા એના વિદ્યા-મંદિરો ( શિક્ષણસંસ્થાઓ ) ની બાંધણીમાં વ્યક્ત થવા લાગી છે. એની અલ્પ શણગારયુક્ત સરલતા પ્રેક્ષકને ગાઢ આનંદનું ભાન કરાવે છે. આ નૂતન અમેરિકાના સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ તો એ જ લાગે છે કે Life is a Lay-જીવન એટલે કાવ્ય.

૭. ભવિષ્યનું સ્થાપત્ય કલાની આત્મભૂમિકા સૂચવશે. એમાં વર્તુલ ( પૂર્ણતાનું ચિહ્ન ) વધારે ભાગ ભજવશે. એનું દરેકે દરેક અંગ સાંકેતિક હશે. એ ભાવી સ્થાપત્યની પરાકાષ્ઠા એના યોગાશ્રમોની બાંધણીમાં વ્યક્ત થશે એના સામીપ્યમાં મનુષ્ય અમર્યાદ શક્તિનો અનુભવ કરી શકશે. એ ભાવી સ્થાપત્યનો ચિરંજીવ સન્દેશ તો એ જ હશે કે Life is a Light-જીવન એટલે પ્રકાશ.

×

ઋણ-સ્વીકાર :

કલા અને સૌન્દર્ય વિષે જગતભરમાં અનુપમ મનાતાં આ સુન્દર પ્રવચનોનો ગુજરાતીમાં અનુવાદ કરવાની રજા આપવા માટે અમે શ્રી. જિનરાજદાસજીનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. એમણે તો આરંભથી જ આ માળાની પ્રસિદ્ધિમાં ખૂબજ રસ લીધો છે, અને મંગળ આશીર્વાદ આપ્યો છે. આ વિષય પરનાં એમનાં તમામ લખાણોનો સંગ્રહ એમણે અમારી સમક્ષ મૂકી દીધો હતો. આથી એમના છૂટક લેખો શોધવાને માટે અનેક માસિકોની ફાઇલો ફેંદવાની તકલીફમાંથી અમે બચી ગયા છીએ. એક બાબતમાં

તો એમણે ગુજરાત તરફ અસંત કૃપા બતાવી છે. આ પુસ્તકમાં 'સૌન્દર્યનું તત્ત્વ' નામે એક પ્રવચન છે. એમના 'બ્રહ્મવિદ્યાના પ્રાથમિક સિદ્ધાંતો' નામક પુસ્તકની, આજે અદ્યારમાં તૈયાર થઇ રહેલી, નવી આવૃત્તિમાં એ નિબંધ એક પ્રકરણ રૂપે એઓ ઉમેરવાના છે. આજસુધી દુનિયાની કોઈ પણ ભાષાના માસિક કે પુસ્તકમાં એ લેખ પ્રકટ થયો નથી. સદ્‌ભાગ્યે એ નિબંધની પ્રથમ પ્રસિદ્ધિનો યશ ગુજરાતને મળ્યો છે. આ 'માળા' તરફના એમના એ મમત્વ અને સદ્‌ભાવને માટે અમે સાચા જીગરથી એમનો આભાર માનીએ છીએ.

અમે માનીએ છીએ કે આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખી આપીને, શ્રી. રવિભાઇએ અમને અને વાચકગણને ઉપકૃત કરવા ઉપરાંત થિયૉસૉફીની પણ અણમૂલી સેવા કરી છે. અમને આશા છે કે એમની ગુણજ્ઞ રસદૃષ્ટિ થિયૉસૉફીના રત્નભંડાર પ્રતિ ઘણાંનું લક્ષ ખેંચી શકશે. એમના આ રસિક બન્ધુકૃત્ય માટે અમે એમનો ફરીથી ઉપકાર માનીએ છીએ.

રાજપીપળાનિવાસી, સ્નેહી ભાઇશ્રી હીરાલાલ છોટાલાલ બક્ષીની સહાયને ઉલ્લેખ કરતાં અમને ઘણોજ આનંદ થાય છે. આ પુસ્તકમાંના આઠેક પ્રવચનોનો અનુવાદ એમણે વર્ષો પૂર્વે ભિન્ન ભિન્ન માસિકો અને સામયિકોમાં પ્રકટ કર્યો હતો. એ અનુવાદ-લેખો અમારા ઉપર મોકલીને એમણે અમારો કેટલોક શ્રમ બચાવ્યો છે. વળી એ અનુવાદોમાં આ 'માળા'ની ભાષા અને શૈલીને અનુરૂપ સુધારાવધારા કરવાની અમને તમામ છૂટ આપીને એમણે આ પુસ્તકના પ્રાકટ્યમાં ખૂબ જ રસ બતાવ્યો છે. એમની આ સહાય માટે અમે એમના ઋણી છીએ.

આમ છતાં આ 'કલાસૃષ્ટિ' ની પ્રસિદ્ધિનો સઘળો યશ અમારા મુરબ્બી અને પરમ સ્નેહી ભાઇશ્રી અંબાલાલ બુલાખીદાસ

શાહને જ ઘટે છે. આરંભથી જ આ 'માળા' ની આર્થિક જવાબદારી એમણે પોતાને શિર રાખી છે. આ 'માળા'નાં પુષ્પોના ઉઘાડમાં એમને અપૂર્વ રસ છે. એમની ઉદાર આર્થિક સહાય અમને ન મળી હોત તો આ પુસ્તક આટલું વહેલું તો ન જ પ્રકટ થઇ શકત. આમ અમને આર્થિક ચિંતામાંથી મુક્ત રાખવા માટે અમે એમના આભારી છીએ.

આ 'કલાસૃષ્ટિ' ને અમે યોગ્ય રીતે 'કલામય' નથી બનાવી શકયા. છતાં એને માટે જૅકેટ-પૂંઠું-નો શણગાર બનાવી આપવા માટે પાલીનિવાસી ભાઇશ્રી ગિરધરલાલ જેસિંગભાઇનો, તથા જિનરાજદાસજીની છબી માટે બ્લોક કરાવી આપવા માટે જયોતિ પત્રના તંત્રીઓનો અમે સહર્ષ આભાર માનીએ છીએ.

વળી આ પુસ્તકની આકૃતિઓના નકશાઓ દોરી આપવામાં બ્હેન સુશીલા નાણાવટી તથા પ્રિય ભાઇ ચિત્રકાર દલપતરામે લીધેલા શ્રમ માટે અમે એમના પણ ઋણી છીએ.

ભાઇ રોહિતની સેવાને તો કેમ ભૂલાય ? મુદ્રણકાર્યની સઘળી જવાબદારીમાંથી એમણે અમને કેવળ મુક્ત રાખ્યા છે.

ધારેલી મુદતમાં સફાઈબંધ તથા સંતોષકારક રીતે આ પુસ્તકને છાપી આપવા માટે વીરવિજય પ્રેસના સંચાલકોનો પણ અમે આભાર માનીએ છીએ.

×

છેવટમાં, અમે આશા રાખીએ છીએ કે આ પુસ્તકમાં રહી ગયેલી મુદ્રણની ભૂલો માટે સુજ્ઞ વાંચકો અમને ક્ષમા આપશે, અને આ પુસ્તકને 'સાંપ્રદાયિક' ન ગણતાં, તટસ્થભાવે એના સન્દેશનું મૂલ્ય વિચારશે.

પારસી અગિયારી લેઈન
અ મ દા વા દ
તા. ૧-૭-૩૮

ઇન્દુમતી મહેતા
અને
ભૂપતરાય મહેતા

## કલાનો સન્દેશ

" આવો, બન્ધુઓ, મ્હારી સમીપ આવો. હું પરમ સૌન્દર્ય સ્વરૂપ પરમાત્માના હૃદયમાંથી ઉત્પન્ન થઇ છું. મેં પ્રાચીન ગ્રીસને આકારોનું, યૂરોપ અને જાપાનને દેખાવનું, ચીન અને અરબસ્તાનને સરલતાનું, અને હિન્દને વિસ્તારનું સૌન્દર્ય પ્રકટ કરતાં શીખવ્યું છે. વળી જ્યારે તમે કલાકારોરૂપી મ્હારા સ્વપ્નશાલી, તેજસ્વી અને ઉત્સાહી પ્રધાનોને તમારાં મન અને હૃદયમાં સન્માનતાં શીખશો, ત્યારે એ ભવિષ્યના જગતમાં હું તમને આત્માનું સૌન્દર્ય વ્યક્ત કરતાં શીખવીશ.

વ્યવસ્થા અને શાંતિની તમારી શોધ, મ્હારા વિના, નિષ્ફળ જશે. બન્ધુઓ, તમે સૌ પ્રથમ કલાના સામ્રાજ્યની અને જીવનકલા રૂપ ધર્મની શોધ કરો—એ જ સાચું પ્રભુનું સામ્રાજ્ય છે. પછી તમને કશાની જરૂર નહિ પડે; કારણ કે સૃષ્ટિનું સઘળું સર્વોત્તમ કલામાં જ રહેલું છે."

—ડૉ. કઝિન્સ

૧

# સૌન્દર્યની ભાવના

'સૌન્દર્ય સદ્ગુણથી ઉચ્ચ છે.'

—ગટે.

પ્રભુ પ્રેમ સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ છે, તેમજ સૌન્દર્ય સ્વરૂપ પણ છે. આથી પ્રભુએ રચેલી સૃષ્ટિમાં એવું કશુંયે નથી, કે જે સૌન્દર્યરહિત હોઈ શકે. ગુલાબના પુષ્પમાંથી પરિમલ પ્રસરે છે, સૂર્યમાંથી અંધકારનો નાશ કરનાર પ્રકાશ રેલાય છે, પૂર્ણિમાની ચાંદનીમાંથી અમીરસ વર્ષી રહે છે, એમ એથી હઝારગણું વધારે સૌન્દર્ય પ્રભુએ સર્જેલી સકળ વસ્તુઓમાંથી વહે છે. આ કથનમાં જરા પણ અતિશયોક્તિ નથી. પ્રભુએ સરજેલી અસંખ્ય વસ્તુઓમાં મનુષ્યને જ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, તે સર્વ રીતે ન્યાયયુક્ત છે. કારણ કે સૃષ્ટિની તમામ વસ્તુઓમાં મનુષ્ય જ પ્રભુનો મોટામાં મોટો ચમત્કાર છે. આ અવની ઉપર એવો એક પણ મનુષ્ય નથી કે જેનામાં સૌન્દર્ય ભાવનાનો અલ્પ અંકુર—મંદ સ્ફુલ્લિંગ—પણ અસ્તિત્વ ન ધરાવતો હોય. ગ્રીસ દેશ જેવી મહાન સંસ્કૃતિમાં ઉછરેલ સ્ત્રીપુરુષો જીવનના અસંખ્ય ક્ષેત્રોમાં સૌન્દર્યનો પ્રકાશ નિરખી શકે છે, એમ જંગલીમાં જંગલી મનુષ્ય પણ જીવનના એકાદ ક્ષેત્રનું સૌન્દર્ય નિહાળી શકે છે. કારણ કે, 'સૌન્દર્ય એ કુદરતના ગૂઢ નિયમોનું પ્રકટીકરણ છે.' જંગલી

# કલાનો સન્દેશ

" આવો, બન્ધુઓ, મ્હારી સમીપ આવો. હું પરમ સૌન્દર્ય સ્વરૂપ પરમાત્માના હૃદયમાંથી ઉત્પન્ન થઇ છું. મેં પ્રાચીન ગ્રીસને આકારોનું, યૂરોપ અને જાપાનને દેખાવનું, ચીન અને અરબસ્તાનને સરલતાનું, અને હિન્દને વિસ્તારનું સૌન્દર્ય પ્રકટ કરતાં શીખવ્યું છે. વળી જ્યારે તમે કલાકારોરૂપી મ્હારા સ્વપ્નશાલી, તેજસ્વી અને ઉત્સાહી પ્રધાનોને તમારાં મન અને હૃદયમાં સન્માનતાં શીખશો, ત્યારે એ ભવિષ્યના જગતમાં હું તમને આત્માનું સૌન્દર્ય વ્યક્ત કરતાં શીખવીશ.

વ્યવસ્થા અને શાંતિની તમારી શોધ, મ્હારા વિના, નિષ્ફળ જશે. બન્ધુઓ, તમે સૌ પ્રથમ કલાના સામ્રાજ્યની અને જીવનકલા રૂપ ધર્મની શોધ કરો—એ જ સાચું પ્રભુનું સામ્રાજ્ય છે. પછી તમને કશાની જરૂર નહિ પડે; કારણ કે સૃષ્ટિનું સઘળું સર્વોત્તમ કલામાં જ રહેલું છે."

—ડૉ. કઝિન્સ

## ૧

# સૌન્દર્યની ભાવના

'સૌન્દર્ય સદ્દગુણથી ઉચ્ચ છે.'

—ગેટે.

પ્રભુ પ્રેમ સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ છે, તેમજ **સૌન્દર્ય સ્વરૂપ** પણ છે. આથી પ્રભુએ રચેલી સૃષ્ટિમાં એવું કશુંયે નથી, કે જે સૌન્દર્યરહિત હોઈ શકે. ગુલાબના પુષ્પમાંથી પરિમલ પ્રસરે છે, સૂર્યમાંથી અંધકારનો નાશ કરનાર પ્રકાશ રેલાય છે, પૂર્ણિમાની ચાંદનીમાંથી અમીરસ વર્ષી રહે છે, એમ એથી હઝારગણું વધારે **સૌન્દર્ય** પ્રભુએ સર્જેલી સકળ વસ્તુઓમાંથી વહે છે. આ કથનમાં જરા પણ અતિશયોક્તિ નથી. પ્રભુએ સરજેલી અસંખ્ય વસ્તુઓમાં મનુષ્યને જ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, તે સર્વ રીતે ન્યાયયુક્ત છે. કારણ કે સૃષ્ટિની તમામ વસ્તુઓમાં મનુષ્ય જ **પ્રભુનો મોટામાં મોટો ચમત્કાર છે.** આ અવની ઉપર એવો એક પણ મનુષ્ય નથી કે જેનામાં **સૌન્દર્ય** ભાવનાનો અલ્પ અંકુર—મંદ સ્ફુલિંગ—પણ અસ્તિત્વ ન ધરાવતો હોય. ગ્રીસ દેશ જેવી મહાન સંસ્કૃતિમાં ઉછરેલ સ્ત્રીપુરુષો જીવનના અસંખ્ય ક્ષેત્રોમાં સૌન્દર્યનો પ્રકાશ નિરખી શકે છે, એમ જંગલીમાં જંગલી મનુષ્ય પણ જીવનના એકાદ ક્ષેત્રનું સૌન્દર્ય નિહાળી શકે છે. કારણ કે, **'સૌન્દર્ય એ કુદરતના ગૂઢ નિયમોનું પ્રકટીકરણ છે.'** જંગલી

મનુષ્ય પણ પોતાનાં પાળેલાં પ્રાણીઓમાં કે પોતાના ઓજારોની આકૃતિમાં સૌન્દર્યનાં દર્શન કરી શકે છે. લક્ષકોટિ તારલાથી છવાયલા આકાશમાં કે રમ્ય સરોવરમાં સુન્દરતા જોઈ શકે છે; પોતાની કામવાસનાની તૃપ્તિ માટે પકડી આણેલી સ્ત્રીમાં એને સુન્દરતા દેખાય છે; તેમજ કો રંગબેરંગી પુષ્પમાં પણ એ સુન્દરતા નિહાળે છે. ગમે તેમ હોય પણ 'કુદરતના બનાવો બુદ્ધિગ્રાહ્ય છે, અને કો સનાતન ભાષાના (વ્યાકરણના) પદો જેવા લાગે છે,' એ ઈમર્સનના કથન પ્રમાણે ઉપરોક્ત વસ્તુઓ એનામાં સૌન્દર્યની ભાવના પ્રકટાવે છે. પ્રત્યેક મનુષ્યમાં રહેલ સૌન્દર્યની આ ગૂઢ ભાવનાને જાગૃત અને સચેત કરવી, તથા સત્ય, સ્નેહ, સ્વાર્પણ કે દયા જેવા સદ્‌ગુણોથી સૌન્દર્ય અભિન્ન છે, એમ સુશિક્ષિત અને સુજ્ઞ મનુષ્યના અંતરમાં સ્થાપિત કરવું, એજ સર્વ સંસ્કૃતિઓનું ભવ્ય અને ભાગીરથ કર્તવ્ય છે.

સૌન્દર્યની મહાન શક્તિ મનુષ્યની વાસનાઓનું ઇચ્છા રૂપે પરિવર્તન કરે છે; એના વર્તનને નિર્મળ અને પવિત્ર કરે છે; અને એના સકળ સંબંધોને સત્વશીલ બનાવે છે, તેથી જ સૌન્દર્યમાં નૈતિક મહત્તા સમાયલી છે. મનુષ્યને જીવન જીવવા માટે હવા કે નિદ્રાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ સાચું જીવન જીવવા માટે સૌન્દર્યની પણ જરૂર છે. કારણ કે મનુષ્યે માત્ર આજીવિકાના સાધનો માટે જ કાર્ય કરવું–'રોટી' માટે જ જીવવું–એ તો કાર્ય અને જીવન ઉભય વિષેનો કેવળ ખોટો ખ્યાલ છે. મનુષ્ય જો ઉપયોગી અને સુન્દર વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે તથા એમાં આનંદનો અનુભવ કરવા માટે કાર્ય કરે, તો એનું જીવન સર્વાંગ-સુન્દર થાય, અને જીવનનો પ્રત્યેક પ્રસંગ એને અમરતાની સુવાસ આપી શકે. વળી સૌન્દર્ય ચૈતન્યને પ્રબળ બનાવે છે, જીવનનો પાયો દૃઢ કરે છે, તથા શ્રમિત અને નિર્બળ મનને ઉલ્લાસથી ભરચક કરી, એને નવ-જીવન અર્પે છે. સૌન્દર્યની સહાય વડે કલા આત્માને

અભિનવીન પ્રેરણા આપે છે, અને એને જીવનસંગ્રામ માટે નવીન ઉત્સાહથી સજ્જ કરે છે. કારણ કે 'હકીકતોનો આત્મા પ્રકટ કરે,' એજ સાચી કલા છે, અને વાંછેલી વસ્તુઓના સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે, એજ સૌન્દર્ય છે. સાચો કાર્યકર કર્તવ્ય ક્ષેત્રોમાં પ્રવેશતાં પહેલાં પોતાના અંતરને સૌન્દર્યની સુવાસથી છલોછલ ભરે નહિ, તો તે પોતાની કૃતિમાં સૌન્દર્ય ક્યાંથી આણી શકે?

'જે વસ્તુ સાદી છે, જેમાં એક પણ નકામું અંગ નથી, જે પોતાનો હેતુ બરાબર સિદ્ધ કરે છે, જે સર્વ ચીજો સાથે સુસંગત છે, અને જે બે સીમાન્તોનું મધ્યબિન્દુ છે, તેને આપણે સુન્દર કહી શકીએ.' એટલું કહીને ઇમર્સને સૌન્દર્યની વ્યાખ્યા આપવી પડતી મૂકી. પરન્તુ સૌન્દર્ય એટલે શું, એ પ્રશ્ન મનુષ્યના અંતરમાં વહેલો મોડો ખડો થયા વિના રહેતો નથી.

વસ્તુઓ વસ્તુઓની ખાતર જ સુંદર નથી. સૌન્દર્યનો સાચો આધાર દૈવી મન ઉપર છે; એ દૈવી મન તમામ વસ્તુઓને તપાસે છે, તેમના વિભાગોને પરસ્પર સાંકળે છે અને તેમના સ્વરૂપમાં યોગ્યતા અને ઉપયોગિતા કરતાં કોઈ અધિક તત્ત્વનું દર્શન કરાવે છે. આ પ્રૌઢ ઇશ્વરી મન સર્વ સ્થળે અને સર્વ કાળે વસ્તુ માત્રને નિરખે છે, અને પોતે જ સૌન્દર્ય સ્વરૂપ હોવાથી, અન્ય વસ્તુઓને પોતાના સૌન્દર્યની ઓછીવત્તી પ્રતિકૃતિ રૂપે જુએ છે. ગુલાબના પુષ્પને રૂપ, રંગ અને સુગંધના કો મહાન આદર્શની, કે કો 'જીવન-સહચરી'ની સ્મૃતિની, દૃષ્ટિથી નિહાળતાં એ જેટલા પ્રમાણમાં પોતાના સૌન્દર્યનાં ધોરણને મળતું આવે તેટલા પ્રમાણમાં ઈશ્વરી મન એને સૌન્દર્યમય લેખે છે; તથા આપણને તે (ગુલાબનું પુષ્પ) જેટલા પ્રમાણમાં ઈશ્વરી મનની ઝાંખી કરાવે, તેટલા જ પ્રમાણમાં આપણે તેને સુંદર કહી શકીએ.

ઇજિપ્તના 'પિરામિડ'માં તે કાળ અને દેશના નાગરિકોની ધાર્મિક સંકુચિતતા, તેમની ઉંડી અને ગગનચુંબી આશાઓ, તેમજ તેમના જીવનની સરળતા વગેરેનો આબેહૂબ ચિતાર રજુ થાય છે; આ ગુણને લીધે જ 'પિરામિડ' કલાયુક્ત ગણાય છે. કવિવર શેક્સપીઅરે નવયુવાન પ્રેમીજનોના વિરહનું સત્ય સ્વરૂપ માત્ર બે પંક્તિમાં જ આલેખ્યું છે: 'પૂજક ભાવથી, અસંખ્ય આંસુથી, સ્નેહઘન વિલાપથી અને જ્વાલામય ડુસકાંથી': વર્ણનની આવી સુન્દરતા જ કવિને મહત્તા આપે છે. **વસ્તુઓનો આદર્શ ચિતાર રજુ કરી શકે, તેજ કલા.** પરન્તુ "કો સુન્દર સ્ત્રી એક વ્યવહારિક કવિ છે; પોતાના જંગલી પતિને સંસ્કારી બનાવે છે; અને જેના સમાગમમાં આવે છે, તેનામાં કોમળતા, આશા અને વાક્ચાતુર્ય રેડે છે," એવી ઉચ્ચ ભાવનાઓ સર્વની ઉપર એક સરખી અસર કરી શકતી નથી. મનુષ્યોની વણખીલી કલ્પનાશક્તિ સુંદરીઓના આવા ઉચ્ચ આદર્શની ખૂબી અનુભવી શકતી નથી; તેમજ સૂર્યોદય ને પુષ્પ જેવી સુમધુર વસ્તુઓમાં પણ સુન્દરતા પેખી શકતી નથી. આનું કારણ એ જ કે એની વણખીલેલી કલ્પનાશક્તિમાં ઇશ્વરી મનના ઉચ્ચ આદર્શો પ્રતિબિંબિત થઈ શકતા નથી. કવિ વર્ડ્ઝવર્થ કુદરત રૂપી મહાદેવીનું જેટલું સૌન્દર્ય ઝીલી શકે છે, તેટલું અન્ય આત્માઓ નથી ઝીલી શકતા. કો કલાકાર પોતાની કલા દ્વારા ઈશ્વરી મનનો જેટલો સાક્ષાત્કાર કરી શકે છે, એટલો બીજાઓ માટે સંભવિત નથી, એમ કહેવું એમાં લગારે અતિશયોક્તિ નથી. **મનુષ્ય ઈશ્વરી મનમાં વસતા સૌન્દર્યના આદર્શોને જેટલા પ્રમાણમાં પોતાના મન અને હૃદયમાં ઝીલી શકે છે, તેટલા પ્રમાણમાં જ એ સાચા સૌન્દર્યને નિહાળી શકે છે.** સંગીત માટે કાર્લાઈલે લખેલાં વચનો યાદ કરો: 'અનંતતા તરફ પ્રયાણ કરાવી, તેની ગહનતાની કૈંક ઝાંખી કરાવનાર, કોઈ ગેબી તાલ, એ જ

સંગીત છે.' પરન્તુ સંગીતની સહાય વડે સ્વર્ગમાં સંચરવું, સર્વને માટે સરખું સરળ નથી. **પોતાના આંતર પ્રકાશના પ્રમાણમાં જ મનુષ્યો ઉચ્ચ ભૂમિકામાં ફલંગો મારી શકે છે.**

પણ પ્રભુની કરુણા અવર્ણ્ય છે; ઇશ્વરી યોજનાની દયા અકથ્ય છે. જેમ સૂર્યનાં કિરણો મુગ્ધ કલિકાની પાખંડીઓ વિકસાવે છે, ચંદ્રની અમીધારા કુમુદને જીવનરસનું પાન કરાવે છે, તેમ સૌન્દર્યરૂપ પ્રભુ પોતાના પ્રેમના બળથી મનુષ્યને સુન્દરતાની પ્રાપ્તિ માટે તૈયાર કરે છે, અને મનુષ્યની સર્વ કૃતિઓની પડખે રહીને પોતે એને સાક્ષાત્ સૌન્દર્યની સમીપ આણે છે.

આ પ્રમાણે, ભાવીના પડઘા સુણી તેમને આંતર સુરથી લલકારનારા કવિઓ, માનવજાતિની મુંઝવણો ઉકેલનારા નાટ્યકારો, નીતિની ભાવનાને સ્થૂળ રૂપ આપનાર શિલ્પીઓ, શબ્દ દ્વારા આત્મરણકારને ગજવનારા સાહિત્યકારો, તથા સ્વર્ગની સહેલ કરાવનાર સંગીતકારો આપણને સર્વદા સૌન્દર્યનાં દર્શન કરાવી રહ્યા છે. જીવનની સ્વર્ગીય વાતો ગુંજનાર તો એક જ વ્યક્તિ છે. પરન્તુ તેના દર્શનથી અંજાઈને કલાકારો પોતે નિહાળેલ પ્રકાશનાં ભાંગ્યાં તૂટ્યાં કિરણો આપણી સમક્ષ રજુ કરે છે. એ જ કલાકારોની સાચી વિશેષતા છે.

સૂર્ય જેમ વસ્તુમાત્ર ઉપર ઉષ્ણતા અને પોષણનાં બળો રેડી રહ્યો છે, તેમ સૌન્દર્ય રૂપ પ્રભુ પણ મનુષ્યમાત્રના સ્વભાવ ઉપર સૌન્દર્યનાં કિરણોની વૃષ્ટિ કરી રહ્યા છે. મનુષ્ય જ્યારે સૌન્દર્યના નિયમોને વન્દે છે, ત્યારે સૌન્દર્યનો સ્વામી પોતાના નવીન સન્દેશ સાથે મનુષ્યના અંતરમાં પ્રવેશ કરે છે. બાળક જેવાં નિર્દોષ હૃદયો, અને પુષ્પ જેવાં નિર્મળ અંતરોને સૌન્દર્યની શોધ નથી કરવી પડતી. વૃક્ષ, રોપ અને લતા, સાગર, શૈલ અને સરિતા, સર્વમાં કો નિદ્રા સેતી પ્રિયતમાના સ્મિત સરખું સૌન્દર્ય રહેલું જ છે. અંતરની

મલિનતા ઓસરે, દષ્ટિપથ વિશાળ બને, તથા વસ્તુમાત્રમાં એક જ ચૈતન્ય પરખાય, તો સૌન્દર્યનાં ઝરણ અખૂટ છે, એમ મનુષ્યને સમજાયા વિના રહે નહિ. ખનિજ અને વનસ્પતિ, પશુ અને મનુષ્ય, સર્વ સૌન્દર્યથી ભરેલાં છે. આ અવનીમાં એવું એક પણ સ્થાન નથી કે જે સૌન્દર્ય વિનાનું હોય. પર્વતની પ્રૌઢતામાં કે સાગરના ઘુઘવાટમાં, વંટોળિયાના તુફાનમાં કે અરણ્યના નિઃસીમ પગથારમાં, નવરંગી પુષ્પ–વાટિકામાં કે જ્યોત્સ્નાનાં રૂપેરી તરંગોમાં, કે સુકુમાર બાળાના સંવનનમાં કે મુગ્ધાના પુષ્પ–પ્રફુલ્લ હાસ્યમાં, જ્યાં જ્યાં પ્રભુતા છે, ત્યાં ત્યાં સ્થળે સ્થળે, સૌન્દર્યનો સુવર્ણમય પ્રકાશ ઝળહળી રહ્યો છે. કારણ કે જ્યાં **પ્રભુતા** છે, ત્યાં જ **સૌન્દર્યનો નિવાસ છે.**

## ૨

# કલાકારનું જીવનકાર્ય

કલાકારનું કાર્ય જીવનના વિવિધ સ્વરૂપોમાં સુન્દરતા પ્રકટાવવાનું છે; પરન્તુ એના કાર્યની એક બીજી પણ બાજુ છે. કલાની કોઇ પણ શાખા માનવ હૃદયમાં ગૂઢ રહેલી પરાબુદ્ધિ (ઈન્ટુઈશન ) રૂપી શક્તિને જગાડે છે. સંગીત, ચિત્ર, શિલ્પ, ગીત, નૃત્ય કે કોઇ પણ કલા દ્વારા કલાકાર સર્જન કરે છે; કારણ કે એ પોતાની પરાબુદ્ધિ અથવા આંતઃસ્ફુરણાનો ઉપયોગ કરે છે, અને એ નવી શક્તિમાં વિશ્વનું પ્રતિબિંબ નિહાળે છે.

માનવજાતિનો મ્હોટો ભાગ જગતને હૃદયની ઉર્મિઓ કે મનના વિચારો દ્વારા સમજે છે. પરન્તુ જ્યારે મનુષ્ય કલારસિક બને છે, અને કલાની કોઇ પણ શાખાની સુન્દરતા ઝીલી શકે છે, ત્યારે એ પોતાની પરાબુદ્ધિથી જીવનનો જવાબ વાળે છે. એની રસદૃષ્ટિ વિશ્વની સકળ વિવિધતાઓને દૈવી યોજનામાં ગુંથાયલી જોઈ શકે છે. પરમ સુન્દરતા એ દૈવી યોજનાનો આવશ્યક ગુણ છે.

ધર્મ મનુષ્યને પ્રભુના શિવ સ્વરૂપનો બોધ આપે છે; વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એને સત્ય સ્વરૂપનાં રહસ્યો સુણાવે છે; પરન્તુ કલા એને પ્રભુના સુન્દર સ્વરૂપનો સન્દેશ આપે છે, અને એ રીતે સત્ય, શિવ અને સુન્દરતાનો સંયોગ સાધે છે.

જ્યારે કલાકારને પોતાના જીવન-કાર્યનું ભાન થાય છે, ત્યારે એ એક પયગંબર બને છે, અને માનવજાતિને પ્રયત્નની કો નવીન ભૂમિ ભણી દોરી જાય છે. એ ભૂમિની સકળ સર્જન-કૃતિઓમાં પ્રભુની પરમ સુન્દરતા પ્રકટ થાય છે.

---

## ૩

# સૌન્દર્યનું દ્વાર

થિયોસોફીસ્ટ તરીકે આપણું કર્તવ્ય એ છે કે આપણે **સઘળી દિશાઓમાં સત્યને માટે શોધ કરવી.** જગતના ઘણા ખરા ધાર્મિક મનુષ્યો અને આપણી વચ્ચે એક મુખ્ય તફાવત એ છે કે એ લોકો માત્ર ધર્મશાસ્ત્રોમાંથી જ સત્યની શોધ કરે છે, પરન્તુ આપણે તો ધર્મશાસ્ત્રો ઉપરાંત અન્ય વિજ્ઞાનો અને કલાઓમાં તેમજ આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં થઇ રહેલ જગતના વિકાસમાં પણ સત્યની શોધ કરીએ છીએ. આથી આપણે સત્યની દરેક શક્ય રજુઆત ઝીલવાને માટે મનનાં દ્વાર સદાય ઉઘાડાં રાખવાં જોઇએ. આ હિન્દુસ્તાન જેવા દેશમાં આપણે થિયોસોફીસ્ટો માત્ર હિન્દુ ધર્મની જ પ્રેરણા ઝીલીએ છીએ, એમ નથી. આપણે તો બૌદ્ધ, જૈન, પારસી, ખ્રિસ્તી અને ઈસ્લામ ધર્મનો પ્રકાશ પણ આપણા મનમાં આવવા દઇએ છીએ. વળી અન્ય ધાર્મિક મનુષ્યો અને આપણી વચ્ચે એક **બીજો** તફાવત એ છે કે આપણે વિજ્ઞાનની સકલ શોધોમાં એમના કરતાં વધારે ધગશભર્યો રસ લઇએ છીએ. **કારણ આપણે જાણીએ છીએ કે પ્રભુ સંબંધી હકીકતોમાં ધાર્મિક કે સાંસારિક એવો ભેદ હોતો જ નથી.**

આજે તો એક નવીન દિશા તરફ હું તમારૂં લક્ષ ખેંચવા માગું છું. સત્યનું એક દ્વાર આપણી અંદર જ છે. એને પણ આપણે ઉઘાડું રાખવું જોઇએ. એ દ્વાર તે સૌન્દર્યનું દ્વાર છે. હિન્દુસ્તાનમાં તો કર્મ અને ધર્મના વિવિધ વિભાગોને લીધે, પશ્ચિમના કેટલાક દેશો–ખાસ કરીને પ્રાચીન ગ્રીસ–જેવી સૌન્દર્ય

ગ્રહણની શક્તિ ખીલી શકી નથી. જેવી રીતે ઋષિઓનું સત્નું દર્શન આપણા વેદોમાં જ્ઞાન રૂપે પ્રકટ થયું છે, તેવી જ રીતે એનું એક બીજું સ્વરૂપ સૌન્દર્ય રૂપે પણ 'જોઈ' શકાય છે.

આથી જેમ જેમ આપણે પ્રભુના આ સાંકેતિક પુસ્તકનો મર્મ વધારે સમજતા જઈશું, અને એનો રહસ્ય-સન્દેશ ઉકેલી શકશું, તેમ તેમ આપણે પ્રભુને અને આપણને વધારે સમજી શકશું. આપણે દરેક થિયોસોફીકલ લૉજને માત્ર પવિત્રતા અને સેવાનું જ નહિ, પરન્તુ સૌન્દર્યનું પણ મંદિર બનાવવું જોઇએ. આપણું કાર્ય માનવજાતિને એની આંતર પ્રભુતાની શોધમાં સહાય કરવાનું છે; અને એને માટે દરેક માર્ગ કે રીતનો ઉપયોગ કરવો જોઇએ. આજ સુધી આપણે થિયોસોફીને રજુ કરતી વખતે માનવજાતિની માત્ર ધર્મ-ભાવનાને જ જાગૃત કરી છે. પરન્તુ જ્યારે આપણે એનામાં પ્રભુના સુન્દર સ્વરૂપનું ભાન જાગૃત કરી શકશું, ત્યારે આપણે એક નવીન માર્ગે એને સત્નો સાક્ષાત્કાર કરાવી શકશું. આ એક નવું ક્ષેત્ર આપણે માટે રાહ જોઈ રહ્યુ છે.

થિયોસોફી એટલે દૈવી પ્રજ્ઞા. એનું એક સુન્દર લક્ષણ એ છે કે એ દૈવી પ્રજ્ઞા સૌન્દર્ય-ભાવનાથી ભિન્ન નથી. મનુષ્ય જેમ જેમ થિયોસોફીનો અભ્યાસ કરતો જાય છે, અને 'વિકાસક્રમ રૂપી ઈશ્વરી યોજના' સમજતો જાય છે, તેમ તેમ એને સ્પષ્ટ દર્શન થવા લાગે છે કે એ યોજના પરમ સૌન્દર્યથી ભરેલી છે. જે મનુષ્ય થિયોસોફીનો ઉંડો અભ્યાસ કરે છે, એનામાં સૌન્દર્યની ભાવના ખીલે છે, તેમજ જે મનુષ્ય સૌન્દર્યના સઘળા આવિર્ભાવોનો રસ ઝીલે છે અને માણે છે, તે થિયોસોફીમાં ઉંડો ઉતરે છે. સૌન્દર્યનો સાચો ઉપાસક થિયોસોફીનો ઉંડો મર્મ સમજી શકે છે. જે મનુષ્ય થિયોસોફીના માત્ર ધાર્મિક સ્વરૂપને જ વળગી રહે છે, તેને એ મર્મજ્ઞાન કદાપિ પ્રાપ્ત થતું નથી.

છીએ, એનો સન્દેશ સાંભળીએ છીએ, અને એને આપણા ઉપયોગમાં લઇએ છીએ. આપણા **હૃદયની ખીલવણી આપણને જીવન અને જીવનની શકયતાઓનું ભાન કરાવે છે.** આપણે સૌ જાણીએ છીએ કે જેમ જેમ આપણે તમામ જીવનના બન્ધુ બનીએ છીએ, તેમ તેમ આપણું જીવન સમૃદ્ધ થાય છે. કારણ કે આપણી અંદર પ્રભુનું શિવ સ્વરૂપ પણ રહેલું છે. વળી જ્યારે આપણે આપણા **મનની ખીલવણી** દ્વારા વિશ્વ-રચનાને સમજીએ છીએ, ત્યારે આપણે **પ્રભુતાનો કો અજબ ઉઘાડ અનુભવીએ છીએ.** 'પરમ ભવ્યતા અને મધુરતાથી વિશ્વની વ્યવસ્થા કરી રહેલ ઈશ્વરી પ્રજ્ઞા' આગળ આપણે આશ્ચર્ય અને મસ્તીમાં સ્તબ્ધ બની જઈએ છીએ.

સૌન્દર્ય-દર્શનની વૃત્તિ અને શક્તિની ખીલવણી કરવી, એ આત્મ વિકાસના માર્ગમાં ત્યાર પછીની ભૂમિકા છે. તે પળે આપણી અંદર રહેલી આંતઃ-સ્ફુરણા અથવા **પરાબુદ્ધિ** (ઈન્ટ્યુઈશન) આપણો માર્ગદર્શક બને છે, એ આપણને કલાકાર બનતાં શીખવે છે. પછી આપણી રસવૃત્તિ શુભ અશુભનો વિવેક કરી શકે છે, અને સામાન્ય વસ્તુનું સૌન્દર્ય-તત્ત્વ ઓળખી શકે છે. આ પરાબુદ્ધિની ખીલવણી આપણે કઈ રીતે કરી શકીએ ?

એને માટે અનેક માર્ગો છે. પરન્તુ એક માર્ગ તો સરળ હોવાથી સર્વને માટે શકય છે. એ માર્ગ કોમળતા, સ્નેહ અને બન્ધુ-ભાવનો છે. **બન્ધુતા અને સુન્દરતા વચ્ચે સૂક્ષ્મ સંબંધ છે.** જે મનુષ્ય બન્ધુભાવથી જીવે છે, તે સૌન્દર્યને પારખી શકે છે. એમજ જે મનુષ્ય સૌન્દર્યનો પૂજક બને છે, તે બન્ધુભાવની જીવન શક્તિ જલ્દી સમજી શકે છે.

કોમળતા, સમજણ અને સેવાનો માર્ગ આપણ સૌને માટે ખુલ્લો છે. ચાર્લ્સ કિન્ગ્સ્લીએ ચાર સાદી પંક્તિઓમાં એનું સુન્દર વર્ણન કર્યું છે :

## ૫

# કલા અને બન્ધુતા

' જ્યાં એક મનુષ્ય અન્ય બન્ધુને સહાય કરે છે, ત્યાં જ સાચું મંદિર છે; અને એ જ સાચું પવિત્ર કે આદિ મંદિર છે–એવું કદી થયું નથી, અને હવે હવે પછી થશે પણ નહિ.'

—જ્હૉન રસ્કિન.

' ઐક્યતાના આંક ભણો, ' એ જ જીવનનો શુભ સન્દેશ છે; અને જાણ્યે અજાણ્યે મનુષ્ય માત્ર એ આદેશને અનુસરી રહેલ છે. જગતના મુઠ્ઠીભર આદર્શવાદીઓ સિવાય અન્ય જનોથી તો એ સન્દેશનું પાલન અત્યાર સુધીમાં તો અજાણતાં જ થયું છે. કારણ કે માનવજાતિનો મ્હોટો ભાગ તો પોતે જે પરમ એકતાનો અંશ છે, તેનો અનાદર કરીને પોતાને મનપસંદ માર્ગે વિચરી રહ્યો છે. પરન્તુ વ્હેલાં કે મોડાં એક જ પન્થે પળવાની ફરજ જીવન સર્વને પાડશે જ. સકળ સ્વચ્છંદીઓનું એક સામાન્ય પન્થે પ્રયાણ, એ જ સંસ્કૃતિના ઇતિહાસની કથા છે.

સંતાન કે પત્ની પ્રત્યેનો પ્રેમ, સ્વદેશની ભક્તિ, તથા પ્રભુનું પૂજન, આવી આવી સાંકળો વડે મનુષ્ય આજે અન્ય મનુષ્ય સાથે સંયુક્ત થાય છે. પ્રજાઓને સંયુક્ત કરનાર બન્ધનોનો વણાટ બારીક હોય છે; રાજ્યતંત્ર અને વ્યાપારનાં સામાન્ય હિતમાંથી

"પ્રસંગે શુષ્ક લાગે તો પણ
આવી પડેલું કાર્ય પૂરું કરો;
અપંગ કૂતરાઓને મળો, ત્યારે
પથરો ઓળંગવામાં સહાય કરો."

આનું નામ બન્ધુભાવ. પરન્તુ તમે પૂછશો કે આવા બન્ધુભાવ ભર્યા જીવનનું ફળ શું? બન્ધુભાવનું ત્વરિત પરિણામ એજ કવિએ ત્યાર પછીની ચાર સાદી પંક્તિઓમાં વર્ણવ્યું છે, પરન્તુ એ પંક્તિઓ પર બહુ થોડી વ્યક્તિઓનું ધ્યાન ગયું લાગે છે:

"દરેક કાંટાળી વાડમાં
દેવદૂતોનાં પગલાં નિરખો;
ચરણ નીચેની દરેક કાંકરીમાં
મહા કાવ્યોની કવિતા વાંચો."

આ રીતે બન્ધુતા અને સુન્દરતા પરસ્પર સંકળાયલા છે. જે મનુષ્ય બન્ધુતાભર્યું જીવન ગાળે છે, તે સંસ્કારી બન્યા વિના રહેતો જ નથી. કારણ કે એથી એની અંદર ગુપ્ત રહેલી પરાબુદ્ધિ પ્રકટવા માંડે છે.

આપણે આજે જે શક્તિઓ ધરાવીએ છીએ, એમાં જ્યારે આપણે પરાબુદ્ધિનો ઉમેરો કરશું, ત્યારે આપણે જીવનનો કો નવીન પ્રકાશ નિરખી શકશું. પ્રભુના સત્ય અને શિવ સ્વરૂપો કરતાં કો જૂદો જ રહસ્યો એમનું સુન્દર સ્વરૂપ આપણને દર્શાવશે. માર્ગ પરના ફુલમાં, કે બાળકના વદનમાં, પ્રભુની એ સુન્દરતાનું કૈંક રહસ્ય રહેલું જ છે. વળી આપણી રસદૃષ્ટિ ઉઘાડી હશે, તો આપણને છુંદી નાખનાર દરેક કપરી વેદનામાં પણ આપણને એનાં દર્શન થઈ શકશે. આ સઘળું જગત પ્રભુનું સુન્દર સ્વરૂપ જ છે, સર્વમાં એજ છે. સર્વ પ્રત્યે કોમળતા ખીલવવી, એ પ્રભુના સુન્દર સ્વરૂપને પામવાનો ટુંકામાં ટુંકો માર્ગ છે. ત્યારે કલાકાર કોણ? ધારીએ તો આપણે સૌ.

## ૫

# કલા અને બન્ધુતા

'જ્યાં એક મનુષ્ય અન્ય બન્ધુને સહાય કરે છે, ત્યાં જ સાચું મંદિર છે; અને એજ સાચું પવિત્ર કે આદિ મંદિર છે–એવું કદી થયું નથી, અને હવે હવે પછી થશે પણ નહિ.'

—જ્હોન રસ્કિન.

'ઐકયતાના આંક ભણો,' એજ જીવનનો શુભ સન્દેશ છે; અને જાણ્યે અજાણ્યે મનુષ્ય માત્ર એ આદેશને અનુસરી રહેલ છે. જગતના મુઠ્ઠીભર આદર્શવાદીઓ સિવાય અન્ય જનોથી તો એ સન્દેશનું પાલન અત્યાર સુધીમાં તો અજાણતાં જ થયું છે. કારણ કે માનવજાતિનો મ્હોટો ભાગ તો પોતે જે પરમ એકતાનો અંશ છે, તેનો અનાદર કરીને પોતાને મનપસંદ માર્ગે વિચરી રહ્યો છે. પરન્તુ વ્હેલાં કે મોડાં એક જ પન્થે પળવાની ફરજ જીવન સર્વને પાડશે જ. સકળ સ્વચ્છંદીઓનું એક સામાન્ય પન્થે પ્રયાણ, એજ સંસ્કૃતિના ઇતિહાસની કથા છે.

સંતાન કે પત્ની પ્રત્યેનો પ્રેમ, સ્વદેશની ભક્તિ, તથા પ્રભુનું પૂજન, આવી આવી સાંકળો વડે મનુષ્ય આજે અન્ય મનુષ્ય સાથે સંયુક્ત થાય છે. પ્રજાઓને સંયુક્ત કરનાર બન્ધનોનો વણાટ બારીક હોય છે; રાજ્યતંત્ર અને વ્યાપારનાં સામાન્ય હિતમાંથી

ઓનો આવિર્ભાવ થાય છે. પ્રજાઓ વચ્ચે વિચારો અને ભાવનાઓનું ઐક્ય કરવામાં ધર્મે અગ્રભાગ ભજવ્યો હોય, એવું તો કોઈ કવાર જ બન્યું છે. યુરોપના મધ્ય યુગમાં ધર્મગુરુ પોપની સત્તા રાજાઓથી પણ અધિક હતી. તે સમયે પ્રજાઓ વચ્ચે ઐક્ય પ્રકટાવવામાં ધર્મ સાધનભૂત થયો હતો, એમ સર્વ કોઈ જાણે છે. વર્તમાન કાળમાં મુસલમાન ભાઈઓમાં જાતિ કરતાં ધર્મનાં બન્ધનો વિશેષ ગાઢ છે; એથી એમનામાં એકતાનાં અંકુરો વિશેષ બળવાન છે. તેમજ યુરોપના શિક્ષિત સમાજમાં પણ રોમ અને ગ્રીસના સંસ્કારનું સામાન્ય બન્ધન સૈકાઓ સુધી સર્વ રીતે અભંગ રહ્યું છે.

આધુનિક વિજ્ઞાનની શરૂઆત થઈ, ત્યારથી નવીન પ્રકારનાં બન્ધનો અસ્તિત્વમાં આવ્યાં છે. વિજ્ઞાનની શક્તિ એટલી તો સબળ જણાઈ કે સર્વ પ્રજાઓને એણે આરામ અને ઉન્નતિના એક સામાન્ય ખંડ વડે એકઠી કરી દીધી. મનુષ્ય માત્રને ઉપયોગી હોય એવાં સત્યોની શોધના ઉત્સાહ આગળ રાષ્ટ્રીય દેશાભિમાન ઓસરી ગયું. દરેક દેશમાં 'આંતર રાષ્ટ્રીય કાયદા'ની પણ એવી જ અસર થવા લાગી. વળી સમાજવાદ પણ એજ દિશામાં પોતાનો ફાળો આપવામાં સારો ભાગ ભજવ્યો છે.

આ પ્રમાણે અનેક બન્ધનો કે સાંકળોથી માનવજાતિ એક થતી ગઈ,-પરન્તુ, આજે તે કઈ સ્થિતિમાં છે, એ એક મહાન પ્રશ્ન છે. ઉપરોક્ત બન્ધનોનો લોપ થયો, એજ આધુનિક સંસ્કૃતિની પડતીનું સ્પષ્ટ ચિહ્ન નથી? યુરોપની યાદવાસ્થળીએ પુરવાર કર્યું છે કે ધર્મ હવે પ્રજાઓને સંયુક્ત કરી શકે એમ નથી. વિદેશી વૈજ્ઞાનિકોની કૃતિઓને થોડાજ કાળ પૂર્વે અભિનંદવામાં માન સમજનાર વિજ્ઞાનશાસ્ત્રીઓજ આજે તે કૃતિઓ ઉપર ઘા કરી રહ્યા છે. વળી 'આંતર રાષ્ટ્રીય કાયદો' પણ અત્યારે તો રાષ્ટ્રીય ઇચ્છા સિવાય બીજું શું છે? તથા સમાજવાદની પણ શી સ્થિતિ છે?

આમ, છતાં પણ સર્વ તરફથી જીવનનો રણકાર તો એજ છે કે " એક થાઓ; એક થયા સિવાય આપણને ચાલે એમ જ નથી." ભસ્મીભૂત થયેલી સંસ્કૃતિમાં શું એવું કંઈ જ નથી કે જે મનુષ્યના ભાવી એકત્રિત જીવનમાં આવશ્યક હોય?

એવી એક વસ્તુ કલા છે. હજુ સુધી માનવજાતિનો કલા ઉપરનો પ્રેમ નિષ્કલંક રહી શક્યો છે. જર્મન વિમાનોએ ઈંગ્લાંડનાં નિર્દોષ સ્ત્રી-પુરુષોના તથા ચેતનમય બાળકોના પ્રાણ લીધા, તો પણ ઈંગ્લાંડની રંગભૂમિ ઉપર હજુ યે જર્મન નાટકો ભજવાય છે, હજુ યે ત્યાં વૅગ્નર અને બીથોવનના સંગીત સ્વરો ગાજી રહે છે. માનવજાતિ માટે સ્વપ્નસૃષ્ટિ સર્જનાર સ્વપ્નશાલીઓ સારૂ પુરાણી આલમનો સમૂળગો નાશ નથી થયો, એ શું પ્રભુનો પાડ નથી? લડાઈનાં રમખાણો બન્ધુતાના અનંત વૃક્ષ પરના તમામ લીલા ફણગાઓને વીંધી શક્યા નથી, એ શું પ્રભુની પરમ કૃપા નથી?

પ્રાચીન ગ્રીસ કે રોમના અથવા કોઈ વર્તમાન પ્રજાના કાવ્ય, સંગીત, શિલ્પ કે ગૃહશાસ્ત્રના કલા-સૌન્દર્યમાં રસ લેનાર સર્વ કોઈની પવિત્ર ફરજ છે કે એમણે જગતના દુઃખી વાતાવરણમાં પ્રભુનું પ્રકાશમય ચેતન પ્રકટાવવું. રોજ રોજ વૃદ્ધિ પામતો દ્વેષ સૌન્દર્યના પ્રેમથી પવિત્ર કરી શકાય છે; જીવનની કટુતા અને કલુષિતતાને સૌન્દર્યદ્વારા હઠાવી શકાય છે. જીવનની સર્વોત્કૃષ્ટ વસ્તુઓ આપણી આગળથી છીનવી લેનાર દ્વેષનો ઉત્તર પ્રેમથી વાળવો, એ આજની સ્થિતિએ આપણે માટે કઠણ છે; છતાંય આપણા ઇશ્વરી સ્વભાવને જાગૃત કર્યાથી આપણે એ કાર્ય પાર પાડી શકશું. સૌન્દર્યમય વસ્તુઓ ઉપર સ્નેહ રાખવાથી આપણે આપણા ઈશ્વરી સ્વરૂપને ઓળખી શકશું. માટે જ્યારે વર્તમાન પત્રોમાં ખરા ખોટા ગપાટા આપણી દૃષ્ટિએ પડે, ત્યારે એનાથી દ્વેષને પોષવાને બદલે આપણે કોઈ સુમધુર કાવ્યમાં મન પરોવીને સ્વર્ગભૂમિની સહેલ કરવી, એ વધારે ઇષ્ટ છે. સંસારની મોહજાળ સંકેલાતી હોય તે વખતે અંતરના

ઉકળાટમાં શત્રુ તેમજ મિત્ર ઉભયને પ્રભુના સ્વપ્ન સમાન લેખીને, તથા તેમને હૃદયમાં સમાવીને કો ઉચ્ચતર હૃદયના ટહુકાર સુણીને પવિત્ર થવું, એજ સૌથી વધારે ઇષ્ટ છે.

જગતની વીણા આજે બસૂરી વાગે છે; રાજકારણમાં સર્વત્ર ખળભળાટ જામ્યો છે; 'આંતરરાષ્ટ્રીય કાયદો' વસ્તુ વિનાના સ્વપ્ન સમાન બની રહ્યો છે; વિજ્ઞાન અતિશય વિનાશ કરી રહ્યું છેઃ નિરાધાર વ્યક્તિઓ સર્વ સ્થળે દીનભાવે ગોથાં ખાઈ રહી છે; અને ફિલસૂફી હજુ વિશ્વવ્યાપક સિદ્ધાંતોના ક્ષેત્રમાં આગળ વધી શકી નથી. આવી સ્થિતિમાં આંતર પ્રદેશમાં નવો પ્રકાશ ન મળે, તો આપણે લાંબો કાળ ટકી શકીએ એમ નથી, આથી **સૌન્દર્ય પ્રતિ પગલાં માંડવાં**, એજ આપણે માટે આવશ્યક અને હિતાવહ છે. કારણ કે કલા જ **મનુષ્યને**–'સામાન્ય બુદ્ધિ' વાળા મનુષ્યને–એના **સૌન્દર્ય રૂપી વારસાનું ભાન કરાવે છે**, અને મનુષ્યોને અભેદ્ય સાંકળથી એક કરે છે. વસ્તુ માત્રની અંદર વસનાર દિવ્ય ચૈતન્યને ઓળખવું, તથા ક્રૂર દીસતી કુદરતની સર્વ કૃતિઓના અણુએ અણુમાં કરુણાનાં દર્શન કરવાં, એજ સર્વ કલાઓનો મનોરથ છે. અનેક પ્રકારની અર્થવિહીન વાતો આજે મનુષ્યોનાં મન [illegible] અને 'મતો'

થવાની કશી જરૂર નથી. કારણ કે વિનાશ કરવામાં આપણી સહાય લેવાઈ છે, તો **નવસર્જન** કરવામાં આપણને શા માટે વિસારવામાં આવશે? **નવસર્જન, એજ સૌ સ્વપ્નશાલીઓનો વર્તમાન ધર્મ છે.** જગતના દિવ્ય શિલ્પીએ એ નવસર્જનની યોજના રચી મૂકી છે. એ યોજનાના નકશાના ચારેય ખૂણે એમણે બન્ધુ, બન્ધુ, બન્ધુ અને બન્ધુ એવા અમૂલ્ય અક્ષરો ચિતર્યા છે. આપણે આપણા જીવનથી પ્રત્યેક જીવંત વસ્તુના બન્ધુ બનવું જોઈએ. સ્નેહીજનોનો સંહાર થઈ જાય, અને અંતરમાં ક્રોધના ગોળા ફરી વળે, તો પણ બન્ધુતાની જ્યોત આપણા જીવન-દીપકમાં ઝાંખી ન પડવી જોઈએ.

સૌન્દર્ય રૂપી દેવીના મંદિરે હજુ પણ મનુષ્ય બન્ધુતાનું પૂજન કરી શકશે. કારણ કે **ઇશ્વરી ઐક્ય એજ સૌન્દર્યનું મૂળ** છે. મનુષ્યો તો સાક્ષાત્ સૌન્દર્યના અપ્રતીમ લાવણ્યનું પ્રતિબિંબ ઝીલનાર આકૃતિઓ છે. સૂર્યાસ્તને આભારવશ ઉર્મિઓથી નિહાળવો એ ભૂતકાળના સર્વ સૂર્યાસ્તોને અનંત વર્તમાનમાં સંયુક્ત કર્યા સમાન છે, સર્વ મનુષ્યોને સૂર્યાસ્તના સન્દેશ ઝીલતા કર્યા બરાબર છે.

કાવ્યમાં, ચિત્રમાં, સંગીતમાં તથા શિલ્પમાં રહેલી સુન્દરતા આપણને સર્વ મનુષ્યો સાથે એક કરે છે. "કૃપાશ્રાન્ત કોતરોમાં, ઝીણાં ઝરણોવાળી વાદળીની ખીણોમાં, સરિતાના પ્રવાહમાં અનિલની લહરીમાં, જલમાં, વૃક્ષમાં," સર્વ સ્થળે સમાયલી સુન્દરતા મિત્ર અને શત્રુને સરખી રીતે કર ગ્રાહે છે, અને એમને સૌન્-

## ૬

# બન્ધુતા અને સુન્દરતા

xxx સૌન્દર્યનો સંપ્રદાય માનવ-જાતિને એક સુવર્ણની સાંકળમાં સદાને માટે બાંધી શકે છે. એ સાંકળથી પ્રજા પ્રજા અને ખંડ ખંડ અતૂટ બંધને બંધાઈ શકે છે. ચિત્ર અને શિલ્પમાં, સ્થાપત્ય અને સંગીતમાં, સાહિત્ય અને નાટકમાં, સમગ્ર જગતમાં સ્ત્રી પુરુષો મનુષ્યની સર્જનાત્મક કલ્પનાએ ઉચ્ચારેલી એક વિશ્વ-ભાષા જ સાંભળી રહ્યા છે. કલાને કોઈ માતૃભૂમિ નથી; અથવા એમ કહી શકીએ કે પરમાત્માના દર્પણ રૂપ માનુષી આત્માનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ જ કલાની માતૃભૂમિ છે. આપણે જ્યારે ફ્રાન્સ, ઈટાલી, ઈંગ્લાંડ, જર્મની, હિન્દ કે જાપાનની કવિતા વાંચીએ છીએ, ત્યારે કોઈ રાષ્ટ્ર ભાવનાનો વિચાર આપણી કલ્પનામાં રહેલા સત્ય, શિવ અને સુન્દર સ્વરૂપનાં પવિત્ર પ્રતિબિંબોને કલુષિત નથી કરતા. જ્યારે સૌન્દર્ય પોતાનું સ્વરૂપ પ્રકટાવે છે, ત્યારે સમય થંભી જાય છે. કો આધુનિક કવિની કાવ્યકૃતિની જેમ વેદનું સૂક્ત કે હોમરની કવિતા આજે પણ 'જીવે છે.' કલા રાષ્ટ્રીયતાથી પર છે, અને એક યુગની નહિ પણ સર્વ કાળની છે, એ સત્ય તો કોણ સમજાવી શકશે ? જ્યારે જર્મન સબમરીનો તટસ્થ રાજ્યોનાં વહાણોને ડૂબાડતી હતી, અને નિર્દોષ નરનારીઓની કતલ થતી હતી, ત્યારે પણ જર્મનીનું સૌષ્ટવપ્રિય

( ક્નાસિકલ ) સગીત લંડનમા ગવાતું હતું કારણ કે બ્રિટનના કલા-પ્રેમીઓ સમજતા હતા કે જર્મનીનું સગીત-જર્મનીનું જે કૈં 'સર્વોત્તમ' હોય તે-માત્ર એનું નહિ, પરન્તુ સર્વ પ્રજાઓનું છે. જર્મન વિગ્રહનો ત્રાસદાયક કાદવ કચરો એના કલામદિરને લેશ પણ કલકિત કે દૂષિત કરી શકે એમ નથી ટાગોરની કલ્પના બંગાળી ભાષામા કાવ્ય-કૃતિઓ સરજે છે અને અગ્રેજી ભાષામા એનો અનુવાદ થાય છે વળી એમાથી ફ્રેન્ચ, ડચ, કે સ્કેન્ડી-નેવિયન ભાષામા પણ એ કૃતિઓ ઉતરે છે. આમ છતા એ સર્વ અનુવાદોમા હિન્દનો આત્મા તરવરે છે, પશ્ચિમ પૂર્વના કવિને જગત્કવિ રૂપે સત્કારે છે, કારણ કે એનો સન્દેશ ભનાઈ અને સૌન્દર્યના સૌ પૂજારીઓ માટે છે હિન્દની સઘળી માતૃ ભાષાઓમા શેકસપીઅરના નાટકો ભજવાય છે, અને પ્રેક્ષકો એમા મહારાણી એલિઝાબેથના કાળના મનુષ્યોના દર્શન નથી કરતા, પરન્તુ હિન્દી આકાશ નીચે, હિન્દી ગામડાઓમા મહેનત મજૂરી કરતા જીવના જાગતા પોતાના સ્વરૂપો જ જુએ છે

આજના શિષ્ટ મનુષ્યો સૌન્દર્યની જરૂરીઆત વધારે સમજવા લાગ્યા છે એમની સૌન્દર્યની શોધ માતૃભૂમિમાજ અટકતી નથી, પણ પરદેશમા ય ભમે છે. પશ્ચિમમા પણ આજે પૂર્વની કલાની શાળાઓના અભ્યાસની ઝખના જાગી છે પશ્ચિમના કલા પ્રેમીઓને લાગવા માડયુ છે કે પૂર્વના કલા સાક્ષાત્કારને ઝીલ્યા વિનાની સૌન્દર્ય-પૂજા અધૂરી છે એમજ પશ્ચિમમા અભ્યાસાર્થે રહેના કેટલાક પૂર્વના કલાકારો પણ સમજે છે કે પશ્ચિમની કલામા કાઈક કાઈક એવુ છે કે જે હિન્દ, જાપાન કે ચીનની કલામા પણ નથી જોઈ શકાતું. સૌન્દર્યના પ્રેમમા સ્પર્ધા કે ઈર્ષ્યા ન જ હોય. સૌન્દ-ર્યનાં સૌ સ્વરૂપો સરખાં જ છે; કારણ કે દરેકમા દિશા, કાલ અને મરણથી પર એવુ જગત પ્રતિબિંબિત થાય છે મનુષ્યનો આત્મા એ જગતની સાથે આતર સ્વરૂપે એક છે

રાષ્ટ્રભક્તિ ભેદ પ્રકટાવે છે, પરન્તુ કલા તો એકતા જન્માવે છે. વારાણસી, સુરત કે મોરાદાબાદની દરેક કલાકૃતિ પરદેશમાં જઈને સન્દેશા આપે છે કે હિન્દી હૃદયો અવિનાશી સૌન્દર્યનાં સ્વપ્ન સેવે છે. અને એ સ્વપ્નસૃષ્ટિજ આ અસ્થિર નાશવંત જગતમાં એક માત્ર સાંત્વન છે. પશ્ચિમનો દરેક પ્રેક્ષક જ્યારે હિન્દી કલ્પનાનાં સર્જનો જુએ છે, ત્યારે આનંદનો રોમાંચ અનુભવે છે. એને ભાન થાય છે કે અમરતા અને શાશ્વતતાનું એવું સ્વપ્ન દૂર દૂરનો એક હિન્દી, સ્વપ્નસેવી બાન્ધવ પણ જાણે છે. કાવ્યો અને ચિત્રો ધર્મ અને વર્ણની ભેદજનક દિવાલો ઓળંગીને આપણાં મનને પરમ એકતાનો પરિચય કરાવે છે. કો પરદેશી પન્થી જગતના ભિન્ન ભિન્ન દેશોમાં સુન્દર પ્રાકૃતિક દૃશ્યો નિરખે છે, ત્યારે એનું હૃદય એની રાષ્ટ્રભક્તિએ એની કલ્પના ઉપર લાદેલા ભૌગોલિક બન્ધનોથી પર થઈ જાય છે. જીવનમાં સૌન્દર્યની ભાવનાનો સ્થિર વિકાસ થવા લાગે તો જરૂર કહી શકાય કે બન્ધુતા હવે સ્વપ્ન રૂપે નહિ રહે, પરન્તુ આપણા દૈનિક જીવનમાં મૂર્તિમંત થશે.

આપણા જીવનમાં બન્ધુતાનો આદર્શ અને સુન્દરતાનો પ્રેમ પરસ્પર કેવી રીતે પોષક અને પૂરક થઇ શકે છે, એ જાણવું સૌને રસિક લાગે એવું છે મનુષ્ય પ્રત્યેની સહાનુભૂતિ (બન્ધુતા) અને કુદરત પ્રત્યેની સહાનુભૂતિ (સુન્દરતા) એ તો પદાર્થ અને પડછાયાની જેમ સદાને માટે સંકળાયલાં છે. વળી એક મનુષ્યને જે પદાર્થ સમાન લાગે, એ બીજાને પડછાયા જેવું પણ લાગી શકે. પરન્તુ પદાર્થ અને પડછાયો બન્ને પ્રજાની તેમજ વ્યક્તિની કલ્પનામાં વિચાર અને ઉર્મિની અપૂર્વ શક્યતાઓ જગાડી શકે છે. આજે આપણે સ્પર્ધા વિનાનું જગત, વર્ણ, વર્ગ કે રંગના ભેદ વિનાનો સમાજ, અને નીતિ કે રૂઢિના અભિમાન વિનાની પ્રજા કલ્પી પણ શકતા નથી. પરન્તુ આપણને બન્ધુતા અને સુન્દરતા સન્દેશ આપી રહ્યા છે કે આવું જગત ક્યાંક અસ્તિત્વ ધરાવી રહ્યાં છે.

બન્ધુતા અને સુંદરતા એ નવા જગતના પ્રધાન અંગો છે. ભલે આજે ગણી ગાંઠી વ્યક્તિઓજ એ નવીન માનવજાતિને માટે સ્વાર્પણમય જીવન ગાળતી હોય, પરન્તુ એની સંખ્યા ધીમે ધીમે વધશે જ. કારણ કે જે જીવાત્મા એમ કહી શકે કે 'મ્હારે મન પૂર્વ પશ્ચિમ જેવા ભેદ નથી, પરન્તુ હું તો એક અખંડ માનવજાતિમાં જ માનું છું,' એને કુદરતનાં સઘળાં બળો સહાય કરે છે અને સિદ્ધિ અપાવે છે. એક કાળે પૂર્વ અને પશ્ચિમ એક થશે જ. કારણ કે એમની જૂદાઈ, એ તો સમય અને સંસારનાં બંધનોએ ઉભી કરેલી એક માયા જ છે. જ્યારે એ માયાનો પડદો ઉચકાશે, ત્યારે એ બન્ને એક જ દેખાશે; પૂર્વ અને પશ્ચિમ રૂપે નહિ, પરન્તુ એકજ અદ્દ્ભૂત જીવન રૂપે જણાશે. જે મનુષ્ય પૂર્વ કે પશ્ચિમની અથવા ઉત્તર કે દક્ષિણની નહિ પરન્તુ કેન્દ્રની જ શોધમાં છે, એનેજ આવું દિશા, કાલ અને માયાથી પર એવું દર્શન સદાકાળ થઈ શકે છે.

૭

## સંગીતનો એક જલસો

પશ્ચિમના સ્વરવૈવિધ્યવાળા સંગીતની તાલીમ પામેલા કર્ણોને હિન્દી સંગીત ઘણીવાર વિચિત્ર અને અમધુર લાગે છે. ખાસ કરીને હિન્દી કંઠસંગીત પરત્વે આમ વિશેષ બને છે; કારણ કે એમાં લગભગ હંમેશાં અનુનાસિક ગુંજન (નેઝલ ટ્વૅન્ગ) યોગ્ય મનાય છે. એ અનુનાસિક ગુંજન કેટલું અકુદરતી છે, એ તો ગાયકની મુખમુદ્રાની વિકૃતિ પરથી આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. આથી જ્યારે કોઈ હિન્દી ગાયક પોતાની મુખમુદ્રામાં કશી જ વિકૃતિ કર્યા વિના, અને ઉચ્ચ સૂરો વ્યક્ત કરવાના પ્રયત્નમાં પરાણે તીણો અવાજ કાઢ્યા વિના, સંગીતની મઝા ચખાડે છે, ત્યારે આપણને સવિશેષ આનંદ થાય છે. થોડા વર્ષો પહેલાં લકનૌમાં સંગીતના એક જલસામાં હું હાજર હતો. હું એનું કાંઇક વીગતથી વર્ણન કરવા માગું છું. કારણ કે હિન્દી સંગીતનાં કેટલાંક લક્ષણો એમાં એવાં હતાં કે જેનો આપણે કાળજીપૂર્વક અભ્યાસ કરવો જોઇએ.

ચાર સંગીત પ્રેમીઓની એ મંડળી હતી—બે ગાયકો હતા, એક સિતારવાદક હતો અને એક તબલચી હતો. સિતારવાદક અયોધ્યાના પ્રખ્યાત પંડિત રામ શરણજી હતા; બન્ને ગાયક અનુક્રમે સોળ અને દશ વર્ષના એમના જ પુત્રો હતા. તબલચી મૃદંગવાદનમાં પ્રવીણ હતો, છતાં એનું સ્થાન બીજી ત્રણ વ્યક્તિઓનાં ઉંચું નહોતું મનાતું. મ્હોટો પુત્ર હાર્મોનિયમ વગાડતો

પંડિતજી સિતાર વગાડતા; બન્ને પુત્રો ગીતો ગાતા; અને તબલચી એમને તાલ દેતો.

પશ્ચિમના વૃંદવાદનની જેમ આમાં પણ એક વ્યક્તિ સંગીત-નેતા (કન્ડક્ટર)નું કાર્ય કરતી, સતત સિતાર વગાડવા છતાં પંડિતજીની આંખો એમના પુત્રો ઉપર જ ચોંટી રહેતી. પોતે કંઠથી ન્હોતા ગાતા, *છતાં દરેક ગીતપંક્તિ મનમાં ગાતા*, અને પોતાની મુખ-મુદ્રાના ફેરફારથી અને મસ્તકના ડોલનથી પુત્રોના સંગીતને દોરતા. પશ્ચિમની જેમ દંડ-સંચાલનથી નહિ, પરન્તુ માનસિક અવાજથી એઓ સંગીતની દોરવણી કરતા.

પશ્ચિમના સંગીતમાં ગાયક ગાય છે, અને વાદક એને અનુસરે છે અને અનુમોદે છે; પરન્તુ ત્યાં વાદક નેતા (કન્ડક્ટર)નો પાઠ નથી ભજવાતો. પરન્તુ આંહી તો એથી ઉલ્ટી જ સ્થિતિ હતી. પંડિતજી પ્રવીણ ગાયક હતા, છતાં માત્ર અનુસરણ કે અનુમોદન જ નહિ, પરન્તુ માર્ગદર્શન પણ એઓ જ કરાવતા. પશ્ચિમમાં ગાયકને મુખ્ય સ્થાન આપવામાં આવે છે; એ પોતાનું કાર્ય બરાબર જાણે છે, અને ક્યારે કેવા ભાવો પ્રગટાવવા એ સમજે છે. પરન્તુ હિન્દી સંગીતમાં તો વાદક જ મુખ્ય સ્થાન લે છે, અને ગાયકના ભાવ-પ્રદર્શનને દોરે છે.

બીજો મહત્ત્વનો ફરક એ છે કે હિન્દી સંગીતમાં અવાજ અને અભિનય અભિન્ન મનાય છે. હિન્દી સંગીતકારોને પશ્ચિમના વૃન્દવાદનના જલસાઓમાં દેખાતી ગાયકોની કાષ્ઠવત્ અક્કડ સ્થિતિ અગમ્ય લાગે છે. પલાંઠી વાળીને બેઠેલા બન્ને ન્હાના સંગીતકારો ગાતા, ત્યારે એમનું આખું શરીર ડોલતું...મ્હોટા પુત્રનો અભિનય તો ખરેખર અદ્દભુત હતો. કર, નયન, સ્કન્ધ, મસ્તક વગેરે અંગોમાંથી પણ સંગીત નીતરતું હતું, કારણ કે હિન્દી સંગીતકારો શબ્દોની પાછળ રહેલા વિચારને જ સંગીતમાધુર્યનું અનિવાર્ય અંગ માને છે. સિતારના તારના રણકારમાં વદનનું સ્મિત,

તાળીનો નાદ અને આંગળીઓના ટચાકા સંપૂર્ણ સાથ આપતા. એ સંગીત એટલું તો સચોટ રીતે સૂચક હતું કે કેટલીક વાર કર, શરીર અને છૂટક અંગોની વિવિધ ચેષ્ટાઓ દ્વારા તબલચી પણ એમાં પોતાનો વિશિષ્ટ ફાળો આપતો. જો કે તબલચી પલાંઠી વાળીને બેઠો હતો, તો પણ સંગીતની મસ્તીનું ઉત્સાહપ્રેરક ડોલન એના વળેલા ઘુંટણોમાંથી પણ પ્રકટી નીકળતું.

સદ્‌ભાગ્યે એ સંગીત અનુનાસિક ગુંજન વિના જ ચાલ્યું, અને એથી મ્હને તો અત્યંત આનંદ થયો. ખાસ કરીને એના સ્વરભેદ (મૉડ્યુલેશન્સ)થી મ્હને ઘણીવાર ગ્રેગોરીઅન સંગીતનું સ્મરણ થતું; અને કોઈ કોઈવાર રોમન કૅથોલિક પન્થના દેવળોમાં ગવાતા રહસ્યમય (પૅશન) સંગીતની કલ્પના નયન આગળ તરવરતી. ભજન કાવ્યોમાં બને છે, એમ એમાં માધુર્યયુક્ત કેટલાક ભાગો વારંવાર ગવાતા; ત્યારે તો એમ જ લાગતું કે જાણે કો ધારવાળા હથિયારથી કોઈ અમુક ચીલાને વધારે ઉંડો બનાવી રહેલ છે.

ગીતના આરંભ પૂર્વે મુખ્ય ગાયકે હાર્મોનિયમની સહાયથી પ્રથમ કેટલીક ગૌણ પંક્તિઓ ગાઇને પોતાના અવાજને સંવાદી બનાવી લીધો; ન્હાનો ભાઈ તો મ્હોટા ભાઈનું ગાયેલું જ ગાતો. જો કે પિતા ઉભયને દોરતા હતા, છતાં દરેક ગાયક અવાજ અને અભિનયથી પોતાનો વ્યક્તિગત અર્થ પ્રકટ કરતો. હાર્મોનિયમ ગાયકના કંઠની સાથે ચાલતું, અને મૃદંગ ઉભયને ઉત્સાહ પ્રેરતું, છતાં પણ દરેક વાજીંત્ર વાદકના મનોભાવ કે વૃત્તિ પ્રમાણે પોતાનો અલ્પ પણ વિશિષ્ટ ફાળો એમાં ઉમેરતું. તબલચીનું કામ તો કમાલ હતું–સંગીતના તાનમાં મસ્ત બનીને એ ઘણીવાર આરોહઅવરોહની નવીન સ્વરસમૃદ્ધિ શોધી કાઢતો હતો. ઘણીવાર એની તાલબદ્ધ થપાટોથી સંગીતમાધુર્યની ગાઢતામાં વૃદ્ધિ થતી; અને કો લશ્કરી બૅન્ડ કૂચની તાલમય ગતિ અણધારી રીતે વધારે, એવી જ એની અસર થતી.

આ સંગીત પ્રધાનતઃ તો શ્રોતૃવર્ગને અનુલક્ષીને જ ચાલતું. પશ્ચિમના જલસાઓમાં ગાયકો માત્ર હવાને જ સુણાવે છે, પરન્તુ હિન્દી સંગીતની વાત ન્યારી છે પ્રથમ તો શ્રોતૃવર્ગના મુખ્ય મુખ્ય માણસોને અને પછીથી આસપાસના સમગ્ર સમુદાયને એ ગાન-માધુર્યથી રિઝવે છે. આમ જલસાના આરંભથી જ સંગીતકાર અને શ્રોતૃવર્ગની વચ્ચે ગાઢ અંગત સંબંધ બંધાય છે. શ્રોતૃવર્ગ પણ મસ્તકો ડોલાવીને અને શરીરો નમાવીને, ગાનના રસ પ્રમાણે સંગીતકારને યોગ્ય રીતે અનુકૂળ થાય છે વચ્ચે વચ્ચે ઘણીવાર ગાયનકાર્ય કેવળ બંધ થઈ જાય છે, અને માત્ર તબલાં અને હાર્મોનિયમ વચ્ચે સરસાઈ ચાલે છે. એ દ્વન્દ્વગાનમાં ઉર્મિમય આવેશની એટલી તો અતલ ગાઢતા હોય છે કે શ્રોતૃવર્ગ લાગણીઓની તંગ દશા અનુભવે છે, અને એ સરસાઈનો અંત આવે છે, ત્યારે જ આરામ (રિલીફ) અનુભવે છે. કોઈ કોઈવાર તો ગાયક અરધો આનંદસમાધિમાં લીન થઈ જાય છે.

પંડિત રામ શરણજીએ સંગીતનું શિક્ષણ પરમહંસ સાધુ સીતા શરણજી પાસેથી મેળવ્યું છે. હવે એઓ જાતે ગાતા નથી, પરન્તુ સિતારના રણકારથી ગાયકના કંઠને અનુમોદન અને સાથ આપે છે. પછી એમણે સિતાર ઉપર પોતાનો સ્વરચિત રાગ વગાડી સંભળાવ્યો, અને એ રીતે પોતાની સાચી સંગીતશક્તિનું અમને ભાન કરાવ્યું. એમણે અમને કહ્યું હતું કે એમના જલસા માત્ર અનરંજનને માટે નથી. એઓ તો એને પવિત્ર કાર્ય માને છે અને પરમ ભક્તિભાવથી સંગીત સુણાવે છે. મ્હોટે ભાગે એમનું સંગીત રહસ્યયુક્ત ('પૅશન' ટાઈપનું) છે. એઓ હિન્દી દંતકથાના વિશાળ ભંડારમાંથી કરુણ અને પ્રેરક પ્રસંગોનાં વર્ણનો ગાઈ બતાવે છે. પુત્રની પાસે રામાયણની થોડી પંક્તિઓ ગવરાવીને એમણે એ મહા-કાવ્યના મર્મ વિષે પાંચેક મિનિટ ઉર્દૂ ભાષામાં પ્રવચન કર્યું. પંડિ-

છુમાં વક્તૃત્વની છટા અને ભાષાની સૂચકતા અજબ છે. પંડિતજી પોતાને ધર્મોપદેશક માને છે અને **ધર્મસન્દેશના કાર્યમાં સંગીતની સહાય લે છે.**

એક કલાકના જલસામાં સંગીતકાર અને શ્રોતૃવર્ગ વચ્ચે જે ગાઢ અંગત સંબંધની સાંકળ બંધાઈ છે, એ તો હું કદી ભૂલી શકીશ નહિ. એ જલસો મનરંજન સારૂ ન્હોતો પણ ધર્મસન્દેશ આપવાને માટે હતો, એમાં લગારે શક નથી. પશ્ચિમના સંગીતકારોમાં દેખાતી શરીરોની અક્કડાઇના અને રૂઢિબદ્ધ શિષ્ટાચારના અભાવથી આ હિન્દી જલસો મને વધારે સુખકર લાગ્યો હતો. મને લાગે છે કે પશ્ચિમના સંગીતને પૂર્વનું સંગીત એક મહત્ત્વનો સન્દેશ આપી શકશે. પશ્ચિમના વૃંદવાદનમાં વાદકોના વાદનને એક પ્રવીણ નેતા ( કન્ડકટર ) દોરવણી આપે છે; એવી જ દોરવણી કો શ્રેષ્ઠ ગાયક દ્વારા ગાયનને પણ મળવી જોઇએ.

એમ કહેવાય છે કે ગ્રીસ દેશમાં ભોજન સમયે કેટલીક કુમારિકાઓ વેણુવાદન કરતી, અને અતિથિઓને વારંવાર પોતાની ઇચ્છા પ્રમાણે હસાવતી, રડાવતી કે મસ્ત બનાવતી. 'ટ્રિસ્ટન'ના છેલ્લા અંકના પ્રારંભમાં ભરવાડની વાંસળી આપણને બરૂની શક્તિ બતાવી આપે છે. એક ન્હાનું એવું વાજીંત્ર કેવી ગાઢ અસર કરી શકે છે, એ વાત આવા સંગીતના જલસાની મઝા માણનારા જ સમજી શકશે.

પોતાની મનોવૃત્તિ કે ઉરભાવ વ્યક્ત કરવાની, અને વાદકોને અમુક પ્રમાણમાં પોતપોતાની રીતે વિશિષ્ટ ફાળો આપવાની સ્વતંત્રતા ગાયકને મળશે, ત્યારે જ પશ્ચિમના સંગીતની ખરી શક્યતાઓ ખીલી નીકળશે. સંવાદ અને સ્વરવૈવિધ્ય વિનાનું હિન્દી સંગીત પશ્ચિમની જેમ સર્વવ્યાપક સન્દેશ નહિ આપી શકે; પરન્તુ એટલું તો કહેવું જ પડશે કે હિન્દી સંગીતના જેટલું ઉર્મિઓનું અતલ

ઉંડાણ હજુ પશ્ચિમના સંગીતકારો પ્રકટાવી શકતા નથી. જો હિન્દી સંગીત પશ્ચિમના સંગીતના જેવી વિશાળતા અને **ભવ્યતા** મેળવી શકે, અને પશ્ચિમનું સંગીત હિન્દી સંગીતના જેવી **ઉર્મિઓની અતલતા** પ્રાપ્ત કરી શકે, તો જગતમાં કેવું અનુપમ સંગીત આપણે સાંભળી શકીએ ! એક દિવસ એવો પણ જરૂર આવશે કે જ્યારે પૂર્વ અને પશ્ચિમનાં સંગીતો પરસ્પર હાથ મીલાવશે, અને એ રીતે સમગ્ર જગત વધારે સુખી અને આનંદી બનશે.

---

૮

# હિન્દી ચિત્રકલાની નવી શાળા

કલકત્તાની એ સાંકડી અને ઘોંઘાટવાળી શેરીમાંથી અમે એક ન્હાનકડી ગલીમાં પેઠા; ગલીને બીજે નાકે એક વિશાળ ચોગાન હતું. એમાં પ્રવેશ કરતાં જ અમને એમ લાગ્યું કે અમે જાણે કલકત્તામાં જ નથી. ચોગાનની ત્રણે બાજુએ વિશાળ સ્તંભવાળા અને બે માળનાં મકાનો છે. ચોગાનમાં શાંતિનું વાતાવરણ છવાઈ રહ્યું છે. કારણ કે એ સ્થળમાં એક જગ-મશહૂર કુટુંબનાં માણસો રહે છે.

એક મકાનમાં અવનીન્દ્રનાથ ટાગોર બેસે છે. એમના કાકા રવીન્દ્રનાથ જેમ સાહિત્ય ક્ષેત્રમાં મહાકવિ છે, એમ અવનીન્દ્રનાથ ચિત્ર-વિદ્યાના એક મહાન કલાકાર અને સ્વપ્નશાલી વ્યક્તિ છે. કલાકાર ઘરમાં છે કે કેમ, એ વિષે એક મિત્ર પ્રથમ તપાસ કરી. પછી તો ચિત્રકાર પોતેજ અમારો સત્કાર કરવા આંગણામાં આવી પહોંચ્યા.

દેખાવ પરથી ચિત્રકાર આપણને સ્વપ્નશાલી નથી લાગતા. પરંતુ એમની કલાકૃતિઓ તો સ્વપ્નભરપૂર છે. હિન્દી ચિત્રકલાની નવી શાળાના એઓ અગ્રણી છે. વિશાળ સ્કંધવાળા, તદ્દન સ્વચ્છ મુખમુદ્રાવાળા અને કદાવર દેહના અવનીન્દ્રનાથ એમના જગવિખ્યાત કાકાને લગારે મળતા આવતા નથી. બાહ્ય દૃષ્ટિએ એઓ આપણને એક સુખી વ્યાપારી જેવા લાગે છે. પરંતુ એઓ સંપૂર્ણ

રીતે એક કલાકારજ છે. ઝભ્ભો પહેરવાની એમની લાક્ષણિક રીત જ એ કહી બતાવે છે.

ચિત્રકાર અમને મેડી ઉપર એક વિશાળ ખંડમાં લઈ ગયા. એ એમનું દિવાનખાનું અને અભ્યાસગૃહ છે. લોકો કહે છે કે 'શૈલી પરથી મનુષ્યને પારખી કે માપી શકાય છે;' મને લાગ્યું કે વસવાનો ખંડ પણ મનુષ્યનું માપ અને મૂલ્ય કહી બતાવે છે. કારણ કે એ ખંડ તરફ એક જ દૃષ્ટિપાત કરવાથી તમે અવનીન્દ્રનાથને ઓળખી શકો છો.

એ ખંડને હું કયા શબ્દોમાં વર્ણવું? હિન્દ, જાપાન, ચીન–સ્વરૂપમાં સમગ્ર પૂર્વનું એમાં વિશિષ્ટ વાતાવરણ છે. સાચા પૂર્વની સૂર્યપ્રભા અને આત્મિક શાંતિનો ત્યાં અમને અનુભવ થયો. મને તો લાગ્યું કે સારા ય કલકત્તા શહેરમાં એવો બીજો એક પણ ખંડ નહિ હોય. હિંદનું એ કમલાગ્ર છે. આજે તો હિંદીઓ પરદેશના–ખાસ કરીને જર્મનીના કે ઈંગ્લાંડના–'દેવો' ને પૂજે છે. સુંદરતા અને પ્રેરણાનો અખૂટ માલ આપણા આંગણામાં જ છે, અને પરદેશના યાંત્રિક માલમાં નથી, એ એઓ કેવળ ભૂલી ગયા છે.

૧૦ × ૧૫ ફુટના માપ વાળો તથા સુંદરતા, ભાવના અને સપ્રમાણતા વાળો એક વિભાગ કલ્પો. વિશાળ દિવાનખાનાના એ વિભાગમાં એમનું અધ્યયન મંદિર છે. એકાદ ઇંચ ઉંચી લાકડાની પટ્ટીથી એ વિભાગ મુખ્ય ખંડથી જૂદો પાડવામાં આવ્યો છે. એ વિભાગની અંદર નરમ અને સુંવાળી સાદડીઓ, એકાદ ઢાળિયું મેજ અને બે ચાર મોટા તકિયા છે; અને એની બ્હાર સુંદર કોતરણીવાળી અને નીચા ઘાટની ખુરશીઓ છે. એ તો ભોંયતળિયાંની વાત થઈ. પરંતુ ચોમેર દિવાલો પર તો 'ધબકતું જીવન' છે. ક્યાંક કાકીમોનાવાળું જાપાની જીવન છે; ક્યાંક હિંદી કલાકારોએ આલેખેલું અને કોતરણીમાં ઉતરેલું આર્ય જીવન છે; બે ચાર સ્થળે પ્રાચીન મુગલાઈનાં ચિત્રો, દશ્યો અને પ્રસંગોમાં મુસ્લીમ

ક્રા લિપ્પો, પેરૂગિનો વગેરે કલાકારોની અમર કૃતિઓ જોવાની તક મળશે, ત્યારે એમને માલમ પડશે કે એઓ પણ એ 'પ્રિમિટિવ' ચિત્રપરંપરાની જમાતમાંના જ એક છે. હું તો માનું છું કે કલા-રસિક વ્યક્તિએ પ્રથમ ઇટાલીના આદિ કાળના એ 'પ્રિમિટિવ' કલાકારોની કલાકૃતિઓની પિછાણ પછી જ વર્તમાન કલાના શંભુ-મેળાનાં દર્શન કરવાં જોઇએ. કારણ કે ત્યારે જ એઓ અવનીન્દ્ર-નાથની કલાકૃતિઓની સાચી કદર કરી શકશે. કારણ કે ચિત્રકારની પરાબુદ્ધિ (ઇન્ટુઇશન)નાં સ્ફુરણો દ્વારા વહતી સરલતા, નિર્દોષતા અને પવિત્રતાની મનોહરતા શબ્દોથી વર્ણવી શકાતી નથી. મ્હને તો લાગે છે કે અવનીન્દ્રનાથ કદાચ કોઈ 'પ્રિમિટિવ' ઇટાલિયન ચિત્રકારનો પુનરાવતાર જ હશે. આટલું તો ચોક્કસ છે કે જતે દિવસે સારૂંયે જગત આ મહાન કલાકારને ખુબ જ સન્માન આપશે અને પૂજશે.

એમના શિષ્યોએ એમનો સન્દેશ ક્યારનેય સમજી લીધો છે. આથી હું તો માનું છું કે એક દિવસ એવો પણ જરૂર આવશે કે જ્યારે દરેક હિન્દી ગૃહને 'ટાગોર શાળા'નાં ચિત્રો સુહવતા હશે. જેમ ઇટાલીના એ 'પ્રિમિટિવ' ચિત્રકારોએ ઇટાલીની ચિત્રકલાને સિદ્ધિને શિખરે પહોંચાડી, એમ આ નવીન ચિત્રશાળા હિન્દી ચિત્રકલાનો ઉત્કર્ષ જરૂર સાધશે. આ ચિત્રકારો હિન્દી ચિત્રકલાની આવતી કાલની એ ભવ્ય 'શાળા'ના પુરોગામીઓ છે. એ ભવિષ્યની 'શાળા'નાં ચિત્રોમાં દરેક રેખા, રંગ અને આકૃતિમાંથી હિન્દનો વિશિષ્ટ ગૂઢ આધ્યાત્મિક સન્દેશ અહર્નિશ ઝળકયાં અને ં કરશે.

૯

## હિન્દી નાટકોનું ભવિષ્ય

કલકત્તા કોન્ગ્રેસ સમયે કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું નાટક 'પોસ્ટ ઑફિસ' ભજવાતું જોવાની તક જેમને મળી છે, એઓ એ આનંદને કદાપિ વિસરશે નહિ. કાવ્યમય અને આધ્યાત્મિક લખાણો દ્વારા રવીન્દ્રનાથ ટાગોર હવે જગવિખ્યાત થઈ ગયા છે, એ તો આપણે સૌ જાણીએ છીએ. પરન્તુ એઓ એક સંપૂર્ણ નટ છે, એ તો અમે તે દિવસે જ જાણ્યું. પોતાની ખાનગી રંગભૂમિ ઉપર પોતે જ ગોઠવેલું પોતે જ રચેલું, અને પોતે જ ભજવેલું નાટક કવિવર ટાગોરે અમને સૌને બતાવ્યું અમને તો એ અણમૂલો અવસર અને અધિકાર સદાયે સાંભરશે.

અમને મળનારા અનેકવિધ આનંદોનું પૂર્વસૂચન તો અમને એમની આમંત્રણ-પત્રિકામાંથી મળી ચૂક્યું હતું. એ પત્રિકાઓ સામાન્ય પ્રકારના કિનારવાળા, ગોળ ખૂણાવાળા **વિદેશી** કાર્ડોથી તદ્દન જુદા જ પ્રકારની અને સર્વ રીતે **સ્વદેશી** જ હતી, પીળા બંગાળી કાગળ પર એ છાપવામાં આવી હતી; અને દરેક પત્રિકાના અણુ યે અણુમાં કલાકારનો સ્પર્શ સ્પષ્ટ દેખાઈ આવતો હતો. પછી

બરાબર છ વાગ્યે જ્યારે અમે કવિવર ... ગભૂમિનાં દર્શન

કર્યાં, ત્યારે અમારાં હૃદયોને પરમ સંતો ... થયો. કા.

કે રંગભૂમિના ખંડમાં સંપૂર્ણ સૌન્દર્ય ... રંગની ઉ

ઉભણીવાળો એ એક વિશાળ ખંડ

હાથવણાટની સાદડીઓ હતી; શાંત મધુર દીપકો હતા; એ સંપૂર્ણ સૌન્દર્યયુક્ત વાતાવરણમાં દિવાલ ઉપર ચોકઠા વિનાનું માત્ર એક જ ચિત્ર મગફરોથી ઝૂલી રહ્યું હતું. જાપાનીઝ સુંદર ઝૂલતા પડદા પર લતાકુંજનો મનોહર દેખાવ પ્રેક્ષકનાં નયનને ઠારતો હતો; શ્યામ રંગના મુખ્ય પડદા ઉપર વચ્ચે લાલ સૂર્ય અને બાજુમાં બે શ્વેત કમળો અને એક લીલું કમળપત્ર હતાં; અને માથે ઘાસની છતવાળું છાપરું 'ગામડાનો દેખાવ' રજુ કરતું હતું આ રીતે આવી વિશિષ્ટ રંગભૂમિ ઉપર ટાગોરનું 'પોસ્ટ ઓફિસ' નાટક મૂળ બંગાળી ભાષામાં જ ભજવાયું હતું.

દેવવ્રત મુકરજીએ આ નાટકનો અંગ્રેજી અનુવાદ કર્યો છે; પરન્તુ એને ભજવાતું જોવામાં જે ખુબીનાં દર્શન અમને થયાં, એનો એકાદ અંશ પણ એ અનુવાદના વાચનથી અમને પહેલાં નહોતો મળ્યો. આજે મારો ઉદ્દેશ એ નાટકની સમાલોચના કે ચર્ચા કરવાનો જરા યે નથી. હું તો જ્યારે એ નાટકની અભિનયકલા જોતો હતો, ત્યારે મ્હારી કલ્પના તો હિન્દી નાટ્યકલાનું ભવિષ્ય કેવું થશે અને એમાં કવિવર ટાગોરનો વિશિષ્ટ ફાળો શો હશે, એ પ્રશ્ન વિચારતી હતી. ગ્રીક નાટકોના ઇતિહાસના અભ્યાસીઓ હિન્દી નાટકોનો મર્મ સરળતાથી સમજી શકશે. કારણ કે બન્ને દેશનાં નાટકો સરખી ઢબનાં જ છે. વર્તમાન હિન્દી નાટકોની જેમ તે કાળનાં ગ્રીક નાટકો પણ રૂઢિ અને પરંપરાને પન્થે જ ચાલતાં. નાટકકાર સૌને જાણીતી, પ્રાચીન દેવકથા કે વીરવાર્તા લઇને, નવું નાટક લખતો. ગ્રીસમાં નાટકોનો નાયક ઓરીસ્ટીસ કે પ્રોમીથીઅસ હતો; હિન્દમાં રામ, નલ કે પ્રહ્લાદાદિ હોય છે. આજે પશ્ચિમમાં ભજવાય છે એવાં એ કાંઈ 'પ્રશ્ન–નાટકો' નહોતાં–એમાં કોઈ જીવનનો પ્રશ્ન ચર્ચાતો નહિ. આપણે ત્યાં પ્રેક્ષકો નાટકના પ્રધાન પ્રસંગો તો અગાઉથી જાણતા જ હોય છે. વળી લોકો જાણે છે કે

નાટકને અંતે મૃત્યુ પામેલ વીર પુરૂષને કોઇ દેવ કે ગન્ધર્વ સજીવન કરશે જ, અને પરિણામ તો આખરે સારૂં અને સુખી જ આવશે.

ગ્રીસનાં નાટકોમાં પહેલાં એક જ નટ સંગીત સાથે કાર્ય કરતો; પછી બે, ત્રણ અને ક્રમશઃ વધારે નટો કાર્ય કરવા લાગ્યા. છેવટે એમાંથી જગતની એક ઉચ્ચતમ નાટકકલા પ્રગટી. સિસેરો કહી ગયો છે તેમ સર્વોત્કૃષ્ટ ગ્રીક નાટ્યકલા તો "જીવનનું અનુકરણ, માનુષી સંબંધનું દર્પણ અને સત્‌નું આવિષ્કરણ" હતી. આજે આપણી નાટ્યકલા 'સત્‌નું આવિષ્કરણ છે', એમ તો કોઈ કહી શકે એમ નથી. હજુ તો આપણી રંગભૂમિ પર પરંપરાગત રૂઢિ પ્રમાણે જ નાટકો ભજવાય છે, પરન્તુ એ તો પ્રાથમિક ભૂમિકા થઈ; હિન્દી નાટકો કાયમને માટે એ ભૂમિકા પર થોભી શકશે નહિ. હિન્દી નાટકોની ભાવી ભૂમિકા કેવી હશે, એ આપણે ગ્રીક નાટકોના ઇતિહાસ પરથી સમજી શકીએ છીએ. વળી વર્તમાન યૂરોપીઅન નાટકોનો અભ્યાસ પણ આપણને એ ભૂમિકા પરત્વે દિશાસૂચન કરી શકશે.

ટાગોરની નાટ્યકલાની ખુબી એ છે કે એમણે એ ભવિષ્યની ઝાંખી કરી લીધી છે. બંગાળમાં એમની પૂર્વે પણ નવયુગના નાટ્યકારો થઈ ગયા હશે; પરન્તુ જગતનું લક્ષ તો એકલા રવીન્દ્રનાથ જ ખેંચી શક્યા છે. અમે નિરખેલા 'પોસ્ટ ઑફિસ' નાટકમાં કવિશ્રીએ પશ્ચિમની ઢબ (ટેકનીક)ને સારી રીતે અપનાવી હતી. રંગભૂમિ પરની દરેક વસ્તુ વાસ્તવિક હતી. નટોનાં પરિધાન, વચનો, અભિનયો તથા ખંડના ઉપસ્કર (ફર્નીચર) અને શણગાર પણ સર્વ રીતે 'જીવનને વફાદાર' હતા. સારૂં યે નાટક હિન્દી આદર્શ અને ભાવનાથી ભરપૂર હતું. કવિતાના રાગડા અને રચનાની રૂઢિબદ્ધ અક્કડાઈમાંથી જેમ ગ્રીક નાટકો જતે દિવસે વેગવંત અને જીવંત બની શક્યા, એમ ટાગોરના સ્પર્શે હિન્દી નાટકોમાં અનેરૂં રૂપાંતર થઈ ગયું છે. ટાગોરે હિન્દી નાટકોની એક બીજી પણ

સેવા કરી છે; 'એમણે વર્તમાન રંગભૂમિ પર અનિવાર્ય મનાતા પ્રેમી યુગલોના ત્રાસમાંથી હિન્દી નાટકોને સંપૂર્ણ રીતે મુક્ત કર્યાં છે.'

ટાગોરનું 'પોસ્ટ ઓફિસ' એકવાર લન્ડનમાં આયરીશ નટોએ વર્તમાન રંગભૂમિની તમામ ઢબછબ અને સામગ્રી સાથે ભજવ્યું હતું. પણ એમાં ન જણાયલી ખુબી તે દિવસે કલકત્તામાં ખુદ ટાગોરને હાથે ભજવાયલા એ નાટકમાં અમે જોઇ શક્યા. કારણ કે એમાં સાંગોપાંગ હિન્દી દૃષ્ટિ અને ભાવના જળવાયાં હતાં. સારું યે નાટક પ્રથમ તો સાંકેતિક છે. માંદગીમાંથી બચવા માટે ઘરની બ્હાર પગ ન મૂકવાની સલાહ જે બાળકને ડોક્ટર આપે છે, તે બાળક આપણે પોતે જ છીએ. કારણ કે જગતના ડોક્ટરો– શાસ્ત્રો, દાદીમાઓ, લોકમત–આપણને પણ બાળક અમલની જેમ આપણા ન્હાના, હલકા સ્વરૂપમાં પૂરાઈ રહેવાની ફરજ પાડે છે. બિચારો બાળક બારીમાંથી દૂરની એક ટેકરીને જુએ છે, અને એના શિખરે ચ્હડવાની ઝંખના કરે છે. બાળકને બ્હાર જવું છે, પણ ડોક્ટર ના પાડે છે. બધા જ એને પજવે છે; માત્ર એક વૃદ્ધ પુરુષ ( ટાગોરે પોતે એનો પાઠ લીધો હતો ) એને આશ્વાસન આપે અને બાળકના હૃદયને ગમે એવી વાતો કરે છે. એ કહે છે કે 'રાજાનો કાગળ, ત્હારી ઉપર આવશે.' બાળકના ગૃહ પાસે જ ટપાલ ઓફિસ છે. બાળક પથારીમાં પડયો છે; કાગળને માટે ઝંખે છે; પછી આખરે કાગળ અને ખુદ રાજા પોતે એની આગળ આવે છે. તે સંધ્યાએ અમે સૌએ માત્ર નાટક જ નથી જોયું; **કવિની કલાથી અમારા જીવનમાં, આત્મામાં ડોકિયું કર્યું છે.**

× × ×

ટાગોરનાં નાટકો ગૂઢ સન્દેશ સુણાવે છે. કવિવર કલામય કૌશલ્યથી શ્રોતૃ-વર્ગને પોતાના નિશ્ચિત વિચારોનો અજબ સન્દેશ આપી શકે છે. ટાગોરનાં તમામ નાટકોમાં બે વિચારો ખાસ કરીને નજરે પડે છે.

પ્રથમ વિચાર એ છે કે **માનવજાતિ એજ સર્વોત્તમ સત્** છે; અને આપણા બન્ધુઓના સુખ દુઃખમાં જ આપણને બ્રહ્મદર્શન થશે. આપણા પ્રાચીન મહર્ષિઓએ કહ્યું હતું કે "नेति, नेति," એટલે કે જીવનના કોઈ પણ વ્યક્ત સ્વરૂપમાં સત્‌નાં દર્શન થઈ શકે નહિ. પરન્તુ ટાગોર કહે છે કે સત્‌નું સાચું દર્શન તો હૃદયની ગાઢ **શાંતિ** અને ભવ્ય **પ્રભા** છે; અને જગતથી દૂર જવાથી નહિ, પરન્તુ સમગ્ર જગતને આપણા હૃદયમાં સમાવવાથી જ એ આપણને મળી શકે છે

બીજો વિચાર એ છે કે **સાચા સ્ત્રીત્વમાં સર્વોત્તમ સુન્દરતા અને આધ્યાત્મિકતા** છે......માલિની, અપર્ણા, સુમિત્રા વગેરે ટાગોરનાં સ્ત્રી-પાત્રો પોતાના મધુર, ગૂઢ સ્પર્શથી જીવનને જગાડે છે, અને એમાં મોહક સત્‌નાં દર્શન કરાવે છે. જર્મન મહાકવિ ગટે એને 'સનાતન સ્ત્રીત્વ' કહે છે; એ આપણને સદાય 'ઉંચે અને આગળ લઈ જાય છે.' સાચા સ્ત્રીત્વની મહત્તા સૌ કલાકારો સમજે છે, અને પોતાની કલા દ્વારા એને પ્રકટાવે છે. કવિવર ટાગોર હિન્દુ સન્નારીમાં એનાં દર્શન કરે છે. એક કવિએ સત્ય જ કહ્યું છે કે "સાચી **સ્ત્રી**માં મનુષ્ય કલ્પી પણ ન શકે એવો ગૂઢ અને દૈવી સન્દેશ રહેલો છે."

પરન્તુ ટાગોર આપણી સમક્ષ જે સાચી **સ્ત્રી** રજુ કરે છે, તે ભૂતકાળની કે ભવિષ્યની છે; **વર્તમાનની** નથી. કારણ કે સામાજીક નિયમોથી છુંદાયલી વર્તમાન લાખ્ખો ભોળી નારીઓમાં સાચું હિન્દી સ્ત્રીત્વ ક્યાંથી પ્રકટી શકે? કારણ કે **જ્યારે પુરૂષ માગણી કરશે, ત્યારેજ એવી સ્ત્રી પ્રકટશે.** આજે તો આપણા પુરૂષોને એવી સાચા સ્ત્રીત્વવાળી દેવીઓ નથી જોઈતી. એમને તો વર્તમાન હિન્દી **સ્ત્રી**–બાળમાતા, ગૃહની મૂંગી ચાકરડી, અથવા ઔઢવયમાં તક મળતાં બનતી ગૃહની જાલીમ માલિક–થી જ સંતોષ

છે. વર્તમાન પુરુષો સાચી હિન્દી સ્ત્રીની કદર કરી શકે એમ નથી. ટાગોરનાં નાટકો ભજવી શકે, એવી સ્ત્રીઓજ આજે ક્યાં છે? વળી રૂઢિબદ્ધ હિન્દી નાટકોની તાલીમ પામેલા પુરુષો કે યુવકો પણ એ નાટકો ભજવી શકે એમ નથી. માત્ર પશ્ચિમના લોકો જ ટાગોરનાં નાટકોની અંદર રહેલું ભવ્ય સત્ય સમજી અને ગ્રહી શકશે; અને ટાગોર પોતે જે રહસ્યો કાગળ પર ઉતારી શકયા નથી, તેની ઝાંખી સાચા સ્ત્રીત્વ વાળી નટીઓની કલામાં કરી શકશે.

એકાદ કવિ ભૂતકાળની આદર્શ આર્ય સ્ત્રીનાં સ્વપ્નાં સેવે, એ સારી વાત છે-જતે દિવસે વર્તમાન આર્ય સ્ત્રીઓ એવી બનવા માંડશે. પશ્ચિમમાં ‘સૂતેલી સુન્દરી’ની એક પરીકથા છે. એક રાજકુમાર આવીને એને સ્પર્શે છે, અને જગાડે છે, ત્યાં સુધી એ ઘોર નિદ્રામાં જ પડી રહે છે. આજે આપણે આપણા દેશ માટે ‘માતૃભૂમિ’ એવો શબ્દ વાપરીએ છીએ. પરન્તુ જ્યારે આપણે ‘માતૃ-ભૂમિ’ ‘પત્ની-ભૂમિ’ અને ‘ભગિની-ભૂમિ’ની વાતો વધારે પ્રમાણમાં કરવા લાગશું, ત્યારે જ આ પ્રાચીન દેવભૂમિમાં યુગોથી નિદ્રા લેતી અનેક ‘સુંદરીઓ’ને સંસ્પર્શથી જગાડનાર, એમનામાં ચેતન પ્રકટાવનાર અનેક રાજકુમારો પણ પ્રકટી નીકળશે. એવો યુગ લાવવો હોય, તો આપણે સૌએ સ્વાર્પણ કરતાં શીખવું પડશે. આજના ‘રાષ્ટ્રભકતો’માં એવા કેટલા છે કે જે નવા હિન્દને ખાતર જુના હિન્દનું સ્વાર્પણ કરી શકે? આપણે એવું સ્વાર્પણ કરી શકશું, ત્યારે જ નવીન નારીયુગની ઉષા ઉગશે, હિન્દી સ્ત્રીઓની નિદ્રા ઉડી જશે, અને એઓ ખરેખર સાચા સ્ત્રીત્વની મૂર્તિઓ બની રહેશે.

× × ×

હવે આપણે હિન્દી નાટકોના પુનર્વિધાનનો વિચાર કરીએ. હિન્દી નાટકોએ કયે પન્થે પ્રયાણ કરવું જોઇએ? પ્રાચીન પુરાણ-

કથાઓ અને લોકવાર્તાઓ ભજવવી, એ સારી વસ્તુ છે. અને હજુ જનસમૂહને માટે કદાચ એજ સર્વોત્તમ હશે. પરન્તુ આપણે હવે નવીન જીવન તરફ આંખો ઉઘાડવી જોઇએ. સાચું વીરત્વ તો આજની દરેક સ્ત્રી કે પુરુષમાં પણ કયાં નથી ? દેવો આજે પણ અનેક ચમત્કારો કરી રહેલ છે; આપણે એ દેવોને સ્ત્રીઓ અને પુરૂષો, બ્રાહ્મણો અને હરિજનો, રાષ્ટ્રવાદી અને સત્તાધારી એવાં નામો આપીએ છીએ એ સૌનાં જીવનમાં આપણે ચમત્કાર જોવાનો પ્રયત્ન કરવો જોઈએ. એમના શોકમાં અને આનંદમાં, પ્રલોભનમાં અને વિજયમાં આપણને પ્રાચીન વેદોનાં નવાં ભાષ્યો મળી રહેશે. આપણને સુખી કે દુઃખી નહિ પરન્તુ વિશુદ્ધ અને પવિત્ર બનાવવા, શક્તિ રૂપ જગતમાંથી ધીરે ધીરે વિચાર રૂપ જગત તરફ વાળવા, અને પ્લેટો કહી ગયો છે તેમ 'અમર વસ્તુઓના શાંત સર્જકો ' બનાવવા, એજ નાટકકારનું ખરૂં કાર્ય છે. પશ્ચિમમાં બાહ્ય સ્વરૂપે પૂર્ણ બનેલી નવી કલાને ટાગોરે શીખી લીધી છે; અને એમાં હિન્દનું પ્રાચીન આત્મલક્ષી, સાંકેતિક અને સર્વગ્રાહી દષ્ટિબિન્દુ ઉમેર્યું છે.

હિન્દી નાટકે હજુ પણ એક ડગલું આગળ જવાની જરૂર છે. પશ્ચિમમાં રિચર્ડ વેગ્નર એ દિશાનો પુરોગામી છે. ખરૂં છે કે સંગીત એ તો પ્રાચીન હિન્દી નાટકોનો પ્રાણ છે; પરન્તુ એ સંગીત રૂઢિબદ્ધ છે. વેગ્નરે સફળ રીતે બતાવી આપ્યું છે તેમ નાટકોનું સંગીત તો દરેક પાત્રના ચારિત્ર્યને અને દરેક માનસિક પરિસ્થિતિને પૂર્ણ રીતે 'વફાદાર ' રહેવું જોઈએ. આમ થશે ત્યારેજ આપણા દેશમાં નાટકકલાની પૂર્ણતા ખીલી નીકળશે.

હિન્દભરમાં નાટકનું તત્ત્વ તો અમુક રીતે સર્વ વ્યાપક છે. આ દેશની લગભગ દરેક વ્યક્તિ જન્મસિદ્ધ નટ છે; અને નાટક એ તો આપણા રાષ્ટ્રનું જીવંત તત્ત્વ છે. પરન્તુ જેમ જેમ

પ્રજાના જીવનમાં ફેરફાર થતો જાય, તેમ તેમ એના નાટકોમાં પણ ફેરફારો થવા જ જોઈએ. ટાગોરે આપણને એ પરિવર્તનની દિશા દાખવી છે. રાષ્ટ્રીય સપ્તાહને પ્રથમ દિવસે એમણે મહાસભાને પોતાના આશીર્વાદ આપ્યા હતા, અને છેલ્લે દિવસે હિન્દી નટો હિંદી નાટક કેવું ભજવી શકે, તેનું દર્શન કરાવ્યું હતું. હું તો માનું છું કે કલા અને રસિકતાનો સહેજ પણ અંશ ધરાવનાર સરકારી સત્તાધારી પણ જરૂર સ્વીકારશે કે જે પ્રજા આવું નાટક ભજવી શકે છે, તે અનેક રીતે સ્વ-રાજ્યને લાયક છે. કારણ કે જ્યાં કલા છે, ત્યાં જીવન છે; અને કલા જ્યારે ઉચ્ચતર, શાંતિપ્રદ, અને સાંકેતિક બને છે, ત્યારે મનુષ્ય પ્રભુની સમીપ વધારે જઈ શકે છે.

---

## ૧૦

# કલાનું મહત્ત્વ

માનવ જાતિના અંતરમાં ગૂઢ રહેલા ઉચ્ચોચ્ચ ગુણોની મુક્તિ કલાના પ્રદેશના સર્જનાત્મક પ્રયત્નોથી જૂદી નથી. સૌ કોઈ જાણે છે કે કોઈ પણ યુગનું સ્થાપત્ય તે યુગના જનસમાજના શુભ કે અશુભ સંબંધી વિચારોને સ્પષ્ટતાથી બતાવી આપે છે. એવીજ રીતે પ્લેટોએ પણ કહ્યું છે કે ઘણી વાર સંગીતના રસાસ્વાદનનો પલટો એકાદ સામાજીક વિપ્લવનું આગમન સૂચવે છે. દૈનિક જીવનમાં વપરાતી દરેક વસ્તુ કલાના કોઈ નિયમનું પ્રતિબિંબ બની રહે છે, ત્યારે જ તે પ્રજા સાચી રીતે સંસ્કારી બની શકે છે. આવી સંસ્કારિતાથી જ જનસમૂહ આધ્યાત્મિક જીવનનાં ગહન સત્યો વધારે સરળતાપૂર્વક ગ્રહણ કરી શકે છે.

આથી માનવજાતિના સૌ સાચા સ્નેહીઓ માને છે કે કોઈ પણ પ્રજાનું કલ્યાણ કરવા માટે એના દૈનિક જીવનમાં સુન્દરતાના પન્થને ઉત્તેજન આપવું જરૂરનું છે. આપણો પહેરવેશ, આપણા ખંડોની તમામ વસ્તુઓ, રસોડાંના વાસણોના આકારો–સ્વરૂપમાં નિત્યજીવનમાં વપરાતો દરેક પદાર્થ–આપણી અંદર રહેલી પ્રભુતાને સાધક કે બાધક નીવડે છે. જ્યારે કોઈ પણ વ્યક્તિ કાવ્ય કે નિબંધના લેખનથી, ચિત્રાલેખન કે સંગીતગાનથી, લલિત નૃત્યથી કે ભાવપૂર્વકના અભિનય–પ્રયોગથી, પોતાની સૌન્દર્યભાવનાને પ્રકટાવે છે, ત્યારે તે પુરુષ, સ્ત્રી કે બાળક એ સર્જનકાર્ય

દ્વારા આંતર સામર્થ્યના મૂળને સ્પર્શી શકે છે. જેવી રીતે કોઈ પણ ધર્મની અંદર રહેલું વિજ્ઞાન વધારે સાચું હોય, ત્યારે જ એ ધર્મ વધારે આધ્યાત્મિક બની શકે છે, તેવીજ રીતે જે પ્રજામાં વધારે કલા હોય છે, તે પ્રજા પ્રભુતાનો વધારે ગાઢ સાક્ષાત્કાર કરી શકે છે.

જે વ્યક્તિ પ્રભુતાની ઝાંખી કરી શકે છે, તેને ભવ્ય સ્વરસંગ (સિમ્ફની) અથવા કોઈ ન્હાનકડી કલાકૃતિ પણ સચોટપણે મુક્તિનો સન્દેશ આપી શકે છે. આપણે સૌ 'બનતા કલાકારો' છીએ, એવું ભાન દરેક વ્યક્તિને થાય તો કેવું સારૂં! પરન્તુ એ મહાન સત્યનો સહેજ પણ સાક્ષાત્કાર થાય, તો જીવનનાં સુખ દુઃખનું સ્વરૂપ જ બદલાઈ જાય, મનુષ્ય જીવનમાં પહેલી જ વાર 'અખંડ' બને, અને પોતે પૂર્ણતાની નજીક થોડાંક વધારે પગલાં માંડી શકે.

## ૧૧

# કલા અને મુક્તિ

સઘળું જીવન, ઉકેલ અને રહસ્ય બન્ને એકી સાથેજ છે. જીવન એ કેટલું ગહન રહસ્ય છે, એ દરેક વિચારક મનુષ્ય જાણે છે. પણ એ રહસ્યની સાથેજ એનો ઉકેલ છે, એનું જ્ઞાન મનુષ્યને નથી. આપણે જ્યારે ભૂતકાળના બનાવો અને વર્તમાનના પ્રસંગો, ઉભયને માપી શકીએ, ત્યારે જ આપણે એ ઉકેલ શોધી શકીએ છીએ. બીજા શબ્દોમાં કહીએ તો જીવનનો અનુભવ એ જીવનનું રહસ્ય ઉઘાડનાર ચાવી છે. અલબત્ત, આપણા ભૂતકાળના અનુભવો જે પ્રથમ બારણાં ઉઘાડે છે, તે પાછળથી આપણો રસ્તો રોકે છે; પછી એ નવાં બારણાંની ચાવી આપણે શોધવાની બાકી રહે છે. પણ આ વાત 'જીવનના દૈનિક, દરેક, રહસ્યમય બનાવમાં આપણે કાંઈક ઉકેલ શોધી શકીએ છીએ,' એ હકિકતથી વિરુદ્ધ જતી નથી.

મનુષ્યોનું સંયુક્ત જીવન કે જેને આપણે "સંસ્કૃતિ" કહીએ છીએ, એ સર્વ મનુષ્યોના ભેગા કરેલા અનુભવના ઉકેલનો સરવાળો છે. એક દૃષ્ટિબિન્દુથી જોઈએ તો સંસ્કૃતિ એ જીવનના રહસ્યની અનેક સમજૂતીઓની શોધ છે.

એ ઘણી સમજૂતીઓમાં બહુજ ઉપયોગી મનાતી સમજૂતિ તે ધર્મ છે. ધાર્મિક શિક્ષકોથી પોષાયેલો મનુષ્યની પરાબુદ્ધિ જગતમાં

રહેલી એક યોજના જાણી શકે છે. એ સૃષ્ટિના ક્રમને અનેક નામો આપવામાં આવ્યાં છે, અને એ એક બીજાથી તદ્દન જુદાં પડે છે. છતાં બધા ધર્મો એક મતે માને છે કે, આ વિશ્વ એ એક અવ્યવસ્થા કે અંધાધુંધી નથી, પણ નિયમ અને પ્રેમથી ઘડાયેલ વ્યવસ્થિત રચના છે.

તેજ પ્રમાણે, જો કે જુદીજ જાતના માપથી તત્ત્વજ્ઞાન પણ એક જુદી જાતની સમજૂતી આપે છે. જ્યારે તત્ત્વજ્ઞાન અંતિમ તત્ત્વ કે પરબ્રહ્મની વાત કહે છે, ત્યારે આપણને બીજા પ્રકારની ઉકેલ-પરંપરા મળે છે. વિશાળ દૃષ્ટિએ જોતાં, ભૂતકાળની અને વર્તમાનની બધી યે સંસ્કૃતિઓ જીવનનું રહસ્ય સમજાવનાર કો અદ્‌ભૂત વાક્યને પૂર્ણ કરનારા શબ્દો જ ક્રમશઃ ઉમેરે છે.

આપણે, હિન્દુસ્તાનના લોકો તો જીવનના **આંતર** અર્થને લગતી વિચારસરણીથી ટેવાયેલા છીએ. આપણે જાણીએ છીએ કે ધર્મ અને તત્ત્વજ્ઞાન એ એક બીજાના વિરોધી ઉકેલો નથી, પણ એક બીજાના પૂરક ઉકેલો છે. પણ કલા એ પણ જીવનનો એક ઉકેલ છે, એ આપણે સમજ્યા નથી. ગ્રીક લોકોની આ મ્હોટામાં મ્હોટી સિદ્ધિ છે. એ લોકોની સંસ્કૃતિની ચાવીજ એ હતી કે ધર્મ, **તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન સિવાય કલા પાસે પણ જીવનની સમસ્યા ઉકેલવાની શક્તિ છે.** ગ્રીક લોકો આદર્શમૂર્તિઓવાળા કો દૈવી મનમાં માનતા. આ આદર્શમૂર્તિઓ એ પરમ પુરુષની જુદી જુદી બાજુઓ છે. દરેક આદર્શમૂર્તિ (આર્કીટાઈપ) એ જીવનના રહસ્યની એક બાજુ રજુ કરે છે. એ આદર્શમૂર્તિ આ વાસ્તવિક જગતના પદાર્થો અને પ્રસંગોમાં પ્રતિબિમ્બિત થાય છે. જ્યારે મનુષ્ય એ અમૂર્ત સૌન્દર્યને ઝીલવા પોતાની કલ્પના શક્તિને ખીલવે છે, ત્યારેજ અહિંઆ એ આદર્શમૂર્તિનું પ્રતિબિમ્બ દેખી શકે છે.

તેથી ગ્રીક લોકોને મન સૌન્દર્યની એક કૃતિ તે માત્ર 'શાશ્વત આનંદ આપનાર વસ્તુજ' નથી, પણ જે અંતિમ સત્ય આપણે શોધીએ છીએ, તેને વ્યક્ત કરનાર પણ છે. ઉચ્ચ પ્રકારની કલાત્મક દૃષ્ટિની ખીલવણી સિવાય કોઈ પણ પ્રકારની મુક્તિની પ્રાપ્તિ મનુષ્યને થઈ શકે, એ ગ્રીકની સમજણ શક્તિની બ્હાર હતું. કારણ કે જે સનાતન રીતે સાચું છે, તે અવશ્ય રીતે સુંદર પણ છે. જે મનુષ્ય સત્યને પ્રાપ્ત કરવા માગે છે, એણે સૌન્દર્યના રહસ્યનો ઉકેલ પણ કરવો જોઇએ

એક ગ્રીક કહેવત છે કે "મુક્તિની નજીક જતા મનુષ્ય પાસે ઉચ્ચ સૌન્દર્યદષ્ટિ હોવી જોઈએ." આ કથન ઇતિહાસમાંથી પણ પુરવાર થયેલું છે. જગતના લગભગ બધા મહાન જગદ્ગુરૂઓ સૌન્દર્યની એક કે અનેક બાજુઓ પ્રતિ તીવ્ર સંસ્કાર ગ્રાહકતા દાખવે છે. તેઓ બધા સુંદર કલ્પનાથી વિભૂષિત છે, અને એમના પ્રવચનોમાં દેખાતી પ્રકૃતિ તરફની નિકટતાથી આપણે નવાઈ પામીએ છીએ. જગત્ ગૌતમ બુદ્ધને એક મહાન તત્ત્વચિન્તક તરીકે ઓળખે છે. પણ જગતને ખબર નથી કે એ એક કવિ પણ હતા. લોકોને એમનું શિક્ષણ સ્હેલાઈથી યાદ રહી જાય, એ માટે વારંવાર એઓ પોતાના સૂત્રો કવિતામાં કહેતા. ચત્ત માણવક નામના બાળકને માટે પ્રભુની પૂજા કરીને પાછા ફરતી વખત ગાવા માટે એમણે રચેલી કડીઓ દરેક બુદ્ધિસ્ટ બાળક જાણે છે. તેવીજ રીતે જ્યારે આપણે ઇસમ ક્રાઇસ્ટનાં શિક્ષણો જોઇએ છીએ, ત્યારે એ કુદરતની કેટલા નજીક હતા, અને કુદરતના સૌન્દર્ય માટે એમનામાં કેટલી સૂક્ષ્મ દૃષ્ટિ હતી, એનો આપણને ખ્યાલ આવે છે. આ વિચારને બહુ વિસ્તૃત કરવાની જરૂર નથી, પણ તપાસને અંતે માલમ પડશે કે જેમ મનુષ્યનું ચારિત્ર્ય પવિત્ર અને ઉન્નત બને છે, તેમ તે દૈવી આવિર્ભાવના ગુપ્ત સૌન્દર્યને બહુજ સારી રીતે ઝીલી શકે છે. લોકો તો હંમેશાં એમજ કલ્પના

કરે છે કે સન્યાસી પોતાની ઇન્દ્રિયોને સંસારના વિષયો તરફ જતી અટકાવે છે, માટે એ પોતાનો સૌન્દર્યદર્શી સ્વભાવ પણ મારી નાખતો હશે.

હું ભારપૂર્વક કહેવા માગું છું તે એ છે કે **કલા એ મુક્તિને માટે આત્માની જરૂરી તાલીમ છે.** ધર્મ કહે છે, એ બધાયે સદ્‌ગુણો જરૂરી છે. તત્ત્વજ્ઞાન શીખવાડે છે, એ '**હકીકત પ્રત્યેની વફાદારી**' પણ જરૂરી છે. પણ રસ્કિન સિવાય કોઈ મ્હારી જાણમાં નથી કે જેણે પૂર્ણ ચારિત્ર્ય બનાવવાના લક્ષણ તરીકે **કલાત્મક સંસ્કારગ્રાહકતા** ઉપર ભાર મૂકયો હોય.

અનેક દૃષ્ટિએ જોતાં જીવન એક કરુણ કથનીજ લાગે છે; પણ કોઈ તળાવના બહુજ ગંદા કાદવમાંથી જેમ કમળ પોતાનું માથું ઉંચું કરે છે, તેમ સૌન્દર્ય જીવનના દરેક બનાવોમાંથી પોતાનું રહસ્ય બહાર કાઢે છે. પણ એ રહસ્યનો માર્ગ બતાવનાર જગતમાં બહુ થોડા છે. સર્જનાત્મક કલાકાર એ દિશામાં પોતાથી બનતું કરે છે. દરેક કવિ, નાટયકાર, ગાયક, સંગીત સર્જક, ચિત્રકાર, શિલ્પી, સ્થપતિ કે નૃત્યકાર બધાં યે એ રહસ્ય સમજાવવાનો પ્રયાસ કરે છે. પણ જ્યારે તેઓ પોતાના સર્જનની ઉત્તમમાં ઉત્તમ સ્થિતિએ હોય છે, ત્યારે તેઓ પોતેજ જાણે અંજાઈ ગયેલ લાગે છે, અને એ વખતે એમની વાણી આપણને અર્થ વિનાની લાગે છે. એ કલાત્મક ઉક્તિની બારાક્ષરી શીખવા માટે આપણને કોઈ રસ્કિનની જરૂર પડે છે; અને ત્યાર પછી ધીમે ધીમે આપણે એ 'નવી દુનિયા' જોવા માંડીએ છીએ.

કલા જે નવી દુનિયા બતાવે છે, એ બે પ્રકારની છે. એ દ્વૈત-આત્મક આપણા જીવનની દરેક વસ્તુઓમાં હંમેશાં રહેલો માલમ પડે છે. આપણું હિન્દુ તત્ત્વજ્ઞાન એને સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ કહે છે. ગ્રીક લોકો એને વ્યકત અને અવ્યકત કહે છે.

ખ્રિસ્તી ધર્મના રહસ્યવાદીઓ એને પ્રભુનું સર્વાતીતપણું અને સર્વવ્યાપકપણું કહે છે. કલા એને જીવન અને આકાર કહે છે.

હિન્દુસ્તાનની સંસ્કૃતિમાં કલાનાં આ બે સ્વરૂપો–જીવન અને આકાર–ઉપર બહુ ભાર દેવામાં આવ્યો છે. હિન્દુસ્તાનમાં આજે બે ઝરણોનું મિશ્રણ છે. એક પુરાતન અને એક અદ્યતન. હિન્દુ અને ઈસ્લામી કલામાં કલાના આ બે સ્વરૂપો–જીવન અને આકાર–નો વિરોધ સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. આકારનો કલાકાર કુદરતને વફાદાર હોવો જોઈએ, અને તેથી, ઇસ્લામી કલાકાર કુદરતને વળગી રહે છે. જ્યારે હિન્દુ કલાકાર કુદરતને બહુ સ્થાન આપતો લાગતો નથી. પણ હિન્દુ કલાકાર બાહ્ય ઇન્દ્રિયથી દેખાતી કોઈ પણ વસ્તુ ચિતરવાનો પ્રયત્ન કરતોજ નથી, પણ એની આંતર ઇંદ્રિય એ "લીલા," અથવા વ્યક્ત જગતમાં પ્રતિબિમ્બિત થતા સૌન્દર્યની રહસ્યપૂર્ણ સંવાદિતા ઉપર મનન કરે છે. હિન્દુ કલાકાર પ્રભુના **સર્વાતીતપણાનો** કલાકાર છે, **નિર્ગુણ** બ્રહ્મને વ્યક્ત કરનાર છે; એનો ઈસ્લામી બંધુ પ્રભુના **સર્વવ્યાપકપણામાં** આનંદ લે છે, અને સગુણ બ્રહ્મ એ એના સૌન્દર્યનું ધ્યેય છે.

બધા યુગમાં કલાકારો આ જીવન અને આકારનું રહસ્ય વ્યક્ત કરવાનું કામ કરે છે. જ્યારે આપણામાંનો દરેક, જણ ગમે **તેટલા ન્હાના પાયા ઉપર, પોતાની જાતને કલાકારમાં ફેરવી** દેશે, ત્યારે મુક્તિની નજીક એક પગથીયું આવશે. ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન આપણને થોડાં પગલાં આગળ લઈ જાય છે, પણ આખો માર્ગ નથી દાખવતાં. ધર્મ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે કલાએ દાખવેલો, જીવનનાં રહસ્યનો એકજ ઉકેલ માર્ગના થોડા ભાગ સિવાય આપણને આગળ લઈ જઈ શકતો નથી. એ તમામ ઉકેલોએ વારાફરતી આપણા હાથ પકડવા જોઈએ, અને આપણને દોરવા જોઈએ.

આપણામાંનો દરેક જણ એ કલાકાર છે-હોવોજ જોઇએ. **કારણ કે દિવ્યતાનો અંશ થવું, એટલેજ કલાકાર થવું.** એ મહાન્ કલાકાર માત્ર આપણી બ્હારજ નથી રહેતો, પણ આપણી અંદર પણ રહે છે. જે એ કરે છે, તે આપણે પણ કરી શકીએ. એ વાત કરી છે કે એની પાસે એના ચુટેલા કેટલાક પયગંબરોની ટોળી છે. તેઓ દરેક દેશના સર્જનાત્મક કલાકારો છે. પણ આપણા દરેકમાં પણ એમનો સ્વભાવ રહેલોજ છે, એટલે આપણા જીવનમાં કોઈ જગ્યાએ તો એ કલાકાર છુપાયલો હશેજ. એ કલાકાર ગમે તે સ્વરૂપમાં દેખાય છે. કયાં તો શબ્દો દ્વારા પ્રકટી નીકળે, કયાં તો સેવાની નમ્ર રીતિઓ દ્વારા વ્યકત થાય, કે કયાં તો સુંદર સહનશકિત કે સંપૂર્ણ વીરત્વ દ્વારા પણ દર્શન દે. કવિઓ, ચિત્રકારો અને શિલ્પીઓ ઉપરાંત બીજા ઘણી જાતના કલાકારો છે. **સાચો કલાકાર તો એજ કહેવાય છે કે જે જીવનને એના સાચા સ્વરૂપમાં વધાવી લે છે, અને એમાંથી શુભ ભવ્યતા** બ્હાર કાઢે છે. જર્યાડાનો બ્રુનો કે જેને જીવતાં ચિતા ઉપર સળગાવી દેવામાં આવ્યો હતો, તેણે કહ્યું હતું અને એના મરણથી સાબીત કરી આપ્યું હતું કે "એક યુગમાં કેમ મરવું તે જે જાણે છે, તે ભવિષ્યના અનેક યુગમાં કેમ જીવવું એ, સમજે છે." એની અંદર રહેલા કલાકારે પસંદ કર્યું, **કે ગુલામીથી ભરેલા સ્વાતંત્ર્ય કરતાં ચિતા વધારે સારી છે.**

ઉપનિષદ, ધમ્મપદ, પર્વત ઉપરનું પ્રવચન અને પયગંબરના કથનો, આપણને કેમ જીવવું અને કેમ મરવું, એજ શીખવે છે. પણ એજ પાઠ આપણને સુંદર કલાકૃતિઓ-પાર્થેનોન, તાજ મહાલ, બોરોબુદર, ભીલ્સાનનું દેવળ, અને મદુરાનાં મંદિરો પણ પઢાવે છે. શેકસપીયર અને કાલિદાસ, એસ્કાયલસ અને વેગ્નર પણ એજ બોધપાઠ આપે છે, અને એજ પાઠ દરેક ચિત્રકાર, શિલ્પી, સંગીતકાર અને, બધા મહાન નૃત્યકારો પણ શીખવે છે. ઉપનિષદના

જેટલોજ જીવનને સાચો ઉકેલ બીથોવનનો સાતમો સ્વરસંગ (સિમ્ફની) બતાવે છે. આપણા પૂર્વજોએ જ્યારે રહવાર જોયું, ત્યારે એને ઉષાનું નામ આપી શા માટે એનું પૂજન કર્યું ? ગ્રીક લોકોએ એને "ઈયૉસ" કહી. "ગુલાબી અંગુલિવાળી ઉષા" અને એના સૌન્દર્યનાં સ્તોત્રો ગાયાં. એ શા માટે ? કારણ કે સૂર્યોદય અને સૂર્યાસ્ત, એ પણ ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના જેટલોજ સાચો ઉકેલ આપે છે. દરેક ફુલ એ દૈવી રહસ્યના શબ્દો ઘુંટે છે. તેજ પ્રમાણે આપણા હૃદયની દરેક વેદના દ્વારા એ મહાન કલાકાર વ્યકત થવા માંગે છે. જ્યારે આપણે, દુઃખમાંથી સૌન્દર્યની કૃતિઓ ઘડતો સુપ્ત કલાકાર શોધતાં શીખી જઈશું, ત્યારેજ આપણને કલાના ખરા સ્વરૂપનો ખ્યાલ આવશે; કલા શું, એ ત્યારેજ રહમજીશું.

જ્યાંસુધી સુંદર રીતે જીવતાં નહિ શીખીએ, ત્યાં સુધી સત્ય દ્રષ્ટિથી, એટલે ન્યાયપૂર્વક અને ડહાપણ ભરેલી રીતે જીવતાં આપણને નહિ આવડે. જો આપણે આપણાં નયનો ઉઘાડીએ, અને જોઈએ, તો એ શીખવું બહુ સ્હેલું છે. દરેક ન્હાનું પુષ્પ શું શીખવું તે, કહે છે. અને દરેક તાડનું ઝાડ જ્યારે પવનમાં ઝુલે છે, ત્યારે કેવી રીતે જીવવું, એ શીખવે છે. જો આપણે આંખો ઉઘાડી રાખીને જોઈએ તો ! પણ આપણા નયનો આડાં આવેલાં પડળો કાણ હઠાવશે ? કારણ કે જે આપણાં નયનો ઉઘાડે છે, એજ ખરેખર આપણો મુક્તિદાતા, અને સાચો ઉદ્ધારક છે.

૧૨

# સૌન્દર્યનો માર્ગ

અરે! જો પરમ સ્નેહી (પરમાત્મા) પોતાની પ્રિયતમા (સચરાચર જગત)ને ચાહતા જ હોય, તો જીવનમાં આટલો અલ્પ આનંદ કેમ જણાય છે? એ તો હું નથી જાણતો, પરંતુ હું તો માત્ર એટલું જ જાણું છું કે તેઓ સૌને ચાહે છે, અને જો આપણે એમની શોધ કરીએ, તો આપણે પણ એમને પ્રાપ્ત કરી શકીએ, તથા એમના આનંદના પણ સહભાગી બની શકીએ.

સાચી શોધ વિના એ શક્ય નથી. આપણી શોધમાં જ સર્વસ્વ સમાયલું છે. આપણે પ્રભુને કેવી રીતે પ્રાપ્ત કરી શકયા, એટલું જ આપણે–તમે અને હું–આપણા માનવ બન્ધુઓને કહી શકીએ.

જ્યાં જ્યાં આપણે સૌન્દર્યનાં દર્શન કરતા, અને એના પૂજનમાં અંતરનું સર્વોત્તમ સમર્પિત કરતા, ત્યાં ત્યાં આપણે એમનોજ આનંદ અનુભવતા. પૃથ્વીમાં કે સ્વર્ગમાં, નર્કમાં કે અન્ય સ્થળે એવું એક પણ સ્થાન ન હતું કે જ્યાં આપણે પ્રભુના સૌન્દર્ય સ્વરૂપને ન્હોતા પેખી શકતા. જીવનનું સિંહાવલોકન કરીને આપણે એ સૌન્દર્યાનુભવ વર્ણવશું.

પ્રથમ નિર્જીવ કુદરત તપાસીએ. પરમાણુઓમાં રહેલા વિદ્યુત્–તણખાઓનું ભ્રમણ, પરમાણુઓમાંથી અણુઓની ઉત્પત્તિ, અણુ-

ઓમાંથી મૂળ-તત્ત્વો (ઍલીમેન્ટ્સ) નો જન્મ અને મૂળ-તત્ત્વોમાંથી સ્ફટિકોનો ઉદ્‌ભવ-એ સર્વમાં સર્વત્ર **સીધી અને વક્રરેખાઓનું સંગીત** પ્રકટી રહ્યું છે. બરફના એકાદ ન્હાનકડા ટુકડાનું સૌન્દર્ય નિહાળો, પ્રભુના એક ન્હાના પણ પૂર્ણ વિચાર સમાન એ તમને નથી લાગતો ? આ પાષાણો પ્રતિ દૃષ્ટિ કરો; અને ત્રિકોણ ચતુષ્કોણ તથા પંચકોણના આકારોવાળી એમની વિવિધ બાજુઓ જુઓ, અનેક સ્ફટિકો મળીને એનો દેહ રચાયો છે, છતાં એ દરેક સ્ફટિક કેવી સુંદર રીતે પોતાનો આકાર જાળવી રાખે છે ! આ સ્ફટિક-રચનાને સૂક્ષ્મદર્શક યંત્રની સહાયથી નિરખી જુઓ. એનો પ્રવાહી રસ કેવી રીતે ઘટ્ટ, આકારબદ્ધ થાય છે, તે તપાસો. પીછાં જેવાં પર્ણો અને વેલોનું બનેલું કો સુંદર મેઘધનુષ્ય જ એ નથી લાગતું ? **સૌન્દર્ય એજ આનંદ** છે. જેઓ પરમાણુમાં અને મૂળ તત્ત્વમાં, પ્રવાહી રસમાં અને પાષણમાં સૌન્દર્ય-દર્શન કરે છે, એને માટે પરમ આનંદની પ્રાપ્તિ દૂર નથી.

આવી સામાન્ય વસ્તુઓમાં જેને સૌન્દર્ય-દર્શન થાય છે તેનું કારણ એ છે કે એણે એમાં એ પરમ સ્નેહી-પ્રભુ-ના સ્મિતને નિરખ્યું છે. કારણ કે આ સૃષ્ટિમાંનું સકલ સૌન્દર્ય એમનુંજ સૌન્દર્ય છે; અને જ્યારે આપણે એમનું વદન નિહાળીએ છીએ, ત્યારે આપણું હૃદય આનંદથી નાચી રહે છે.

હવે એ પરમાણુઓ અને સ્ફટિકોથી જૂદીજ રીતે જીવન જીવતી આ ન્હાનકડી વસ્તુઓ તરફ દૃષ્ટિ કરો. એ પરમાણુઓનાં અને જળમાં વસતાં એ જંતુઓ છે. તમે એના સર્જનહારને કલ્પી શકો છો ? એ જન્તુઓના આકારોના સર્જનમાંથી એમને થતા આનંદને કલ્પનાથી અનુભવવા પ્રયત્ન કરો. આ ન્હાનકડા આકારો જ્યારે આપણને સૌન્દર્યમય જણાય છે, ત્યારે આપણે એમનો જ આનંદ અનુભવીએ છીએ; કારણ કે પ્રભુ પોતાની કૃતિના સર્જન-

માંજ રસ નથી લેતા; એઓ તો અત્યારે પણ એના વિકાસને નિરખ્યાં કરે છે, અને ભવિષ્યના યુગો માટે એને સારૂ નવા અને સુંદર આકારો રચવાની યોજના કર્યા કરે છે. તેથીજ પ્રકૃતિ પ્રેમીઓએ–કુદરતી સૌન્દર્યના શોખીનોએ–ભાવનાશાળી થવું જોઈએ. કારણ જેમ જેમ એઓ કુદરતના સાચા પૂજક થશે, તેમ તેમ પ્રભુએ કુદરતને માટે નક્કી કરેલી ભાવી યોજનાની એમને ઝાંખી થતી જશે.

જેઓ સત્યનિષ્ઠ, પવિત્ર અને પ્રેમાળ છે, એમણે પોતાના તાદાત્મ્યના પ્રમાણમાં તૃણ કે તરૂ, વેલ કે વૃક્ષ, ઝાડી કે જંગલની સુંદરતા જરૂર જોઈ હશે. વિરૂપ અને અણીવાળા આ ખડકમાંય સૌન્દર્ય રહેલું છે. ગાઢ શાંતિથી અને પાસેની વસ્તુઓ માટે ભવ્ય રક્ષકભાવથી આ કુદરતી દૃશ્યને એ કેવો નિહાળી રહેલ છે! તમે એના મૂક ભાવને નથી કલ્પી શકતા?

હવે સમુદ્રની સુંદરતા નિહાળો, નિરંતર આપણાં નયન આગળ નાચી રહેલ એ સમુદ્રની સમક્ષ તો પરાણે આપણે નિઃશબ્દ થવું પડે છે. કારણ કે મારૂં માનવું એવું છે કે કુદરતનાં અન્ય સ્વરૂપો કરતાં સમુદ્ર જ પ્રભુનું સાચું દર્પણ છે. સૂર્યાસ્ત તો (સ્વર્ગના) ખુલ્લા દ્વાર સમાન છે; દૂરથી એ આમંત્રે છે કે 'આવો, આ રહી તમારા અંતરની આશાઓ'. પર્વતો તો પ્રભુના પહેરેગીર થઈને સદાય એમને વંદન કરતા ઊભા છે. પર્વતના દર્શન માત્રથી જ આપણી દૃષ્ટિ પ્રભુ તરફ વળે છે, અને એમનાં પ્રબળ મુખ ઉપર આપણે શાંતિ નિહાળીએ છીએ. ઝાડી, ટેકરી અને ખીણ, વિશાળ ખેતર અને જંગલ, મેદાન અને ઝરણું, એ સર્વનું સૌન્દર્ય તો સૂતેલી અને મધુર સ્વપ્ન અનુભવતી પ્રિયતમાના વદન પરના સ્મિત સમાન મોહક છે. પરન્તુ આપણા વ્હાલુડા સમુદ્રની સુંદરતા તો અનુપમ છે. એના તો બલમાં, ક્રીડનમાં અને કોપમાં પરમ સૌન્દર્યના દર્શન થઈ શકે છે. પ્રભુનો કર સંહાર કરે છે, છતાં ય આપણે એ કરને

ચૂમીએ છીએ, એ આશિષો વર્ષાવે છે, અને આપણે એના આલિંગનમા લીન થઇને એમની સાથે અવનવી સ્વપ્ન-સૃષ્ટિઓ સરજીએ છીએ આવી અનેક વસ્તુઓ સુખદ મિત્ર સમાન સમુદ્રના સૌન્દર્યમા રહેલી છે કારણ કે સમુદ્ર પણ ' સમજે ' છે ને?

પશુ અને પક્ષી, તેમજ જળ, જમીન અને હવાના પ્રાણીઓની સુદરતા તો કોનાથી અજાણી છે? જે કોઇ શોધે છે, એમને માટે તો એ સમીપ જ છે ચાહો, એટલે તમને પરમ સૌન્દર્યનાં દર્શન થશે; પવિત્ર બનો, એટલે તમે એની શક્તિ અનુભવશો; સત્યપરાયણ થાઓ, એટલે તમને એ શક્તિનો સદ્ઉપયોગ કરતાં આવડશે આનદસ્વરૂપ સૌન્દર્યના એ નિયમો અને પયગબરો છે.

વળી સૌન્દર્યનો એક પ્રકાર એવો છે કે જેને માત્ર મન જ પેખી શકે છે, એ સૌન્દર્ય વિચારો અને વિચાર-સૃષ્ટિઓમા રહેલુ છે હિન્દુ ધર્મનું દાર્શનિક સૌન્દર્ય વિચારો સર્વમા વ્યાપી રહેલ, નયન કે કર્ણથી અગોચર, મનથી પણ અચિંત્ય, એવા અતર્યામી તત્ત્વના વિક્ષણ કરતા અધિક સમર્થ અને વિશેષ ઉજ્જવલ ફિલસુફી બીજી કઈ હોઈ શકે? સર્વાતીત, ગભીર અને અચલ છતા ય સર્વ વ્યાપક, ચચળ અને વસ્તુ માત્રના સચાલક સત્ ચિત્ અને આનદસ્વરૂપ, દૃષ્ટા પોતેજ જ્યા દૃશ્ય રૂપે વિલસી રહેલ છે, જીવન છતા ય જે જીવતું નથી, શૂન્ય છતા ય જે વસ્તુ માત્રને નિપજાવે છે,-કેવા ભવ્ય સિદ્ધાતો હિન્દુ ધર્મ રજુ કરે છે!

સર્જન અને સહાર કરનાર સનાતન નિયમ, દૃશ્ય તેમજ અદૃશ્ય જગતમા થઈ રહેલુ એનું અનિવાર્ય અને અવિચળ કાર્ય, અને પ્રેમ તથા પ્રજ્ઞા, ન્યાય, શાંતિ તથા આનંદ આદિ બુદ્ધ ધર્મનો સુદર સાર છે. પ્રત્યેક જીવ સ્વતત્ર છે, પોતાની મુક્તિ મેળવી શકે છે, અને ચાહે તો ભાવી માનવજાતિનો ઉદ્ધારક

પણ થઈ શકે છે, એના કરતાં બીજો કયો વિચાર વધારે ભવ્ય હોઈ શકે?

પ્રભુનો સૈનિક બનીને, "સારા વિચાર, સારા શબ્દ અને સારાં કૃત્ય" રૂપી શસ્ત્રો વડે મનુષ્ય પ્રભુનાં યુદ્ધો લડે છે, ત્યારે જીવનનો સર્વોત્તમ આનંદ અનુભવી શકે છે;–ભગવાન **ઝરથુસ્ત્રના** આ શિક્ષણ કરતાં બીજું શું વધારે પ્રેરણાદાયક હોઈ શકે? અથવા પ્રભુએ આપેલ સુખ અથવા દુઃખનું પૃથક્કરણ કરવાનો કે એની હિતકરતા વિષે શંકા રાખવાનો મનુષ્યનો ધર્મ નથી; પરન્તુ પરમ વૈરાગ્યભાવથી 'પ્રભો, ત્હારી ઈચ્છા પાર પડો!' કહીને આવી પડે તે સુખદુઃખો સ્વીકારી લેવાનો છે; **મહમ્મદ સાહેબના** આ શિક્ષણમાં જે બળ છે, તે બીજે ક્યાં મળશે? તેમજ જન્મ ગમે તેવો હોય, છતાં પણ મનુષ્ય માત્ર કાવ્ય, નીતિ અને સંગીત દ્વારા 'શ્રેષ્ઠ પુરૂષ' થઈ શકે છે; અને રાજ્ય માગે તે ધંધામાં શક્તિ અને પ્રજ્ઞા પૂર્વક પોતાની ફરજો પૂર્ણપણે અદા કરી શકે છે;–**કૉન્ફ્યુશિયસના** આ કથન કરતાં વધારે સુંદર અને સરલ બીજો એક પણ પન્થ આ પૃથ્વી ઉપર નથી. પ્રભુને ચાહીને મનુષ્યે પોતાના પાડોશીને પણ પોતાની જેમ ચાહવો જોઈએ; અને 'સંસારના પરિશ્રમ અને દુઃખના ભારથી દબાયલાં હોય, એવા સૌ આવો; હું તમને આરામ આપીશ' એમ આશ્વાસનના શબ્દો ઉચ્ચારતી એક વ્યક્તિ તમામ દુઃખીઓને પોતાના અંતરમાં સમાવવા સદા ય તત્પર છે;–એવા ભગવાન ક્રાઈસ્ટના સદુપદેશ કરતાં વધારે પ્રિય અને સુંદર બીજું શું હોઈ શકે?

વળી કમળ, ગુલાબ, 'ડેઝી' 'ફરગેટ–મી–નોટ' કે તમને ગમે તે હરકોઈ પુષ્પ લ્યો. સુન્દરતામાં એમાં કોણ કોનાથી ચ્હડે? પ્રત્યેકનું સૌન્દર્ય અનોખું જ નથી? પોતાના ભવિષ્યના ચિંતનમાં મગ્ન થયેલ વૃક્ષનાં સ્વપ્નનો સાક્ષાત્કાર, પુષ્પો રૂપે જ નથી પ્રકટ્યો

ધર્મો રૂપી વિચાર-સૃષ્ટિઓમાં પણ એવું જ અનુપમ સૌન્દર્ય રહેલ છે. મંદિર મોટું હોય કે ન્હાનું, પરન્તુ જ્યાં સુધી એ પ્રભુનું મંદિર છે, ત્યાં સુધી એની વેદીમાંથી પ્રભુની પ્રભા પ્રકટ્યાં કરશે. કારણ કે એ પરમ સ્નેહી ( પ્રભુ ) દિશા અને કાળથી પર એવા એક મહાન ધર્મ-સૌન્દર્યના ધર્મ-સંયોજી રહ્યા છે; અને વર્તમાન કાળના આપણા સકળ જગદ્ધર્મો ભવિષ્યના એ મહાન ધર્મના માત્ર પ્રયોગો જ છે.

આજ સુધી આ જગતમાં અનેક વૈજ્ઞાનિકો, કલાકારો, કવિઓ અને સ્વપ્નશાલીઓ થઈ ગયા છે; પરન્તુ એમાં પ્લૅટો, ડૅન્ટે, રસ્કિન અને વેગનર એ ચાર વ્યક્તિઓએ પ્રભુના સૌન્દર્યધર્મની ભવ્ય આગાહી કરી છે. કારણ કે એ દરેક જણને ભવિષ્યની ઝાંખી થયેલી છે. એ દૂરના ભવિષ્યમાં કલાઓની મહારાણી સમાન સંગીત કલા રાજ્ય, કુટુંબ, વ્યક્તિ અને પ્રભુમાં રહેલી ગુપ્ત સંવાદિતા સૌને સુણાવશે; સૌન્દર્યની શોધ એજ ત્યારે આપણી ક્રિયા અને ક્રીડા થશે; આપણા રસ્તાઓની સ્વચ્છતા, દૈનિક વપરાશની વસ્તુઓનું લાલિત્ય અને આપણા ગૃહોની સુન્દરતા દ્વારા ત્યારે સર્વત્ર સૌન્દર્યપૂજન થશે; વિજ્ઞાન અને ફિલસુફી, તથા ધર્મ અને કલા ત્યારે પ્રિયતમાના વદન સૌન્દર્યમાં મૂર્તિમંત થશે અને એ પોતાના પ્રિયજનને એક તારકથી બીજા તારક તરફ દોરી જશે; દરેક સુંદર વસ્તુ દ્વારા એની આદર્શમૂર્તિની ઝાંખી આપણે કરી શકશું; અને છેવટે જે પરમ સ્નેહીના વિચારો એ આદર્શમૂર્તિઓ રૂપે પ્રકટે છે, એમનાં પણ દર્શન કરી શકશું. એ ચારેય પુરુષો મહાન સ્વપ્ન-સેવકો હતા. પરન્તુ એમનાં સ્વપ્નાં પ્રભુનાં સ્વપ્નાં સાથે સંવાદી હતાં. હજુ પણ એઓ પ્રભુની સાથે સ્વપ્ન-સર્જન કર્યે જાય છે. આ ચાર મહાન સ્વપ્નશાલીઓ સાથે સ્વપ્નો ઘડી શકે અને આવતી કાલના સૌન્દર્યયુગની તૈયારી કરી શકે, એ લોકોને ધન્ય છે.

વળી મનુષ્યે સર્જેલી વસ્તુઓનું સૌન્દર્ય એમની આદર્શ-મૂર્તિને પ્રકટ કરે છે. કો વક્તાનું સંવાદમય, છટાદાર વ્યાખ્યાન; માનવકુલને પ્રભુના માર્ગો બતાવનાર કો કવિનું ઉર્મિપ્રધાન કે વિચારપ્રધાન સુંદર કાવ્યરત્ન; વિચારરૂપ જગતને વ્યક્ત કરનાર કૅન્વાસ સમાન મનોહર પ્રાકૃતિક દશ્યો; શક્તિરૂપ જગતને દર્શાવનાર કો નાટ્યકારના પ્રવેશો; ગતિ કે સ્થિતિની સુંદરતાની ઝાંખી કરાવનાર કો શિલ્પીની કલાકૃતિ; 'થીજી ગયેલું સંગીત' પ્રકટાવનાર કો સ્થપતિની રચના;—એ દરેક વસ્તુ સૌન્દર્યસ્વરૂપ પ્રભુના મનમાં પ્રવેશ કરવાની બારી છે.

હવે કલાની માત્ર એક જ અદ્ભુત શાખા બાકી રહેલ છે—સંગીત. માત્ર એક જ પડદો બાકી રહે ત્યાંસુધી પડદાઓની પરંપરા અક્ષેપ કરીને સંગીત આપણને એ પરમ સ્નેહીના સાનિધ્યમાં આણે છે. પ્રેમ પણ આ પડદાને દૂર કરી શકતો નથી, કારણ કે અગર જો કે પ્રેમ અને સંગીત એક અને સરખાં છે, છતાં પણ એ બન્ને અમુક રીતે ભિન્ન પણ છે, અને પોતાની પ્રિયતમા માટેની પ્રભુની આરઝૂને વ્યક્ત કરે છે. જ્યાં સુધી પ્રભુ પોતે જ એ અંતિમ પડદો સ્વહસ્તે દૂર નહિ કરે, ત્યાં સુધી એ રહેશે જ, કાર્ય અને જીવનનો સાચો સંબંધ આપણે સમજશું નહિ, ત્યાંસુધી એ એક પડદો તો રહેવાનો જ.

સારીય માનવજાતિ પ્રભુની પ્રિયતમા છે; એમાં પણ અજબ સુન્દરતા રહેલી છે. આપણા દરેક પ્રેમપાત્ર દ્વારા આપણે પ્રભુની જ સુન્દરતા નિરખીએ છીએ; કારણ કે એમના જ સૌન્દર્યને ખાતર આપણે બાળકને ચાહીએ છીએ; એમને જ લીધે આપણને આપણો મિત્ર વ્હાલો લાગે છે; અને યુવાન કે યુવતિ તરીકે પોતાને ચાહવાનું નિમંત્રણ કરનાર પણ એઓજ છે. જે મનુષ્ય પોતાની પ્રિયતમામાં પ્રભુનાં દર્શન કરી શકે છે, તે ખરેખર

**સુભાગી છે;** કારણ કે એની શોધનો અંત આવ્યો છે, અને એ ધ્યેયની સમીપ પહોંચ્યો છે. આખરે એ સ્વગૃહે પાછો ફર્યો છે, અને હવે પછી પ્રભુના પ્રકાશમાં વિકાસ પામવું, એ જ એનું જીવન છે. આનંદ સ્વરૂપ સૌન્દર્ય આપણા સૌનો વારસો છે. પરંતુ અન્યોન્યને આત્મ દૃષ્ટિએ ચાહીને, અન્યોન્યમાં પ્રભુની શોધ કરવી, એ તો વિરલ વ્યક્તિઓનું જ સૌભાગ્ય છે.

છેવટે નર્કમાં પણ સૌન્દર્ય છે. કારણ કે એવો એક પણ વિચાર નથી કે જે પરમ સ્નેહી વિચારતા ન હોય; એવી એક પણ ઉર્મિ નથી કે જે એઓ અનુભવતા ન હોય. આપણા નસીબમાં નર્કની યાતના ભોગવવાનું આવે, ત્યારે એ પરમ સ્નેહી પણ આપણી સાથે આપણું સંકટ કે દુઃખ સહે છે. આપણી **વેદનામાંય એઓ આપણી પાસેજ છે,** એ આપણે સમજી શકીએ, તો દુઃખ માત્ર આપણે આનંદથી સહી શકીએ. વસમી વેદનાથી વીંધાતી વેળાએ પણ જે એમનાં દર્શન કરી શકે છે, એને કશી જ વેદના લાગતી નથી, પરન્તુ જીવનનો આ મુકુટ (તાજ)—નર્કમાંય પ્રભુનાં દર્શન—દરેક જણે પોતાની મેળે પ્રાપ્ત કરવાનો છે. આ તાજ મેળવવાનો પરિશ્રમ સાર્થક છે, કારણ કે **નર્કમાંય એમનો નિવાસ છે,** એ જ્ઞાનથી તો મનુષ્ય નર્કની સર્વ શક્તિઓનો સામનો કરી શકે છે, અને વિજયી નીવડે છે. નર્કમાં પણ પ્રભુનાં સૌન્દર્યનાં દર્શન થાય, તે પૂર્વે આપણો આત્મા અનેક રીતે વીંધાઈ જશે. પરન્તુ પ્રભુ એ દરેક ઘાની ઉપર પોતાની **સંજ્ઞા** (છાપ) મૂકશે, અને એમાંથી એક **સ્વસ્તિક** ઉપજશે. વળી એ સ્વસ્તિકના હૃદયમાંથી એક ગુલાબ પ્રકટશે. એ ગુલાબની **સુવાસ** મનુષ્યોના હૃદયમાં સ્વપ્નાં જગાડશે. કારણ કે **અન્ય મનુષ્યો સ્વપ્નશાલી બને, માટે જ આપણે સંકટો સહીએ છીએ.**

સૌન્દર્ય એજ આનંદ છે.

જગતમાં એક એવી શક્તિ છે કે જે સઘળી વસ્તુઓને

નવીન બનાવે છે; એ આનંદ સ્વરૂપ સૌન્દર્ય છે. ચાહો એટલે તમને પરમ સૌન્દર્યનાં દર્શન થશે; પૂજન કરો, એટલે તમે એમની સાથે એક થશો; માનવ જાતિની સેવા કરો, એટલે એઓ માનવ કલ્યાણને માટે તમને એમના દીક્ષિત બનાવશે.........

## ૧૩

# સૌન્દર્યનો સંપ્રદાય

× × ×

આપણો ધર્મ એકતાવર્ધક બળોને પોષણ આપવાનો છે. દરેક નવું બળ વિશ્વના સાચા સ્વભાવને વધારે પ્રમાણમાં મુક્ત કરે છે, અને સંસારમાં એકતા વધારે છે. આજે જગતમાં વધારે **સૌન્દર્ય**, વધારે ઈશ્વરી **જીવન** છે; કારણ કે આ અવની ઉપર અનેક ધર્મો આવી ગયા છે, અને કેટલાક હજુ પણ ટકી રહ્યા છે. જગતમાં વધારે ઈશ્વરી **શક્તિ** છે; કારણ કે વર્તમાન વિજ્ઞાન આજે અનેક રીતે ખીલી રહ્યું છે. જ્યારે કોઈ નવીન બળ એકતાને પ્રેરે છે, ત્યારે વિશ્વ વધારે શક્તિશાળી બને છે. એનો અર્થ એ કે એથી દરેક જણ ત્વરાથી પોતાની જીવન-સિદ્ધિ મેળવી શકે છે. આજે જગતમાં એક બળ નવી સાંકળો ગુંથી રહ્યું છે. એ બળ **સૌન્દર્યના સંપ્રદાયનું** છે. આપણે સૌએ આ બળને કેવી રીતે ઝીલવું અને જીરવવું, એ મારા આજના વ્યાખ્યાનનો વિષય છે.

હું તો હંમેશાં સૌન્દર્યને એકતાવર્ધક બળ રૂપે જ નિરખું છું. આ લક્ષણને લીધે સૌન્દર્યમાંથી વિશ્વમાં **સામર્થ્ય**, **સ્નેહ** અને **પ્રજ્ઞા** કેમ પ્રકટે છે, એ મારા ચિંતન-મનનનો ખાસ વિષય છે. આપણામાંના ઘણા જણ સૌન્દર્યને 'સ્વર્ગનો આહાર' માને છે.

આપણે સૌન્દર્યની કદર કરવાની તાલીમ લઇએ છીએ, કારણ કે સૌન્દર્ય આપણને સુખ કે આનંદ આપે છે, પરન્તુ આપણે હજુ સૌન્દર્યને વિશ્વના એક મહાન નિયમ રૂપે નથી જોતા. જો આપણે વિશ્વનાં બળો મુક્ત કરવાના કાર્યમાં સહાય કરવા માગતા હોઈએ, તો આપણે આજે કે હવે પછી એ ભૂમિકા પર પહોંચવું પડશે.

સૌન્દર્ય એટલે એકતાની સાંકળ, એ ભાન હજુ જગતને નથી થયું. ગ્રીસને એની અંશતઃ ઝાંખી હતી. ત્યાં સૌન્દર્ય રાજકારણનો એક સિદ્ધાંત મનાતું. જગતના ઇતિહાસમાં પહેલી જ વાર ગ્રીસે, ખાસ કરીને એથેન્સે, રાજકારણમાં એક સિદ્ધાંત સ્વીકાર્યો હતો કે રાજ્યની સઘળી વ્યક્તિઓના જીવનમાં સૌન્દર્યનો પ્રવેશ થવો જોઇએ. આને લીધે ગ્રીસના ઇતિહાસમાં એક એવો સુવર્ણ યુગ પસાર થઈ ગયો કે જેનો પ્રકાશ આટલો કાળ જવા છતાં ય હજુ ઝાંખો નથી પડ્યો. જે મનુષ્યને સૌન્દર્યના સંપ્રદાયની સમજણ મેળવવી હોય, એણે ગ્રીક લોકો સૌન્દર્યનો શો અર્થ કરતા, એ પ્રથમ સમજવું પડશે. કારણ કે ગ્રીક લોકોને મન સૌન્દર્ય એક જીવંત વસ્તુ હતી. એથેન્સ નગરીના જીવનમાં સૌન્દર્ય એટલી તો જીવંત વસ્તુ હતી કે આજે આપણે નથી સમજી શકતા એવી કો અજબ રીતે એ લોકો જીવનનું પરિવર્તન અને સમુદ્ધરણ કરી શકતા હતા. આપણે હજુ આ સૌન્દર્યની ગીતા શ્રદ્ધાપૂર્વક સ્વીકારી નથી. ગ્રીક લોકોને મન સૌન્દર્ય એ માત્ર ગીતા જ ન હતું; એથેન્સવાસીઓ સૌન્દર્યનાં માત્ર સ્વપ્નાં જ નહોતા ઘડતા, પરન્તુ એને જીવનમાં જીવતા. એથેન્સ આવેલા એક સ્પાર્ટનની કથા જાણીતી છે. જ્યારે એ સ્વદેશ પાછો ગયો, ત્યારે મિત્રોએ એને એથેન્સના અનુભવો વર્ણવવાની વિનંતી કરી; એણે માત્ર એક જ મિતાક્ષરી વાક્યમાં કહ્યું છે કે, "એથેન્સ! ત્યાં તો સઘળી વસ્તુઓ ઉમદા છે." એનું આ કથન એક

સત્ય બતાવી આપે છે કે એથેન્સમાં વસ્તુઓનું નવું જ મૂલ્ય અંકાતું; એથી સ્પાર્ટામાં ન્હોતી પ્રકટી એવી અમીગઇ એથેન્સના મનુષ્યો અને પદાર્થોમાં ખીલી રહી હતી.

સૌન્દર્યના સંપ્રદાયમાંથી આપણે આ 'વસ્તુ માત્રનું નવું મૂલ્ય' શીખી લેવું જોઈએ. રાજસિદ્ધાંત રૂપે આ સૌન્દર્યનો સંપ્રદાય એથેન્સના કાળથી ખીલવા લાગ્યો. મધ્ય યુગના ઇટાલીમાં પણ એ ધીરી ગતિએ ખીલતો હતો. આજે તો એ જગતભરમાં વ્યાપી ગયો છે. એ એક એકતાવર્ધક બળ છે. આજે તો કલાનું સામ્રાજ્ય ઘણું જ ન્હાનું છે; છતાં એનાં કેટલાંક લક્ષણો તો સ્પષ્ટ તરી આવે છે. પ્રથમ લક્ષણ એ છે કે **કલા અથવા સૌન્દર્યનો સંપ્રદાય રાષ્ટ્રભાવનાથી પર રહે છે.** 'કલાને માતૃભૂમિ નથી,' એ કથન તો તદ્દન સાચું જ છે. આનો અર્થ એમ નથી કે કલાકારમાં રાષ્ટ્રભક્તિની ધગશ જ ન હોય. સાચો કલાકાર તો હમેશાં અમુક છૂટક હકીકતો દ્વારા વિશ્વવ્યાપક નિયમો નિરખવાનો જ પ્રયત્ન કરે છે. બીજા શબ્દોમાં કહું તો કલાકાર પોતાની કલાકૃતિઓ રૂપી બારીઓ દ્વારા કો વિશાળ જગતનાં દર્શન કરે છે. એ વિશાળ જગત એની પ્રજા કે એના યુગનું જ નથી, પરન્તુ સર્વ પ્રજાઓ, અને સર્વ કાળનું છે.

આ લક્ષણ તમામ કલા-સર્જનોમાં સામાન્ય રીતે સ્પષ્ટ જોવામાં આવે છે. ટાગોરનાં કાવ્યો અને નાટકો, કલકત્તા શાળાનાં ચિત્રો, હિન્દભરમાં સ્થળે સ્થળે મળી આવતી શિલ્પ અને કોતરણીની કલાકૃતિઓ પશ્ચિમમાં પણ સૌન્દર્ય-સન્દેશ આપી શકે છે. એ દરેક કૃતિ એક વિશ્વવ્યાપક સંપ્રદાયની કથા કહી રહી છે. પશ્ચિમનો કલાકાર પૂર્વનો કલાનિધિ સંગ્રહે છે; કારણ કે એમાં પૂર્વનાં અમુક લક્ષણો હોવા છતાં, એક રીતે કોઈ પણ દેશનાં લક્ષણો એમાં નથી ત્તાં. જાપાનનાં ચિત્રો કે એનાં 'નો' નાટકો લ્યો. એ દરેકમાંથી

આપણને એક વિશાળ જગતનાં દર્શન થઇ શકે છે. કલા એક સૌન્દર્યનું જગત છે. એમાં પ્રવેશ કરવાની બારી પૂર્વે બતાવી હોય કે પશ્ચિમે ઘડી હોય, એ જરા પણ મહત્ત્વની વાત નથી. ખરા મહત્ત્વની વાત તો એજ છે કે આ દુઃખદ સંસારમાં આપણે એ વિશાળ જગતનું આછું પણ પ્રતિબિંબ જોઇ શકીએ.

આથી સાચા કલાકારોમાં પ્રજા પ્રજાને નજીક લાવવાનો ખાસ ગુણ રહેલો છે. એમનો બીજો ગુણ એ છે કે સઘળા કલાકારો બન્ધુઓ જ છે. પશ્ચિમનો કલાકાર પૂર્વના કલાકારને બન્ધુની જેમ જ મળે છે. કારણ કે સૌ કલાકારો સૌન્દર્યધામના સહપૂજકો અને કો દિવ્ય કાર્યાલયના સહકાર્યકરો જ છે. જ્યારે કોઇ પણ સિદ્ધાંત બન્ધુતાનો પ્રચાર કરવા મળે છે, ત્યારે કેન્દ્રાનુગામી બળો વિશ્વને એકતા તરફ દોરે છે. હું તો માનું છું કે સૌન્દર્યનો સંપ્રદાય વધારે ત્વરાથી આપણને ઈશ્વરની મહાન યોજનાનું જ્ઞાન આપી શકશે.

બન્ધુતાની જેમ સુન્દરતાનો પન્થ પણ કલાકારોને એકતા તરફ દોરે છે. આ સિદ્ધાંતનો માત્ર માનસિક અનુભવ પણ તમને તમારી અંદર રહેલા કેન્દ્ર પ્રતિ દોરી જશે, અને એને લીધે વહેલાં કે મોડાં બીજાઓની સેવા કરવા સારૂ તમારૂં અંતર પ્રેરાશે. તમે જ્યારે તમારા જીવનના કેન્દ્રને સ્પર્શશો, અને સૌન્દર્યનો સિદ્ધાંત સમજશો, ત્યારે તમે સર્વત્ર એકતા જ પ્રકટાવશો. પછી તમે કદી પણ ભેદભાવના ઉત્પાદક નહિ થઈ શકો.

પરન્તુ સૌન્દર્યનો સિદ્ધાંત સમજવો સરળ નથી. કારણ કે સૌન્દર્ય શું છે, એ જાણવામાં ગેરસમજણ થવાનો મોટો ભય છે. સૌન્દર્ય જેવા મહાન વિષયને લગતા સાચા સિદ્ધાંતો પ્રતિપાદન કરવા બેસવું, એ કોઇને પણ માટે ધૃષ્ટતાભર્યું જ કહેવાય. પરન્તુ હું માનું છું કે એક થિયોસોફિસ્ટ એ ધૃષ્ટતા કરી શકે. કારણ કે

એ જ્યારે કોઈ પ્રશ્નનો ઉકેલ વિચારવા મથે છે, ત્યારે એ સર્વ પ્રશ્નોની પાછળ રહેલી સર્વસામાન્ય ભાવના પણ જોઈ શકે છે. સાચો થિયોસોફિસ્ટ હંમેશાં કેન્દ્રમાંથી કાર્ય કરે છે. આથી જો એ કાળજી ભરેલો અભ્યાસક અને ધગશ ભરેલો મુમુક્ષુ હશે, તો સામાન્ય રીતે અસત્યની નહિ પણ સત્યની જ શોધ કરી શકશે.

સૌન્દર્યનો સિદ્ધાંત સમજવા માટે એક વાત મને મહત્ત્વની લાગે છે. તે એકે **આપણે જે પદાર્થને સુન્દર કહીએ છીએ, તેમાં સૌન્દર્ય નથી હોતું, પરન્તુ એ વસ્તુ વિષેના વિચારમાં હોય છે.** આ કથન સમજવું કઠણ છે. તમે એ વિચાર બરાબર સમજી શકો, તે માટે હું તમારી સમક્ષ કોવેન્ટ્રી પેટમોરનું 'રમકડાં' નામે નાનું કાવ્ય તમને વાંચી સંભળાવું છું:

"મ્હારા ન્હાના પુત્રે મ્હારી આજ્ઞાનું સાતમી વાર ઉલ્લંઘન કર્યું.
વિચારપૂર્ણ નયનોથી એ મને નિરખી રહ્યો;
અને ગંભીર પુખ્ત પંડિતની જેમ એ બોલવા અને
ચાલવા લાગ્યો.
મેં એને શિક્ષા કરીને કાઢી મૂકયો,
કઠણ વચનો સંભળાવ્યાં, અને વ્હાલ પણ ન કર્યું.
એની ધૈર્યશીલ માતા તો મરી ગઇ હતી.
કદાચ શોકને લીધે એની નિદ્રા ઉડી ગઈ હશે,
એમ માનીને હું એની પથારી પાસે ગયો.
મેં જોયું કે એ ગાઢ નિદ્રામાં પડયો હતો.
રુદન અને ડુસકાંની કાળાશ એનાં પોપચાં અને પાંપણ પર
તાજી જ હતી.
મને પણ વેદના થઈ; મેં એનાં આંસુ ચૂમ્યાં;
અને એના વદન ઉપર મારાં આંસુ સેર્યાં.
રણ કે એના ઓશીકાં આગળના મેજ ઉપર, સમીપમાંજ,
તાના ઉદાસ હૃદયના સાંત્વન માટે,

લખોટાની પેટી, અને એક લાલ દોરી વાળો પત્થર,
સાગર કિનારેથી આણેલો કાચનો કટકો,
તેમજ છ કે સાત છીપલીઓ,
ફુલ-પાંદડીથી ભરેલી એક શીશી,
તથા ત્રાંબાના બે ફ્રેન્ચ સિક્કાઓ એણે કાળજીપૂર્વક ગોઠવી
મૂકયા હતા.
તે રાત્રિએ પ્રભુની પ્રાર્થના કરતાં,
હું ખૂબ જ રડયો અને બોલ્યો : પ્રભુ,
એકવાર આ દેહમાંથી પ્રાણ ઉડી જશે, અને અમે મરણ પામશું,
એટલે અમારૂં તમને પજવવાનું બંધ થશે;
કેવાં કેવાં રમકડાંથી અમે રાજી થતા હતા,
કેટકેટલી વાર અમે તમારી ભલી આજ્ઞાઓ ઉથાપી હતી,
એ બધું જ તમને યાદ આવશે.
છતાં પ્રભુ, ત્હમારાજ પુત્ર છતાં અન્ધારામાં નથી એવા
દિવ્ય પિતૃપ્રેમથી ત્હમે ત્હમારો ક્રોધ દૂર કરશો, અને કહેશોઃ
"આ લોકોની મૂર્ખતા માટે હું દિલગીર છું."

શોકનો ઉભરો સાંત્વનની લાગણીમાં ફેરવાઈ જાય એવી કઈ કઈ પ્રબલ અસર એ બાળક ઉપર પડી હશે? મને લાગે છે કે એનાં મૂળ એ નાની વસ્તુઓના દેખાવમાં તો નહોતાં જ. લખોટા, પત્થર, કાચ, છીપ, શીશી, સિક્કાઓમાં તો એવું શું હોય, કે જે આવું મહાન પરિવર્તન કરી શકે? એ તો સ્પષ્ટ જ છે કે **આ પરિવર્તનનું મૂળ એ નજીવી વસ્તુઓ વિષેના વિચારોમાં જ** છે. એ વસ્તુઓ સંબંધી વિચારમાં જ એને કો અકળ રીતે એની સ્વર્ગસ્થ માતાના અંક અને ઉરનું સાંત્વન મળી ગયું હશે.

આપણને સુન્દર લાગતી તમામ વસ્તુઓ વિષે આમજ સમજવાનું છે. **સૌન્દર્ય કર, વદન કે કુદરતમાં નથી, પણ એની ઉપર આરોપિત કરેલા વિચારમાં જ છે.**

ખરી વાત છે કે આપણું ચૈતન્ય જાણે છે એ દરેક વસ્તુમાં કાંઈ અમુક વિચાર અારોપિત થયેલો હોતો નથી. આપણે સૌએ અનુભવ્યું છે કે એક વ્યક્તિને જે વદન સુન્દર લાગે છે, તે અન્યને વિરૂપ પણ લાગે છે. કારણ કે સૌન્દર્ય પદાર્થમાં નથી, પણ એને લગતા વિચારમાં જ છે. આ સત્યના પ્રકાશથી જ તમે જગતના માનવીઓના દષ્ટિબિન્દુઓમાં રહેલો વિરોધ સમજી શકશો.

જે મનુષ્યની રસેન્દ્રિય ખીલેલી હશે, તેને તો સકલ પદાર્થોમાં સર્વદા સૌન્દર્ય પ્રકટી રહેલું જ દેખાશે. કોઇ સામાન્ય વ્યક્તિ અને કલાકારને એક ટ્રેનમાં સાથે જ પ્રવાસ કરતા કલ્પો. ચાલતી ગાડીની બારીમાંથી કલાકારની રસદ્રષ્ટિ વૃક્ષો, રોપાઓ, તેમજ પ્રાકૃતિક દશ્યોના રંગ અને રેખાઓની બદલાતી રચનામાં અવનવાં સુંદર ચિત્રો જોઇ શકશે. બીજા શબ્દોમાં કહું તો આ દોડતું જગત એની કલ્પનાની આંખ આગળ નવાં નવાં ચિત્રો 'ગોઠવ્યાં કરે છે' (કૉમ્પોઝીઝ). મહાન સંગીતશાસ્ત્રી પોતાની પરિસ્થિતિમાં ઉઠતા અનેકવિધ અવાજોમાં મધુર રાગરાગણીઓ અને સ્વરસંગો (સિમ્ફનીઓ) સુણી શકે છે. અરણ્યોનો પર્ણધ્વનિ એને સુન્દર લાગે છે. કારણ કે એના ચૈતન્યમાં એનો અનુવાદ સંગીતની પરિભાષામાં થાય છે.

આ રીતે આર્યો કહે છે એમ સારૂં યે જગત પરબ્રહ્મ જ છે. હંમેશાં બધાંની પાછળ એક પરમ એકતા છવાઈ રહી છે. જ્યારે આપણે આપણી વિચારશક્તિનો ઉપયોગ કરીએ છીએ, ત્યારે એકદમ આપણે એ એકતાને પામી શકીએ છીએ; એ આપણી અંદરથી પ્રકટે છે, બ્હારથી નહિ. પરન્તુ જ્યારે એ એકતામાં આપણે સૌન્દર્યનાં દર્શન કરીએ છીએ, ત્યારે એ દર્શન કાંઈ એ પદાર્થમાંથી પ્રકટતું નથી, પરન્તુ એમાંથી પ્રતિબિંબિત થાય છે. આપણે અમુક પદાર્થને સુન્દર કહીએ છીએ, કારણ કે સૌન્દર્યનો

વિધાયક (પ્રભુ) તો સર્વત્ર રહેલો જ છે. એમનો વિચાર એ પદાર્થ ઉપર પ્રતિબિંબિત થાય છે, અને આપણા માનસમાં એવો જ વિચાર પ્રકટાવે છે. સૌન્દર્યનો આ વિધાયક હોણુ છે, એ જામી નામના એક મહાન સુફી કવિએ સુન્દર રીતે વર્ણવ્યું છેઃ

"જ્યાં સકળ વિશ્વ વ્યાકુળતાહીન સ્થિતિમાં વિરામ લે છે,
તે પરમ શાંતિના ધામમાં,
ભેદભાવ વિનાની અને 'હું'-'તું'ના ભાન રહિત,
એક વ્યક્તિ વસે છે.
એ સાક્ષાત્ સૌન્દર્ય છે,
અવ્યક્ત છે, અને સ્વપ્રકાશથી જ વ્યક્ત થાય છે.
સર્વને મુગ્ધ કરે એવું એનું સૌન્દર્ય છે.
એ અદશ્યમાં છુપાયેલ છે,
અને લગાર પણ અશુભના સ્પર્શ વિનાનું પરમ માંગલ્ય છે.

× × ×

પદાર્થના દરેક પરમાણુને પ્રભુએ દર્પણ જેવા ઘડયો છે.
દરેકમાંથી પ્રભુની આકૃતિનું સૌન્દર્ય ઝળકે છે.
ગુલાબ પુષ્પમાંથી એમનું સૌન્દર્ય પ્રકટે છે, અને એનું
દર્શન બુલબુલ પંખીને પ્રેમપાગલ બનાવે છે.
દીપકની પ્રભા કુદનિ મરણ તરફ પ્રેરે છે.
સૂર્ય ઉપર પ્રભુનો પ્રકાશ પડયો કે તરત જ કમળે
જળતરંગમાંથી પોતાનું મસ્તક ઉંચું કર્યું.
લયલાની કાન્ત કેશાવલીએ મજનૂનના હૃદયનું આક-
ર્ષણ કર્યું,
કારણ કે દો દેવી કિરણનું પ્રતિબિંબ લયલાના વદન પર
પડતું હતું.
પ્રભુએ જ શિરીનના ઓષ્ઠો પર મધુરતા સિંચી હતી;
એ માધુર્યની શક્તિથી પર્વિઝનું હૃદય ચીરાઈ ગયું, અને
ફરહાદનો પ્રાણ ઉડી ગયો.

આ રીતે સર્વત્ર એમનું જ સૌન્દર્ય પ્રકાશી રહ્યું છે,
અને કુત્સિત-સુન્દર આકારોમાં એઓ પોતાનું રૂપ
સંતાડી રાખે છે,
જોસેફના ડગલામાંથી એમનું જ વદન ડોકાતું હતું,
અને ઝુલેખાની શાંતિમાં વિઘ્ન નાંખતું હતું.
આકાર રૂપી ઘુંઘટની પાછળ એમનું જ સૌન્દર્ય સંતા
યલું છે.
પ્રણયઘેલાં ઉરોમાં એઓજ માધુર્ય ભરે છે.
એમના પ્રેમથી જ આપણાં હૃદયોમાં જીવન ધબકે છે.
એમને પામવા માટે આત્મા વિજયો વાંછે છે.
વિશ્વની રૂપવંતીઓને ચાહનાર હૃદય એમનાં જ રૂપ
ચાહે છે.
સંભાળજે. એમ ન કહીશ કેઃ 'પ્રભુ સૌન્દર્ય મૂર્તિ છે
અને હું એનો આશક છું.'

તું તો માત્ર દર્પણ જ છે,
એઓ સન્મુખ ઉભા રહીને પોતાની મૂર્તિ તું રૂપી દર્પ
ણમાં પાડે છે.

ખરી રીતે એઓ જ પ્રકટી રહ્યા છે, તું તો હજુ ગૂઢ છે
એમનાં સૌન્દર્ય અને સ્નેહ ત્હારામાં પ્રકટ થાય છે,
ત્હારૂં દર્શન સ્થિર હશે તો ત્હને પણ આખરે જણાશે કે
એઓ પણ એક દર્પણ છે.

એઓ તિજોરી અને ખજાનો બન્ને છે.
'હું' અને 'તું' જેવું કંઈ છેજ નહિ, એ તો માત્ર ખાલી
તરંગ અને માયા છે.

મૌન રાખજે! કારણ કે આ પ્રભુ-ગીતાનો અંત જ નથી
કોઈની ય વક્તૃત્વકલા એમનું વર્ણન કરી શકે એમ નથી
જાહેરમાં કહ્યું જ હોઈએ નહિ, એમ શાંતિથી સ્નેહ અને
સહન કર્યાં કરીએ,
એજ આપણા માટે સર્વોત્તમ માર્ગ છે."

વિશ્વનો સૌન્દર્ય-વિધાયક સહાય કાર્ય કર્યો કરે છે. પદાર્થના પ્રત્યેક પરમાણુમાં, અને દિશાના દરેક બિન્દુમાં એ રહેલ છે. સહાય એ તો અવ્યવસ્થામાંથી વ્યવસ્થા આણી રહેલ છે. આ સૃષ્ટિને સારી, વધારે સારી અને સૌથી સારી બનાવવાનો પ્રયત્ન એ કરે છે. **વ્યવસ્થાની સ્થાપના,** એ એનું કાર્ય છે. ભગવાન બુદ્ધે કહેલો આ જ સનાતન ધર્મ, 'સ્વર્ગનો સનાતન' નિયમ છે. માનવ હૃદયમાં પણ એજ કાર્ય કરી રહેલ છે. આ પરિવર્તનશીલ સંસારમાં આ વ્યવસ્થાનો મહાનિયમ સતત કાર્ય કરી રહેલ છે. મહાન્ ઇશ્વર અનેક નિયમો સ્થાપે છે, અને પુરાણી વ્યવસ્થાને સનાતન સ્વરૂપ આપે છે. આમ છતાં જગતની બદલાતી સ્થિતિને અનુકૂળ ફેરફાર એઓ પોતાના નિયમોમાં પણ કરે છે.

દરેક હકીકત અને દરેક વ્યક્તિમાંથી પ્રભુ પ્રજ્ઞા પ્રકટાવી રહેલ છે. પોતે તો પૂર્ણ પ્રજ્ઞા સ્વરૂપ છે, છતાં પણ સમયની દરેક ક્ષણ માટે, દિશાના દરેક બિન્દુ માટે એઓ અમુક પ્રજ્ઞા ધરી રહ્યા છે. આથી એઓ માત્ર ભૂતકાળ તેમજ વર્તમાનને જ નહિ, પરન્તુ ભવિષ્યને પણ જાણે છે. આપણી ઇચ્છાશક્તિને જરા પણ બાંધ્યા વિના એઓ કહી શકે છે કે ભવિષ્યમાં શું શું બનશે, કારણ કે એઓ આપણી વ્યક્તિગત ઇચ્છાનું વલણ જોઇ શકે છે; તેમજ સર્વ સ્થળે કાર્ય કરી રહેલી સઘળી ઇચ્છાઓનું એકત્ર પરિણામ પણ જોઇ શકે છે. એઓ સૌન્દર્યના સૃષ્ટા છે. કારણ કે એઓ આ પરિવર્તનશીલ જગત જુએ છે, ત્યારે એમાં ગુંથાતા કે તૂટી જતા બધા તન્તુઓને પણ એઓ જોઈ શકે છે. એમના નયન સમક્ષ જ આ 'સ્વર્ગીય શેતરંજી' વણાઈ રહી છે. એમને મન આ અખિલ વિશ્વ સૌન્દર્યનો આવિર્ભાવ છે. આપણે પણ એક સત્યનો સાક્ષાત્કાર કરી લેવો જોઇએ કે સમયની દરેક પળે આ વિશ્વ સૌન્દર્ય પ્રકટાવી રહ્યું છે. દરેક નાનકડી પાંદડી કે ડાંખળામાંથી પણ એમનું જ સૌન્દર્ય વહી રહ્યું છે, વિશ્વમાં પ્રતિ

પળે પ્રકટતું, વિકાસ પામતું સઘળું સૌન્દર્ય એમનું જ છે. ગીતાનો સન્દેશ પણ આપણને એજ કહી રહેલ છે;

"વેદોમાં સામવેદ હું છું, મંત્રોમાં ગાયત્રી હું છું;...માસોમાં માર્ગશીર્ષ હું છું; ઋતુઓમાં વસંત હું છું."

પ્રભુ પોતે જ વસંત છે. કારણ કે આ વિશ્વનો એ સનાતન સૌન્દર્ય–વિધાયક સઘળા ગુલાબોમાં, નવા પર્ણોમાં, પંખીઓના કલરવમાં જીવી રહેલ છે, તેમજ દરેકની ગૂઢ સુન્દરતાને નિરખી અને પ્રકટાવી રહેલ છે. જે કોઈ પોતાની રસ–આંખ ઉઘાડી શકે છે, એ આ રહસ્ય સમજી શકે છે. એ સૌન્દર્ય–વિધાયક સઘળું નિરખી રહેલ છે, અને વસ્તુમાત્ર પરત્વે પોતાનો અભિપ્રાય આપી રહેલ છે. **એમની આગળ અંતિમ પૂર્ણતાની મહાન યોજના પડેલી છે.** એઓ જાણે છે કે વર્તમાન ક્ષણ એ કાંઇ પૂર્ણ ક્ષણ નથી. દરેક વસ્તુ પોતાના અંતિમ ભવિષ્યની સમીપમાં કેટલી આવેલી છે, એ જોઇને જ એઓ એને વિષે પોતાનો નિર્ણય કે અભિપ્રાય આપે છે. **જેટલા પ્રમાણમાં કોઇ પણ પદાર્થ પ્રભુની યોજના અને સુન્દરતાને ઝીલી શકે છે, તેટલા પ્રમાણમાંજ એમને મન એ સુન્દર છે.**

આમાંથી આપણે આપણા વ્યવહાર માટે એક નિયમ તારવી શકીએ છીએ: **આ વિશ્વવ્યાપક ભવ્ય સૌન્દર્ય મનુષ્યમાં પણ છે.** મનુષ્યની પ્રભુતા, એ મારાં પ્રવચનોનો વિષય છે. :હું તો માનું છું કે 'મનુષ્યની અંદર જ પ્રભુ છે,' 'મનુષ્યની અંદર જ એક અખંડ તત્ત્વ છે,' એ દષ્ટિબિન્દુના પ્રકાશથી જ આપણે આપણા સઘળા પ્રશ્નો વિચારવા જોઈએ. આ જ નિયમને લંબાવીને આપણે કહી શકીએ કે **વિશ્વનું સૌન્દર્ય મનુષ્યના હૃદયમાં છે.** આપણે સૌ એક પડછાયા રૂપ અંધકારમય જગતમાં વસીએ છીએ, એમાં રહીને આપણી અંદર રહેલા પ્રભુનો સાક્ષાત્કાર કરવો, આપણને

કઠણ લાગે છે. વિશ્વનું સૌન્દર્ય આપણા હૃદયમા વસેલું છે, એ આપણને સમજાતું નથી ગમે તેટલી દેખીતી વિરૂપતા છતા આપણા હૃદયમાં એક અપૂર્વ સુન્દરતા રહેલી જ છે, એવુ આપણે શ્રદ્ધાપૂર્વક નહિ માનીએ, ત્યા સુધી આપણે પ્રજ્ઞાના સાચા શોધકો થઇ શકીશુ નહિ. મને કોઈ પદાર્થ સુન્દર લાગે છે, તેના બે કારણો છે એક તો એ મહાન સૌન્દર્ય-વિધાયક તે પદાર્થની અમુક સુન્દરતા વિષેનો પોતાનો વિચાર એક ઝબકાર રૂપે જણાવે છે; અને બીજું એઓ મારાં નયન સમક્ષ જ સુન્દરતાનો એ વિચાર મારી મારફત એ પદાર્થની ઉપર આરોપિત કરાવે છે. ઉમ્મર ખય્યામ સત્યજ કહી ગયો છે કે

> મૂર્તિ એના પૂજકને કહે છે, "મ્હારા સેવક, શા માટે તું
> મારો પૂજક થઈ રહ્યો છે, તે તુ જાણે છે?
> મ્હારા પ્રેક્ષક, તારી અંદરથી નિરખી રહેલ
> એક મહાન સૌન્દર્ય મૂર્તિ મ્હારામાં પ્રકાશી રહેલ છે"

હવે હૂં મૂળ વિષય પર આવુ. આપણે સૌએ સૌન્દર્યને પિછાણતા શીખવુ જોઇએ. પરન્તુ એટલું જ કાંઈ બસ નથી આપણે સૌએ સૌન્દર્યનું સર્જન કરતા પણ શીખવુ જોઈએ કારણ કે આખું વિશ્વ પૂર્ણ થવા પ્રયત્ન કરી રહેલ છે, સર્વત્ર પ્રભુ કેદ થયેલ છે, આપણે જ એમને મુક્ત કરવા જોઇએ. પાષાણખડમા પૂતળા રૂપે પ્રભુ રહેલ છે, હથોડી અને છીણી વડે નકામો ભાગ કાપી નાખીને, આપણે એ પૂતળાંને મુક્ત કરવુ જોઈએ જ્યારે આપણે સર્વ પ્રકારના એકતાવર્ધક બળો સાથે એક થઇએ છીએ, ત્યારે આપણે પ્રભુને મુક્ત કરી શકીએ છીએ સૌન્દર્ય એ પણ એવું એક એકતાવર્ધક બળ છે.

આપણે સૌન્દર્યનુ સર્જન કરીને વિશ્વને પૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ એક રીતે તો આપણે બધો વખત, કે નહિ ને કે સરજી રહ્યા જ છીએ. નાનામા નાનુ બાળક પણ પોતાનાં

અસ્તિત્વથી આ વિશ્વના સ્વરૂપમાં પરિવર્તન કરે જ છે. આપણે સૌએ સમજી લેવું જોઈએ કે આપણી ઇચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ આ વિશ્વના લોલકને ડાબી કે જમણી તરફ, માર્ગથી દૂર કે માર્ગની સમીપ, પ્રેરી રહેલ છે. આપણે વિચાર, વાણી ને વર્તનની સર્જનકૃતિઓ તો ઘડી રહ્યા છીએ, પરન્તુ **આપણે એવી રીતે સર્જન કરવું જોઇએ કે આપણી મારફત એ મહાન સૌન્દર્ય-વિધાયક પણ સર્જન કરી શકે.**

પરસ્પર બન્ધુઓ તરીકે જીવન જીવવાનો આપણો મહાન સિદ્ધાંત છે. આપણે સૌ પ્રજ્ઞાના પ્રચાર માટે, આંતરરાષ્ટ્રીય ભાવનાના વિકાસ માટે, તેમજ સઘળી જાતના આદર્શોના પોષણ માટે પ્રયત્ન કરી રહ્યા છીએ, પરન્તુ એટલું જ બસ નથી. જગતને એકતાની સોનેરી સાકળમાં ગુંથનાર નવા નવા માર્ગો માટે આપણે આપણાં મનનાં દ્વાર ઉઘાડાં રાખવાં જોઇએ. સૌન્દર્યનો સંપ્રદાય, એ એક નવીન માર્ગ છે. આ માર્ગે આપણે સેવાનું કાર્ય કરવા માગતા હોઈએ, તો આપણે **આપણા જીવનમાં સૌન્દર્યને એક જીવંત સિદ્ધાંત બનાવવો જોઇએ.** એ સૌન્દર્યની ઉપાસના આપણે આપણા પોતાને માટે કદી પણ ન કરવી જોઇએ. જો આપણે આપણા પોતાના વિકાસ, આનંદ કે વિશુદ્ધિના દષ્ટિબિન્દુથી સૌન્દર્યને નિરખવા જશું તો આપણે જરૂર ઘણા પ્રલોભનમાં અને ભયંકર ભૂલાવામાં પડશુ, પરન્તુ જો સૌન્દર્યપૂજાનો આપણો હેતુ શુદ્ધ હશે, તો આપણો માર્ગ સરળ બની જશે. વિશુદ્ધિનું સુખ ભોગવવા માટે નહિ, પણ જગકલ્યાણને માટે વિશુદ્ધિ આપણે ખીલવશું, ત્યારે જ આપણે સૌન્દર્યની શોધ કરી શકશું.

મારા વ્યાખ્યાનનો ઝોક સૌન્દર્ય અને જગકલ્યાણ વચ્ચેનો સંબંધ દર્શાવવા ઉપર છે. આજે જગત અનેક મુખે અને જીભે 'ચાલો આપણે એક થઇએ,' એમ કહી રહેલ છે. રાજદ્વારી પુરૂષો,

અર્થશાસ્ત્રીઓ અને ધર્મોપદેશકો જગતમાં એકતાનું સામ્રાજ્ય સ્થાપવા મથી રહ્યા છે. એ લોકોના એ કેન્દ્રાનુગામી બળોમાં આપણે પણ આ સૌન્દર્યનું બળ ઉમેરવું જોઈએ, અને એ રીતે એમને સહાય કરવી જોઈએ. જ્યાં સુન્દરતાની કદર થાય છે, ત્યાં જરૂર બન્ધુતા પ્રકટે છે. કારણ કે હું કહી ગયો છું કે સુન્દરતા રાષ્ટ્રીયતાના બન્ધનોથી પર છે, અને કલાકાર જગતના દરેક કલાકારનો બન્ધુ છે.

જ્યારે આપણામાંનો દરેક જણ કંઈ પણ સુન્દર કૃતિ સરજી શકશે, ત્યારે જ એ બન્ધુતાનું જીવંત દૃષ્ટાંત થઈ શકશે. એ માર્ગે જ આપણે આપણા બન્ધુઓની સમીપ જઈ શકીશું. આપણે બન્ધુતાભર્યું જીવન જીવવા ઉપરાંત સુન્દરતાનું પણ સર્જન કરવું જોઈએ. તમે મને પૂછશો કે બધા મનુષ્યો કલામય સર્જન કરી શકે ખરા? હું કહું છું કે શા માટે નહિ? સૌન્દર્યનો સનાતન વિધાયક તો આપણી અંદર છે. બ્રહ્મવિદ્યાએ આપેલી પ્રજ્ઞા જો તમે સાચી રીતે સમજશો, તો તમે જરૂર સુન્દર સર્જન કરી શકશો. જ્યારે તમે કોઈ અંગત હેતુ કે સ્વાર્થને માટે નહિ, પરન્તુ પ્રજ્ઞાને ખાતર જ પ્રજ્ઞાનો અભ્યાસ કરશો, તો સૌન્દર્યની ગીતા તમને વધારે અને વધારે સમજાતી જશે. ખરી વાત તો એ છે કે વિશ્વની સૌન્દર્યમય અને જ્ઞાનમય વિચારણા, એ જ બ્રહ્મવિદ્યા અથવા થિયોસોફીની ચાવી છે. ભાવનાશાળી સિદ્ધાંતોની જે વિશાળ ઇમારતનો અભ્યાસ આપણે રોજ રોજ કરી રહ્યા છીએ, એ તો સૌન્દર્યનો ભવ્ય ખજાનો છે. જો પ્રજ્ઞા તમારો આદર્શ હશે, તો એમાંથી સૌન્દર્ય વહશે જ. એ પ્રજ્ઞા તમને કરૂણાપૂર્વક જીવન માત્રનો વિચાર કરતાં શીખવશે. માનવજાતિની સામાન્ય કરૂણતા જુઓ. કોઈ પણ દુઃખી મનુષ્ય, પ્રાણી કે વનસ્પતિની નિઃસ્વાર્થભાવે સેવા કરો. પછી તમને માલમ પડશે કે કો અકળ રીતે સૌન્દર્ય તમારા જીવનમાં પ્રવેશ કરી રહેલ છે. પછી તો તમે એને

એક ઘાસના તણખલામાં જોઈ અને અનુભવી શકશો. પરમાત્મા રૂપ વેદી સમક્ષ તમે તમારા જીવનનો દરેક અંશ અર્પણ કરશો, એટલે તમારા જીવનમાં સૌન્દર્ય રેલાવા લાગશે. કારણ કે **સુન્દરતા એ પરમાત્મા જ છે, અને સુન્દરતા એ પ્રજ્ઞા અને કરૂણા પણ છે.**

સાચી રીતે એટલે કે ડહાપણપૂર્વક જીવન ગાળતાં આવડે, અને સર્જન કેમ કરવું, એનું ભાન હોય, તો આપણે સૌ કલાકાર થઈ શકીએ. એક થિયોસોફીસ્ટ તરીકે તમે સુન્દર વિચારોનું સર્જન કર્યા વિના રહી શકો જ નહિ. તમારા વદન પરનું સૌન્દર્ય તમારા બન્ધુઓને રીઝવી શકશે, કારણ કે તમે બન્ધુતાની ભાવનાનો સાક્ષાત્કાર કરવા માટે જ જગતમાં વિચરો છો. તમે વસ્તુમાત્રની પાછળની એકતાને સ્વીકારો છો, તેથી તમારા વદનમાંથી વધારે પ્રભા વહી શકશે. પછી આપણે હિન્દના એક પ્રાચીન લોકવેણનો ડગલે અને પગલે સાક્ષાત્કાર કરી શકીશું, "તમારા વદન પર બ્રહ્મજ્ઞાનનો આનંદ ઝળકે છે. તમને એ કોણે આપ્યો?" જ્યારે આપણે થિયોસોફીના ભવ્ય સિદ્ધાંતો સાચી રીતે સમજશું, ત્યારે આપણાં વદનો પર એવાં જ બ્રહ્મતેજ વિલસી રહેશે. કારણ કે **થિયોસોફીને સમજવી એટલે બ્રહ્મના સાક્ષાત્કારનો આરંભ કરવો.** તમારી આસપાસ નિહાળો; તમારી આંખ ઉઘાડી હશે, તો તમે સર્વત્ર એ મહાન્ સૌન્દર્ય-વિધાયકને નિરખી શકશો. સાચો કલાકાર એકાદ રેખામાં સૌન્દર્ય જુએ છે; દરેક પડછાયામાં પ્રકાશ નિહાળે છે. હિન્દુસ્તાન તો એક એવી ભૂમિ છે કે જ્યાં સ્થળે સ્થળે હઝારો સુન્દર વસ્તુઓ નજરે પડે છે. તમારી રસ-આંખ કેળવાયલી હશે, તો તમે એ જોઈ શકશો. આપણું દર્શન સ્પષ્ટ હોય, તો આપણું જીવન કેવું સરળ બની જાય! ચોતરફ અનેક સુન્દર વસ્તુઓ હિન્દમાં વેરાયલી પડી છે; હઝારો નવીન સુંદર વસ્તુઓ સરજાય છે, આરા સ્નાનગૃહમાંથી અને મળેલ આ લોટકાને જુઓ. હું એમાંથી પ્રશ્ન વિષે એક ભવ્ય વિચાર જોઈ શકું છું. એક આનામાં એવા

૭ લોટકા મળે છે, છતાં એનો આકાર કેવો સુન્દર છે! હું એની ઉપર ચિંતન કરૂં છું, ત્યારે એ નાનાં માટીનાં પાત્રમાંથી મને થિયેસોફી મળી શકે છે. મને અનુભવ થાય છે કે ભલે હું ઘણાં શાસ્ત્રોનો જ્ઞાની રહ્યો, પરન્તુ એક અશિક્ષિત કુંભાર પણ મને જ્ઞાનનો સન્દેશ આપી શકે છે. આ પ્રમાણે જ્યાં જ્યાં તમે સૌન્દર્ય નિરખો છો, ત્યાં ત્યાં પ્રજ્ઞા રહેલી જ છે.

બન્ધુઓ, આપણા કાર્યનો એક ભાગ આ છેઃ જગતની એકતાના કાર્યમાં સહાય કરવી. હું જાણું છું કે આપણે થિયોસોફિસ્ટો જ્યારે ઉચ્ચ આદર્શોની વાતો કરીએ છીએ, ત્યારે જગત આપણી હાંસી કરે છે, કારણ કે એ આદર્શો કે ભાવનાઓને જીવનમાં ઉતારવામાં આપણને નિષ્ફળતા મળેલી હોય છે. પણ એ નિષ્ફળતાનો વિચાર જ કરશો નહિ. આપણો ઉચ્ચાત્મા એક દિવસ જરૂર એ ભાવનાઓનો સાક્ષાત્કાર કરી શકશે. આજે તો આપણે એ ઉચ્ચાત્માના સન્દેશવાહકો છીએ. આપણા લલાટમાં નિષ્ફળતા લખી હોય, તો પણ આપણે સાચે માર્ગે ચાલવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણી નહિ પણ જગતની ખાતર અંતે આપણને વિજય મળશે જ. આપણને સૌને કઠણ માર્ગે જવાનું છે. કારણ કે આદર્શોને આચરણમાં ઉતારવાને માટે પૂરતું બળ ન હોવા છતાં આપણે એ આદર્શોની ઘોષણા કરવી પડે છે. એ આદર્શોને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરતાં યાદ રાખજો કે "પત્થર જેમ વધારે ઘસાય છે, તેમ એમાંથી સુન્દર આકૃતિ પ્રકટે છે." આપણાં મંથનો અને દુઃખોદ્વારા આપણી અંદર રહેલી પ્રભુતા મુક્ત થાય છે. આપણે પોતે ઇશ્વરની મહાન યોજનાને સિદ્ધ કરવાને અશક્ત હોઇએ, તો પણ આપણે જગત સમક્ષ એ ઉચ્ચ જીવનની વાતો કરવી જ જોઈએ. વીસમી સદીમાં વસવા છતાં આપણે બે હઝારમી કે વીશ હઝારમી સદીનાં જગતની વાતો કર્યાં જ કરવી જોઈએ, કારણ કે આપણે સૌ સ્વયંસેવકો છીએ, અને જગતને એના ભવિષ્ય તરફ વહેલું લઈ

જવા માગીએ છીએ. આપણી મુશ્કેલીઓનું કારણ એ છે કે, આપણે જેની શોધ કરીએ છીએ, તેવા જલદી થવાને માટે આપણે આપણી જાતનું અર્પણ કરવા મંડીએ છીએ. ભલે આપણી શોધના પાત્રની જેવા થવુ અઘરૂં હોય, તો પણ આપણે આપણી શોધ પડી મૂકવી જોઇએ નહિ. જ્યાં સુધી સમગ્ર જગતમાં પ્રભુનું ભવ્ય સૌન્દર્ય પ્રતિબિંબિત ન થાય, ત્યાં સુધી આપણે પૂર્ણ જગતનાં ચિહ્નોની આપણી શોધ ચાલુ જ રાખવી જોઇએ

થિયોસોફિસ્ટ તરીકેનો આ આપણો ઉચ્ચ અધિકાર છેઃ **જગતનાં બન્ધનોને ઓળંગી જવા, અને ભવિષ્યના જગતની વાતો કરવી.** આપણે ઉંડી શ્રદ્ધાપૂર્વક આ કાર્યની પાછળ લાગી જવું જોઈએ. આપણે આપણા આદર્શોની ઘોષણા ચાલુ રાખવી જોઈએ. કારણ કે જેટલી વાર આપણે એ ઘોષણા કરશું, તેટલી વાર એ આદર્શોને આચારમા ઉતારવાનું થોડું થોડું બળ આપણામાં વધતું જશે કારણ કે આપણો આદર્શ આપણને આકર્ષે છે અને આપણી અંદર બળ સિંચે છે. કૈં નહિ તો આદર્શની કલ્પના કરવામા તો નિષ્ફળ ન જ થશો.

દરેક ગૃહ, શેરી અને નગરમા પ્રભુનું મહાન જીવન પ્રકટી રહ્યું હોય, એવા જગતનું હું સ્વપ્ન સેવી રહ્યો છુ. એ જગતમાં પ્રભુ માત્ર કરૂણા કે પ્રજ્ઞા રૂપે જ નહિ, પરન્તુ કો અવર્ણ્ય સૌન્દર્ય રૂપે પણ પ્રકટશે.

---

## ૧૪

# કુદરત સાથે સહકાર

"કુદરતને મદદ કરો, અને એની સાથે કાર્ય કરો; પછી કુદરત તમને એના સર્જકો ગણશે, અને તમારી આજ્ઞા ઉઠાવશે.

"પોતાના ગુપ્ત ભંડારનાં બારણાં કુદરત તમારી સમક્ષ ઉઘાડાં મૂકશે; એના પવિત્ર હૃદયના ઊંડાણમાં રહેલા ગુપ્ત ખજાનાઓ એ તમારા નયન આગળ રજુ કરશે. પ્રકૃતિથી લેપાયા વિનાની આત્માની આંખ જ કુદરતના એ ખજાનાને નિરખી શકે છે. એકવાર ઉઘડેલી એ આંખો સદાય ઉઘાડી જ રહેશે; અને એની દૃષ્ટિ સર્વ યોનિઓના રહસ્યો જોઇ શકશે

"પછી કુદરત તમને સાધન તેમજ માર્ગ બન્ને બતાવશે; પહેલો, બીજો, ત્રીજો અને છેવટ સાતમો દરવાજો પણ બતાવશે. ત્યાંથી તમને ધ્યેયનાં દર્શન થશે, એ ધ્યેયને સામે તીરે અકલ્પ્ય ભવ્યતાઓ આત્માના પ્રકાશમાં ઝળકયાં કરે છે; માત્ર આત્માની આંખ જ એને નિરખી શકે છે.'"

—મૌનનો નાદ.

વિકાસ પામેલી સંસ્કૃતિનું એક લક્ષણ એ છે કે એમાં કુદરતની અસર તરફ વિશેષ ધ્યાન આપવામાં આવે છે. જંગલી મનુષ્ય તો કુદરતના વિરાટ સરઘસનું માત્ર એક અંગ જ બની રહે છે; પરન્તુ સંસ્કારી મનુષ્યને કુદરત સાથેના પોતાના સંબંધનું ભાન હોય છે, અને ખાસ કરીને એ એનો ઉપયોગ કરી જાણે છે. પરન્તુ કુદરતને મનુષ્યનો શો ઉપયોગ છે, એ હજી મનુષ્ય સમજ્યો નથી.

આપણા સ્વભાવ અને શિક્ષણ પ્રમાણે આપણે કુદરતી જીવનને અનેક દષ્ટિબિન્દુઓથી જોઈએ છીએ. કેટલાક કુદરતને સૌન્દર્યનું ધામ માને છે; એઓ પુષ્પની પાંખડીઓની અને વૃક્ષોની પર્ણમાળાઓની સુન્દરતાથી આનંદ પામે છે; અને ખીણ કે જંગલની તાજગીથી રાચે છે. કુદરતમાં જીવનનાં અનેક ઝરણાં વહી રહ્યાં છે. એ દૈવી સત્ત્વોની ગૂઢ પ્રવૃત્તિઓની ઝાંખી કરવી, એ પણ કુદરતી સૌન્દર્યના પાનનું એક અંગ છે. કેટલાક મનુષ્યોની સંસ્કારગ્રાહકતા ઘણી જ તીવ્ર હોય છે; એઓ કુદરતના જીવનમાંથી ગાઢ આનંદ અનુભવે છે.

વર્તમાન વિજ્ઞાન આપે છે એવા વીગતોવાળા બારીક જ્ઞાનની પરિભાષા દ્વારા પણ કુદરતનું જ્ઞાન મેળવી શકાય છે. આપણને વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ખનિજશાસ્ત્ર, વગેરે શાસ્ત્રોનું થોડું ઘણું જ્ઞાન હોય, તો આપણે એ જ્ઞાનના પ્રકાશમાં કુદરતનું ચિંતન કરી શકીએ. તે પછી આપણા મનમાં 'કુદરત પદ્ધતિ અને યોજનાથી ભરેલી છે,' એવી ભાવનાનો સાક્ષાત્કાર થશે. પછી તો કુદરત આપણને એક રસિક પુસ્તક જેવી લાગશે; અને એમાં જીવનની ઘણીએ ગૂઢ, અદ્ભુત વાર્તાઓ આપણે વાંચી શકશું.

પરન્તુ જેઓ સઘળી કુદરતને વિકાસ પામતા જીવન અને આકારની સીડીરૂપે સાંકળી શકે છે, એઓ કુદરતને કો ભવ્ય અમૂર્ત ભાવનાથી નિરખી શકશે. કુદરતને વિકાસમાર્ગની સીડી રૂપે નિરખી શકનાર વ્યક્તિનું ચિંતન કાંઈ ઓર જ હોય છે. એ તો મનુષ્યના જીવનને પ્રાણીમાંથી પ્રકટતું નિરખે છે, અને એને દેવદૂતોની ઉચ્ચતર ભૂમિકા પર ચઢતું પણ જોઈ શકે છે. એને મન કુદરતનું જીવન એક ખરેખરી 'જેકબની સીડી' બની જાય છે. ઉત્ક્રાંતિવાદ આપણને શિખવે છે કે જીવન હલકા આકારોમાંથી ઉચા અને સારા આકારોમાં ધીરેધીરે પ્રકટવા માંડે છે. આ વૈજ્ઞાનિક ભાવના આપણા કુદરતના અવલોકનમાં નવો જ અર્થ ઉમેરે છે.

કુદરતને પ્રભુનો વાઘો માનવાની એક ભાવના તો વળી ઘણી જ ભવ્ય છે. આપણે જ્યારે કુદરતને આ ભાવનાથી નિરખી શકીએ છીએ, ત્યારે પહેલાંની તમામ ભાવનાઓ એક પરમ તેમજ અનુપમ એકતામાં ગુંથાઈ જાય છે. પ્રકાશના કિરણના સાત રંગો જેવી રીતે એક શ્વેત કિરણ રૂપે ગુંથાઈ જાય છે, એવી જ રીતે કુદરતને પ્રભુનો વાઘો માનવાની ભાવના આપણી ઉચ્ચત્તમ બુદ્ધિને પ ઝંખવી મૂકે છે. ઉપનિષદોએ આપેલી પ્રભુની સર્વવ્યાપકતા રૂપી ભાવનાથી વધારે ઉન્નત બીજું શું હોઈ શકે?

"સૂર્ય સમાન તેજસ્વી, અને અંધકારથી પર એવા આ ભવ્ય પુરૂષને હું જાણું છું; એને સાચી રીતે જાણનાર મરણરૂપી સિન્ધુને તરી જાય છે; એને પામવાનો અન્ય એકે માર્ગ નથી.

આપણાં વદનો, મસ્તકો અને કંઠો એમનાં જ છે; દરેક આત્માના ઉંડાણમાં એ જ રહેલ છે. એ જ ઈશ્વર સમગ્ર વિશ્વમાં વ્યાપી રહ્યો છે. સર્વવ્યાપક છે, એથી જ એ પરમકૃપાળુ છે.

તે જ ખરેખર, અગ્નિ છે; તે જ સૂર્ય છે; તે જ વાયુ છે; તે જ ચન્દ્ર છે; તે જ પ્રકાશ છે; તે જ પાણી છે; તે જ સૂત્ર છે; તે જ બ્રહ્મ છે.

તું સ્ત્રી, પુરૂષ, યુવાન અને યુવતિ બને છે; વૃદ્ધ સ્વરૂપે કરમાં લાકડી લઇને તું તારાં પગલાંને ટેકો આપે છે; જન્મ ધારણ કરેલ સર્વ મનુષ્યોનાં વદનો રૂપે પણ તું જ છે.

ભૂરી માખી, લીલું પંખી, લાલ આંખવાળું પશુ, વિદ્યુદ્‌ગર્ભ વાદળું, ઋતુઓ અને સાગરો, એ અનાદિ તું જ છે. તારી સર્વવ્યાપક શક્તિ અમોઘ છે; તારામાંથી જ સકળ વિશ્વો સરજાય છે.

અગ્નિ, જળ, વનસ્પતિ તથા સમગ્ર વિશ્વમાં તેમજ મહાન અરણ્યોમાં સર્વત્ર વ્યાપી રહેલા પ્રભુને પ્રણામ હો."

—શ્વેતાશ્વતર ઉપનિષદ્

મનુષ્ય જ્યારે વિકાસ પામીને આ સર્વવ્યાપકતાને વધારે અને વધારે ઓળખવા લાગે છે, ત્યારે અમુક પ્રમાણમાં વિશ્વની સઘળી

વસ્તુઓ પણ એનો અનુભવ કરી શકે છે. સર્વત્ર વિકાસ અને વૃદ્ધિનું કાર્ય કરી રહેલ એ સર્વવ્યાપકતાની ઝાંખી દરેક છોડને પણ થાય છે. દરેક પ્રાણી પણ પોતાની રીતે પ્રભુના એ સર્વવ્યાપક સ્વરૂપને પિછાણે છે, અલબત્ત એનું ભાન મનુષ્યના ભાન જેટલું તો ન જ હોઈ શકે; કારણ કે મનુષ્યને તો પ્રભુએ મનની 'દૈવી બક્ષિસ' આપેલી છે. છતાં પણ મનુષ્યેતર વર્ગોના આકારોને પણ કુદરતના ગૂઢ હેતુનું ભાન હોય છે.

વનસ્પતિ અને પ્રાણીઓ પ્રભુના સર્વવ્યાપક સ્વરૂપનો સાક્ષાત્કાર કુદરતની ઇચ્છાને આધીન થઈને કરે છે. એમના જીવનના મૂળમાં મહાન અર્પણભાવના અને નિઃસ્વાર્થતા રહેલાં આપણે જોઈ શકીએ છીએ. મનુષ્ય તો પોતાના અંગત સૌન્દર્યમાં આનંદ લે છે, અથવા સૌન્દર્યને સૌન્દર્યની ખાતર જ ચાહે છે, અને માણે છે; પરન્તુ વનસ્પતિ અને પ્રાણીના જીવનમાં અંગત વિકાસનો વિચાર વિશ્વના એ પરમ ઉદ્ધારક હેતુને અધીન જ રહે છે. આપણે જ્યારે વનસ્પતિ કે પ્રાણીની આંતર રચનાનો અભ્યાસ કરીએ છીએ, ત્યારે આપણને માલૂમ પડે છે કે એમનું સમગ્ર જીવન વર્તમાનકાળ પર નહિ પરંતુ ભવિષ્ય પર જ દૃષ્ટિ રાખે છે. એમની સાહજીક વૃત્તિ માત્ર આત્મસંરક્ષણની જ નથી હોતી; એમનો ઉદ્દેશ તો પોતાના વર્ગનું કે જાતિનું રક્ષણ કરવાનો હોય છે. કોઈ છોડ સુંદર પુષ્પોથી પોતાનો દેહ શણગારે છે, કે કોઇ પ્રાણી સુંદર ચટાપટાથી શોભે છે; પરન્તુ એ શોભા પોતાને માટે નથી. એ શોભાનો હેતુ તો પોતાના વર્ગ કે જાતિનું રક્ષણ કરવાનો અને એ રીતે અકળ લાગતી દૈવી ઇચ્છાને પાર પાડવાનો હોય છે. કુદરતની આ પરોપકારભાવના કો અજબ વસ્તુ છે; અને જેઓ કુદરતના હેતુઓ સમજી શકે છે, એઓ એમાંથી ઘણું રહસ્ય જાણી શકે છે.

વનસ્પતિ અને પ્રાણી તો ઝાંખી રીતે અને અભાનપણે પ્રભુના સર્વવ્યાપક સ્વરૂપને પિછાણી શકે છે. પરન્તુ મનુષ્ય તો ધારે તો

સભાનપણે એનો સાક્ષાત્કાર કરી શકે. મનુષ્ય કુદરતનો મહાન પુરોહિત બની શકે, અને કુદરતની આછી વૃત્તિઓ અને સ્ફુરણાઓને વધારે સ્પષ્ટતાથી વ્યક્ત કરી શકે. તાલીમ પામેલી બુદ્ધિથી મનુષ્ય એક નવો જ પાઠ ભજવી શકે. કુદરત પ્રભુને જે અર્પવા માગે છે, તે મનુષ્ય પ્રભુને અર્પી શકે વનસ્પતિ કે પ્રાણી પ્રભુએ નક્કી કરી મૂકેલી જે ભાવી ભવ્યતા કલ્પી પણ શકે એમ નથી, એનો સાક્ષાત્કાર પણ મનુષ્ય કુદરતને કરાવી શકે. દાખલા તરીકે પ્રાણી કે છોડને પોતાના વ્યક્તિગત જીવનમાં જાતિઓ વચ્ચેનો ભયંકર જીવન-કલહ અનુભવવો પડે છે, અને એને લીધે એને કુદરત અનંત મુસીબતો અને ભયનું સ્થાન લાગે છે. પરન્તુ મનુષ્યો વિકાસક્રમની સીડી પર પ્રકટતી તમામ જાતિઓનો પરસ્પર સંબંધ પોતાના મનના પ્રકાશથી જાણી શકે છે. ગુપ્તવિદ્યાના અભ્યાસથી એ જાણે છે કે જીવન તેમજ આકારની પ્રકૃતિ બન્ને અવિનાશી છે. આથી એ કુદરતમાં રહેલા જીવનકલહનો મર્મ સમજી શકે છે: કુદરતનો હેતુ આકારોનો નાશ કરવાનો નથી, પરન્તુ અવિનાશી જીવનની ગુપ્ત શક્યતાઓને પ્રકટ કરવાનો છે.

આ ઉચ્ચજ્ઞાનને લીધે મનુષ્ય કુદરતને એક કરી શકે છે, અને કુદરત અને પ્રભુની વચ્ચે એકતારતા સ્થાપી શકે છે. આને માટે અનેક માર્ગો છે. એક માર્ગ તો વર્તમાન વિજ્ઞાને આપેલા કુદરત વિષેના જ્ઞાનની માનસિક સમજણનો છે. મનુષ્યને જો કુદરતના વિકાસક્રમનું સામાન્ય શિક્ષણ મળ્યું હશે, તો વનસ્પતિ કે પ્રાણીના અવલોકન વખતે, એ માત્ર એમનું વર્તમાન સ્વરૂપ જ નહિ જુએ, પરન્તુ ભૂતકાળમાં એમણે પસાર કરેલા તમામ આકારોને, તેમજ એમના ભવિષ્યનાં નવાં સ્વરૂપોને પણ જોઈ શકશે. આ માનસિક જ્ઞાનમાં જ્યારે જીવન પ્રત્યેની ગાઢ સહાનુભૂતિ ભળે છે, ત્યારે મનુષ્યમાં એક નવીન શક્તિ પ્રકટ થાય છે. એને લીધે એ પોતાની હાજરીથી જ વનસ્પતિ કે પ્રાણીને કુદરતનો ગૂઢ હેતુ સમજાવી શકે

છે. જેવી રીતે કોઈ થિઓસોફિકલ વ્યાખ્યાતા જંગલી શ્રોતાઓની આગળ ભવિષ્યના સંસ્કારી સંઘજીવનનાં સ્વપ્નાં રજુ કરે છે, અને એથી એ દૂરનાં ભવિષ્યનાં, મહાન પૂર્ણ પુરૂષો તરીકેનાં, એમનાં જીવનચિત્રો પણ એમને બતાવે છે, એવી જ રીતે વિજ્ઞાન દ્વારા કુદરતને સમજનાર મનુષ્ય વનસ્પતિ કે પ્રાણિ વિષેના પોતાના ચિંતનથી જ એમની ભવિષ્યની અનેરી ભવ્યતાના પ્રેરક પાઠો એમને આપી શકે છે.

કુદરત સાથે એકતા અથવા એકતારતા ખીલવવાનો **બીજો** માર્ગ કલાનો છે. કુદરત પોતાની વિવિધતા જાણે છે, અને એકતાને ઝંખે છે. પોતાના સંવિધાન (કોમ્પોઝિશન)થી કલાકાર એ એકતાનું ભાન કુદરતને કરાવી શકશે. કોઈ ચિત્રકાર કુદરતનું દૃશ્ય જુએ છે, અને પછી ચિત્ર રૂપે એને નવેસરથી ગોઠવે છે. કલાકારની આ સંવિધાનપદ્ધતિથી કુદરતનું સૂતેલું સૌન્દર્ય જાગૃત થાય છે. પરન્તુ આ સંવિધાનશક્તિ માત્ર કલાકારો જ ધરાવી શકે, એમ ન માનશો. આપણામાંનો દરેક જણ કુદરતનું અવલોકન કરતી વખતે સતત સંવિધાન જ કરી રહેલ છે. આ સ્થૂલ જગતમાં તો ભલે સર્વત્ર જીવનકલહનાં દર્શન થાય, પરન્તુ કુદરતને લગતું દરેક સંવિધાન એને ઉચ્ચ ભુવન પર કો અકળ રીતે ગાઢ એકતાનો અનુભવ કરાવી શકે છે. જ્યારે આપણે અમુક બિન્દુ પસંદ કરીને ત્યાંથી કુદરતનું કોઈ સુન્દર દૃશ્ય જોઈએ છીએ, અને એથી રાચીએ છીએ, ત્યારે આપણે કુદરતનું નવું સંવિધાન જ કરીએ છીએ. આપણું એ સંવિધાન કુદરતને એક કરે છે; અને આપણી રસેન્દ્રિય દ્વારા આપણે અમુક રીતે કુદરતની ઝાંખી મહેચ્છાઓને વ્યક્ત કરીએ છીએ. આ પ્રમાણે કુદરતના રંગ, આકાર અને ધ્વનિનાં નવીન સંવિધાનો કરીને, મનુષ્ય એકતારતાનું મહાન કાર્ય કરી શકે છે.

કુદરતના મહાન પુરોહિત થવાનો એક **ત્રીજો** માર્ગ મનુષ્યે કુદરતનું મુખ બનવાનો છે. કુદરત પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર

અને એનો મર્મ સમજનાર કવિ કે સંગીતકાર કુદરતના ગૂઢ, મૂક મનોભાવોને વાણી કે ધ્વનિ રૂપે પ્રકટ કરી શકે છે. કુદરતમાં તો એને વ્યક્ત કરવાની શક્તિ નથી. જ્યારે હવામાં વાદળાં વિહરતાં હોય, અથવા કો સરોવરમાં શાંત ગંભીરતા છવાઈ રહી હોય, ત્યારે કુદરત એ પ્રસંગનો મર્મ જાણે છે, પણ અવાચક હોવાથી એને પ્રકટ કરી શકતી નથી. આ વખતે કવિ કે સંગીતકાર કુદરતનો મહાન પુરોહિત બની શકે છે; અને કુદરતના ગૂઢ અર્પણ-ભાવને શબ્દ કે સૂરની પરિભાષામાં પ્રકટાવી શકે છે. વર્ડ્ઝવર્થ આ કોટિનો કવિ હતો. પોતાની પવિત્ર થયેલી સમજણમાં એ કુદરતનાં સ્વરૂપો ઝીલવાનો પ્રયત્ન કરતો, અને એમાંથી માનવજાતિ માટે અદ્‌ભૂત પાઠો તારવી લેતો. આ રીતે કેટલાક કવિઓ કુદરતને પ્રભુના મનનું દર્પણ માને છે. કવિઓ તો માનવજાતિના મહાન પુરોહિતો છે.

મનુષ્ય એક વિશેષ પાઠ પણ ભજવી શકે એમ છે; કુદરતના ભવિષ્યની પ્રણાલિકા બનવાનો. વનસ્પતિ કે પ્રાણીશાસ્ત્રમાં પ્રયોગ કરનાર વૈજ્ઞાનિકો કુદરતના પુરોહિતો બની શકે છે. વનસ્પતિની નવી જાતો ઉત્પન્ન કરનાર કૃષિશાસ્ત્રી મહા પુણ્યનું કાર્ય કરી રહ્યો છે. લ્યુથર બર્બેન્ક જેવા કેટલાય વૈજ્ઞાનિકો કુદરતનાં ભાવી સ્વરૂપો અગાઉથી પારખી લેવાનો પ્રયત્ન કરી રહ્યા છે. કુદરત એમને પોતાના નેતાઓ કે આગેવાનો જ માનતી હશે. દૂર દૂરના ભવિષ્યમાં સાકાર બનનારી, જીવન અને આકારની શક્યતાઓની એઓ આજે પ્રણાલિકા બની રહ્યા છે. કુદરતની એ કાંઈ ન્હાનીસૂની સેવા નથી.

આપણે આપણી સમજણને વિશુદ્ધ કરીએ, અને ખીલવીએ, તો આપણે આપણા જીવનનાં કેટલાંક તત્ત્વો દ્વારા કુદરત સાથે એકતાર બની શકીએ. જ્યારે આપણે એક પુષ્પનું દર્શન કરીએ છીએ, અને એને જીવન અને આકારના વિકાસની મોટી સીડી

પરન્તુ એક પગથિયું માનીએ છીએ, ત્યારે આપણું માનસિક તત્ત્વ કાર્ય કરે છે. જ્યારે આપણે એ જ પુષ્પના આકાર અને રંગની કદર કરીએ છીએ, ત્યારે આપણી ઉર્મિઓ કાર્ય કરે છે, અને એ પુષ્પના રહસ્યની સમજણમાં પોતાનો ફાળો આપે છે. પરન્તુ મન અને હૃદય ઉપરાંત જ્યારે આપણે એ જ પુષ્પને નરી સુન્દરતાની કો અજબ વસ્તુ કે પ્રભુના દિવ્ય સૌન્દર્યનું દર્પણ માનીને એનો રસાસ્વાદ કરીએ છીએ, ત્યારે આપણી પરાબુદ્ધિ કાર્ય કરે છે. વળી કોઈ વાર એ જ પુષ્પનું દર્શન કરતાં આપણે એને કોઇ મહાન આદર્શનો સાંકળ તરીકે પિછાણીએ છીએ— દાખલા તરીકે કોઈ પ્રણયીને એકાદ પુષ્પ પોતાની પ્રિયતમાનું સ્મરણ કરાવે છે— ત્યારે આપણાં જીવનનાં બીજાં શુદ્ધ તત્ત્વો એ પુષ્પની રહસ્ય—કથા પ્રકટ કરવામાં પોતાનો ફાળો આપે છે. 'સમજ' શબ્દ જ્યારે આપણે કુદરતને લાગુ પાડીએ, ત્યારે એમાં આપણે માત્ર સ્થૂળ ઇંદ્રિયો અથવા મનનો જ નહિ, પરન્તુ ઉર્મિઓ, આંતઃસ્ફુરણાઓ તેમજ આત્મતત્ત્વનો પ સમાવેશ કરવો જોઇએ.

કુદરતની સમજણ મેળવવાની છેલ્લી ભૂમિકા એ છે કે મનુષ્યે કુદરતને પોતાથી અભિન્ન માનવાની તાલીમ લેવી. સામાન્ય રીતે આપણે સૌ આપણાં અંગત ભાનની મર્યાદાઓ જાળવી રાખીએ છીએ, 'હું' અને 'બીજાં' એવા ભેદોની દિવાલોમાં જ રહીએ છીએ. પરન્તુ વિકાસક્રમમાં એક ભૂમિકા એવી પણ આવે છે કે જ્યારે આપણે કુદરતને આપણાથી અલગ નહિ, પરન્તુ આપણા જ ચૈતન્યની કોર ગણવી જોઇએ. કુદરતને 'પ્રભુનો વાઘો' માનીને જ આપણે અટકવું જોઇએ નહિ. આપણે યોગની તાલીમ લેશું, તો આપણને સમજાશે કે કુદરત પ્રભુના સાચા જીવનનો અદ્‌ભુત આવિર્ભાવ પણ છે. આ રીતે વિવિધ માર્ગે મનુષ્ય પોતાના સ્વભાવ પ્રમાણે 'કુદરતને મદદગાર થ શકે છે, અને એની સાથે સહકાર પણ કરી શકે છે.'

૧૫

## કલાકાર અને દેશોદ્ધાર

પ્રમુખ સાહેબે હમણાં જ કહ્યું છે કે જે સંગીત આપણે સાંભળ્યું છે, તે આજના ભાષણની યોગ્ય પ્રસ્તાવના છે. મ્હારી દૃષ્ટિએ મને એમ જ લાગે છે કે જે સંગીત થયું, એ જ ભાષણ હતું; અને હવે હું જે ભાષણ આપવાનો છું, તે તો માત્ર એના ઉપરનું ભાષ્ય જ છે. બર્નાર્ડ શૌએ એક રમૂજી સત્ય કહ્યું છે કે, "જે કરી શકે છે, એ કરે છે; પણ જે કરી શકતો નથી, તે શીખવે છે."

તમને કદાચ નવાઈ લાગશે કે હું કલાકાર નથી, છતાં કલા વિષે પ્રવચનો કરવા કેમ નીકળી પડ્યો છું. એનું એક કારણ તો એ છે કે કલાકારોને તો પોતાના સર્જનકાર્યને અંગે કલાનાં થોડાં સ્વરૂપોમાં બંધાઈ રહેવું પડે છે. આથી સામાન્ય કલાની શક્યતાઓને હું એમના કરતાં વધારે સારી અને સળંગ રીતે જોઈ શકીશ. આથી તમારા કલાકારો તમારી બાળસંસ્કૃતિના ઘડતરમાં શો ફાળો આપી શકે, એ ખાસ ધ્યાનમાં રાખીને 'કલા અને ઑસ્ટ્રેલિયાની શક્યતા' એ વિષય આજને માટે મેં રાખ્યો છે.

સાધારણ રીતે લોકો કલાને સંસ્કૃતિની શોભા જ ગણે છે. ઘણી સંસ્કૃતિઓ પરત્વે એ કથન અનેક રીતે સાચું છે, પરન્તુ

ગ્રીસની બાબતમાં એ સાચું નથી. ગ્રીસમાં તો ભૌતિક મહત્તાનો અને કલાનો વિકાસ સાથો સાથ ચાલતા હતા. કોઈ પણ સંસ્કૃતિનું શિખર સૂચવનારી એક અજબ વસ્તુ એ છે કે કલાને આપણે **ધર્મ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન કે રાજકારણથી વિખૂટી પાડી શકતા નથી.** એથેન્સમાં લોકો માનતા કે મનુષ્યની અંદર અનંત શક્યતાઓ રહેલી છે — આજના કાળમાં નથી, એવું ઉંડું માનવ-દર્શન તે કાળે હતું. મનુષ્યને એ લોકો એક અખંડ સ્વરૂપે જ જોતા હતા. ગ્રીસમાં શરૂઆતમાં કલાની જે શક્યતાઓ હતી, એવી જ આજે મ્હને ઑસ્ટ્રેલિયામાં દેખાય છે. માટે જ હું આજે આ પ્રવચન કરવા ઉભો થયો છુ. સિડની નગરની આ મારી ત્રીજી મુલાકાત છે. જ્યારે જ્યારે હું અહીંઆ આવું છું, ત્યારે સિડની કેવું બની શકે, એનાં સ્વપ્નાં સેવું છું. ઑસ્ટ્રેલિયાનાં બીજાં નગરોમાં–પર્થ, એડેલેઇડ, મેલબોર્ન, અને બ્રિસબેઇનમાં પણ — હું એવાં જ સ્વપ્નો નિહાળું છું. ત્હમે સૌ સિડનીના વતની છો, એ હું જાણું છું. સહેજ પણ ખુશામત વિના હું કહું છું કે બીજા કોઈ પણ સ્થળ કરતાં આ નગરમાં મને કલાની સિદ્ધિની વધારે શક્યતાઓ દેખાય છે, કારણ કે પ્રભુએ તમને જગતના સુન્દરતમ બંદરની ભેટ આપી છે.

ઑસ્ટ્રેલિયાને ઘણા વિશિષ્ટ લાભો છે, અને એમાંનો એક તો એની આબોહવા છે. એ લગભગ ગ્રીસના જેવી છે, આવી **મૃદુ અને સમશીતોષ્ણ હવામાં જ કલા બહુ જ સરળતાથી અને નિર્વિઘ્ને ખીલી** શકે. સરસ આબોહવા કુદરતે તમારે માટે તૈયાર રાખી છે. કલાને માટે અમુક પ્રકારના સ્વભાવની જરૂર પડે છે. એ સ્વભાવ પણ તમે ધીરે ધીરે વિકસાવી રહ્યા છો. ખુલ્લી હવા અને ખાસ કરીને સંગીત પરત્વે ત્હમારામાં જે પ્રેમ છે, તે ત્હમને કલાની ઉચ્ચોચ્ચ શક્યતાઓનો સાક્ષાત્કાર કરવા પ્રેરશે. વળી આજે એક નવીન પ્રકારની પેટાજાતિ તમારા દેશમાં પ્રકટી

રહી છે. આથી હું માનું છું કે તમે ટુંક વખતમાં જ તમારી કલાની શકયતાઓનો સાક્ષાત્કાર કરી શકશો. દરિયાપારના પ્રવાસીઓ તમારી ઑસ્ટ્રેલિયન પ્રજા બ્રિટિશ પ્રજા કરતાં ઘણી રીતે જૂદી છે, એ તો સ્પષ્ટપણે જોઈ શકે છે. ઉત્તર કવીન્સલૅન્ડના કિનારે ત્હમે બહુ દૂર ઉત્તર તરફ જશો, તો ત્યાંની વસતીમાં ત્હમે 'કુહાર જેવાં વદન' (હૅચેટ ફેઇસ) ઘણી સરળતાથી ઓળખી શકશો. હું તો માનું છું કે જતે દિવસે 'કુહાર જેવું વદન', એ તમારી પ્રજાનું એક વિશિષ્ટ લક્ષણ થઈ પડશે.

નવી પ્રજાની ઉત્પત્તિ અને અનુકૂળ આબોહવાની પ્રાપ્તિ તમને મળેલી હોવાથી, ગ્રીસની હરીફાઈ કરવાનું તમારે માટે શકય છે. જતે દિવસે જરૂર તમે કલાની બાબતમાં ગ્રીસ કરતાં મ્હડિયાતા થઈ જશો. આ બધી તમારી શક્તિઓને લીધે, ત્હમારા કલાકારોને શિરે એક મહત્ત્વની જવાબદારી આવી પડે છે. કારણ કે મારી તો પ્રબળ માન્યતા છે કે **તમારા કલાકારો જ સાચી રીતે અને સચોટપણે તમારા દેશની ભવિષ્યની સંસ્કૃતિ ઘડશે.** આથી જ મ્હારી પહેલી મુલાકાતથી જ કલાનાં સકળ અંગોનો ત્વરિત વિકાસ કરવાની જરૂરિયાત વિષે તમારી પ્રજાને હું વારંવાર ઉપદેશ કરી રહ્યો છું.

આજે હું ખાસ કરીને કલાકારોના કાર્ય વિષે પ્રવચન કરવા માગું છું. કલાકારોનું એક ઘણું જ અગત્યનું અને વિશિષ્ટ કાર્ય એ છે કે એમણે મનુષ્યના આત્માની આંખોને અંધ બનાવનાર વર્તમાન સંસ્કૃતિના પૂરને અટકાવવું જોઇએ. તમે પૂછશો કે એ કેવી રીતે બની શકે? યુરોપમાં અને અહીંઆં પણ પ્રવર્તી રહેલ સંસ્કૃતિ તરફ નજર માંડો. ત્હમને માલમ પડશે કે લોકો મ્હોટે ભાગે કુદરતના સૌન્દર્ય તરફ અંધ બનતા જાય છે. પ્રોફેસર પેટ્રિક ગેડીઝે બહુ સરસ રીતે બતાવી આપ્યું છે કે વર્તમાન સંસ્કૃતિ એટલી બધી

મૃતપ્રાય બનતી જાય છે કે ઘણા મનુષ્યો સૌન્દર્યદર્શન કરવા સારુ અમુક સ્થાનોમાં જવાને બદલે એમના ચિત્રદર્શનથી જ સંતોષ માને છે. એક હોશિયાર જાપાનીઝ લેખક, ઓકાકુરા કાકુઝોએ યૂરોપની સંસ્કૃતિના આ વલણ પર ટીકા કરી છે કે

> "એક બહુ ખેદજનક વાત એ છે કે વર્તમાન યુગમાં કલાને **માટેના આ દેખીતા ઉત્સાહને સાચી લાગણીનો પાયો જ નથી.** આ પ્રજાસત્તાક યુગમાં આપણા લોકો પોતાની લાગણીઓની પરવા કર્યા વિના સામાન્ય જનતાને પ્રિય લાગે એવી વસ્તુઓની જ માગણી કર્યા કરે છે; તેઓ કિમ્મતી વસ્તુઓ માગે છે પરન્તુ સંસ્કારી વસ્તુઓ માગતા નથી; ફેશનવાળી ચીજો માગે છે, પણ સુન્દર ચીજો માગતા નથી. જનતાને તો આજના ઉદ્યોગયુગમાં ઝપાટાબંધ બ્હાર પડતા સચિત્ર માસિકોના અને વર્તમાનપત્રોના ચિત્રોમાંથી જ કલાનો આનંદ મળી રહે છે; જુના ઇટાલિઅન કે અશિકાગાના કલાકારોની કૃતિઓ જોવા કે સમજવાનો તો એઓ ઢોંગ જ કરે છે. કલાકૃતિના અંતર્ગત ગુણો કરતાં એમને મન કલાકારનું વ્યક્તિગત નામ જ વધારે મહત્ત્વનું લાગે છે. આજ સત્ય એક ચાઇનીઝ વિવેચકે ઘણા સૈકાઓ પૂર્વે કહ્યું હતું કે, "જનતા પોતાના કર્ણો દ્વારા ચિત્રોની કદર કરે છે." સાચી કદરદાનીનો અભાવ જ આજના યુગની, બેડોળ અને ત્રાસદાયક કૃતિઓ માટે જવાબદાર છે."

કલા સિવાયનાં જીવનનાં અન્ય ક્ષેત્રોમાંથી પણ આવી કોઈ વિઘાતક અસર જનતામાં ન પેસી જાય, એ જાગૃતપણે જોવાનું કાર્ય કલાકારોનું છે.

કલાકારે પ્રથમ તો એ જોવું જોઇએ કે માનવ સ્વભાવ જીવનની **ક્ષુલ્લકતાથી** તેમજ વર્તમાન વેપારવણજને વળગી રહેલી લોભવૃત્તિથી લગાર પણ દૂષિત ન થાય. તદુપરાંત કલાકારનું બીજું કર્તવ્ય જીવનને નવીન ઝોક આપવાનું છે. જિલ બ્લેંસ નામક એક અજબ ફ્રેન્ચ નવલકથામાં એક પાત્ર કહે છે કે, "ભાઇ, હું તમારી

સર્વ પ્રકારની આબાદી ઈચ્છું છું, પણ સાથેસાથ એવી પણ ભાવના ભાવું છું કે તમારી 'રસવૃત્તિ' પણ ખીલતી રહે." માનવજીવનમાં આ 'રસવૃત્તિ' એક સૂક્ષ્મ પરન્તુ મૂલ્યવન્તી વસ્તુ છે. આ રસ-વૃત્તિ "આત્માનો ગુણ છે, અને બુદ્ધિને સંસ્કારી બનાવે છે." જ્યારે તમે તમારી બુદ્ધિ અને લાગણીઓને તાલીમ આપીને એમને રસપ્રવીણ બનાવશો, ત્યારે જગત તમને અનેક આશ્ચર્યોથી ભરેલું લાગશે, અને એથી તમારું જીવન સમૃદ્ધ અને સુન્દર બનશે.

પરન્તુ આ રસવૃત્તિ આપણને ક્યાંથી મળે? એ તો સાચા કલાકારો જ આપણને આપી શકે. સાચી રસવૃત્તિ અશુભ અને શુભનો, અસલ અને નકલનો વિવેક તરત જ કરી શકે છે, અને સર્વોત્તમ વસ્તુને એકદમ ઓળખી શકે છે. સાચી વાત છે કે રસ-વૃત્તિ ભણતરરૂપે ભણાવી શકાતી નથી. ભાષણો આપવાથી મનુષ્યના આત્માનો વિકાસ આપણે સન્માર્ગે વાળી શકતા નથી. પરન્તુ મનુ-ષ્યના આત્મા ઉપર અસર કરે એવી અન્ય હજારો રીતો પણ છે કે જેનાથી એનામાં સાચી રસવૃત્તિનો ઉદય કરી શકાય.

જો આપણે સમગ્ર પ્રજાની રસવૃત્તિ જગાડવા માગતા હોઇએ, તો પ્રથમ તો આપણે બાળકોથી શરૂઆત કરવી જોઈએ. બાળકો અને વડિલો વચ્ચે ઝડપથી સહકાર વધે, એવા માર્ગો આપણે વિચારવા જોઇએ. વડિલો બાલકોમાં રસવૃત્તિ જગાડવા માગે છે અને બાલકો સુખી જીવન જીવવા માગે છે, એ બન્ને પક્ષનો સુમેળ સાધી લેવાની પ્રથમ જરૂર છે. ધારો કે આપણે બાળકોને નૃત્યકલા શીખવવા માગીએ છીએ, એ માટે આપણે એમને સુન્દર નૃત્યો એવી રીતે શીખવવા જોઈએ કે જેથી એમનામાં નૃત્યનો આત્મા જાગૃત થાય, અને કો અદશ્ય સૂક્ષ્મ શક્તિ તમામ બાળ-કોને એક કરીને એમને વીંટી વળે. આટલું કરી શકશું તો જ આપણે બાલકોને માત્ર ગતિનો નહિ પણ સંઘજીવનનો આનંદ અનુ-

ભવાવી શકશું. સંભવ છે કે આજે જેમનાં જીવન અનેક મુસીબતોથી ભરેલાં છે, એમને આ દેશની ભાવી સંસ્કૃતિમાં ફરીથી જન્મવાની, અને આજે નથી એવી જીવનની સુંદર શરૂઆત કરવાની અપૂર્વ તક મળે. આપણે બાળકો હોઇએ, ત્યારે જ જો આપણને સન્માર્ગે મૂકવામાં આવે, અને જગત સાથે બંધએક્તા કરવામાં આવે, તો આપણને આપણા પ્રલોભનો ઉપર કાબુ આવે અને જીવનના ગાઢા અંધકારને ભેદવાનું બળ મળે.

જ્યારે આપણે બાળકને નૃત્ય શીખવીએ છીએ, ત્યારે આપણે એના ભાનને કુદરતની સંવાદિતાનો આસ્વાદ કરાવીએ છીએ. આપણામાંના ઘણા જણ કુદરતની આવી સંવાદિતાથી કેવળ અજાણ જ છીએ. જ્યારે પવન વાય છે, વૃક્ષો હાલે છે, અને તમારા બંદરમાં સાગર-તરંગો એક બીજાને પકડવા દોડે છે, ત્યારે તમને જરૂર કુદરતની સંવાદિતાનો અનુભવ થાય છે. આપણા આંતર જગતમાં પણ આવી જ સંવાદિતા હોય છે. કારણ કે આ વિશ્વ એ કાંઈ માત્ર જડ યંત્ર નથી; પરન્તુ એ તો સંવાદમય જીવન છે, અને એ શુભ વસ્તુઓના આત્માને અને સુંદર વસ્તુઓના હૃદયને પ્રકટ કરી રહેલ છે.

વળી નૃત્યની સાથે જ જો આપણે બાળકોને ચિત્રકલા પણ શીખવીએ, અને એમને રંગ અને રેખાના સૌન્દર્યમાં રાચતા કરીએ, તો આપણે એમને એમની રસવૃત્તિના વિકાસની બીજી ભૂમિકા ઉપર લઈ જઈ શકીએ. વળી આપણે એમને કાવ્ય દ્વારા આત્માનુભવને વ્યક્ત કરતાં પણ શીખવવું જોઇએ. જો બાળકોની રસવૃત્તિ દૂષિત નહિ થઈ હોય, તો એમને કાવ્યો રચવાનું અઘરૂં નહિ લાગે. પરન્તુ કમનસીબની વાત એ છે કે આજની ખોટી શિક્ષણપદ્ધતિને લીધે બાલકોની સંસ્કારગ્રાહકતા બુઠ્ઠી બની જાય છે, એમની કલ્પનાશક્તિ દબાઈ જાય છે, અને જીવનમાં રહેલી કાવ્યવૃત્તિ અટવાઈને અપંગ બની જાય છે.

કાવ્ય દ્વારા સ્વાનુભવને વ્યક્ત કરવાની ટેવથી આપણી એક ઉપયોગી શક્તિ ખીલે છે; **આપણે વિચારની કરકસર કરતાં શીખીએ છીએ.** કાવ્ય એટલે અતિશય ચોકસાઈ પૂર્વક કરેલી **વિચારની ઘટ્ટતા.** જ્યારે આપણે વિચારને ઘટ્ટ બનાવવાની તાલીમ આપણા મનને આપીએ છીએ, ત્યારે આપણે વિચારને મુક્ત કરીએ છીએ, અને એને લીધે આપણે વેગથી જીવનનું નિશાન તાકી શકીએ છીએ. કાવ્યનો બીજો લાભ એ છે કે એથી આપણને આપણી લાગણીઓ ઉપર કાબુ આવે છે; કારણ કે કાવ્યનો આવિર્ભાવ એ તો **ઉચ્ચોચ્ચ વિચારશક્તિની પરિભાષામાં ઉતારેલો લાગણીઓનો આવિષ્કાર** જ છે. આથી જ્યારે આપણા હૃદયમાં વિકારોનું યુદ્ધ જામે, ત્યારે જો આપણે એ વિકારતુફાનને કાવ્યમાં વ્યક્ત કરવાનો પ્રયત્ન કરશું, તો આપણને માલમ પડશે કે એને લીધે ફરીથી એવા વિકારયુદ્ધના પ્રલોભનકાળે આપણને આપણી જાત ઉપર વધારે કાબુ મળેલ છે. જો આપણે આપણાં બાળકોને કાવ્યો રચતાં શીખવશું, તો એમના દુર્ગુણ કે તોફાનને કેવી રીતે દાબી દેવા, એ પ્રશ્ન જ આપણને વિચારવો નહિ પડે. બાળકો પોતે જ એ મંથનોને અંકુશમાં રાખી શકશે.

બન્ધુઓ, તમારાં બાળકોને નૃત્યની ગતિમાં ચોકસાઈ જાળવતાં શીખવો; રંગ, રેખા અને આકારનાં એમનાં દર્શનોને ચિત્રો રૂપે આલેખતાં શીખવો; એમની લાગણીઓને સ્પષ્ટપણે કાવ્યોમાં ઉતારતાં શીખવો; અને સંગીત ગાતી વખતે એમને સૂર અને સંવાદ જાળવતાં શીખવો; આ રીતે તમે તમારાં બાળકોને **આત્મસંયમની** નવીન રીતો શીખવી શકશો.

વળી જ્યારે આપણે બાળકોને નાટકોની ખુબી સમજતાં કરશું, અને ન્હાના ન્હાના સંવાદોમાં નટ તરીકે પાઠ લેતાં કરશું, ત્યારે આપણે એમના મનની કોમલતાને સતેજ રાખશું. આને લીધે એઓ મ્હોટપણમાં સન્માર્ગે જ પગલાં માંડશે. બાળ[illegible]

અખંડ રહે, એજ સાચી કેળવણીની સર્વોત્તમ ભેટ છે. ત્યારે જ એમનું મન હરકોઈ જટિલ પ્રશ્નનો ઉકેલ વિચારતાં ગુંચવાય નહિ, અને અમુક પ્રકારના પ્રભુત્વની લાગણી અનુભવી શકે. બાલકોને નાટકની તાલીમ આપવાથી, એમના મનની સંસ્કાર-ગ્રાહકતા વધે છે, અને એમની કલ્પનાશક્તિ તીવ્ર અને વેગવંત બને છે. આપણા સૌમાં નાટ્યવૃત્તિ તો રહેલી જ છે, પરન્તુ આપણને એનો ઉપયોગ કરતાં આવડતું નથી. ખરેખર, આજની આપણી રૂઢ સંસ્કૃતિ આપણા આત્માના ઘણાયે સ્વાભાવિક લક્ષણોને મૂળથી જ કાપી નાખે છે.

મેં ઉપર દર્શાવેલી રૂપરેખા પ્રમાણે જે બાળકને સાદી પણ સુંદર રીતે તાલીમ આપવામાં આવી હશે, તે મ્હોટી વયે પોતાના ગૃહમાં પણ સુંદરતાને જ શોધશે. તમારા દેશના કલાકારોએ પોતાની કલાનો સન્દેશ દરેક ગૃહમાં પહોંચાડવો જોઈએ. જ્યાં સુધી તમારા ગૃહના ન્હાનકડા કલાસંગ્રહમાં તમને સાચો આનંદ લેતાં ન આવડે, ત્યાં સુધી નગરમાં ભવ્ય કલામંદિરો બાંધવાનો કશો જ અર્થ નથી. છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન મેં જોયું છે કે સિડનીના ગૃહોના સ્થાપત્યમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. મને તો તમારી શેરીઓમાં ભમવું. અને ગૃહસ્થાપત્યના વિવિધ યુગોની કારીગરી નિરખવી, બહુ જ ગમે છે; કારણ કે મને એ કાર્ય અત્યંત રસિક અને બોધપ્રદ લાગે છે. સામાન્ય રીતે એમાં સ્થિર સુધારો થઈ રહ્યો છે. કો સ્થપતિ તમને તમારા ગૃહનો સુંદર 'પ્લાન' દોરી આપે, અને કેટલાક કલાકારો તમારી દિવાલો ઉપર લટકાવવા મનોહર ચિત્રો દોરી આપે, એટલું જ બસ નથી; તમારા ગૃહની દરેક વસ્તુમાંથી તમારો રંગ, રેખા અને આકૃતિનો પ્રેમ દેખાઈ આવવો જોઇએ. હિન્દના અનેક આનંદોમાંનો એક આનંદ એ છે કે ત્યાં જીવનની નાની વસ્તુઓને પણ કલાનો સ્પષ્ટ સ્પર્શ થયો હોય છે. રૂપાનો કે પિત્તળનો એકાદ

પ્યાલો લઇને જોશો, તો તમે એની કારીગરીથી મુગ્ધ થશો. ત્હમને પ્રશ્ન થશે કે "આવી સાદી વસ્તુમાં આટલી મોહકતા ક્યાંથી આવી હશે?" ત્હમને ઉત્તર મળશે કે પ્રાચીન કાળના કારીગરોએ દરેક વાસણની ઉંચાઈ અને વ્યાસનું પ્રમાણ તથા વળાંક (કર્વ) નક્કી કરેલ છે. આજે દરેક હિન્દી કારીગર જળપાત્રના "પાંચ માપ" સારી રીતે જાણે છે. એક વખત બનારસમાં મેં એક માટીનો નાનો લોટકો જોયો હતો; એનું મૂલ્ય એટલું ઓછું છે કે એક આનામાં એવા ૭ લોટકા મળી શકે છે. મારા નોકરે મારા સ્નાનગૃહમાં મૂકેલી એ નાની વસ્તુ એટલી બધી સુન્દર હતી કે મેં એને તરત જ લઈ લીધી. એક કાચના ચોકઠામાં મેં એને સાચવી રાખી છે. મારો મનોરથ એવો છે કે મારા મૃત્યુ પછી લોકોને ભાન થાય કે એક હિન્દુ કુંભારે બનાવેલા, તથા આનાના ૭ મળે એવા માટીના લોટકામાં પણ મને કલાની દષ્ટિએ રસ પડતો હતો. મને લાગે છે કે કાચના ચોકઠામાં મૂકાયલો એ લોટકો જ મારા અનેક કલાપ્રવચનો કરતાં વધારે સારૂં મૂક ભાષણ આપી શકશે. હિન્દુ ગૃહોમાં આજે પણ આવી નાની સુંદર વસ્તુઓ જોવામાં આવે છે. સુન્દર રેખાઓથી મોહક લાગતા પિત્તળ કે માટીના બેડાં શિર પર લઇને આજે પણ હિન્દુ પનિહારીઓ પનઘટ પર જળ ભરવા માટે જાય છે.

ઑસ્ટ્રેલિયામાં પણ આવું જ કલાપૂર્ણ ગૃહજીવન ખીલે એવી મારી અભિલાષા છે. એક દિવસ એવો આવશે કે તમારા રસોડામાં નમૂનેદાર કઢાઈ માત્ર ઉપયોગની વસ્તુ તરીકે ખીંટી પર લટકતી નહિ જોવામાં આવે, પણ એક સુંદર કલાકૃતિ તરીકે એને સંઘરવામાં આવશે. આવો કલાનો યુગ ચાલ્યો આવે છે. આજ સંધ્યાએ હું તો માત્ર એ યુગની ઉષાના આગમનનું ભવિષ્ય ભાખું છું.

જ્યારે ગૃહની નાની સુંદર વસ્તુઓ પ્રત્યે તમને અપાર પ્રેમ પ્રકટશે, ત્યારે તમે ભવ્ય સ્થાપત્ય રૂપી નાગરિક જીવનનો તાજ

અમુક અંશે મેળવી શકશે. કલાની અન્ય કોઈ પણ શાખા કરતાં **સ્થાપત્ય વધારે સ્પષ્ટ રીતે પ્રજાના વિચારો અને લાગણીઓની** ભૂમિકા વ્યક્ત કરી શકે છે. ગ્રીક તેમજ રોમન સ્વભાવની પરીક્ષા આપણે એમના સ્થાપત્યના નિરીક્ષણથી કરી શકીએ છીએ. માત્ર આંતર યુદ્ધોની નોંધો વાંચીને આપણે ફ્લોરેન્સના દરેક યુગનો સાચો ઈતિહાસ નહિ લખી શકીએ; પરન્તુ એ કાર્ય તો એના ગિર્યાદો મિનારાના, મંદિરના કમળ શા ઘુમ્મટના અને એના મહેલોના સ્થાપત્યના નિરીક્ષણથી જ થઈ શકશે. પેરીકલ્સના સમયના એથેન્સના સ્થાપત્ય વિષે પ્લુટાર્કે કહ્યું હતું કે "જ્યારે એ કેવળ નવું હતું, ત્યારે એનામાં જૂના સ્થાપત્યની સઘળી મોહકતા હતી; અને આજે (પ્લુટાર્કના યુગમાં) જ્યારે એ જૂનું થયું છે, ત્યારે એનામાં એવી કો રમ્ય નવીનતા દેખાય છે કે જાણે એ હમણાં જ ઘડાયું હશે."

જ્યારે પ્રજાનો આત્મા પ્રકટ થાય છે, ત્યારે દરેક પ્રજા આવું ભવ્ય સ્થાપત્ય સરજી શકે છે. વર્ષો વીતે તેમ બાળકની જેમ પ્રજાઓ પણ 'વયમાં આવે છે.' જેમ કોઈ પ્રજા રાજકીય પુખ્તાવસ્થા પ્રાપ્ત કરે છે, તેમ આધ્યાત્મિક પુખ્તાવસ્થા પણ પ્રાપ્ત કરી શકે છે. પોતાના સ્થાપત્ય દ્વારા પોતાનું જીવન વ્યક્ત કરવાની વૃત્તિ દરેક પ્રજામાં રહેલી છે. જ્યારે કોઈ પણ પ્રજાનો આત્મા માત્ર એના કાવ્યો દ્વારા જ નહિ, પરન્તુ જનસમાજના નિવાસસ્થાન રૂપ સુન્દર ઇમારતોમાં પણ વ્યક્ત થઈ શકે છે, ત્યારે તે પ્રજા આધ્યાત્મિક પુખ્તાવસ્થા પ્રાપ્ત કરે છે.

જ્યારે લોકોમાં વ્યાપક જીવન અને ઉચ્ચ ભાવના પ્રકટે છે, ત્યારે એમનાં નગરો ખાનગી શિલ્પ-કૃતિઓ અને પૂતળાંઓથી જ નહિ, પરન્તુ જાહેર શિલ્પ-કૃતિઓથી શણગારાવા માંડે છે. ઉચ્ચ શિલ્પ-કૃતિમાંથી અમુક ભવ્ય કોટિઓ, નમૂનાઓ અથવા પ્લેટો જેને આદર્શમૂર્તિઓ કહેતો, એનો સુન્દર સન્દેશ આપણને મળી શકે

છે. જ્યારે તમે આરસ કે જસતની બનાવેલી કલાકૃતિનું દર્શન કરો છો, ત્યારે તમને એમાંથી એક સંપૂર્ણ સુંદર આકારનો સન્દેશ મળે છે. એ આદર્શ આકાર આ જગતના સ્ત્રી પુરુષોના અનેક આકારો દ્વારા પોતાની જાતને પ્રકટ કરી રહેલ છે.

જ્યારે લોકો કલામય વસ્તુઓ પસંદ કરવા માંડે છે, ત્યારે પોતાના નાગરિક જીવનને આધ્યાત્મિક મહેચ્છાનો સંવાદી આવિર્ભાવ બનાવવાની ઝંખના એમના હૃદયમાં ઉત્પન્ન થાય છે. ગ્રીસમાં આમ જ બન્યું હતું. આજ કારણથી ગ્રીક લોકોએ પોતાની સર્વોત્તમ શિલ્પકૃતિઓ (બાવલાંઓ અને પૂતળાંઓ) સંગ્રહસ્થાનોમાં નહિ પરન્તુ બજારોમાં મૂકી હતી. એ લોકોને શિલ્પ ઉપર એટલો બધો પ્રેમ હતો કે બજારમાંથી પસાર થતી વખતે એઓ દરેક પૂતળાં તરફ પ્રશંસાનો ન્હાનકડો વિચાર મોકલતા. એ વિચાર પ્રારંભમાં ન્હાના આંદોલન જેવો લાગતો; પરન્તુ ધીરે ધીરે અસંખ્ય પંથીઓની વિચારમાળા એમાં વેગ અને બળ પૂરતી, અને જતે દિવસે એ સ્થાનનું સમગ્ર વાતાવરણ પ્રશંસાની ભાવનાથી છવાઈ જતું. આજે તો આપણે પ્રેરણાને માટે નહિ, પણ સ્મારક રૂપે જ બાવલાંઓ મૂકીએ છીએ. તમે સૌ ઑસ્ટ્રેલિયનો ઘણા જ અશ્વપ્રેમી છો. ત્હમે અશ્વના સૌન્દર્યની કદર કરી શકો છો. આ વ્યાખ્યાનગૃહની બ્હાર સામે ચૉગાનમાં નજર કરો. જસતનું બનાવેલું એક ભવ્ય અશ્વનું પૂતળું ત્હમે કેટલું બધું ઉંચું મૂક્યું છે! ઉંચું જોવા ડોક વાંકી રાખવી પડે છે, અને એને લીધે એ કલાકૃતિના સૌન્દર્યની મઝા માણી શકાતી નથી. તમારામાં આટલો બધો અશ્વપ્રેમ હોવા છતાં, તમારામાંથી કોઇએ પણ સૌન્દર્યપાન માટે એ પૂતળું ઉંચે ગોઠવવાની ફરિયાદ નથી કરી, એ કાંઈ ઓછી શોચનીય વસ્તુ નથી. આપણે સૌ અંધ રૂઢિને એટલા તો વશ થઈ ગયા છીએ કે જસતનો સુંદર અશ્વ આપણને જીવનના ઉમદાપણાં વિષે ઘણો સન્દેશ આપી શકે, એ સમજતા જ નથી.

મને જાણીને હર્ષ થાય છે કે ઑસ્ટ્રેલિયાનું એક નગર આજે આ દિશામાં તમને માર્ગદર્શન કરાવી શકે એમ છે; આ નગર તે બેલેરેટ છે. એની શેરીઓમાં આપણે સુન્દર પૂતળાંઓ જોઇએ છીએ. એના નાગરિકો એ નગરને 'ઑસ્ટ્રેલિયાનું એથેન્સ' કહે છે. હું તો માનું છું કે એમની આ માન્યતા તદ્દન ખરી છે. બેલેરેટમાં એક નવસર્જક મંડળ હતું; એમના આત્માને પ્રાચીન ગ્રીસનો કલાપ્રેમ સ્પર્શી શક્યો હતો. આથી એ મંડળના કેટલાક સભ્યો યુરોપથી સુંદર પૂતળાંઓ લઇ આવ્યા. એમણે નગર-ચૉકમાં એ પૂતળાં એવી રીતે ગોઠવ્યા કે રસ્તે જતા નરનારીઓ એની પ્રશંસા કરી શકે, અને ન્હાનાં બાળકો એ કલામય વાતાવરણમાં નાચી કૂદી શકે. મને આશા છે કે જ્યારે સિડનીને પોતાના સાચા દૈવી વારસાનું ભાન થશે, ત્યારે એની શેરીઓ સુંદર પૂતળાંઓથી શણગારાઈ જશે. એ પૂતળાંઓ પેલા જસતના અશ્વની જેમ બહુ ઉંચે નહિ, પરન્તુ સૌ કોઈ દેખી શકે, એમ જમીન ઉપર જ મૂકવામાં આવશે.

ચિત્રકલામાં પણ આ જ ગૂઢ તત્ત્વ રહેલું છે; એક તો **આદર્શમૂર્તિઓ (આર્કીટાઇપ્સ)નાં દર્શન અને બીજું જીવનના આંતર સંવાદનું ભાન.** પશ્ચિમના ઘણા ચિત્રકારો તો ચિત્રદ્વારા પોતાના જીવનસંવાદને વ્યક્ત કરવાનો યત્ન જ કરતા નથી. એમનો ઉદ્દેશ તો હજુ પણ કુદરતની આરસીનું જ કાર્ય કરવાનો લાગે છે. એઓ તો માત્ર કુદરતનું આબેહૂબ આલેખન કરે છે, અને કુદરતી પદાર્થોને એવી રીતે ગોઠવે છે કે એમાં પ્રેક્ષકને કૈંક મોહકતા લાગે. પરન્તુ કુદરતમાં મોહકતા સિવાય બીજું એક ગૂઢ તત્ત્વ રહેલું છે; અને તે **આંતર સંવાદ અથવા જીવનનાં બળોનું સર્જનાત્મક વહન.** આજે આપણે જગતમાં 'સર્જનાત્મક વિકાસક્રમ' એવો શબ્દપ્રયોગ સાંભળીએ છીએ, પરન્તુ વિકાસક્રમનાં સર્જનો ડોલનમય, ગૂઢ વળાંકવાળા હોય છે. ચિત્રકારનું કર્તવ્ય એ

છે કે એણે કુદરતના આ આંતર સંવાદને ઓળખવો, અને સંપૂર્ણ વફાદારીપૂર્વક આપણી આગળ પ્રકટ કરવો. કોઈ પ્રાકૃતિક દૃશ્યના ચિત્ર ઉપર ચિંતન કરવાથી મળતી શાંતિનો આસ્વાદ તમે કદી નથી કર્યો? એ શાંતિ પ્રકટવાનું કારણ એ છે કે ચિત્રકારે પોતાની કલ્પનાથી માત્ર તેજ અને છાયાવાળી સ્થૂળ વસ્તુઓનું જ દૃશ્ય નથી જોયું; પરન્તુ એની કલ્પનાની આંખે તો જડ પદાર્થ (મૅટર) માં કો દિવ્ય વિચારનો અવતાર જોયો છે. આજના કાળમાં આપણે કુદરતને કો દૈવી વિચારના સાકાર અવતાર રૂપે નથી જોતા. આપણી સ્થૂળ આંખો તો ખડકને ખડક રૂપે અને વૃક્ષોને વૃક્ષો રૂપે જ જુએ છે. પરન્તુ ચિત્રકલાની એક સુંદરતા એ છે કે આપણે ભૂમિ-દૃશ્ય કે સાગર-દૃશ્ય દ્વારા કો દૈવી વિચારને શાંત સબળ રીતે પ્રતિબિંબિત થતો, આકાર ધારણ કરતો, નિરખી શકીએ છીએ.

હવે **સંગીત** વિષે તો તમને હું શું કહું! વૉલ્ટર પેટર કહે છે તેમ **સંગીત તો સર્વ કલાઓનો મુગટ છે.** કારણ કે સઘળી કલાઓ આપણને સંગીત તરફ જ લઈ જાય છે. બીજી કોઈ પણ કલાઓ કરતાં સંગીત જ આપણને જીવનના ઉંડાણોમાં **વહેલો** પ્રવેશ આપી શકે છે. સંગીત દ્વારા તમે જીવનનું શું શોધ્યું છે, એ તો તમે કોઈને કદી સમજાવી જ નહિ શકો. ભલે તમે તમારા એ અનુભવ વિષે સેંકડો કાવ્યો લખો, પરન્તુ સંગીત દ્વારા જીવનના મર્મની તમારી શોધનો પાર તમે નહિ પામી શકો. જ્યારે સંગીત શરૂ થાય છે, ત્યારે તમે સૌએ અનુભવ્યું હશે, કે આપણી આંખ આગળ અનેરાં દૃશ્યો ખડાં થાય છે, પરન્તુ એ દર્શનોને આપણે કોઈ આકારમાં ઉતારી શકતા નથી. તે પળે તો આપણે કો શાંતિના, સુખના, ગહન મર્મના જગતનો સ્પર્શ કરીએ છીએ. આપણે એ જગતને ચોક્કસ નામ આપી શકતા નથી, કારણ કે એ એક જૂદું જ જગત છે અને ત્યાં આપણા જગતની પરિભાષા અને નામો લાગુ પડી શકતાં નથી. કાર્લાઇલે સત્ય જ કહ્યું છે કે **સંગીત આપણને**

અનંતતાના આરા સુધી લઈ જાય છે, અને એની કોર ઉપરથી જાણે એના પરમ આશ્ચર્યમાં ડોકિયું કરાવે છે.

પરન્તુ સંગીત આપણને આમ જીવનના મર્મની સમજણ આપીને જ અટકતું નથી. સંગીત તો આપણને સૌને એક કરે છે. વર્તમાન સંસ્કૃતિમાં આ એકતાની તો ખાસ જરૂર છે. માનવ જીવન અનેક વિભાગમાં છિન્નભિન્ન થઇ જાય, એના જેવું કરણ બીજું કશું જ નથી. આજે તો ધર્મ વિજ્ઞાન સાથે ઝઘડે છે; વિજ્ઞાનને કલામાં કશો જ રસ નથી લાગતો; કલા નીતિના નિયમો વિષે શંકાવાદી બનતી જાય છે; રાજકારણમાંથી સઘળી સુંદર વસ્તુઓ સરી જતી લાગે છે; અને વેપાર રોજગાર માર્ગ શોધવા માટે અંધારામાં ફાંફાં મારી રહેલ છે. આપણે આપણા ભાનમાં જનતાના જીવન માટે ઉપયોગની એવી આ સૌ પ્રવૃત્તિઓના અનેક ભાગલા પાડી મૂકયા છે. પરન્તુ જીવનના ભાગલા પાડીને મનુષ્ય સાચું જીવન નહિ જીવી શકે. જ્યાં જ્યાં સુધી આપણને જીવનની અખંડતાનું ભાન નહિ થાય, ત્યાં સુધી આપણું જીવન વેડફાઈ જશે. આપણે સૌ આજે તો જીવનના અનેક ખંડોના માત્ર રાશિ જેવા જ છીએ. આપણું જીવન મોહક અસંગોના સરવાળા જેવું છે–એક, અખંડ, અભંગ નથી.

ત્યારે જીવનની આવી અખંડિતતા આપણને ક્યાંથી મળશે? સંગીત આ કાર્ય કરી શકશે. સંગીતમાં સંયોગીકરણનો એક સૂક્ષ્મ ગુણ રહેલો છે. એ ગુણ આપણી કલ્પના–શક્તિ ઉપર એટલી બધી અસર કરે છે અને આપણી અંદર એટલી બધી આંતઃસ્ફુરણાઓ જગાડે છે કે આપણે ધીરે ધીરે આ અખંડિતતા અથવા 'કેન્દ્ર-ભાવના' મેળવી શકીએ છીએ. જે વ્યક્તિ સાચી રીતે 'સંગીતનો આત્મા' હશે, તે જ જીવનનો સાચો ઉપયોગ કરી શકશે; કારણ કે જીવનને સંપૂર્ણ રીતે ઝીલવાનું એને જ્ઞાન હોય છે. આથી જ આજના આપણા કેવળ આર્થિક પ્રવૃત્તિમાં પડેલા નગરોમાં લોકોને સંગીતકલાની તાલીમ આપવાની આવ[illegible]

થાય છે. તમારા સિડનીના નાગરિક જીવનની એક કરૂણતા એ છે કે સૌન્દર્યનો સંપ્રદાય જે સર્વોત્તમ વસ્તુ માનવજાતિને આપી શકે છે, તે કલાની ભાવના તમારામાંથી જતી રહી છે. આ ટીકા હું તમારા સંસ્થાનના વૃંદવાદન વિષે કરી રહ્યો છું. એથી ગેરલાભ તો તમને જ થશે. અન્ય સામાન્ય કાર્યોને ખાતર તમારી રાજસભા સાસ્થાનિક વૃંદવાદન માટે થતો ખર્ચ કમી કરે છે, એથી તમારી ભવિષ્યની પ્રજા જરૂર તમને નિન્દશે. કારણ કે આવી ખોટી કરકસર દ્વારા તમે તમારા સંતાનો પાસેથી આનંદની એક અદ્ભૂત વસ્તુ દૂર કરો છો.

જ્યારે કોઈ પણ સંસ્કૃતિ એના કલાકારોથી પોષાય છે, ત્યારે એનું પરિણામ સાચી સરકારિતાને પોષે એવું આવે છે. આપણે સંસ્કૃતિ શબ્દનો શો અર્થ કરીએ છીએ? રસ્કિન કહેતો કે **મનુષ્યને સંસ્કારી બનાવે તે સંસ્કૃતિ.** આજે આપણા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સંબંધો સંસ્કારી છે ખરા? આપણે સૌ સંસ્કૃતિના બાહ્ય લક્ષણો ધરાવીએ છીએ, પરન્તુ એનો આત્મા હજુ આપણાથી અજાણ્યો છે. જે બાહ્ય વસ્તુને સ્થાને **આંતર** વસ્તુ મૂકી શકે છે, તેને જ હું તો સાચી સંસ્કૃતિ કહું છું. કલા પણ આપણને આ જ સબક શિખવે છે. કલા આપણી સમક્ષ અનેક વૈભવોવાળું એક **આંતર જગત** ખડું કરે છે આને લીધે આપણા સ્થૂળ વૈભવો ઘણા હોય કે થોડા હોય તો પણ બાહ્ય જગત આપણને લગાર પણ અસર કરી શકતું નથી. **કલા તો જીવનની ઉણપો પૂરનાર ભવ્ય તત્ત્વ છે.** આથી જીવનનો મર્મ સમજનાર કલાકાર સંસ્કૃતિને એક એવો સુંદર ઓપ આપે છે કે જેથી જીવનકલહની વિષમતા ઘણે અંશે ઓછી થઈ જાય છે.

આપણામાંથી જે કોઈ વ્યક્તિ કલાનો ભવ્ય સન્દેશ ઝીલવાને દિલનાં દ્વારા ઉઘાડાં રાખશે, તેને માલમ પડશે કે ધીરે ધીરે એની

રસવૃત્તિ ખીલતી જાય છે અને એના જીવનમાં **સરલતા** આવતી જાય છે. એ પોતાના હૃદયમાં જ સુન્દર વસ્તુઓનાં દર્શન કરવા લાગે છે અને વર્તમાન યંત્રયુગની સારી ગણાતી વસ્તુઓની ઈચ્છા એને જરા પણ થતી નથી. વળી કલા દ્વારા મળતા આત્મવિકાસનું એક ફળ એ પણ આવે છે કે કાર્લાઇલ કહે છે તેમ આપણે '**હકીકતનો આત્મા**' શોધી શકીએ છીએ. કાર્લાઇલે એક સુંદર સત્ય કહ્યું છે કે "**કલા તો હકીકતનો મુક્ત થયેલો આત્મા છે.**" મારી સન્મુખ આ એક મેજ પડેલું છે; એ એક હકીકત છે. પરન્તુ આ ભવ્ય સૃષ્ટિના એક અંગ તરીકે એનો અર્થ કે મર્મ શો છે, એ મ્હને કોણ કહેશે ? એ મર્મ હું કલા દ્વારા જ જાણી શકીશ. કલાના પ્રકાશથી હું આ મેજના આત્માની નજીક જઈ શકું છું, અને હું એનું સાચું મૂલ્ય આંકી શકું છું-હું સમજી શકું છું કે એ કાંઈ માત્ર કાષ્ટની બનાવટ જ નથી, પણ 'કૈંક' સવિશેષ છે.

આજે વિજ્ઞાન આપણા માનસમાં નિયમો રૂપે ગુંથીને હકીકતોની અનેક ધારાઓ વર્ષાવી રહેલ છે; પરન્તુ વિજ્ઞાન આપણને **નિયમનો આત્મા** સમજાવી શકે એમ નથી. કોઈ હકીકતનો આત્મા દર્શાવવાનું કાર્ય તો માત્ર કલા જ કરી શકે છે. જ્યાં સુધી આપણે આપણી આસપાસની સઘળી વસ્તુઓના આત્માને નહિ ઓળખી શકીએ, ત્યાં સુધી જીવન જીવવામાં સાચો રસ નહિ આવે, આ દિવાલ, આ ટેબલો અને ખુરશીઓનો આત્મા આપણે હજુ નથી ઓળખી શક્યા. આમ છતાં આપણે એકાદ પુષ્પનો આત્મા કૈંક અંશે ઓળખી શકીએ છીએ, કારણ કે જીવનનાં કેટલાંક ગૂઢ બળો ફુલના આકારને રચે છે, અને આપણી અંદરનું 'કૈંક' આપણને ધીરે ધીરે એના આત્માનો પરિચય કરાવે છે. પણ જ્યારે આપણે કલા દ્વારા આપણી કલ્પનાશક્તિને ખીલવી શકશું, ત્યારે જ આપણે સૌ જડ વસ્તુઓના સાચા અર્થને સહેજ પણ સમજી

શકશું. જીવનમાં આપણને સર્વોત્તમ અને મોંઘી ભેટ તો એક કલા જ આપે છે; **કલા આપણને વસ્તુઓનો આત્મા શોધતાં શીખવે છે.**

મેં તમને શરૂઆતમાં સમજાવ્યું છે કે કલા આપણી રસવૃત્તિને ખીલવે છે. રસવૃત્તિની મારી વ્યાખ્યા એ છે કે એ આપણા આત્માની એક ગૂઢ શક્તિ છે, અને આપણા આત્માને તેમજ બુદ્ધિને માર્ગદર્શન કરાવે છે. **જ્યારે આપણી બુદ્ધિ કલાના જગતની આંતઃ-સ્ફુરણાઓની આરસી બની શકે છે, ત્યારે આપણને સર્વ વસ્તુઓનું સર્વોત્તમ તત્ત્વ મળે છે.** જગતમાં ધર્મો તો ઘણા છે, પરન્તુ કલા આપણને ધર્મનું સર્વોત્તમ તત્ત્વ શોધતાં શીખવે છે. જગતમાં જૂની અને નવી અનેક સંસ્કૃતિઓ છે, પરન્તુ કલા આપણને સંસ્કૃતિના ઘડતરની ચાવી આપે છે. જગતમાં અનેક પ્રકારના પ્રજાકીય સ્વભાવો છે, પરન્તુ કલા આપણને એ દરેકમાં રહેલું સર્વોત્તમ તત્ત્વ બતાવે છે. આપણે ઘણી વાર સ્ત્રીત્વ અને પુરુષત્વ વચ્ચે ઝઘડાઓ થતા જોઈએ છીએ, પરન્તુ કલા આપણને સ્ત્રીત્વ તેમજ પુરુષત્વમાં રહેલું સર્વોત્તમ તત્ત્વ બતાવી આપે છે.

આમ અનેક માર્ગે કલા દ્વારા આપણે **જીવનનું સર્વોત્તમ** શોધી શકીએ છીએ; અને પ્રથમ જ આપણે જીવનનું સાચું સ્વરૂપ (એ જેવું છે તેવું) જોવાનો આરંભ કરીએ છીએ. કવિવર શેલીએ કર્યું હતું એવું જ જીવનદર્શન આપણે પણ કરી શકીએ છીએઃ

"જ્યાં સુધી મૃત્યુ આવીને એના ચૂરા કરતું નથી,
ત્યાં સુધી અનેક રંગીન કાચના ઘુમ્મટ જેવું જીવન
સનાતનતાના શ્વેત પ્રકાશને કલંકિત કરે છે."

આપણે માનીએ છીએ કે આપણે જીવીએ છીએ, જીવનનો મર્મ સમજીએ છીએ, અને એની સુન્દરતા અને ભવ્યતાને પિછાણીએ છીએ. પરન્તુ જ્યારે કલા દ્વારા આપણને જીવનના સર્વોત્તમ

તત્ત્વનું ભાન થાય છે, ત્યારે જ આપણને અનુભવ થાય છે કે આપણું સંસારજીવન એ તો માત્ર 'અનેક રંગીત કાચનો ઘુમ્મટ છે, અને સનાતનતાના શ્વેત પ્રકાશને કલંકિત કરે છે.' પછી આપણામાં એ ઘુમ્મટના ચૂરા કરવાની ઝંખના જાગે છે. શેલી કહે છે કે મૃત્યુ આવીને આપણને એના ચૂરા કરી આપે છે, પરન્તુ કલા તો મૃત્યુ આવે તે પૂર્વે જ એના ચૂરા કરી શકે છે, અને આપણને જીવનના સાચા આશ્ચર્યનું ભાન કરાવે છે. જીવનની સઘળી હલકી વસ્તુઓ, માત્ર આકાર અને દેખાવ રૂપ સઘળા પદાર્થો તથા કેવળ ઇંદ્રિયાનંદથી ભરેલા જીવનમાંથી 'મરી જવું' અને વિશ્વના આત્મા રૂપ ભવ્ય વિચારનો સાક્ષાત્કાર કરવો, એ તો એક અદ્દભૂત અનુભવ છે. જે વ્યક્તિને કલાની સાચી તાલીમ મળી છે, તે સ્થૂળ મૃત્યુ આવે તે પહેલાં કયારનીય 'મરી' ચૂકી છે. સ્થૂળ મૃત્યુ આવે ત્યારે એને મરવા જેવું કશું જ હોતું નથી. કારણ કે એણે જીવનની **સનાતન** વસ્તુઓ સંઘરી લીધી છે, અને એ જાણે છે કે આ સ્થૂળ શરીર એ તો માત્ર થોડા કાળ રમવા માટે લીધેલો એક વિચાર જ છે.

**કલા જ આપણને જીવનના સાચા સર્જકો બનાવે** છે. જ્યાં સુધી આપણા જીવનમાં કલાનાં પગલાં પડતાં નથી, ત્યાં સુધી આપણે કુદરતનાં બળોનાં, નસીબનાં, કે સર્વવ્યાપક સત્તાનાં **રમકડાં** જ રહીએ છીએ. જ્યારે મનુષ્યને કલાની ભવ્ય વસ્તુઓનું ભાન થાય છે, ત્યારે એ સમયમાં નહિ પરન્તુ સનાતનતામાં રહેવા લાગે છે, અને મૃત્યુ તો એને મન માત્ર એક અસ્પષ્ટ, આછો ખ્યાલ જ બની જાય છે. એ પોતે જ જીવનનાં મહાન્ બળોનો સર્જક બને છે; સાધન નહિ.

**આવું અમરતાનું ભાન એ જ ભવ્ય સંસ્કૃતિનો મુગટ** છે. ગ્રીક લોકો આ મહાન્ ધ્યેયને માટે મથતા હતા, તમારે પણ તમારાં ભાવી સંતાનોને આ જ પાઠ શીખવવો જોઇએ. એમનો

વિકાસ અમરતાના વાતાવરણમાં સધાશે, અને એમનાં કાર્યો આંતર પ્રભુતાના સાક્ષાત્કારપૂર્વક થશે, તો તેઓ સદાકાળ ઑસ્ટ્રેલિયાની ભવ્ય પરંપરાના એક જીવંત, પ્રેરક ભાગરૂપ બની જશે, અને મરણ પામવા છતાં ય અમર રહી શકશે.

હવે હું તમારા કલાકારોને ઉદ્દેશીને બે શબ્દો કહેવા માગું છું. એમનાં કાર્ય વિષે તો સામાન્ય રીતે હું કહી ચુક્યો છું, પરન્તુ આજના મારા ભાષણના વ્યવસ્થાપક કલાકારોને હું કૈંક અંગત સન્દેશ આપવા માગું છું. કલાકારના જીવનની એક કરૂણતા એ છે કે એ કદી પોતાના પરિશ્રમનું ફળ ભોગવી શકતો નથી. એની સર્જનકૃતિઓ એની પેઢી કરતાં અનેક વર્ષો આગળ હોય છે. ભવિષ્યની પ્રજા જ એનો સન્દેશ સમજી શકે છે. આથી જ એના જીવનમાં કૈંક કરૂણતા આવે છે. પરન્તુ કલાકારના જીવનમાં એક ભવ્યતા પણ રહેલી છે; આજે એ એકલો વાવે છે પણ ભવિષ્યમાં હજારો લોકો એનાં સારાં ફળ પામશે. એકાદ કલાકાર સર્જન કરે છે, પરન્તુ હજારો મનુષ્યો એની કૃતિને ચાહે છે, ઉપાસે છે અને એ રીતે પોતાનો વિકાસ સાધે છે. માટે કલાકારનો મુદ્રાલેખ તો એ જ હોવો જોઇએ કે, "પ્રભુ, આ ભવ્યતા મારી નથી, મારી નથી, પરન્તુ આપની જ છે."

કલાકારના માર્ગમાં ત્યાગના અનેક પ્રસંગો આવશે; અજ્ઞાન જનસમાજ એની કૃતિની કદર નહિ કરી શકે. એવા દુઃખદ પ્રસંગને માટે એણે સર્વસ્વાર્પણનું પોલાદી બખ્તર પહેરી લેવું જોઇએ. ભવિષ્યમાં હજારો મનુષ્યોને લાભ થવાનો હોય, તો કલાકારને પોતાને એ જોવાનું સદ્‌ભાગ્ય પણ ન મળે, ત્હોયે શું ? એ કાંઈ ઓછી ભવ્યતાવાળી વસ્તુ છે ?

જ્યારે જીવનમાં ભવ્ય નૈતિક ભાવનાઓ ઉદય પામે છે, ત્યારે જ કલા સાચી રીતે મહાન બને છે. ગ્રીક લોકો આ વસ્તુ સિદ્ધ કરી શક્યા હતા. એમની દરેક દેવમૂર્તિ માત્ર

કોઇ અમર અલૌકિક વ્યક્તિને જ નહિ, પરન્તુ એકાદ ભવ્ય નૈતિક ભાવનાને સાકાર સ્વરૂપે સૂચવતી. એમને મન પૅલાસ ઍથીના માત્ર એક દેવી જ નહોતી, પરન્તુ 'પરમ ભવ્યતા અને મધુરતાથી વિશ્વની વ્યવસ્થા કરી રહેલ **દિવ્યપ્રજ્ઞા**' હતી. એપોલો માત્ર સૂર્યદેવ નહોતો, પરન્તુ મનુષ્યના મન-હૃદયની **દિવ્ય પ્રેરણા** શક્તિ હતો. ઝીયસ માત્ર દેવોનો રાજા જ ન હતો, પરન્તુ **સનાતન નિયમ અને વ્યવસ્થાનો અવતાર** હતો. જ્યારે આ પ્રમાણે આપણી આસપાસ ચોમેર નૈતિક ભાવનાઓનો જ અનુભવ થાય, ત્યારે જ દેશમાં સાચા કલાયુગની ઉષા ઉગે.

આવો ભવ્ય કલાયુગ આણવા માટે પ્રબળ નૈતિક ભાવનાની જરૂર પડશે. પણ હું નથી ધારતો કે એ આપણને આપણા વર્તમાન ધર્મોમાંથી મળી શકે. એ પણ એક જીવનની કરૂણતા છે કે કલાકારને પોતાના સન્દેશ માટેની પ્રેરણા એના ધર્મમાંથી નથી મળતી. ઘણીવાર કલાકારને પોતાનો નવો જ ધર્મ સર્જવો પડે છે. મારૂં કથન તમને કદાચ હાસ્યાસ્પદ લાગશે પણ હું તો એમ જ માનું છું કે **તમારા કલાકારો જ તમારા દેશને નવો ધર્મ આપશે.** ઉંડી નૈતિક ભાવના એ **ધર્મનો સાર હશે;** કારણ કે એના વિના મનુષ્ય મનુષ્ય જ મટી જાય છે.

કલાકાર પાસેથી પ્રેરણા માગનારને એ જે ભવ્ય વસ્તુ આપી શકે છે, તે સોક્રેટીસે એક પ્રાર્થનામાં સરસ રીતે મૂકી બતાવી છેઃ

"આ સ્થળના ઓ સૌ સૂક્ષ્મ દેવો, મારા અંતરાત્મામાં સુંદરતા પ્રકટાવોઃ અને મારૂં આંતર અને બાહ્ય જીવન એક થાય, એવી મ્હારી પ્રાર્થના છે."

આપણા સંગીતકારો આપણે માટે આ કાર્ય કરી રહ્યા છે. આ ભાષણની શરૂઆતમાં જે સંગીત થયું હતું, તેથી શ્રોતૃવર્ગમાં બાહ્ય અને આંતર એકતા પ્રકટી હતી. જ્યારે મનુષ્ય એ પ્રમાણે બાહ્ય અને આંતર જીવનની એકતા કરી શકે છે, ત્યારે જ એ

પોતાની અંદર રહેલા દૈવી સામર્થ્યને સ્પર્શી શકે છે. આપણે જગતમાં સુખ, શક્તિ અને પ્રેરણાની શોધમાં ફાંફાં મારીએ છીએ; પરન્તુ જેની આપણને ઘણી જરૂર છે એ સૌ સુખ, શક્તિ અને પ્રેરણા આપણી અંદર જ રહેલાં છે. આજે આપણને એ દેખાતાં નથી, કારણ કે આપણે બાહ્ય અને આંતર એવા બે જગતમાં રહીએ છીએ. પરન્તુ કલાકાર આપણાં એ બે જગતનો યોગ કરી આપે છે. પોતાની પાસેથી માર્ગદર્શન કે સાંત્વન માગતી દરેક વ્યક્તિના બાહ્ય તેમજ આંતર જીવનનો યોગ કરી આપવો, એના કરતાં વધારે મોટો કયો અધિકાર હોઈ શકે? કલાકારનો એ દિવ્ય, ભવ્ય અધિકાર છે.

આપણે જેને કલા કહીએ છીએ, તે શક્તિનું એક બીજું સ્વરૂપ જ છે, એ વિચાર આપીને હું આજનું મારું ભાષણ પૂરું કરીશ. આજે મનુષ્યો પોતાનાં જીવનનું પરિવર્તન કરવા માટે કો શક્તિ કે બળની ઝંખના કરી રહેલ છે. ધર્મ અને નીતિમાંથી ઘણા સુંદર આદર્શો આપણને મળી શકશે; કુદરતમાંથી પણ કેટલાક આદર્શો મળે છે. જ્યારે જ્યારે નૌકામાં બેસીને હું તમારા બંદરમાં ફરું છું, અને જળ કે આકાશ તરફ નજર નાખું છું, ત્યારે ત્યારે હું જળમાંથી પ્રકટતો કે આકાશમાંથી ઉતરતો એકાદ આદર્શ જોઇ શકું છું. દરેક આદર્શ શક્તિનું એક સ્વરૂપ છે. આપણને શક્તિની જરૂર છે, પરન્તુ એ શક્તિ બ્હારથી ભેટ રૂપે મળે ત્યારે નહિ, પણ અંદરથી શોધ રૂપે જડે, ત્યારે જ ઉપયોગમાં આવી શકે છે. કલા આપણને આવી શક્તિ આપે છે; અને એની મારફત આપણે જીવનનું પરિવર્તન કરી શકીએ છીએ.

માટે બન્ધુઓ, તમારા કલાકારોને સન્માન આપજો, એમને પોષજો. ઑસ્ટ્રેલિયાને એક આદર્શ દેશ બનાવવાની શક્યતા અને તક તમને સાંપડેલ છે. મારા સિડનીવાસી બન્ધુઓ, તમે પણ આ તમારા સિડનીનગરને સમગ્ર દક્ષિણ ગોલાર્દ્ધમાં સઘળી સુંદર અને

ઉમદા વસ્તુઓનું કેન્દ્ર બનાવવાની શક્યતાઓ ધરાવે છે. સ્પાર્ટન લોકો એથેન્સને વિષે કહેતા કે, "સઘળી ઉમદા વસ્તુઓ આંહી છે." કારણ કે એથેન્સના લોકોની જીવનભાવના એવી હતી કે એઓ જીવનની નાની મોટી દરેક વસ્તુને ગૌરવયુક્ત અને સુંદર જ બનાવતા. એથેન્સમાં માત્ર મનુષ્ય જ નહિ, પરન્તુ જડ વસ્તુઓ પણ દિવ્ય સન્દેશ સુણાવી શકતી. સર્વોત્તમ આબોહવા, સુંદર પરિસ્થિતિ, નવીન પ્રજાનો આવિર્ભાવ, વગેરે તકો પ્રભુએ તમને આપી છે; અને જો તમે એ તકોને વેડફી નહિ નાખો, તો તમે પણ જગતને ભવ્ય સન્દેશ આપી શકશો. પરન્તુ એને માટે તમારે તમારા કલાકારોને તમારા દેશના ભવિષ્યના આદર્શ પયગંબરો તરીકે સન્માનવા પડશે.

૧૬

## કલાકારનું સ્વરૂપ

કોઇ પણ સંસ્કૃતિ જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે જ કલાઓ પ્રકટે છે. કાવ્ય અને નાટ્ય, શણગાર અને ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય અને સંગીત, એ બધી કલાઓ સર્વ પ્રજાઓનું આંતરજીવન પ્રકટ કરે છે. દરેક કલા કોઈ પણ પ્રજાના પુણ્ય-પાપ, ઉચ્ચ-નીચ અને નૈતિક-અનૈતિક ભાવનાઓની ધ્વજ-પતાકા છે.

આજે જીવનમાં કલાના એટલા બધા આવિર્ભાવો પ્રકટ થયા છે કે આપણે કલાને જીવનનો કચરો નહિ પરન્તુ જીવનનો સાર માનીએ છીએ. ધર્મ અથવા તત્ત્વજ્ઞાનની જેમ કલા પણ જીવનનો સન્દેશ આપી શકે છે, એમ આપણને ભાન થવા લાગ્યું છે. ત્યારે કલાનો તાત્ત્વિક સન્દેશ શો છે?

આ સન્દેશ બે પ્રકારનો છે; એક કલાના પોતાના જગત સાથે, અને બીજો આપણા વાસ્તવિક જગત સાથે સંબંધ ધરાવે છે. આ પ્રગતિમાન, અપૂર્ણ (બીકમિંગ) જગતના કરતાં કોઇ જૂદા જ સનાતન, પૂર્ણ (બીઈંગ) જગત સાથે કલા આપણને સંબંધમાં આણે છે. એજ કલાની સાચી મહત્તા છે. આ અપૂર્ણ જગત તો ધીમે ધીમે વૃદ્ધિ પામે છે, અને ઉત્કૃષ્ટમાંથી સર્વોત્કૃષ્ટ બનતું જાય

છે. પરન્તુ કલાના જગતમાં કોઈ પણ વસ્તુ ન્હાની કે મ્હોટી નથી. કલાના જગતમાં કોઈ પણ પદાર્થ કે પ્રસંગને કલા જ કહી શકાય છે. એમાં વત્તા ઓછા પ્રમાણુનો પ્રશ્ન સંભવતો જ નથી. અંદર કાવ્યનાં સાચાં લક્ષણો હોય પછી ચાર પંક્તિની કવિતા કે લાંબા વિચારપ્રધાન કાવ્ય (ઓડ) વચ્ચે શ્રેષ્ઠ મનાવાની હરીફાઇ સંભવી શકતી જ નથી. ન્હાનું મ્હોટું દરેક કાવ્ય કલાના જગતનું નાગરિક છે. ત્યાં સર્વ નાગરિકો અમીરો જ હોય છે.

નિરંતર વિકાસ વાળા આ અપૂર્ણ જગતમાં તો પુણ્યપાપના વિચારો માનવા જ પડે છે; **પરિવર્તનને સહાયક હોય તે પુણ્ય અને એને બાધક થાય તે પાપ.** ( પરન્તુ કલાના પોતાના પૂર્ણ જગતમાં તો શુભ અશુભ કે પાપપુણ્ય એવા દ્વન્દ્વો છે જ નહિ.) હિન્દની ફિલસુફીઓ સમાન મહાન ફિલસુફીઓ વ્યક્તિની આંખે નહિ પણ સમષ્ટિની દૃષ્ટિએ જીવનનું નિરીક્ષણ કરવાનું મનુષ્યને શિખવે છે. કલાનું પણ એજ કાર્ય છે. **અમુક દેશ કે યુગની રૂઢિઓથી કલા બંધાતી નથી.** આ ગુણને લીધે જ સાચી કલા પોતાનો ઉચ્ચતમ ધર્મ બરાબર બજાવી શકે છે.

આથી કલા જ્યારે પોતાના પૂર્ણ જગતનો સન્દેશ આપે ત્યારે કોઇ પણ વ્યક્તિ એના સન્દેશની ટીકા કરી શકે નહિ. કારણ કે આપણાં સકળ અનુમાનો આપણાં આ પ્રગતિમાન જગત અને આપણા વિકાસની ભૂમિકાના ધોરણ મુજબ જ હોય છે. આથી કલાનો મર્મ સમજવાનો અને એનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન જ આપણે તો કરી શકીએ, પરન્તુ આવી અવિવાદિત અને સર્વોપરિ સત્તા કલાને જ છે, કલાકારને નથી. કારણ કે કલાકાર તો આ પ્રગતિમાન જગતનો એક ભાગ છે; એ એક વિકાસ પામી રહેલ જીવાત્મા છે. જે પળે કલાકાર આ પ્રગતિમાન જગતના નિયમો સમજાવવા માંડે છે, ત્યારે જીવાત્મા તરીકે એની વિકાસભૂમિકા પ્રમાણે એનાં અનુમાનો ખરાં કે ખોટાં નીવડે છે. બીજા શબ્દોમાં

કહીએ તો પૂર્ણતાના ધોરણ પ્રમાણે એની ભૂમિકા શી છે, તેની ઉપરથી જ એનાં અનુમાનોની સત્યાસત્યતા નક્કી કરવી જોઇએ. દાખલા તરીકે આપણા નીતિ-નિયમો તો વિકાસ પામતા જીવો વચ્ચેના સંબંધો દર્શાવે છે. આથી નીતિ વિષે કલાકારની દૃષ્ટિ કોઈ નાસ્તિક કે આસ્તિકના કરતાં વધારે સાચી હોય જ, એમ ચોક્કસપણે કહી શકાય નહિ.

આથી આ પ્રગતિમાન જગતમાં તો કલાકારે આપેલાં અનુમાનોમાંથી શુભ અને સત્યને માર્ગે દોરવામાં, અલ્પમાંથી ઉન્નત, અને ઉન્નતમાંથી ઉન્નતતર પંથે આગળ વધવામાં, સહાયરૂપ થાય એવાં જ અનુમાનો આપણે સ્વીકારી શકીએ. આ પ્રશ્ન પર તો કલાકારના કરતાં કોઈ નીતિનો શિક્ષક કે ફિલસુફ વધારે રોશની રેડી શકે. પરન્તુ જ્યારે કલાકાર પોતાની પરાબુદ્ધિ (ઇન્ટયુઈશન) વડે કલા દ્વારા સન્દેશ આપે, ત્યારે આપણે એને અવશ્ય સ્વીકારવો જોઇએ. આપણે એને સાચો કે ખોટો નહિ કહી શકીએ. કારણ કે કલાકાર તો સર્વાતીત પૂર્ણ, સનાતન જગતનાં સત્યો રજુ કરે છે; અને આપણે તો સર્વવ્યાપક અપૂર્ણ, પ્રગતિમાન જગતમાં વસનારાં હોવાથી આપણી રૂઢિઓની આંખે એમનું સાચું મૂલ્ય આંકી શકશું નહિ. ધર્મ અને કર્મના નિયમોવાળા આ પ્રગતિમાન જગતમાં, 'કલાને ખાતર કલા,' એજ વર્તનનો અંતિમ સિદ્ધાંત છે, એવું સમજીને જ્યારે કોઈ કલાકાર પાપપુણ્ય વિષે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, ત્યારે એ જરૂર પોતાને અને પોતાના અનુયાયીઓને અવળે માર્ગે દોરે છે. બન્ધુત્વનો **નિયમ** સમજાવનાર મહાન જગદ્‌ગુરૂ પણ કલાકારને **કલાકાર તરીકે** કંઈ પણ સન્દેશ આપી શકે નહિ, પરન્તુ એક **જીવાત્મા તરીકે** તો એને જરૂર અર્થપૂર્ણ સન્દેશ આપી શકે છે. કલાકારના સ્વભાવમાં દ્વૈત છે—એક તો કલાકાર તરીકેનું સર્વાતીત સ્વરૂપ, અને બીજું વિકાસ પામતા જીવાત્મા તરીકેનું સર્વવ્યાપક સ્વરૂપ. પોતાના સ્થૂળ, સર્વવ્યાપક ૦

તની બાબતમાં તો કલાકાર પોતે પોતાનો માર્ગદર્શક ન થઈ શકે-એણે કો નીતિશિક્ષક, વૈજ્ઞાનિક કે ફિલસુફને પોતાનો નેતા બનાવવો જ જોઇએ. પરન્તુ એના સર્વાતીત જગતની બાબતોમાં તો એના કલામય રસાત્મા સિવાય અન્ય કોઈ એનો માર્ગદર્શક ન થઈ શકે.

થોડા વિરલ આત્માઓ જ કાવ્ય, શિલ્પ, ચિત્ર કે સંગીત દ્વારા કલાનો મર્મ પ્રગટ કરી શકે છે. આમ છતાં દરેક વ્યક્તિ ધારે તો કલાકાર બની શકે છે. કારણ કે કલાકારની કલા એ તો દૈવી જીવનનો એક આવિર્ભાવ છે; પરન્તુ જીવાત્મા તો દૈવી જીવન પોતે જ છે. આપણને જણાય અથવા ન જણાય, તોપણ આ દૈવી જીવન સર્વત્ર કલામય સ્વરૂપે જ પ્રકટ થાય છે. પવનના સુસવાટથી વૃક્ષની શાખાઓનું ડોલન, સૂર્યના પ્રકાશથી ગુલાબપાંખડીઓનો ઉઘાડ કે માતાના કરકમળમાં બાળકની નિદ્રા, એ સૌ સર્વોત્તમ કલાને વ્યક્ત કરે છે. વળી કોઈ મનુષ્ય પ્રભુ કે માનવ બન્ધુઓને ચાહે, અથવા શિક્ષક, સન્ત કે વીર બનીને જગતને પ્રભુનો સન્દેશ આપે, તે પણ સર્વોત્તમ કલાને જ પ્રકટાવે છે.

આપણામાંથી થોડા જણ જ કલાની વિવિધ શાખાઓમાંથી એક અથવા અનેક શાખાઓમાં કલાકાર થઇ શકે છે, પરન્તુ ઇશ્વરી જીવન આપણામાં અખૂટપણે વહેતું હોવાથી આપણે સૌ કલાની શાખાઓના તો નહિ, પરન્તુ કલાના કલાકાર તો જરૂર થઇ શકીએ. પ્રભુના સર્વાતીત અને સર્વવ્યાપક સ્વરૂપના આપણે સૌ ભાગીદારો છીએ. આ સર્વાતીત સ્વરૂપનો સાક્ષાત્કાર કેટલાક કલા દ્વારા કરે છે, અને કેટલાક એને પ્રેમ, ભક્તિ કે સ્વાર્પણથી પણ પામી શકે છે. આપણી કલાઓ તો આપણી દ્વારા કાર્ય કરી રહેલ પ્રભુના વિચાર, વૃત્તિ અને ક્રિયાનો એક પ્રકાર જ છે; અને પ્રજ્ઞા, પ્રેમ અને પૂજા એ એના અન્ય પ્રકારો છે. આપણને સર્વાતીત સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે, માટે કલાકાર પૂર્ણ પદાર્થો-સ્વર્ગની

સનાતન વસ્તુઓ'–ના **નિયમ, સૌન્દર્ય**, અને **સંવાદનો** પયગંબર છે; અને પોતાની કલા દ્વારા સર્વવ્યાપક સ્વરૂપને પ્રકટાવે છે, માટે એ માનવ બન્ધુઓનો શિક્ષક અને માર્ગદર્શક બને છે, અને એમને **નિયમ, સૌન્દર્ય**, અને **સંવાદના** અમર નમૂના પ્રમાણે વસ્તુઓનું પરિવર્તન કરવામાં મદદગાર થાય છે. જે કલાકાર પોતાની અંદર રહેલું આ દ્વૈત જાણે છે, એજ સર્વોત્તમ રીતે કલામય થઈ શકે છે; અને એકી સાથે **આગેવાન અને અનુસરનાર** તેમજ **શિક્ષક અને શિષ્ય** બની શકે છે. કારણ કે ત્યારે જ સર્વવ્યાપક અને સર્વાતીત એક થાય છે, અને કલાકાર પોતે જ 'કલા' બની જાય છે-**एकमेवाद्वितीयम्** નો સાક્ષાત્કાર કરી શકે છે.

---

૧૭

# કલાકારનો ધર્મ

ઘણા મનુષ્યો પૂછે છે કે "કલાકારોને કોઈ ધર્મ હોય છે ખરો? આપણે ધર્મને જે રીતે જાણીએ છીએ એના કરતાં કલાકારનો ધર્મ કઈ રીતે જૂદો ગણાય?"

આ પ્રશ્નનો ઉત્તર આપણે કોને ધર્મ કહીએ છીએ, એના ઉપર મ્હોટે ભાગે આધાર રાખે છે. જો ધર્મનો અર્થ અમુક પ્રકારનો સંપ્રદાય હોય, તો કલાને પોતાનો વિશિષ્ટ ધર્મ છે, એવું ન કહી શકાય. કારણ કે કલાકારો તો બધા દેશોના અને ચિરંજીવ ગણાય છે. પણ જો ધર્મનો અર્થ એમ કરીએ, કે પોતાના વિચારો, લાગણીઓ અને કાર્યો દ્વારા મનુષ્યે કરેલા વિશ્વસાક્ષાત્કારનો આવિર્ભાવ, તો કલાકારને પોતાનો ધર્મ છે. જેમાં આપણે રહીએ છીએ એ એક જ વિશ્વ છે, અને એ આપણી આગળ હકીકતો અને બનાવો દ્વારા જીવનને પ્રકટ કરે છે. આપણામાંના દરેક જણે આ પરિવર્તનશીલ વિશ્વને સરળ પરિભાષામાં ઝીલતાં શીખવું જોઈએ. આપણે માત્ર આપણી બ્હારના જગતના બનાવોના દર્પણો જ નથી, પણ આપણે તો વિશ્વની શક્તિઓનું પરિવર્તન કરનારા છીએ.

હવે, વ્યક્તિ જે રીતે આ બદલાતા વિશ્વનું પરિવર્તન કરી શકે છે, એ એનો ધર્મ છે. ધર્મની જો આ વ્યાખ્યા સાચી

હોય તો જગતમાં જેટલી વ્યક્તિઓ છે એટલા ધર્મો અસ્તિત્વ ધરાવે, અને હું ધારું છું કે એજ સંપૂર્ણતયા સાચી હકીકત છે. તેમ છતાં મનુષ્યજાતિના જે જુદા જુદા વિભાગો પાડી શકાય છે. એના ઉપરથી આપણે કહી શકીએ છીએ કે પરિવર્તનના પણ ઘણા પ્રકારો છે. જેને આપણે ધર્મ તરીકે ઓળખીએ છીએ તે આ પરિવર્તનનો એક પ્રકાર છે, અને તે પરિવર્તન કોઈ મહાન્ વિભૂતિના ચારિત્ર્યબળમાં રહેલું છે. સાચો ખ્રિસ્તી તો એજ છે કે જે જીસસ ક્રાઇસ્ટની પરિભાષા પ્રમાણે પોતાના જીવનનું પરિવર્તન કરે છે. ભગવાન ક્રાઇસ્ટની પાસે વિશ્વના અનુભવ, વિચાર, નિરીક્ષણ અને કાર્યની વિશિષ્ટ પરિભાષા હતી. સાચો ખ્રિસ્તી તો એજ કહેવાય કે જે આ પરિભાષાને એક ઉચ્ચોચ્ચ નમૂના તરીકે સ્વીકારે છે, અને એ પ્રમાણે જીવન જીવવા મથે છે. તેજ પ્રમાણે બુદ્ધિસ્ટને માટે પણ કહી શકાય. કારણ કે જ્યારે એક માણસ બુદ્ધિસ્ટ બને છે, ત્યારે એ બુદ્ધની પરિભાષા સ્વીકારે છે. આમ એક પછી એક જે કોઈ ધર્મો થયા છે, તે આપણને તે મહાન્ વિભૂતિની પરિભાષા શીખવાડે છે.

ધર્મના આત્મા દ્વારા જીવનનું જે વિશિષ્ટ પરિવર્તન આપણે કરીએ છીએ, તેનાથી તદ્દન નિરાળું, એક બીજું પણ પરિવર્તન છે. અન્ય પ્રકારના મનુષ્યોને તે અનુકૂળ થાય છે, અને એ વિજ્ઞાનરૂપે પ્રતિબિંબિત થાય છે. વિજ્ઞાનશાસ્ત્રી હકીકતો અને નિયમોનો સંગ્રહ કરવામાં, અને એને પોતાના વ્યક્તિત્વ દ્વારા રજુ કરવામાં રસ લે છે, કારણ કે કેવળ અમૂર્ત અને માત્ર સિદ્ધાન્તમય વિજ્ઞાન વ્યવહારમાં જોવામાં આવતું નથી. વિજ્ઞાન તો હંમેશાં આપણી પાસે વ્યક્તિગત વિજ્ઞાનશાસ્ત્રીઓ દ્વારા જ આવે છે. મહાન્ વિજ્ઞાનશાસ્ત્રી તો એજ છે કે જેનું વ્યક્તિત્વ ભવ્ય હોય છે અને જે આપણા મનને આકર્ષે એવા વર્ગો અને નિયમોમાં ગુંથીને પોતાનું પ્રાકૃતિક દર્શન આપણને બતાવે છે.

એક બીજો પણ વર્ગ છે કે જે વળી જૂદીજ રીતે જીવનનું

પરિવર્તન કરે છે. આવાં સ્ત્રીપુરૂષો વ્યવસ્થા-પદ્ધતિમાં ખૂબજ રસ લે છે. આ લોકો રાજકીય વિજ્ઞાન તરફ આકર્ષાયા હોય છે. અર્થશાસ્ત્ર અને રાજકારણરૂપી અનેક શાખાઓવાળા આ રાજકીય વિજ્ઞાનમાં ' આ વિશ્વ આ પ્રકારની વિભૂતિઓ દ્વારા કેવી રીતે પરિવર્તન પામે છે,' એનો અનુભવ મળે છે. એજ પ્રમાણે તત્ત્વચિંતકોનું પણ નિરાળું જ પરિવર્તન છે. એ વ્યકિત અને સમષ્ટિ વચ્ચેના સંબંધમાં વધારે રસ લે છે, અને આ પરિવર્તનની શકિત એને તત્ત્વજ્ઞાન દ્વારા મળે છે. પણ જીવન તો સદા એક છે, તેમજ અંતિમ સત્યો રૂપે કેવળ અવિભાજ્ય છે; તેથી આ બધાં કથનો–ધર્મ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, રાજકીય વિજ્ઞાન–એ એક જ સત્યના ભિન્ન ભિન્ન કથનો છે.

ધર્મ, વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાન ઉપરાંત સત્યનું એક બીજું પણ કથન છે, અને તે કલાનું. પણ કલા એ શું છે? કલા આપણે કોને કહીએ છીએ? કારણ કે જ્યાં સુધી આપણી પાસે કલાના સામાન્ય વિચારો નહિ હોય, ત્યાં સુધી કલાકારના ધર્મ વિષે આપણે કાંઈ જ ખ્યાલ કરી શકીશું નહિ. મહાન કલાકારોના લખાણોમાંથી કેટલીક કલાની વ્યાખ્યાઓ હું તમને આજે આપી શકું. ગટે કલાને "આત્માનું જાદુ" કહે છે. શીલર કહે છે કલા એટલે "મનુષ્યને એનું ખોવાયેલું ગૌરવ પાછું આપનાર વસ્તુ." હું ધારૂં છું કે કદાચ કલાની ભાવના ઉત્તમોત્તમ રીતે આપણને વેગનર પાસેથી મળશે; પોતાના કાર્યને વધુ અને વધુ ઉંડાણથી મૂર્તિમંત કરવા જતાં એ અનેક ભૂમિકામાંથી પસાર થયો છે. એને મન કલા એટલે પહેલાં તો મનુષ્યને મળતો આનંદ. બીજા શબ્દોમાં કહીએ તો કલાને એ જીવનનો આનંદ માનતો. પણ જેમ જેમ એ જીવવા, સર્જવા, અને પરિવર્તન કરવા લાગ્યો, તેમ તેમ એની દષ્ટિ વધારે ઉંડી થતી ગઇ, અને તે વખતે એને મન કલા એ "મનુષ્યના સંઘજીવનનું સર્વોત્તમ પ્રાકટ્ય" બની ગઇ. કલ

એટલે જાણે આપણી સામાન્ય માનવતાનું સાંયોગિક પ્રાકટ્ય. જેમ એ વધારે જીવતો ગયો, અને એના કાર્યનો વધારે અનુભવ કરતો ગયો, તેમ તેમ એ એવા નિર્ણય ઉપર આવ્યો કે કલા એટલે "માનવજીવનની અત્યંત શક્તિશાળી પ્રેરણા;" એટલે કે મનુષ્યના આત્મામાં રહેલું એવું કંઈક જે એકવાર શરૂ થયા પછી અસ્ખલિત જોમથી અનંત કાળ સુધી ચાલ્યાં જ કરે છે. હું ધારું છું કે કલા એક એવી જાતનો આવિર્ભાવ છે કે જે આપણને માત્ર અપૂર્ણ રીતે અને આછા સ્વરૂપમાં "સાન્ત હૃદયોની અનન્ત ઝંખના, વેદના અને તૃષ્ણાની કંઈક વાતો કરે છે." મનુષ્યજાતિના હૃદયના આંતરતમ પ્રદેશમાં લઈ જનાર અને એની વસમી વેદનાનું સચોટ ભાન કરાવનાર કલા જ છે. વિશ્વ-પરિવર્તનનો બીજો કોઈ પણ પ્રકાર આ કાર્ય આટલી સફળ રીતે કરી શકે એમ નથી.

એ તદ્દન સાચું છે કે આપણી પાસે કલાની ઘણી શાખાઓ છે–ચિત્ર, શિલ્પ, સંગીત, નૃત્ય વગેરે. કલાની આ બધી શાખાઓમાં બહુ ગૂઢ રીતે, નૈતિક અર્થ રહેલો છે. કમનસીબે અત્યારના કલાકારોને આ નૈતિક તત્ત્વનો સાક્ષાત્કાર નથી. તેમનામાં તો અત્યારે "કલાને ખાતર કલા" એવું બોલવાની ફેશન પડી ગઈ છે, જાણે કે કલા એ સંવેદન કે કલ્પનાનું જ માત્ર પરિવર્તન હોય, અને મનુષ્ય-જાતિના હિત સાથે એને કાંઈ જ સંબંધ ન હોય ! કલાની કોઈ પણ શાખાનો તમે અભ્યાસ કરશો તો તમને માલમ પડશે કે કલાની એ શાખા જ્યારે ઉચ્ચોચ્ચ કક્ષાએ પહોંચે છે, ત્યારે એ અત્યન્ત નૈતિક બને છે, એટલે કે એ મનુષ્યને સીધો સંદેશ આપે છે.

ફીડીયાસે જ્યારે પાર્થેનોન સર્જ્યું–તે કાળની ગ્રીક કલાના ઉજ્જવલ સમયનો વિચાર કરો. એ વખતે ગ્રીસ દેશ દેવદેવીઓનાં પૂતળાંઓથી ભરપૂર હતો. આ દરેક પૂતળું જીવતા નમૂના ઉપરથી સર્જવામાં આવ્યું હતું, પરન્તુ કલાકારને મન તો એ દરેક પૂતળું

૮

કો વ્યાપક ભાવનાનો અવતાર હતું. પેલાસ એથેના જે પ્રજ્ઞાની દેવી હતી, એ કલાકારને મન માત્ર એક સુંદર કુમારિકા જ ન્હોતી, પણ વીરત્વપૂર્ણ અથવા તો "ભવ્યતાથી અને માધુર્યથી બધી વસ્તુઓ ઉપર સત્તા ચલાવનારી" દૈવી પ્રજ્ઞાની અસંત નૈતિક ભાવના હતી. ઍપોલો એ યુગમાં માત્ર એક સુંદર યુવક જ નહોતો, પણ મનુષ્યના હૃદયમાં રહેલી દૈવી પ્રેરણા રૂપ હતો. તે કાળના મહાન્ કલાકારો જ્યારે તેઓ પત્થર ઉપર કાર્ય કરતા હતા, ત્યારે એ પત્થરમાં કો નૈતિક ભાવનાને મૂર્તિમન્ત કરવા મથતા હતા. અને માટે જ, તે કાળની ગ્રીક સંસ્કૃતિ આજે પણ અનેરી વિશિષ્ટતા ધરાવે છે. તે કાળનાં નાટકો અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરીએ છીએ અને તે કાળની શિલ્પકળા ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે આપણને લાગે છે કે આજના કરતાં વધારે મહાન્ વ્યક્તિઓના યુગમાં જાણે આપણે વિહરણ કરીએ છીએ. નૈતિક આવિર્ભાવવાળી કલાની આ ઉચ્ચ સિદ્ધિ પછી તરત જ આપણે પ્રેક્સીટેલીસ જેવા શિલ્પીના કાળથી એની પડતીનો આરંભ જોઈ શકીએ છીએ. જોકે પ્રેક્સીટેલીસની કૃતિઓ અત્યન્ત લાવણ્યયુક્ત છે છતાં તેમાં વ્યક્તિગત પ્રતિમાઓએ નૈતિક ભાવનાનું સ્થાન લીધું છે; એમાં માત્ર લાગણીના આવેશ ઉપર જ ભાર મૂકવામાં આવ્યો છે. એ શિલ્પી એની શિલ્પકલામાંથી વિશ્વ–ભાવનાઓ વ્યક્ત કરવાનું સ્વપ્ન પણ સેવતો નથી.

જ્યારે કલા એનો સાચો સંદેશ આપે છે ત્યારે એમાંની નૈતિક ભાવના એનાથી જૂદી પાડી શકાતી નથી. અને તેથી જ અમુક રીતે આપણે કલાને "વસ્તુઓનો આત્મા" એવી વ્યાખ્યા આપી શકીશું. સંગીત દ્વારા વસ્તુઓના આત્માને પામવાનો ગુણ વૅગ્નર બહુ સારી રીતે વ્યકત કરે છે. એ કહે છે કે સંગીત સર્વદા સનાતન, અનંત અને આદર્શ વસ્તુને જ વ્યકત કરે છે. સંગીત આપણને અમુક પરિસ્થિતિવાળી એકાદ વ્યક્તિના વિકાર પ્રેમ કે પશ્ચા-

તાપની વાત નથી કહેતું, પણ એ તો સાક્ષાત્ પ્રેમ વિકાર કે પશ્ચાતાપની વાત કહે છે.

**કલાદ્વારા આપણે અમુક કાળની વિશિષ્ટતામાંથી અનંતકાળની વ્યાપકતામાં પ્રવેશ કરીએ છીએ.** જ્યારે ત્હમે કોઇ મહાન્ ચિત્રકારના પ્રાકૃતિક દશ્યો ઉપર ચિંતન કરશો, ત્યારે તમે આ સનાતનતાનું લક્ષણ એમાં જોઈ શકશો. એ ચિત્રદ્વારા ત્હમે કો અનેરૂં પ્રાકૃતિક દર્શન કરો છો; એ શાન્ત, અનંત દર્શનમાં આ સૃષ્ટિના મહાન્ સર્જકનું મન પ્રતિબિંબિત થાય છે. ચિત્રકાર એ દશ્યને નિહાળે છે, અને એમાંથી એની કલ્પનાશક્તિ ગ્રહણ કરી શકે એવી, કોઇ દૈવી આદર્શના દર્પણ જેવી, પ્રકાશ, છાયા અને આકારની વિશિષ્ટ રચના પોતાના ચિત્ર માટે પસંદ કરી લે છે.

મહાન્ કવિતામાં પણ એમ જ બને છે. જગતનાં મહાન્ કાવ્યોમાં ઉત્તમ ગણાતું, ડૅન્ટેની "ડિવાઇન કૉમેડી" લ્યો. કાર્લાઇલ એની જાદુઈ રચનાને માટે કહે છે કે "એ એક કડક, ગંભીર, ભવ્ય અપાર્થિવ વિશ્વમંદિર છે; ડૅન્ટેએ ખડું કરેલું આત્માઓનું જગત છે." ડૅન્ટેએ મનુષ્યના દરેક કાર્યમાં "આત્માની દુનિયા" જોઈ હતી. એક સાચો કલાકાર ગમે તેવી ન્હાની વસ્તુ સર્જે, તો પણ તે વસ્તુમાં વિશ્વની સમગ્રતાનો કંઇક અંશ ઉતરી શકે છે. કલાના આ ગુણને લીધે બ્લેકે સત્ય જ કહ્યું છે કે 'સમગ્ર સૃષ્ટિ મુક્તિને માટે ઝંખે છે', કારણ કે કલાકાર એજ છે કે જે અનેક રીતે નવી મનુષ્યજાતિના પ્રાકટ્યમાં સહાય કરે છે કાર્લાઇલ જોકે પોતે કલાકાર તો ન્હોતો પણ કલાનો સંદેશ સ્હમજનાર એક મહાન્ તત્ત્વચિન્તક હતો. એ કલાને માટે કહે છે કે "કલાની ખાધીયે સાચી વૃત્તિઓમાં, ત્હને સમય દ્વારા સનાતનતાનાં દર્શન થશે; પ્રભુતાને પ્રકટતી તું જોઈ શકશે."

કલાકાર વસ્તુઓની સમગ્રતાનું વર્ણન કરે છે, અને તેથી એનું વિશિષ્ટ પરિવર્તન–પછી તે એક કાવ્ય હોય, એક

હોય કે એક સંગીત હોય–બધા શકય પરિવર્તનો સાથે સંબંધ ધરાવે છે. એક કાવ્ય, સંગીતમાં, પૂતળાંમાં, ચિત્રમાં કે કોઈ સંવાદી સંગીતમાં વ્યકત થઈ શકે છે. ઘણા મનુષ્યોના અનુભવની વાત છે કે નૃત્ય અને સંગીત પરસ્પર નિકટનો સંબંધ ધરાવે છે. બધી કલાની જુદી જુદી શાખાઓમાં એક સૂક્ષ્મ પ્રકારની એકતા રહેલી છે. આમ ધર્મ, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન આપે છે, તેના કરતાં જીવન વિષે કો જૂદો જ પ્રકાશ કલા આપણને આપે છે. કલાએ આપેલો પ્રકાશ કોઇ વિશિષ્ટ પ્રકારનો જ હોય છે.

કલાકાર આ વિશિષ્ટ પ્રકાશ શી રીતે અનુભવે છે? સતને ગ્રહણ કરીને જ એનો અનુભવ કરી શકે છે. વસ્તુઓનું સાચું સ્વ-રૂપ જાણવાને તેણે પોતાની જાતને તાલીમ આપવી જોઇશે; દશ્ય અને અદશ્ય બન્ને રીતે એણે કોઇ પણ વિભાગનો સમગ્રતા સાથેનો સંબંધ જોતાં શીખવું જોઇએ. સાચા કલાકાર બનવું હોય, તો એનો નિર્ણય સાચામાં સાચો હોવો જોઇએ. પોતે સર્જન કરવા માટે તે પૂર્વે સમગ્ર બાહ્ય વિશ્વ ઇંદ્રિયો દ્વારા કલાકારની અંદર ઉત-રવું જોઇએ. સામાન્ય મનુષ્યના કરતાં બહુ મોટા પ્રમાણમાં એનામાં વિશ્વનો સમાસ થવો જોઇએ. સામાન્ય માણસની આંખો જોતી નથી, એવા રંગો અને છાયાઓનું દર્શન કરવું, તેમજ સામાન્ય મનુષ્યની દૃષ્ટિ મર્યાદા આગળથી અજાણપણે પસાર થઈ જાય છે, એવું રેખાઓનું સૌન્દર્ય નિરખી લેવું, એ કલાકારનું કાર્ય છે. એની સંસ્કાર–ગ્રાહકતા વધારે તીવ્ર હોવી જોઇએ; સામાન્ય મનુષ્ય કરતાં એક કલાકારનો ઇંદ્રિય–સમૂહ વધારે સૂક્ષ્મતાથી વ્યવસ્થિત થયેલો હોવો જોઇએ. પણ માત્ર ઇન્દ્રિયોને સંસ્કારી બનાવવાથી કાંઈ કલા-કાર બની શકાતું નથી. સર્જનમાં મનનો પણ ઉપયોગ થવો જોઇએ કારણ કે એણે માત્ર ઉત્પન્ન કરવાનું નથી, પણ પરિવર્તન કરવાનું છે. કલાકાર કરતાં કોઈ કૅમેરાનો કાચ પ્રાકૃતિક દશ્ય બહુ ચોક્ક-સાઈથી ઝીલી શકે; પણ કલાકારે તો લાગણીની, મનની, કલ્પ-

નાની, આન્તઃસ્ફુરણાની, અને આત્માની શક્તિથી પોતે જે કાંઈ જુએ છે, તેનું પરિવર્તન કરવાનું છે. કલાકારના સારાયે સ્વભાવનો પ્રભાવ પરિવર્તનના કાર્યમાં પડવો જોઇએ. અને તેથીજ સફળ કૃતિ સર્જવા માટે કલાકારનું મન કેળવાયલું હોવું જોઇએ, એની લાગણીઓ બહુ સૂક્ષ્મ, સંસ્કારી અને સમતોલ હોવી જોઇએ, એની આન્તઃસ્ફુરણા જાગૃત હોવી જોઇએ, અને એની આત્મશક્તિ સુપ્ત નહિ પણ તીવ્ર અને સક્રિય હોવી જોઇએ.

કલાકારે તેવી સફળ કૃતિઓનું સર્જન કરવા માટે વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન ધર્મ અને એ બધાંની માફક વારે વારે પરિવર્તન પામતા **જીવનના તમામ પ્રશ્નો પરત્વે ખુલ્લું મન રાખવું જોઈએ.** કારણકે એ સૌ પરસ્પર સંકળાયેલા છે. મનુષ્યમાં જેમ ધર્મભાવના વધારે હશે, તેમ એ વિજ્ઞાનનો સંદેશ સંપૂર્ણપણે સ્હમજી શકશે. મનુષ્ય જેમ વિજ્ઞાન વિષે વધારે જાણતો જશે, તેમ એની ધર્મની ભાવના વધારે ઉચ્ચ અને ઉન્નત બનતી જશે. વૈજ્ઞાનિક ગાઢ ભાવનાનો સાક્ષાત્કાર ટેનીસન સિવાય બીજા કોઇ કવિને હોય, એમ હું જાણતો નથી. એનું કુદરતનું નિરીક્ષણ બહુજ વૈજ્ઞાનિક હતું. મહાન ડાર્વિને પોતાના કેટલાક વિચારોને દૃઢ કર્યા, તે પહેલાં ટેનીસને આંતર પ્રતિભાથી એમને જાણી લીધા હતા. એણે કુદરત વિષે કહ્યું હતું કે "કુદરત દરેક જાતિના રક્ષણની બહુ સંભાળ રાખે છે, પણ વ્યક્તિગત જીવનને માટે બેદરકાર રહે છે." કોઇ વનસ્પતિશાસ્ત્રી નિરક્ષણ કરે એમ ટેનિસન પુષ્પોને વર્ણવે છે. છતાં એની સુન્દર કલ્પના એમાં એવા તો રંગો પૂરે છે, કે આપણને એમાંથી પુષ્પનો નહિ, પણ પુષ્પના આત્માનોજ અનુભવ થાય છે.

કલાના લક્ષણમાંથી એક પણ અંશ ગુમાવ્યા વિના ત્હમે સંપૂર્ણપણે વાસ્તવિક બની શકો છે. જીવનનાં સકળ અંગો પરસ્પર સંબંધ ધરાવે છે, તેથી જેમ જેમ ત્હમે ત્હમારી અંદર રહેલા પ્રભુમય જીવનનો સાક્ષાત્કાર કરશો, તેમ તેમ તમારામાં વધારે

વિશાળ **માનવપ્રેમ** પ્રકટતો જશે. ખાસ કરીને **ધર્મ અને કલા** સદા અભિન્ન છે. જ્યારે ધર્મમાંથી મહાન્ આધ્યાત્મિક અસરો ફેલાવા માંડે છે, ત્યારેજ કલામય સર્જનના મહાન્ યુગો ઉત્પન્ન થાય છે. પેરીકલીસના સમયમાં ગ્રીક લોકોને મન ધર્મ એ મહત્વની વસ્તુ હતી; મધ્ય યુગમાં જ્યારે યુરોપના મહાન કલાકારોએ સુન્દર સર્જન કર્યું, ત્યારે પણ ધર્મ બહુ શક્તિશાળી મનાતો હતો.

આથી **સફળ અને સુન્દર સર્જન કરવા માટે કલાકારે પોતાના આન્તર સ્વભાવનો સંપૂર્ણ વિકાસ કરવો જોઇએ.** એણે માત્ર ઇન્દ્રિયોનીજ નહિ પણ **આન્તર પ્રતિભા, મન** અને **લાગણીઓની** પણ સંસ્કાર-ગ્રાહકતા ખીલવવી જોઇએ. ખાસ કરીને એણે બધી જાતના વિચારોના **સંસ્કારગ્રાહક** રહેવું જોઇએ. કલાકારે જગતના બધા **ધર્મો અને તત્ત્વજ્ઞાનોનો** અભ્યાસ કરવો જોઇએ, પણ એમાંથી અમુકના જ રંગે રંગાઈ જવું ન જોઈએ. **તદુપરાન્ત ધર્મ, વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં થઈ રહેલી દરેક પ્રકારની શોધને માટે એનામાં અનુકંપા હોવી જોઇએ.** પ્હેલાં ન્હોતું શોધાયું એવું કંઈક એ પોતાની જાતે શોધવા માગે છે, માટે એણે કોઇ અમુક ધર્મ કે **સંપ્રદાયમાં** ચુસ્ત માનનાર તરીકે ચોંટી જવું જોઇએ નહિ.

કલાકારનો ધર્મ એટલે ધર્મ, **વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, રાજકીય** સંસ્થા, અને સેવાની ભાવના, એ દરેક માર્ગે પોતાની અંદર પ્રવેશતા વિશ્વનો સત્કાર કરવાનો છે. ચિરકાળ ટકે એવો સન્દેશ પોતાની કલા દ્વારા આપવાની એની ઇચ્છા હોય તો, આ બધી વસ્તુઓ સાથે એણે **એકતારતા** અનુભવવી જોઈએ. કલાકારે કાંઈ અમૂર્ત વિશ્વને નહિ, પરન્તુ સારી યે માનવજાતિને સ્પષ્ટ સંદેશ આપવાનો છે. તેથી કાર્લાઇલે બહુ સુંદર રીતે વર્ણવેલો મુદ્રાલેખ કલાકારે સ્વીકારવો જોઇએ કે "જો ત્હારે અનંતકાળ માટે વાવે-

તર કરવું હોય, તો મનુષ્યની અનંત શક્તિઓ–એની કલ્પના અને હૃદય–માં ઉંડું વાવજો."

કલાકારનું કાર્ય કાંઈ બુદ્ધિને આકર્ષે એવું વિજ્ઞાનશાસ્ત્રીનું અથવા કોઈ તત્ત્વચિન્તકનું કાર્ય નથી, પણ એનું પોતાનું કાર્ય કાર્લાઈલ જેને અનંત કલ્પનાશક્તિ કહે છે, તેનો સ્પર્શ કરવાનું છે. આ શક્તિ માનવહૃદયના આન્તરતમ પ્રદેશ સાથે સંકળાયલી છે. પણ જો કલાકાર મનુષ્યની આ અનંત શક્તિને આકર્ષવા ઈચ્છતો હોય, તો એને માટે **પ્હેલી** જરૂરીઆતની વસ્તુ એ છે કે **એના વિચારોમાં ગાંભીર્ય હોવું જોઇએ.** કલાના બધા મહાન્ યુગોમાં આવું ગાંભીર્ય હોય છે. ફીડીયાસના યુગમાં આ વિચારોની ગંભીરતા હતી. તે વખતે મનુષ્યો પોતાના જીવનકાર્ય માટે, તથા સમયના અંત ભણી વહતા પોતાના વ્હેણ માટે ચોક્કસ હતા. ફ્રા એન્જેલિકોની જેવા કલાકારના મનમાં શંકાનું ધુમ્મસ હોતું નથી; એનામાં તો ગાંભીર્ય અને ચોક્કસાઈ જ હોય છે, અને એજ કારણથી એ મહાન્ બની શકે છે. કમનસીબે આપણા કાળના મનુષ્યોમાં આવું વિચારોનું ગાંભીર્ય બહુ ઓછું દેખાય છે. સામાન્ય માણસ તો પોતાના સામાન્ય જીવનની જંજાળમાં ગુંથાયેલો રહે છે, એનું મન અસ્થિર હોય છે, અને ઘણા અણઉકેલ્યા પ્રશ્નો સહિત એ આમતેમ ફરી શકે છે; પણ કલાકાર એમ કરી શકતો નથી. જ્યાં સુધી કલાકાર વર્ષ પ્રતિ વર્ષ, પોતે કોણ છે, અને આ જગત્‌નો હેતુ શો છે, એ વિષે અચોક્કસ હોય છે, ત્યાંસુધી પોતાની કલા દ્વારા જે પરિવર્તન એ લાવે છે, તે કેવળ ક્ષણિક જ નીવડે છે, અને જીવનનો જે અર્થ એ કાઢે છે, તે પોતાના યુગ કે સૈકા પૂરતો જ હોય છે. જો અનંતકાળ સુધી ટકે એવું કંઈક એને સર્જવું હોય, તો એના વિચારોમાં ગાંભીર્ય જોઇશે. કલાકારે એ કેવી રીતે પ્રાપ્ત કરવું, તે બતાવવાનું કામ મ્હારૂં નથી. હું તો માત્ર

એટલું બતાવી શકું કે વિચારોના ગાંભીર્ય વિના કલાકાર પોતે જે સર્જે છે, તેને એ શાશ્વતતા અર્પી શકતો નથી.

વ્યક્તિ તરીકે કલાકાર જેવો હોય છે, તે બધું જ એની સર્જનકૃતિઓમાં પ્રતિબિંબિત થાય છે. આજે બધા કલાકારોને સત્યનો સાક્ષાત્કાર નથી. તેઓ ધારે છે કે અમે એક મહાન્ ચિત્ર ચિતરી શકીએ છીએ, અને જગત્ વિષે અમને ફાવે તે ધારી અને અનુભવી શકીએ છીએ. કલાકારની કલાકૃતિ અને વ્યક્તિ તરીકેનું એનું જીવન, એ બે વચ્ચેનો ગાઢ નૈતિક સંબંધ બતાવવા માટે આપણે સૌ રસ્કિનના ઘણા ઋણી છીએ. કલાકારના મનની સંકુચિતતા, એના સંગીતની પંક્તિઓમાં અને રંગોના મિશ્રણોમાં પ્રતિબિમ્બિત થાય છે. કલાકારની દરેક કૃતિમાં એના આત્માની મહત્તા કે અલ્પતા ઉતર્યા વિના રહેતી નથી.

કલા કાંઈ એવી વસ્તુ નથી કે જે કલાકારના મનુષ્ય તરીકેના જીવનથી જુદી પાડી શકાય. કલાકાર પરિવર્તન કરનાર છે; અને તેથી જો એનું ચારિત્ર્ય અધમ હશે, તો એની કલા પણ અધમ થશે જ. એનો પોતાનો યુગ કદાચ આ અધમતા ન પિછાની શકે. આજે તમે દુરાચરણી કલાકારોને સંગીત કે ચિત્રના સર્જન દ્વારા સંસારમાં વિજય મેળવતા જોઈ શકશો, પરન્તુ જ્યારે જગત્ એક બે પેઢીઓ પસાર કરશે, અને દુરાચાર તરફ નવી પ્રજા આંખમિંચામણા નહિ કરે, પણ એને આત્માના સાચા ગૌરવના વિઘાતક તરીકે ઓળખશે, ત્યારે એ બધાંયે સર્જનોને શાશ્વત જીવન વિનાનાં ખાલી ખોખાં જ ગણવામાં આવશે. કલાકારના મનુષ્ય તરીકેના જીવન અને એની કૃતિની વચ્ચે આવો ગાઢ સંબંધ હોવાથી, કલાકારની **દિનચર્યાની દરેક વસ્તુ અતિશય મહત્વની** છે. એક વીણા-વગાડનારના વિચારો, શબ્દો, કાર્યો, મહેચ્છાઓ, અને એની ઈર્ષ્યાઓ એની વીણાના સૂરોમાં પ્રતિબિમ્બિત થાય છે. તમે કલાકારનું અંગત જીવન એની કૃતિથી કદાપિ જુદું પાડી શકશો નહિ.

કોઈ આડંબરી પુરુષ કે કોઈ ગર્વિષ્ઠ શેઠાણી કોઈ ઉસ્તાદી ચીજ ગાય છે કે વગાડે છે, ત્યારે એમાંથી આપણને કલાનો સંન્દેશ મળે છે, તેના કરતાં ઘણી વાર કોઈ બાલક કે બાલકીનાં સાદા સંગીતમાંથી આપણને વધારે વિશુદ્ધ સન્દેશ મળે છે. આપણે એ ચીજના હાર્દની બહુજ નજીક આવી જઈએ છીએ. કારણ કે તે બાલક કે બાલકીનું જીવન વિકૃત નથી હોતું. એવું સંગીત પ્રકટાવનાર વ્યક્તિત્વ વિશુદ્ધ હોય છે, અને તેથી એના દ્વારા આપણે કલાના સનાતન સામ્રાજ્યની નજીક એક પગલું આવી શકીએ છીએ.

કલાકારના અંગત જીવન અને એની કલા વચ્ચે એટલો નિકટનો સંબંધ છે, કે હું ચોકખે ચોકખું કહું છું કે પશ્ચિમના કલાકારનો મ્હોટો ભાગ આજે માંસાહારી છે, તેને બદલે એ શાકાહારી હોત, તો વધારે સારી કલા પ્રકટાવી શકત. કલાકાર માંસ ખાય છે, માટે પ્રાણીઓ ઉપર થતી ક્રૂરતા જગતમાં ચાલુ રહે છે, અને આ ક્રૂરતા કલામાં પણ પ્રતિબિંબિત થાય છે. એ અસર આપણે આ યુગમાં નહિ શોધી શકીએ, પણ જ્યારે આખું યે જગત શાકાહારી હશે, ત્યારે એ કલાકાર જરૂર ઓળખાઈ જશે; કારણ કે પછી જગત કહેશે કે " આ ચિત્ર કોઇ માંસાહારી કલાકારે ચિતર્યું છે. " ત્હમે, કલાકારના શરીરના દરેક કોષાણુ, અને એની કલાકૃતિ એ બેની વચ્ચે રહેલો સૂક્ષ્મ સંબંધ સ્હમજી શકો, એટલા માટે હું આ બધું બહુ ભારપૂર્વક કહી રહ્યો છું.

એક કલાકારનો ધર્મ એ બહુજ અદ્ભુત, વિશિષ્ટ વસ્તુ છે; અને ધર્મ, વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાન દ્વારા જે આપણે ન્હોતા જાણતા, એવું કંઈક એ આપણને કહે છે, એનો શો સંદેશ છે, એ તો હું ત્હમને દર્શાવી શકું એમ નથી. કલાનું સૌન્દર્ય જ એવું છે, કે દરેક જણ પોતાની જરૂરીઆત, વિકાસની ભૂમિકા, અને પ્રસંગને અનુરૂપ કલાનો સંદેશ મેળવી શકે છે. કલાને વ્યક્તિ સાથે કેટલો ગાઢ સંબંધ છે, તે આ દૃષ્ટિબિન્દુથી ત્હમે હવે જોઈ શકશો. એ

તો તદ્દન સાચું છે કે આપણામાંના બહુ થોડા જણ પારિભાષિક અર્થમાં 'સર્જનાત્મક' કલાકાર છીએ; પણ આપણે સૌ જીવનનું પરિવર્તન કરનારા છીએ, તેથી જો આપણે કલાની શક્તિદ્વારા સહેજ પણ પરિવર્તન કરતાં શીખી શકીએ, તો આપણા જીવનનો સાક્ષાત્કાર, આપણે જ્યારે માત્ર ધાર્મિક હોઇએ, અથવા જ્યારે આપણે ધાર્મિક અને વૈજ્ઞાનિક હોઇએ, અથવા ધાર્મિક, વૈજ્ઞાનિક કે દાર્શનિક હોઇએ, તેના કરતાં વધારે પૂર્ણ થાય. આપણે આપણા સ્વભાવમાં કલા પ્રત્યેની સંસ્કારગ્રાહકતા ઉમેરવી જોઇએ. કારણ કે તોજ આપણે જીવનને વધારે પૂર્ણ અર્થમાં સમજી શકશું

**કલા અને સમાજ વચ્ચે ઘણો નિકટ સંબંધ છે,** એ તો બહુ સ્પષ્ટ છે, અને આ ગાઢ સંબંધ બહુ અસરકારક રીતે ચીનની એક કહેવતમાં મૂકવામાં આવ્યો છે. ચીનાઓ બહુ વિચિત્ર રીતે વસ્તુઓ રજુ કરે છે, પણ એમનાં કથનો એટલાં તો સચોટ હોય છે કે આપણે એને કદી ભૂલી શકતા નથી. એમની એક કહેવત છે કે "જો તમારી પાસે બે રોટલા હોય, તો તેમાંનો એક વેચીને એક કમળ ખરીદજો." આ બહુ ભવ્ય કથન છે, અને એ દેશની મહત્તાનું સૂચક છે. આપણા આધુનિક મુત્સદ્દીઓ લોકોની મહત્તા માત્ર એમનાં ખાનપાન અને દુન્યવી વૈભવોથી જ માપે છે. સાચા આદર્શ રાજ્યમાં તો દરેક જણ સર્વોત્તમ રીતે જીવન જીવી શકે, દરેક માણસને **આત્મા તરીકે** સારામાં સારી રીતે જીવવાની તક મળી શકે, એવી રાજ્યની વ્યવસ્થા હોવી જોઈએ. દરેક મુત્સદ્દીએ પોતાના દેશને માટે આવો જ આદર્શ રાખવો જોઈએ.

વિજ્ઞાન એ કરી શકે એમ નથી. વિજ્ઞાન વ્યક્તિને સીધી રીતે કદિ સ્પર્શી શકશે નહિ; પણ કલા એ કાર્ય કરી શકશે. **કલાજ મનુષ્યોના આત્માને ઘડે છે, પ્રકટાવે છે, અને સંસ્કારી બનાવે છે.** વિજ્ઞાન માત્ર સંસ્કૃતિને શણગારે છે, પરન્તુ સંસ્કૃતિને ઘડવા, રચવા અને સર્જવાનું કાર્ય તો કલા જ કરે છે.

મનુષ્યની અંદર રહેલા સુષુપ્ત ઉચ્ચ તત્ત્વને જગાડવા માટે કલાની સૂક્ષ્મ અસર મહત્ત્વનો ભાગ ભજવે છે. ત્હમને કદાચ મારૂં કથન કેવળ અર્થ વિનાનું લાગશે, પણ હું એટલે સુધી કહેવા માગું છું કે **દેશમાં જેટલી કલા વધારે હશે, એટલાં એના વેપાર વણજ પણ વધારે ખીલશે.** કારણ કે જ્યારે દરેક વ્યક્તિ કલામય બને છે, અને કલાના જીવનસંદેશને ઝીલી શકે છે, ત્યારે તે વધારે મ્હોટી વ્યક્તિ બને છે, અને જીવનનાં બળોનું વધારે પ્રબળ શક્તિ-ઉત્પાદક યંત્ર ( ડાયનેમો ) બની શકે છે જ્યારે તે ત્યાંથી પોતાની દૃષ્ટિ પ્રજાના સ્થૂળ સાધનો પ્રત્યે ફેરવે છે, ત્યારે તે વેપારનો પ્રશ્ન વધારે વિશાળ રીતે જુએ છે. હવે ત્હમને સમજાશે કે માત્ર પૈસાના અભાવે સંગીત સંસ્થાને તુટી જવા દેવી એ તો ભયંકર આપત્તિ વ્હોરી લેવા જેવું છે. **દેશનું સાચું ધન માત્ર એના રેશમ કે ઉનના વેપારમાં જ નથી, પણ એના સંગીત-મંદિરમાં પણ છે.** હજારો માણસો એમાં પોતાની જાતને અલ્પ અંશે પણ આત્મા તરીકે ઓળખવા માટે આવે છે, અને ભલેને ત્રણ મહિનામાં માત્ર એક કે બે વાર આવો અલ્પ આત્મપરિચય થતો હોય, તો એ બાકીના વર્ષને માટે પૂરતો છે. કારણ કે આપણુ સૌએ જીવનમાં ઉપસ્થિત થતા પ્રશ્નોનો વધારે ગૌરવશીલ અને ભવ્ય રીતે સામનો કરવો જોઇએ. દેશોન્નતિના નવા આદર્શનો આપણે સાક્ષાત્કાર કરવાનો છે. દેશની આબાદી એ એની બેન્કની થાપણો ઉપરથી નહિ, પણ દેશના ‘ આત્મબળ ’ ઉપરથી જાણવી જોઈએ. હિન્દુઓ માને છે તેમ **વ્યક્તિનો આધ્યાત્મિક સંતોષ એજ એ માપ માટેનું સાચું કાટલું છે.** એક નાગરિક કેટલા કર ભરે છે, તેથી નહિ પણ એનામાં કેટલી કલા પરત્વે કદરદાની છે, તેથી કોઈ પણ વ્યક્તિ રાષ્ટ્રની શક્તિમાં શો ફાળો આપે છે, તે નક્કી કરવું જોઈએ. ખરૂં છે કે જ્યારે આપણે જીવનનાં સાચાં મૂલ્ય જોતા માંડીએ છીએ, ત્યારે આપણને માલમ પડે છે કે એક શક્તિશાળી

જંગલી મનુષ્ય પોતાના દેહબળથી મહાન્ દેશ જીતી લે છે, તેના કરતાં એક સંસ્કારી, સામાન્ય, ગાતું, નાચતું, રમતું બાળક વિશ્વને વધારે સારી રીતે પ્રકટ કરી શકે છે. ખરેખર આવું "ન્હાનું બાળક" ભવ્ય સામ્રાજ્યોને દોરશે.

જો કે આપણે બધા સર્જનાત્મક કલાકારો નથી, પણ આપણામાંના દરેકને કલા કૈંક સન્દેશ આપે જ છે. માનવ-જીવનમાં, સમષ્ટિ અને વ્યક્તિનું, સામાન્ય અને વિશિષ્ટનું, પ્રભુ અને મનુષ્યનું વિચિત્ર દ્વૈત રહેલું છે. જીવનના આ બે વિભાગો એ એક બીજાને બોલાવી રહેલા મહા સિન્ધુઓ જેવા છે. જ્યારે ઉપરનો મહાન્ સિન્ધુ ગાજે છે, અને એને મનુષ્યરૂપી નીચેનો સાગર જવાબ દે છે, ત્યારે સાચું જીવન શરૂ થાય છે. આપણે ખરું જીવન જીવીએ છીએ, એવું ધારવામાં આપણે આપણી જાતને છેતરીએ છીએ; આપણામાંના ઘણા તો જીવનમાંથી ઝબકી જતા પડછાયા જેવા છીએ. પણ એક સમય એવો આવશે કે જ્યારે આપણે બહુ પ્રબળ અને સાચી રીતે જીવનનો કાબુ મેળવી શકશું; પછી આપણામાં શંકા રહેશે નહિ, અને આપણને એક સંપ્રદાય-માંથી બીજા સંપ્રદાયમાં જવાની જરૂરીઆત પણ રહેશે નહિ; **અને જીવનના રહસ્યને શોધવાને બદલે આપણને માલમ પડશે કે આપણે પોતે જ એ રહસ્ય છીએ.** ખરું છે કે વૅગનર જેવા મહાન્ સર્જનાત્મક કલાકારે આ બધું અનુભવ્યું હતું, કારણ કે એ આ પ્રમાણે કલાનું વર્ણન કરે છેઃ "**કલા એટલે બાહ્ય જગતના પ્રસંગોમાં આપણા આત્માને શોધ-વાની ઈચ્છાની સંપૂર્ણ સિદ્ધિ.**"

વિશ્વની શક્તિનું મૂળ આપણે છીએ, પણ હજુ આપણે આપણી જાતને શોધવાની છે, અને કલા આપણને એ શોધવાની શક્તિ આપે છે. અહિંઆં જ કલા ગહન રહસ્યવાદ સાથે હાથ મીલાવે છે. હિન્દુસ્તાનમાં પરાપૂર્વથી આપણે કહેતા આવ્યા છીએ

કે મનુષ્યે સ્વીકારવા જેવો ધર્મ તો એક જ છે, અને તે " સોઽહમ્–હું પ્રભુ છું." આજ હિન્દુધર્મનો સૂજન–જૂનો પોકાર છે, પણ એ તો બધી સાચી કલાનો પણ પોકાર છે, કારણ કે જ્યારે મનુષ્ય કલા દ્વારા કૈં સર્જન કરે છે, ત્યારે એ પોતાને અમર, અવિચળ આધ્યાત્મિક વ્યક્તિ તરીકે ઓળખે છે.

બીજા શબ્દોમાં કહીએ તો સર્જનાત્મક કલા એટલે જીવનનો મર્મ સમજાવનારો એક નવો માર્ગ. જેમ જેમ આપણે સર્જન કરતા જઈશું, તેમ તેમ આપણને એ માર્ગ નવીન લાગતો જશે. વિવેચકો તો એને જૂનો જ માર્ગ કહે છે; પરન્તુ એ માર્ગ આપણા રસની વસ્તુમાંથી પ્રકટ થાય છે. જો આપણે ધાર્મિક મનોવૃત્તિ વાળા હોઈશું, તો ધર્મમાં આપણને કલા જડશે. જો આપણે રાજકીય કાર્યમાં રસ લેતા હોઈશું, તો રાજકારણના ઉચ્ચ આદર્શોમાં આપણે કલાનાં દર્શન કરીશું. જો આપણે ઉદ્યોગી ગૃહિણીઓ હોઈશું, તો આપણે કલાને ગૃહમાં અદભૂત રચના ઉભી કરતી જોઈશું.

જ્યારે આપણે આવી રચના શરૂ થતી જોઇશું, ત્યારે જીવનને એના નવા અર્થમાં સ્હમજીશું. અને એ રહસ્ય શું છે, કેવું છે, એ આપણને કોણ કહેશે? જીવનનું રહસ્ય શું છે, એ આપણામાંનો દરેક જણ કહી શકે એમ છે, અને એ જ કલાની ખરી ભવ્યતા છે. આપણે બધા ખરેખર સર્જનાત્મક કલાકારો છીએ, કારણ કે કલાનું આખુંયે વિશ્વ આપણામાં ઉતરી રહ્યું છે, અને જો આપણામાં સાચી સમજણ હોય તો આપણે એનું પરિવર્તન પણ કરી શકીએ છીએ. કાંતો આપણે આછા પ્રકાશવાળા અને ખાણમાંથી તાજા આવેલા નિસ્તેજ હીરા થઈ શકીએ છીએ, અથવા તો એક જ જ્યોતના વિવિધ રંગો ચમકાવતા અનેક પાસાવાળા પાણીદાર હીરા પણ થઈ શકીએ છીએ. કલા આપણી અંદર રહેલી આંતઃસ્ફુરણાની અને વિચારની ગુપ્ત શક્તિઓનાં અનેક સ્વરૂપોને પ્રકટા-

વવાનું અને આપણા સ્વભાવને સંસ્કારી બનાવવાનું કાર્ય કરે છે. **કલા આપણને ગાંભીર્યના કેન્દ્રો બનાવે છે.**

કલા મ્હારો એટલો તો પ્રિય વિષય છે, કે આ પ્રવચન કેમ સમાપ્ત કરવું, એ મ્હને સ્હમજાતું નથી, કારણ કે સામાન્ય અર્થમાં જોઈએ તો હું કલાકાર નથી, છતાં કલા એ મ્હારે મન બહુ મહત્વની વસ્તુ છે. જીવનમાં જે જ્ઞાન અને અનુભવ મ્હને પ્રાપ્ત થયાં છે, એનાં બીજાં અંગોને એ પ્રોત્સાહન આપે છે. **કલા આપણને આગળ ને આગળ દોરે છે;** કલા એક પડદો છે અને એની ઉપર મનુષ્ય પોતાના સ્વભાવના પ્રકાશ અને છાયાનાં ચિત્રો ફેંકે છે. કલાકાર જે અનુભવે છે, એના અલ્પાંશનો પણ સાક્ષાત્કાર કરીને આપણા જીવન સંબંધી જ્ઞાનમાં વધારો કરવો, એ પણ એક અજબ અનુભવ છે. હું ઇચ્છું છું કે આપણી શાળાઓમાં દરેક બાળકને આ નવી રીતે જીવનનો અનુભવ લેવાનું શીખવવામાં આવે. આપણે બાળકોને વિજ્ઞાન તેમજ ઇતિહાસ શિખવીએ છીએ, પણ **જીવનને પામવાની અને પરિવર્તન કરવાની કલા** રૂપી નવી સૂક્ષ્મ રીતો વિષે તો કૈંજ કહેતા નથી.

ત્હમારી અંદર રહેલી, અને તમારા જીવનના જ ભાગ જેવી, કલામય વૃત્તિને વિકસાવવાની ત્હમને એકવાર ફરીથી ભલામણ કરીને, હું મારું આ પ્રવચન બંધ કરીશ. ત્હમારે કાંઈ ખરેખર સર્જનાત્મક કલાકાર બનવાની જરૂર નથી. પણ હું એટલું તો ઇચ્છું જ છું કે **તમે પ્રશંસક કલાકાર થાવ** અને જગતની મહાન્ કલાકૃતિના એકાદ તત્ત્વની કૈંક કદર કરીને, **કાંઈક સર્જન પણ કરો.** કલાનું સ્થાન સમજીને, તમે ત્હમારી અંદર રહેલા સર્જનાત્મક તત્ત્વને બ્હાર લાવવાનો પ્રયત્ન કરશો, તો ત્હમારા બન્ધુઓમાં કલાનો પ્રેમ જગાડવાનો અને એમને જીવનની મહત્તાની નવી સ્હમજણ આપવાનો સમય બહુ દૂર નહિ રહે. આપણે બધાને

જીવવાનું તો છે જ; તો પછી આપણે દેવો તરીકે જીવી શકતા હોઈએ, તો મનુષ્ય તરીકે જીવવાની શી જરૂર? સમયમાં નહિ પણ અનંતતામાં અને મરણને વશ રહીને નહિ પણ આપણા મુગટરૂપ અમરપણામાં જીવવાની રીત બતાવવાનું કાર્ય કલાનું છે. જો આપણે શોધવાનો સંકલ્પ કરીએ તો એ મુગટ આપણ બધાને અહિંઆ અને હમણાં મળી શકે એમ છે; અને એ શોધવાનો માર્ગ કલા મારફત જ વહી રહ્યો છે. કારણ કે કલા એટલે અર્પણનો માર્ગ; અને અર્પણ એટલે જ જીવન



૧૮

## કલાકારનો ઉકેલ

જગતમાં અનેક ધર્મો અને અનેક ફિલસૂફીઓ અસ્તિત્વ ધરાવે છે, છતાં પણ મનુષ્યોએ વસ્તુમાત્રના મૂળ પરત્વે પ્રશ્નો પૂછવાનું ચાલુ જ રાખ્યું છે. કેનોપનિષદ્ બતાવે છે કે ઘણા પ્રાચીન કાળમાં હિન્દમાં પણ મનુષ્યો પૂછતા, "કોની આજ્ઞાથી મનનો ઉદય થયો? કોની આજ્ઞાથી જીવનની પ્રથમ શરૂઆત થઇ?" ઉપનિષદોના અનેક ઉત્તરો છતાં આજે પણ આપણે એ જ પ્રશ્નો પૂછીએ છીએ.

પ્રાચીન સંસ્કૃતિના ઇતિહાસના અભ્યાસીઓને એ પ્રકારના ઉત્તરો જાણીતા છે; એ તો ધર્મ અને ફિલસૂફીએ દર્શાવેલા ઉકેલો છે. ધર્મનો ઉત્તર એ છે કે સઘળું જીવન કોઇ સાકાર પરમાત્મા કે સૃષ્ટાનું કાર્ય છે, અથવા તો કો નિરાકાર તત્ત્વ કે નિર્ગુણ બ્રહ્મનો આવિર્ભાવ છે. ફિલસૂફીનો ઉત્તર એ છે કે એનો ખરો ઉકેલ મનુષ્યની અંદર જ છે.

વર્તમાન વિજ્ઞાનના ઉદય પછી એક ત્રીજો પ્રકાર આપણને મળ્યો છે. એક જ વાકયમાં એ ઉત્તરને ઉતારીએ તો એમ કહી શકાય કે સમગ્ર જીવન તો ખુદ પ્રકૃતિના બંધારણમાં જ રહેલી શકિતઓને લીધે થતા યાંત્રિક વ્યાપારોનું જ પરિણામ છે. વળી એ ત્રણેય ઉકેલોને એકેકા શબ્દમાં પણ સમાવી શકાય છે; ધર્મનો ઉત્તર 'પ્રભુ' છે, ફિલસૂફીનો 'એકતા' છે, અને વિજ્ઞાનનો 'વિકાસક્રમ' છે.

આ જગત્-પ્રશ્નનો એક ચોથો પણ ઉત્તર છે; પરન્તુ હજુ જગતનું એના તરફ બહુ જ થોડું લક્ષ ગયું છે. એ ઉકેલ કલામાંથી આપણને મળે છે. જગતના સત્યશોધકો જીવનના મુંઝવણકારી કોયડાઓના ઉકેલ માટે ભાગ્યે જ કલાનું શરણ શોધે છે. કારણ કે માનવજાતિ કલાને, સૌન્દર્યના સંપ્રદાયને, માત્ર માનુષી પ્રવૃત્તિઓનો શણગાર કે સંસ્કૃતિની ઉન્નતિ અને સંસ્કાર-ગ્રાહકતાનું પરિણામ જ માને છે. પરન્તુ ધર્મ, ફિલસુફી અને વિજ્ઞાનની જેમ કલા પણ જગતપ્રશ્નનો ઉકેલ દાખવી શકે છે, એ વિચાર જ ઘણાંને મન કેવળ નવીન છે.

આજે આ જ વિચાર હું તમારી સમક્ષ ટુંકાણથી સમજાવવા માગું છું. હું એને વિસ્તારથી નહિ સમજાવી શકું. કારણ કે નવીન ક્ષેત્રના હરકોઈ અગ્રેસરની જેમ મારે પણ આ પ્રશ્ન પરત્વે સ્પષ્ટ દર્શનના કરતાં માત્ર પરાણુદ્ધિના પ્રકાશથી જ માર્ગ કાપવો પડે છે. આને લીધે મારી સમજાવટમાં ઘણી અપૂર્ણતા પણ રહી જશે.

પ્રથમ આપણે મેઘધનુષ્યનું દૃષ્ટાંત લઈએ. કોઈ આપણને પ્રશ્ન પૂછે કે 'મેઘ ધનુષ્ય શું છે?', તો આપણે એને એનો વૈજ્ઞાનિક ઉત્તર આપશું—એ તો પ્રકાશના પરાવર્તનનું પરિણામ છે; અને નીચે પડતા વર્ષાબિન્દુઓને લીધે પ્રકાશનાં કિરણો જૂદાં પડવાથી એની ઉત્પત્તિ થાય છે. આ સમજૂતિ સાચી છે. પરંતુ એતો માત્ર એક જ સમજૂતિ થઈ. મેઘધનુષ્યની એવી જ સાચી સમજૂતિ કલા પણ આપણને આપી શકે છે; 'મેઘધનુષ્ય તો સુન્દરતાનો એક રમ્ય પદાર્થ છે.' આ બન્ને સમજૂતિઓ પરસ્પર વિરોધી નથી. તેમ જ અન્યોન્યની પૂરક પણ નથી. કારણ કે બન્ને એ હિ*

માટે તો એને 'બ્હાર નીકળવાનો માર્ગ' બતાવશે. આ રીતે મેઘ-ધનુષ્યના સૌન્દર્યનો રસિક પ્રત્યાઘાત જગત-પ્રશ્નના એક અંશનો ઉકેલ દાખવી શકે છે.

મારી પાસે ચિત્રકાર મનીષી દેનું ટપાલના પત્તાંના કદનું, એક ન્હાનકડું ચિત્ર છે; મદ્રાસના ઝટકા અને ટટ્ટુનું એમાં આલેખન છે. મારી દૃષ્ટિ એ ચિત્ર પર પડી, તે પળથી જ હું એની ઉપર ફિદા થઇ ગયો હતો, અને મેં એ ખરીદી લીધું છે. મારૂં હૃદય ટટ્ટુનાં જીવન તરફ દોડી ગયું. હજુ પણ જ્યારે જ્યારે મારી નજર એ ચિત્ર ઉપર પડે છે, ત્યારે મદ્રાસના સઘળા દુઃખી ઝટકા-ટટ્ટુઓની એ આદર્શમૂર્તિ હોય, એવો અનુભવ મને થાય છે. ખરેખર ચિત્રમાંનું ટટ્ટુ કેવળ હાડકાંનો માળખો જ દેખાય છે; અને એના વદન પર ઉંડી નિરાશા છવાયલી છે. છતાં પણ કલાકારે એ ચિત્ર-દ્વારા મારૂં હૃદય આકર્ષી લીધું છે. જે મહાન ઉત્તર હું શોધી રહ્યો છું, એનો એક અલ્પ અંશ આ ચિત્ર મને કહી રહેલ છે, એમ હું અનુભવું છું. વળી મારા ખંડની દિવાલ પરની નાનકડી અભરાઈ ઉપર કલકત્તાથી માત્ર જૂજ કિમ્મતે ખરીદેલા બે પિત્તળના લોટા છે; એની બાજુમાં જ થોડાં વર્ષો પૂર્વે બનારસમાંથી લીધેલો, અને પાછળથી કાચના ચોકઠામાં સાચવી રાખેલો માત્ર બે પાઈની જ કિમ્મતનો એક માટીનો લોટકો છે. આ પદાર્થો પણ એ મહાન ઉકેલના અમુક અંશો મને સમજાવી રહ્યા છે. જેવી રીતે મારી અભરાઈઓ ઉપર રહેલાં પુસ્તકો મને મહાન પ્રશ્નનો આ કે તે ઉકેલ બતાવે છે, તેવી રીતે આ ચિત્રકાર, કંસારો અને કુંભાર પણ મને અવનવો ઉકેલ સુઝાડે છે. કારણ કે જ્યાં **સાચી** કલા હોય છે, ત્યાં મહાન ઉકેલનો અમુક અંશ પ્રકટ થાય છે જ.

પ્રકૃતિક સૌન્દર્યના ચિત્રમાંથી કેવા પ્રકારનો ઉકેલ મળશે, ... શકે? એનું વર્ણન શબ્દોદ્વારા ન જ થઈ શકે.

આપણે બીજગણિતના સિદ્ધાંતોને શબ્દોમાં નથી વર્ણવી શકતા. આપણને બીજગણિતનો દરેક સિદ્ધાંત અમુક ચિહ્નોની માળા જેવો લાગે છે; છતાં પણ ગણિતશાસ્ત્રી એમાં કંઈક પ્રકાશ, અમુક ઉકેલ જોઈ શકે છે. પ્રાકૃતિક દૃશ્યો કે સુંદર ચિત્રોની અસર મારા ઉપર ઘણી જ ઉંડી થાય છે. નીચેની કાવ્યપંક્તિઓનો રસાસ્વાદ તો હું સ્વાનુભવથી જાણું છું :

> " એકવાર મ્હારી બારીમાંથી હું સામેના મેદાનને નિરખી રહ્યો હતો.
> એ વીસ્તીર્ણ મેદાન સૂર્યપ્રભાને ઝીલતું, શાંત પથરાયલું હતું.
> મહીં સ્થળે સ્થળે લીલી લીલોતરી છવાઈ રહી હતી.
> વિશાળ પટવાળી બે નાની નદીઓ મંદ ગતિએ સાગર તરફ જતી હતી.
> પરમ સૌન્દર્યભર્યું આ કુદરતી દૃશ્ય હું જોતો હતો
> તે પળે મારા શાંત આતુર આત્મામાં એક નવીન વિચારનો પ્રવેશ થયો—
> કેવી રીતે અને ક્યાંથી એ આવ્યો, તે તો હું પણ નથી જાણતો—
> એ વિચારની ભવ્ય ભાવના તો ગહાપ દિનોને ય જીવનના સંધ્યા કાળે જ સૂઝે છે :
> 'પ્રભુના સનાતન મનની અનંત ધીરજ.'"

અનેક મસીદો અને બગીચાઓથી ઘેરાયલો તાજમહાલ સ્થાપત્યનો સુંદર નમૂનો છે; એમાંથી આપણને જીવનના કોયડાનો કો જૂદા જ પ્રકારનો ઉકેલ મળે છે. જાણે કો દિવ્ય વિચાર પૃથ્વી પર ઉતર્યો હોય, આરસ રૂપે સાકાર બન્યો હોય, અને લીલાં વૃક્ષો અને ચળકતાં પાણી રૂપી સૂક્ષ્મ તેજપ્રભા (ઑરા)થી વીંટાયલો હોય એમ જ નથી લાગતું? જાવાના બોરોબુદુરનો પ્રભાવ પણ આવો જ છે.

પરંતુ કલાની સર્વોચ્ચ શાખા સંગીતમાંથી મળતો ઉકેલ

ખરેખર ગહન અને ચિરસ્થાયી હોય છે. ઍડીલેડ પ્રોક્ટર પોતાના 'શાંત રાગ'માં લખે છે:

"શું વગાડું છું એનું મને ભાન નહોતું,
શું સ્વપ્ન ચગળું છું, એ પણ હું ન્હોતો જાણતો.
કો દૈવી ફરમાનના ધ્વનિ જેવો માત્ર એક જ રાગ મેં વગાડ્યો
સ્નેહથી જેમ કલહની શાંતિ થાય,
એમ એણે શોક અને દુઃખને શાંત કરી મૂક્યા,
આ વિસંવાદી જીવનમાંથી જ
જાણે એક સંવાદી પડઘો ઊઠ્યો.
સઘળા મુંઝવણભર્યા પ્રશ્નોને
એણે પૂર્ણ શાંતિમાં શમાવી દીધા,
અને વિરામ પામવાની ઇચ્છા જ નહોય એમ,
એ ધીરે ધીરે મૌનમાં શમી ગયો."

અનેક ગૌણ રીતોવાળો એક મહા રાગ 'સઘળી મુંઝવણોને પૂર્ણ રીતે શાંત કરે છે', એ કથન સાબીત કરે છે કે કલા પણ જગત્–પ્રશ્નનો ઉકેલ આપી શકે છે. **સંગીતની સર્વોપરિ** ભવ્યશક્તિ **તો પશ્ચિમના 'અમૂર્ત' સંગીતમાં જ સાચી રીતે** વ્યક્ત **થાય છે;** એના ગીતો અને સ્વરસંગો (સિમ્ફનીઝ) અદ્‌ભુત છે. મેં ઉપર વર્ણવી તે ઉકેલો સૂચવવાની શક્તિ પશ્ચિમના સંગીતમાં ખાસ જણાય છે. મને તો **બીથોવનનું** દરેક ગીત અને અને સ્વરસંગ જીવનનો ઉકેલ આપી શકે છે. એ ઉકેલ શો છે, એ હું તમને શબ્દો દ્વારા નહિ કહી શકું. દરેક સાચા સંગીતકારની કૃતિ વિષે એમ જ બને છે. એ અનુભવી શકાય છે; એનું વર્ણન કરી શકાતું નથી.

**બીથોવન**, શૅાપિન અને વૅગ્નરની ત્રણ મહાન 'પાયદસ્તની કૂચ' લ્યો. મૃત્યુ માનવીને ક્યાં લઈ જાય છે, એ પ્રશ્નનો એમાં સૂચવાયલો ઉકેલ વિચારો. આપણા સામાન્ય માનુષી અનુભવોથી

પર એવા ભવ્ય, મહાન, ગૌરવયુક્ત 'હૈંક'નું એમા સૂચન છે, સાક્ષાત્ જીવન કરતા ય વધારે આકરો શોક, તેજસ્વી આશા અને પાકી ખાત્રી એમા છે. ભવ્ય સંગીત આપણને ક્યાં લઈ જાય છે, એનો ઝાંખો સાક્ષાત્કાર ઉપનિષદ આપણને કરાવે છે "શબ્દોથી જેનું વર્ણન થઈ શકતુ નથી, પણ શબ્દને જે પ્રકટ કરે છે, તે બ્રહ્મ છે એમ જાણ, આ લોકમા લોકો જેની પૂજા કરે છે, તે બ્રહ્મ નથી" એ ત્રણે ય 'પાયક્ષ્તની કૂચ'માથી મને વૅગ્નરની કૂચ વધારે ગમે છે અનેકવાર મે એની ભવ્ય અસર અનુભવી છે એમા સીગ્ફ્રીડની જીવનકથાનું વર્ણન છે માતાપિતાનો પ્રેમ, એનું પરાક્રમશાલી યૌવન, ત્રણેયની ઉપર આવી પડેલો શાપ, એની ભવ્યતા અને નિષ્ફળતા, તથા સૌનું વિચિત્ર કર્મ. સંગીતકારે સંગીતના 'હેતુઓ'ના મધુર સમીશ્રણથી પ્રેરક અને ભવ્ય છતા ધીમી કૂચનો એવો તો ચિતાર આપ્યો છે કે આપણને એમજ લાગે કે વૅગ્નર સત્ય જ ઉચ્ચારી રહેલ છે કે માનુષી વીરપુરૂષ શા માટે નાશ પામે છે, એટલું જ નહિ, પરતુ વિશ્વનિયમ પ્રમાણે શા માટે સૃષ્ટિ પણ ક્ષય પામે છે, એ મહાન રહસ્યનું વર્ણન એમા વૅગ્નરે આપ્યુ છે.

પશ્ચિમના સર્વોત્તમ સગીતના અનુભવીઓ તરતજ કહી શકશે કે નીચેની કાવ્યપંક્તિઓમા કવિવર બ્રાઉનિંગે એક ગહન રહસ્યજ ઉચ્ચાર્યું છે

"દુઃખ સહન કરવું અઘરૂ છે
શકા મદ ગતિથીજ દૂર જાય છે.
દરેક દુઃખી વ્યક્તિ પોતાના દુઃખો જ ગાય છે,
પરન્તુ પ્રભુ અમારા કેટલાકના કર્ણમા રહસ્ય સુણાવી દે છે.
બીજા સૌ તો તર્ક કરે છે, અને દુઃખને સત્કારે છે
પરન્તુ અમે સંગીતકારો જ સાચુ રહસ્ય જાણીએ છીએ"

આ રીતે કલા પણ પોતાનો વિશિષ્ટ ઉકેલ આપી શકે છે. કવિ, શિલ્પી, ચિત્રકાર, સ્થપતિ, સંગીતકાર, સૌ એ ઉકેલનું એકાદ કિરણ પામે છે, અને પૂર્ણ કે અપૂર્ણ રીતે પોતાની કલાકૃતિમાં વર્ણવે છે. મહાન નૃત્યકાર પણ ઉકેલ સૂચવી શકે છે. હિન્દુ પુરાણકારોએ શિવને નટરાજ રૂપે વર્ણવ્યા છે. શિવજી વિરાટ નૃત્ય કરે છે; અદ્દર ઘૂમતા વાદળાંમાં અને ઝૂલતી શાખાઓમાં એમના ડોલનનો પ્રવાહ વહી રહ્યો છે. આપણને 'માર્ગ'નું દર્શન કરાવવા માટે આપણે ધર્મજ્ઞ, તત્ત્વજ્ઞ અને વૈજ્ઞાનિકનો આભાર જરૂર માનવો જોઈએ; પરન્તુ ભલે પોતે માર્ગથી દૂર હોય છતાં પણ આપણને 'માર્ગ' બતાવવા માટે કલાકારનો પણ આપણે એટલોજ આભાર માનવો જોઇએ.

---

## ૧૯

# 'કલામય' અને 'કલાવિહીન'

'કલામય' એટલે શું? 'કલામય, કોને કહેવું? હજારો કલાકારોવાળા, સેંકડો કલામય સ્મારકો અને ભવ્ય કલામંદિરોવાળા આજના યુગમાં આવા પ્રશ્નો પૂછવા, એ ઘણાને બહુ જ વિચિત્ર લાગશે પરન્તુ આજના યુગમાં જ આ પ્રશ્નો સવિશેષપણે પૂછવાની જરૂર છે. કારણ કે હાલના કાળમાં કલાકારોના જગતમાં એવું કેટલું ય પ્રકટ થઈ રહ્યું છે કે એને કલાનો રસજ્ઞ 'કલામય' કહેતાં અચકાય છે.

થોડા વર્ષો પૂર્વે જર્મનીના એક કલા-પ્રદર્શનમાં મેં એક આરસનું મસ્તક જોયું હતું, અને મારી ઉપર એની ચિરસ્થાયી છાપ પડેલી છે. આ મસ્તકને માત્ર એક જ આંખ હતી; એના વદનનો અડધો ભાગ સામાન્ય હતો અને બીજો અડધો ભાગ ચિબુકથી લલાટ સુધી, જાણ્યે આંખ કે આંખનો ખાડો કોતરવાની કલાકારની ઇચ્છા જ ન હોય એમ કેવળ ચળકતો લીસો આરસ જ હતો. કોઈપણ બાળક કદી આવું જન્મતું નથી; તેમજ વિકાસક્રમની પદ્ધતિ પ્રમાણે કુદરત માનવજાતિ કે પશુપંખીમાં જે જે ચહેરાઓ ઉત્પન્ન કરે છે, એમાંથી કોઈપણ આ કલાકારની કૃતિ સાથે સામ્ય ધરાવતો નથી. આ ચહેરો માટી કે પ્લાસ્ટરનો ન હતો; કલાકારે એને ઘડવા માટે કઠિન આરસ પર પરિશ્રમ ઉઠાવ્યો હતો. એ

પોતે એને 'કલામય' માનતો અને તેથી જ એને પ્રદર્શનમાં મૂકાવ્યો હતો. પણ શું ખરી રીતે એને 'કલામય' કહી શકાય? મ્હારે મન તો એ રાક્ષસી વિચિત્રતા જ હતી.

એજ પ્રદર્શનમાં ન્યૂયૉર્કના એક ચિત્રનું દર્શન કર્યાનું પણ મ્હને સ્મરણ છે. એ 'ક્યુબિસ્ટ' પ્રકારનું ચિત્ર હતું. મને લાગે છે કે હું પણ એ બનાવી શકું. ન્યૂયૉર્ક સંબંધી બજારમાં મળતાં વીશેક ચિત્રકાડી લાવીને, વિવિધ કાટખૂણે દરેકને કાપીને, એ બધા જ ટુકડાઓ અમુક રીતે એક પુંઠા પર ચ્હોટાડીને ગોઠવેલા હતા. શું આને પણ આપણે 'કલામય' કહી શકશું?

આવાં બીજાં દૃષ્ટાંતો આપવાની જરૂર હું હવે નથી જોતો. આપણામાંના લગભગ દરેક જણે વર્તમાન ચિત્ર, શિલ્પ અને કોઇ કોઇ સ્થાપત્યના વિકાસમાં કેટલાક 'કલામય' મનાતા નમૂનાઓ જરૂર જોયા હશે, અને એના પ્રત્યે ઘૃણાનો ભાવ અનુભવ્યો હશે. ઘણીવાર વર્તમાન કલાકાર જેને 'કલામય' કહે છે, તેને સામાન્ય મનુષ્ય 'તરંગી' ગણે છે. એ કલાકારો જેને 'કલામય' તરીકે ઓળખાવે છે, તેને આપણે કોઈ રીતે સ્વીકારી શકીએ એમ જ નથી. વળી ગાંડાઓની ઇસ્પીતાલના કેટલાક વ્યવસ્થાપકો જણાવે છે કે 'ઘણી યે 'ક્યુબિસ્ટ' કૃતિઓ ગાંડા મનુષ્યોનાં ચિત્રોને સારી રીતે મળતી આવે છે.' આ જાણીને આપણું મન વધારે અચકાય છે. આપણે કલાકારોને જરૂર માન આપીએ, એમની પ્રશંસા કરીએ, પણ 'કલામય' વિષેનું એમનું ધોરણ આપણે નયે સ્વીકારી શકીએ.

એક સમયે એક કલાસૂત્ર પ્રચલિત હતું કે **જે સુન્દર છે, તે જ કલામય છે.** પરન્તુ છેલ્લી અડધી સદીના કલાકારોએ આપણી આ માન્યતા દૂર કરાવી છે. એ કલાકારો કહે છે કે સામાન્ય મનુષ્યોને સૌન્દર્યની 'આંખ' હોતી નથી. એઓ તો કહે છે કે કલાકાર જ કલામયતાને પિછાણી શકે; સામાન્ય મનુષ્યોએ તો એ

સ્વીકારી લેવું જ જોઈએ. પરન્તુ આપણી જેવા કેટલાક સામાન્ય મનુષ્યોને સ્વાભાવિક રીતે જ એમ લાગે છે કે 'ક્યાંક કંઇક ખોટું છે'. ત્યારે 'કલામય' નું સાચું લક્ષણ શું હશે?

આ શોધ માટે આપણે આપણા બદ્ધમતોને અળગા કરવા પડશે. કારણ કે આપણી સાહજીક વૃત્તિ તો એવી છે કે જે કાંઈ વિચિત્ર હોય, ખાસ કરીને રૂઢિ–પરંપરાથી ભિન્ન હોય, તેનો તો ત્યાગ જ કરવો. યૂરોપીયન સંગીતનો ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે. એની પ્રગતિનું દરેક પગલું તે કાળે તો માત્ર સ્વરભંગ કે રૂક્ષોચ્ચાર જ મનાતું–પ્રગતિ નહિ, પણ વિગતિ જ ગણાતું. પૅલેસ્ટ્રિનાથી બૅચ, બૅચથી બીથોવન અને બીથોવનથી વૅગનર સુધી જેમ જેમ સંગીતની પ્રગતિ વધતી રહી, તેમ તેમ એને ક્ષતિ કે પતન માનીને ઘણાંએ એની અવગણના કરી હતી. છેક થોડા વર્ષો પૂર્વેનો ઇતિહાસ કહે છે કે મહાન વૅગનરને પણ એની કારકીર્દીના આરંભના કાળમાં ટીકાકારોનો તીક્ષ્ણ મારો સહન કરવો પડયો હતો. કારણ કે એના સંગીતનું બંધારણ સાત નહિ, પણ તેર સૂરો ઉપર રચાયું હતું. વૅગનરની સંગીતકલાનો મર્મ સમજવા માટે, એની 'કલામયતા' જાણવા માટે, મહાન સંગીત શાસ્ત્રીઓને પણ પોતાના કર્ણોને નવેસરથી તાલીમ આપવી પડે છે. રાગશાસ્ત્રને લગતા એના વ્યાપક વિચારો જેઓ સમજી શકે છે, તેમને એના અનેક રાગવાળા સંગીતમાં વિસંવાદ નથી લાગતો.

આવીજ રીતે આપણા કર્ણો પશ્ચિમના સંગીતની ખુબી નથી સમજી શકતા. કારણ કે આપણા કર્ણો એક જ રાગની મધુરતાથી ટેવાયલા છે. પશ્ચિમના લોકો જ્યારે પૂર્વના સંગીતનો અંત સાંભળે છે, ત્યારે ત્રિશંકુના જેવી સ્થિતિ અનુભવે છે; કારણ કે આપણું પૂર્વનું સંગીત આખરે એક મુખ્ય રાગમાં વિરામતું નથી. આવી રીતે ઘણીયે કલાકૃતિઓની કદર આરંભમાં આપણે કરી શકતા

જ્ઞાનને પણ હું અભિન્ન જ માનું છું. વળી હું એમ પણ અનુભવી રહ્યો છું કે જ્યાં સાચી કલા રહેલી છે, ત્યાં વિજ્ઞાન પણ હોય છે જ. આથી 'કલામય' વિશેષણને યોગ્ય એવી દરેક વસ્તુમાં માત્ર કલા જ નહિ, પરન્તુ ધર્મ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન પણ હોય જ છે.

આથી જો 'કલામય' કહેવાતી કોઈ પણ કૃતિ મને મારા જીવનના અન્ય ક્ષેત્રોમાંથી મને મળેલા સત્યથી વિરોધી લાગે છે, તો હું એને 'કલામય' ગણતો નથી. સંભવ છે કે તમને સૌને મારું આ ધોરણ ન પણ રુચે; પરન્તુ મારું તો આ ધોરણ છે, એમ હું તમને કહું છું. આજના કરતાં સત્યનાં વધારે સ્પષ્ટ દર્શન કરવા માટે હું તો સદાય તૈયાર છું; કદાચ ભવિષ્યમાં મને મારું ધોરણ સુધારવાની જરૂર પણ પડે. વૅગ્નરના મહારાગોમાં સંગીતનું તત્ત્વ છે, એવું ભાન થતાં મ્હને કેટલી વાર લાગી હતી, તથા એના વૃંદસંગીતની અટપટી ગુંચો સમજવાને મ્હારે મ્હારાં કર્ણોને કેટલી તાલીમ આપવી પડી હતી, અને હજુ પણ આપવી પડે છે, તે હું ભૂલી નથી ગયો. ત્હો પણ આટલું તો હું ખાત્રીપૂર્વક માનું છું કે, ધર્મ, વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાન સંબંધી જેમ જેમ હું વધારે જ્ઞાન મેળવતો જાઉં છું, તેમ તેમ મ્હને દરેક પદાર્થ અજબ રીતે વધારે અને વધારે 'કલામય' લાગતો જાય છે.

રસ્કિન કલાની એક વ્યાખ્યા આપે છે કે "સઘળી મહાન કલાઓ પ્રશંસા છે." મ્હને આ વ્યાખ્યા સાચી લાગે છે, અને એને હું જીવનના સર્વ ક્ષેત્રોમાં પણ લાગુ પાડું છું. "સઘળા મહાન્ ધર્મો પ્રશંસા છે, સઘળાં વિજ્ઞાનો પ્રશંસા છે; અને સઘળાં તત્ત્વજ્ઞાનો પણ પ્રશંસા જ છે." ત્હમે મ્હને પૂછશો કે પ્રશંસા ખરી, પણ કોની? આ પ્રશ્નનો ઉત્તર હું તમને નહિ આપી શકું; એ કોયડો તો દરેક પોતે જ ઉકેલવાનો છે. હું મ્હારો ઉત્તર જાણું છું, પરન્તુ ત્હમને એ કામ નહિ લાગે. હું તો માનું છું કે સઘળી

ખરેખરી મહાન વસ્તુઓ–વ્યક્તિ કે સમાજના પદાર્થો, કાર્યો, પ્રસંગો–પ્રશંસા જ છે.

જ્યારે આ જગતની વસ્તુ પેલા જગતની વસ્તુ સમક્ષ પ્રશંસક ભાવે ભેટ રૂપે ધરવામાં આવે છે, ત્યારે એ 'કલામય' થાય છે. જ્યારે એક જડ વસ્તુ કો અદૃશ્ય પાંખો પર થઇને પોતાની આદર્શમૂર્તિ તરફ ગમન કરે છે, ત્યારે એ 'કલામય' થાય છે, જ્યારે આપણી ઇંદ્રિયો સન્મુખ પડેલી વસ્તુ આપણને માત્ર પ્રભુ વિષે જ નહિ, પરન્તુ મનુષ્ય વિષે પણ સન્દેશ આપે છે. ત્યારે તે 'કલામય' બને છે. જ્યારે કોઈ પણ વસ્તુ કે પ્રસંગમાં આદિ અંતને પ્રકટ કરે છે, ત્યારે તે 'કલામય' કહેવાય છે.

આથી જ જ્યારે કોઈ જીવાત્મા કલાનો 'માર્ગ' જાણે છે, ત્યારે બીજા સર્વ માર્ગો પણ તેના માર્ગો બની રહે છે.

---

## ૨૦

# ઉર્મિઓ દ્વારા સત્યદર્શન

વિશ્વની દૃશ્ય અને અદૃશ્ય સર્વ હકીકતોના ગૂઢ સારનું જ્ઞાન, એજ સત્ય છે, અને મન વડે સમજી શકાય, તેનાથી એ વધારે મોટી વસ્તુ છે. અમુક વસ્તુ આપણી બુદ્ધિને સંતોષે, એટલે તે સાચી જ છે, એમ કલ્પી લેવામાં ઘણીવાર આપણે ભૂલ કરીએ છીએ. **સત્યને તો જીવનની સમગ્રતા સાથે સંબંધ છે.** આ સમગ્રતા આપણા માનસિક સ્વભાવ ઉપરાંત આપણા ઉર્મિમય સ્વભાવ સાથે પણ સંકળાયલી છે. આપણા **ગુંચવાયલા આંતર સ્વરૂપને સમતોલ કરવાની શક્તિ** પણ સત્યમાં સમાયલી છે. તેથી જ આપણે આપણા જીવન-વ્યવહારમાં આગળ વધીએ છીએ, ત્યારે આપણને તે વિશેષ બળ આપે છે.

કુદરતની કેટલીક સામાન્ય હકીકતોના નિયમો જો મન આગળ સ્પષ્ટ પણે રજુ કરવામાં આવે, તો એને સમજી લેવા એ વિકટ વાત નથી. વર્તમાન કાળમાં તો વિજ્ઞાન પર એક ભાષણ સાંભળીને ય તે વિષેના મુખ્ય સિદ્ધાંતો આપણે સમજી શકીએ છીએ. એ એક કલાકના ભાષણમાં, અનેક વસ્તુઓ જનસમાજ આગળ રજુ કરવામાં, ભાષણકર્તાએ વિજ્ઞાનશાસ્ત્રીઓના અનેક સિદ્ધાંતોની સહાય લીધી હશે, એ તો ખુલ્લું જ છે. તેજ પ્રમાણે આધ્યાત્મિક સત્યોની શોધ પણ આધ્યાત્મિક વિજ્ઞાનશાસ્ત્રીઓના અનેક સિદ્ધાંતોની થોડી ઘણી

સહાય વિના થઇ શકતી નથી. આથી અમુક વ્યક્તિ આધ્યાત્મિ દર્શનની વિગતોને એકત્ર કરીને એમાંથી લાભ ઉઠાવે, તે પહેલાં લાંબો કાળ વ્યતીત થાય છે. **મનની આગળ રજુ થયેલી હકીકતોના એકીકરણથી માનવજીવનમાં શકિતનું ભાન પ્રકટે છે**

આજે વિજ્ઞાને એકઠી કરેલી હકીકતોનો સમૂહ એટલો તે વિસ્તૃત છે કે વિકાસક્રમના અમુક પગથીએ ઉભેલા અસંખ્ય જીવો એમનું એકીકરણ કરી શકતા નથી, અને એ હકીકતોને કોઈ ચોક્કસ સિદ્ધાંતના રૂપમાં સ્થાપિત કરી શકતા નથી. હકીકતોના એકાદ સમૂહમાં એમનું મન સત્યનાં દર્શન કરે છે, ત્યારે હકીકતોનો બીજો સમૂહ એમના દ્રષ્ટિપટ પરથી ઉડી જાય છે, અને અમુક કાળ સુધી અસંબદ્ધ જ રહે છે. આથી જ શંકા અને નિરાશા સ્વાભાવિક રીતેજ એમનામાં પ્રકટે છે. પરન્તુ જતે દિવસે **હકીકતોની વિશાળ ક્ષિતિજને નિરખવાની તાલીમ** મનને મળવા લાગે છે, અને એ દૈવી સ્ફુરણાનાં અમુક પ્રતિબિંબો ઝીલવા જેટલું વિશુદ્ધ પણ થાય છે. વળી આપણું માનુષી ચૈતન્ય જ્યારે હકીકતોનું ચિંતન કરે છે, ત્યારે એને સત્તનો એક મહાન અનુભવ થાય છે. આ સત્ત જીવનના દશ્ય તેમજ અદશ્ય સંબંધ રાખનાર સત્યનું એક દર્શન છે. મનુષ્યના સ્વભાવના દરેક ભાગ ઉપર એ અસર કરવા માંડે છે, અને મન ઉપરાંત ઉર્મિઓ તેમજ આપણા સ્વરૂપના ઉન્નત તત્ત્વો ઉપર પણ પોતાનો પ્રભાવ રેડે છે.

આથી કોઈ પણ ફિલસુફીને માત્ર મનનાં ધોરણથી માપવી જોઈએ નહિ. કારણ કે ફિલસુફીમાં આપણે માત્ર માનસિક પ્રવૃત્તિઓનો જ નહિ, પરંતુ જીવનની સમગ્રતા ઉપર સત્ય શી અસર કરે છે, તેનો વિચાર કરીએ છીએ. સત્તનો ઉકેલ કરવાના પ્રશ્નમાં આપણે આપણી ઉર્મિઓનો પણ ઉપયોગ કરવો જોઈએ; અને તાલીમ પામેલા મનના કથનને સ્વીકારીએ છીએ, તેમ ઉર્મિઓના

કથનને પણ મૂલ્યવંતું માનવું જોઈએ. વળી મનથીએ ઉચ્ચતર એવા પરાબુદ્ધિ (ઇન્ટયુઇશન)ના પ્રદેશ સુધી આપણે પહોંચી શકીએ, તો આપણે સૌથી પ્રથમ એના ધોરણને જ અનુસરવું જોઇએ. ઘણી-વાર પરાબુદ્ધિનાં અનુમાનો આપણા વિવેચક મનને સાચાં લાગશે નહિ; પરન્તુ જેમ જેમ વધારે હકીકતો પ્રકટ થતી જશે, તેમ તેમ તે સમજાયા વિના રહેશે નહિ.

શંકાથી આપણે નાઉમેદ થવાની જરૂર નથી. કારણ કે કેટલાક સ્વભાવોમાં શંકાનો ગુણ તદ્દન સ્વાભાવિક જ હોય છે. પરન્તુ મન કરતાં ઉર્મિઓ દ્વારા જ્યારે આપણને જીવનનો વિશેષે અનુભવ થાય, ત્યારે આપણે ઉર્મિઓ દ્વારા ઉદ્દ્ભવતી શાંતિની અવગણના કરવી જોઇએ નહિ. મનને તાલીમ આપીને, દિલ ચાહે ત્યારે, મનથી સ્વતન્ત્રતાને, આપણે નર્મળ ઉર્મિઓ વડે સત્યની શોધ કરી શકીએ છીએ. ત્યારે જ આપણને કેટલાક સુહાગી જીવોને થયું છે, એવું સાચું સત્યદર્શન થશે. જીવનનાં અંગોની આપણી સમજણ વધતી જશે, તેમ તેમ બુદ્ધિ કરતાં ય ઉંચી શક્તિથી શોધેલાં સત્યો તર્કશુદ્ધ પરિભાષામાં રજુ કરવાને આપણે શક્તિમાન થશું.

**જે વ્યક્તિ સત્યની શોધ કરવા માગે છે, એણે માનવ-જાતિના વિશાળ જીવનમાં પ્રવેશ કરવો જોઈએ.** આપણી આસપાસ શોક અને દુઃખ પથરાયલાં છે. આપણે એમનું ચિંતન કરવું જોઇએ, અને દુઃખનો પ્રશ્ન સમજવામાં હૃદયનો પણ ઉપયોગ કરવો જોઇએ. કારણ કે સમગ્ર માનવજાતિ એક વિરાટ દૈવી પરાબુદ્ધિ (ઇન્ટયુઇશન) છે; પ્રભુના એ દર્પણ ઉપર આપણે એમના મહાન વિશ્વવિચારો ઝળકતા નિહાળી શકશું, તો સત્યને આપણે માત્ર પુસ્તક કે પ્રકૃતિમાં જ નહિ, પરન્તુ મનુષ્યોની દૈનિક પ્રવૃત્તિઓમાં પણ શોધી શકશું.

—

## ૨૧

# પરાબુદ્ધિનો ઉપયોગ

એક જૂની કહેવત છે કે, 'ઝાડોને લીધે જંગલ જોઈ શકાતું નથી.' આપણી કેળવણીની પણ આજે આવી જ સ્થિતિ છે. જેમ જેમ મનુષ્ય અભ્યાસ કરવા માંડે છે, તેમ તેમ એને માલમ પડે છે કે અભ્યાસ કે જ્ઞાનપ્રાપ્તિનો અંત જ નથી. આ જ્ઞાનની શોધ ક્યાં જઈને અટકશે, અને ક્યારે પૂરી થશે, એ એને સમજાતું જ નથી. પશ્ચિમમાં ફ્રાન્સિસ બેકનના સમયથી જ્ઞાનયુગનો આરંભ થયો છે. તે કાળે તો વર્તમાન વિજ્ઞાનમાં જાણવાયોગ્ય વસ્તુઓ થોડી હતી, અને દશબાર ગ્રન્થોમાં એ સમાવી શકાતી. પરન્તુ ત્યાર પછી વિજ્ઞાનની દરેક શાખા એટલી બધી વિશાળ બની ગઇ છે કે આજે જો એક મનુષ્યને વિજ્ઞાનના 'પ્રવીણ' (વિશેષજ્ઞ) તરીકે કીર્તિ મેળવવી હોય, તો એણે જ્ઞાનના એકાદ ન્હાનકડા ક્ષેત્ર ઉપર જ એકાગ્ર થવું પડે છે. આજે દરેક યુવાન વૈજ્ઞાનિક સમજે છે કે જ્યાં

આજના યુગમાં જ્ઞાનની વૃદ્ધિ એટલી ઝડપથી થઈ રહી છે કે કોઇ પણ શિક્ષિત મનુષ્ય જ્ઞાનની એકાદ પ્રધાન શાખામાંથી સંપૂર્ણ પ્રાવીણ્ય મેળવી શકે એમ નથી. વળી આજે તો આંતરરાષ્ટ્રીય પ્રશ્નો અને સંસ્કારો પરત્વે મનુષ્યની જીજ્ઞાસા અને રસ વધતાં જાય છે. આથી આજની કેળવણી શોચનીય રીતે નિષ્ફળ નીવડી રહી છે. વિજ્ઞાનની આગામી ( ઇન્ડકશન ) પદ્ધતિથી અપાતી આપણી શાળા–મહાશાળાની કેળવણી વધારે અને વધારે નિષ્ફળ બનતી જાય છે, કે કારણ કે જ્ઞાનની સામગ્રી આપણને મુઝવી મારે એટલી બધી વધી ગઈ છે, અને વધતી જાય છે.

હવે આધુનિક સત્યશોધક ' હકીકતોનો સાર ' શી રીતે પામી શકશે ? આજે કોઇ પણ મનુષ્ય જરૂરી હકીકતોના ઢગના ઢગ એકઠા કરી શકે, અને પોતે જાતેજ એમાંથી પોતાના નિર્ણયો તારવી શકે, એમ બનવું જ અશક્ય છે. એટલે જ્ઞાનના કોઈ **નવીન** સાધનની જરૂર છે. આપણી પરાબુદ્ધિ આ નવાં સાધન તરીકે ધીરે ધીરે ઓળખાતી જાય છે.

આ પરાબુદ્ધિ તે શું છે, એ કહેવું અઘરૂં છે. પરન્તુ આ પ્રશ્ન વિષે પશ્ચિમમાં બર્ગસન, ક્રોસે, અને જેન્ટાઇલ જેવાએ ઘણી હકીકતો અને સૂચનાઓ રજુ કરી છે અને ઘણોજ પ્રકાશ પાડ્યો છે. હિન્દુ તત્ત્વજ્ઞાન એને ' પરાબુદ્ધિ ' એવી સંજ્ઞા આપે છે. આપણે જ્યારે મન દ્વારા જ્ઞાન મેળવીએ છીએ, ત્યારે પોતાની બ્હાર હકીકતોનો રાશિ રાખીને મન એનો અભ્યાસ કરે છે. પરાબુદ્ધિની પદ્ધતિ એથી જૂદીજ જાતની છે; એ તો જ્ઞાતાને જ્ઞેય સાથે એકરૂપ કરી દે છે. આમ પરાબુદ્ધિનું એક લક્ષણ ' **ઐક્યદ્વારા જ્ઞાનપ્રાપ્તિ** ' છે.

આ પરાબુદ્ધિ દ્વારા જ્ઞાનપ્રાપ્તિની નવી પદ્ધતિ વિષે પુષ્કળ સાહિત્ય તૈયાર થઈ રહ્યું છે, એમાં શંકા નથી. આજે તો હું આ પ્રશ્નનો માત્ર આટલો ઉલ્લેખ કરવા માગું છું. જ્ઞાનમાર્ગના રસિકો આથી જોઈ

શકશે કે જ્ઞાનપ્રાપ્તિ માટે આજ સુધી મનાયું છે એમ માત્ર આગામી ( ઇન્ડક્શન ) અને નિગામી ( ડિડક્શન ) એ બેજ પદ્ધતિઓ નથી. પ્રાસંગિક રીતે હું એ પણ જણાવી દઉં છું કે ભવિષ્યનું શિક્ષણ-શાસ્ત્ર બાળકોમાં રહેલી આ પરાબુદ્ધિને પ્રકટાવવાનું કાર્ય કરશે, અને એના નવીન શિક્ષણ 'સાહિત્ય' નો એક અગત્યનો ભાગ એની સર્જન શક્તિને માર્ગ આપવાનો રહેશે. કારણ કે જેમ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ મન દ્વારા સંઘરેલી હકીકતોનો સાર છે, એમ કલા પણ પરાબુદ્ધિએ જાણેલી હકીકતોનો સાર છે. જેઓ જ્ઞાનપ્રાપ્તિની આ નવીન શક્તિની શક્યતાઓ સમજી શકશે, એઓ જ ભવિષ્યના શિક્ષકો થઈ શકશે.



## ૨૨

# પરાબુદ્ધિનું સ્વરૂપ

'મનુષ્યમાં પ્રભુતાનું પ્રાકટ્ય' એ વિષય અનેક દૃષ્ટિ-બિન્દુઓથી વિચારી શકાય. આજે આપણે નીચે આપેલી આકૃતિ પ્રમાણે એનો અભ્યાસ કરીશું.



આકૃતિ ૧

આ આકૃતિમા તાત્વિક વિચાર એ છે કે ચૈતન્યની ઉપર બ્હારથી જે જાતની છાપ પડે, તે જાતના જગતની એ શોધ કરી શકે. સ્થૂળ, કામિક કે માનસિક સંવેદનોની છાપ દ્વારા આપણને આ જગતનું ભાન અને જ્ઞાન થાય છે. વળી એ ભાનના પ્રકારો પ્રમાણે વ્યક્તિના ચેતન્યનો વિકાસ થાય છે. પાષાણ તો માત્ર

ગરમી, ઠંડી અને દબાણનાં સંવેદનો જ ઝીલે છે, આથી એ માત્ર સ્થૂલ જગતને જ જાણી શકે છે. વનસ્પતિ રાગદ્વેષ રૂપી વાસનાનાં આન્દોલનો ઝીલી શકે છે, અને એને લીધે એ પોતાની પરિસ્થિતિ સાથે અનુકૂળ થવાની વૃત્તિ ખીલવી શકે છે; એ સ્થૂલ જગતને તેમજ અમુક અંશે, ઝાંખી રીતે વાસના–જગતને જાણી શકે છે. પ્રાણીઓ માનસિક ભુવનના નીચલા પ્રદેશના આંદોલનો ઝીલી શકે છે, અને વિચાર તેમજ લાગણીઓ અનુભવે છે. આથી એ સ્થૂલ તેમજ કામિક જગત ઉપરાંત અમુક પ્રમાણમાં અસ્પષ્ટપણે વિચાર જગતને પણ જાણી શકે છે. પરન્તુ મનુષ્યમાં ઉચ્ચ માનસિક ભુવનના આન્દોલનો ઝીલવાની શક્તિ છે, અને એથી એનું જગતદર્શન એ ભૂમિકા પરથી થઈ શકે છે.

કામ, ક્રોધ, ઈર્ષ્યા આદિ પાશવી વિકારોથી મનુષ્યમાં રહેલી નીચલા કામિક ભુવનની પ્રકૃતિ ગતિમાન થાય છે. પરન્તુ જ્યારે એનું કામિક શરીર સંસ્કારી બને છે, અને (ભલેને એ સ્વાર્થ વૃત્તિથી રંગાયલી હોય તો પણ) સ્નેહ, ભક્તિ અને સહાનુભૂતિની ઉર્મિઓ દર્શાવી શકે છે, ત્યારે એ ઉપલા કામિક ભુવનનું 'ઉર્મિઓનું જગત' જોઇ શકે છે. આવી જ રીતે સામાન્ય વસ્તુઓ વિષેના આપણા ત્રૂટક, અસંબદ્ધ વિચારો આપણને નીચલા માનસિક ભુવનના 'વિશિષ્ટ વિચારોના જગત' સાથે સંબંધમાં આણે છે. પરન્તુ જ્યારે આપણે આપણા વિચારોને વિચાર કે ઉર્મિની અમુક કોટિઓ કે વર્ગો રૂપે વ્યવસ્થિત કરી શકીએ છીએ, અને એમને લગતા નિયમો શોધીએ ત્યારે જ આપણે 'ઉચ્ચ માનસિક જગત'નું દર્શન કરી શકીએ. કારણ–શરીરથી વિચાર કરવો એટલે અમુક વિશિષ્ટ વિચારોથી 'પર' જવું, અને ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના સર્વ સામાન્ય વિચારોના સંબંધમાં આવવું. આપણા ફિલસુફોનું માનસ આ પ્રકારનું છે.

પરન્તુ ઉચ્ચતર નિર્મળ વિચારથી યે 'પર' એવી એક શક્તિ

કે જ્ઞાનનું સાધન મનુષ્યની અંદર રહેલું છે. સુયોગ્ય પારિભાષિક શબ્દને અભાવે થિયોસોફીકલ સાહિત્યમા એ શક્તિને બુદ્ધિ, **આંતઃસ્ફુરણા** અથવા પરાબુદ્ધિ એવું હિન્દુ દર્શનશાસ્ત્રનું નામ આપવામાં આવ્યું છે. પરાબુદ્ધિનું મુખ્ય લક્ષણ એ છે કે એની સહાયથી જ્ઞાતા કોઈ પણ જ્ઞેય પદાર્થનું જ્ઞાન બાહ્ય પરીક્ષણથી નહિ, પરન્તુ **આંતર તાદાત્મ્યથી** મેળવી શકે છે. પરાબુદ્ધિ એ ચૈતન્યનો એક પ્રકાર છે, એ માત્ર વિચાર કે ઉર્મિજ નથી, તેમજ બન્નેનું સમીશ્રણ પણ નથી; એમાં વિચાર અને ઉર્મિ બન્ને એકી સાથે છે, અને 'કૈંક' એથી વિશેષ પણ છે. પરાબુદ્ધિ એ કોઇ અવર્ણ્ય **વિચારોર્મિ** છે એને વિષે તો એટલું જ કહી શકાય કે જ્યારે પરાબુદ્ધિ ઉચ્ચ માનસિક ભુવનનો સ્પર્શ કરે છે, ત્યારે આપણું મન સર્વ–સામાન્ય ભાવનાઓ ગ્રહી શકે છે, અને જ્યારે એ પરાબુદ્ધિની શક્તિ કામિક ભુવનની પવિત્ર પ્રકૃતિ ઉપર પોતાનું પ્રતિબિંબ પાડે છે, ત્યારે મનુષ્યના હૃદયમા સુકોમળ સહાનુભૂતિની ઉર્મિઓ જાગૃત થાય છે. પરાબુદ્ધિ દૈવી શક્તિ છે, વિજ્ઞાન કરતાં એ વધારે ચોક્કસ છે, કારણ કે એનાં અનુમાનો અને નિર્ણયો માત્ર ભૂત કે વર્તમાન અનુભવો ઉપરથી નહિ, પરન્તુ ભવિષ્યમાંથી પ્રકટેલા હોવાથી એની સમજણ ગાઢ ઉર્મિની સમજણ કરતા ય વધારે ચોક્કસ હોય છે. કારણ કે **પરાબુદ્ધિની જ્ઞાનપ્રાપ્તિમાં જ્ઞાતા અને જ્ઞેય એકદમ એક બની જાય છે.**

આમ જ્યારે પરાબુદ્ધિનું વર્ણન કરવા માટે આપણી પાસે શબ્દો નથી, તો પછી **નિર્વાણિક** ભુવન પર પ્રકટ થતી વિશુધાત્મા (મોનેડ) ની શક્તિ તો કોણ વર્ણવી શકે? એને વિષે તો માત્ર આટલું જ આપણે કહી શકીએ કે જેમ પરાબુદ્ધિ આપણા પવિત્ર વિચારો અને પવિત્ર ઉર્મિઓથી પણ વિશિષ્ટ અને આશ્ચર્યજનક છે, તેમ જીવનું આત્મ સ્વરૂપ એથીયે અધિકતર આશ્ચર્યજનક છે.

જ્યાં સુધી સારી યે માનવજાતિ નિર્વાણિક ભુવન ઉપર કાર્ય

કરી શકશે નહિ, ત્યાં સુધી એનો સાંસ્કારિક વિકાસ અપૂર્ણ જ રહેશે. આજ સુધીમાં માનવજાતિની સર્વોત્તમ સિદ્ધિ થોડી પ્રતિભાશાળી વ્યક્તિઓના પ્રયત્નો દ્વારા, કલા મારફત માત્ર બુદ્ધિક ભુવનનો જ સ્પર્શ કરી શકી છે. સનાતન આનંદ આપી શકે અને સદાકાળ ટકી શકે, એવા પદાર્થો મનુષ્ય ઘડી શકે છે, એ સત્યનું ભાન તો માનવજાતિને તો જાણે હજુ ગઈ કાલેજ થયું છે. જ્યારે ધર્મ, કલા, તત્ત્વજ્ઞાન કે વિજ્ઞાનના ક્ષેત્રમાં કોઇ પણ પ્રતિભાશાળી વ્યક્તિ બુદ્ધિક ભુવનનો સ્પર્શ કરે છે, ત્યારે એનાં સર્જનોમાં કલાનું તત્ત્વ ઉમેરાય છે. વૈજ્ઞાનિક તરીકે એનું કાર્ય માત્ર કુદરતની હકીકતો રજૂ કરવાનું હોય છે; પરન્તુ એની વિચારણા અને રજુઆત એટલી તો કલામય બની જાય છે કે એનું વિજ્ઞાન આંતરસ્ફુરણાઓથી પ્રકાશિત બની રહે છે. તત્ત્વજ્ઞાની તરીકે એનું કાર્ય કોઈ પદ્ધતિ ઘડવાનું હોય છે, પરન્તુ ન્હાની મ્હોટી વસ્તુઓની એની વિચારણામાં એટલી કોમળતા ઉભરાય છે કે પદાર્થ માત્ર સુન્દરતા અને એકતાથી છવાઈ જાય છે. મહાન્ પયગંબરોના નીતિના ઉપદેશો પણ પવિત્રતમ કલાના આવિર્ભાવો હોય છે, કારણ કે એમની આજ્ઞાઓ માનવ-જાતિના સઘળા પ્રશ્નોમાં સૌને સરખી રીતે લાગુ પડી શકે છે, અને સર્વ કાળમાં, સર્વ યુગમાં એની નવીનતા અને સુન્દરતા એવાં ને એવાં જ રહે છે.

કલાના કોઈ પણ આવિર્ભાવની અંદર અન્ય સર્વ આવિર્ભાવોનાં થોડાં લક્ષણો તો સદા હોય છે જ. રસમીમાંસકો કહે છે કે ચિત્ર એક ઉપદેશ છે, અને સ્વરસંગ (સિમ્ફની) એક ફિલસુફી છે. જ્યારે પરાબુદ્ધિ પોતાનો સન્દેશ આપે છે, ત્યારે ધર્મ વિજ્ઞાન બને છે, અને કલા તત્ત્વજ્ઞાન થઈ જાય છે. વિશિષ્ટ વિચારોવાળા નીચલા માનસિક ભુવન ઉપર એ એકતા વિવિધતા રૂપે પ્રકટે છે. જે મનુષ્ય અમુક એક આવિર્ભાવ દ્વારા એકતાનાં દર્શન કરી શકતો નથી, તેને એ અમુક આવિર્ભાવો વચ્ચે વિરોધ જ દેખાય

છે. મનુષ્ય વિચારક, સ્નેહી અને કાર્યકર છે; અને જ્યારે એનામાં પરાબુદ્ધિ જાગૃત થાય છે, ત્યારે એ પોતાના જીવનની એકતા સિદ્ધ કરે છે. એ એકતા એ બુદ્ધિક જીવન ઉપર જ પ્રકટ કરી શકે છે.

પયગંબરો માનવજાતિને દિશા અને કાલથી પર એવા પરબ્રહ્મને દિશા અને કાલના ઉપયોગ દ્વારા પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપી રહ્યા છે. આજનું આપણું સર્વોત્તમ જ્ઞાન સર્જનાત્મક કલા જ છે. કલાનાં વિવિધ સ્વરૂપો પરસ્પર કેવી રીતે ગુંથાયલાં છે, એ તો તત્ત્વજ્ઞાનનો પ્રશ્ન છે. નીચેની આકૃતિમાં એક સંબંધી એક રીતે દર્શાવવામાં આવ્યો છે.



આકૃતિ ૨

અને કાવ્ય પોતાની આંતર મધુરતાથી સંગીત તરફ દોરી જાય છે. દિશાની બાજુએ જોઈએ તો સાહિત્યનાં શબ્દચિત્રો ચિત્ર સાથે સંકળાયેલાં છે; બે પરિમાણવાળાં ચિત્રો શિલ્પ રૂપે ત્રણ પરિમાણવાળો આવિર્ભાવ પામે છે; અને શિલ્પ આપણને સ્થાપત્યના સંવાદ અને સૌન્દર્યની અજબ, અમૂર્ત ભાવનાઓ તરફ દોરી જાય છે. નાટક પ્રસંગોને સમયમાં અને ચિત્ર અવકાશમાં વર્ણવે કે આલેખે છે. એ તો સૌ કોઈ સમજે છે. શિલ્પ એ 'મૂક કાવ્ય' છે; અને કાવ્ય કલ્પનાની પ્રકૃતિમાંથી અનેક વિચાર–મૂર્તિઓ ઘડે છે. જર્મન પંડિતો ગટે અને લેસિંગે સ્થાપત્યને 'થીજી ગએલું સંગીત' કહ્યું છે; એ વ્યાખ્યામાંથી આપણે સંગીત અને સ્થાપત્યનો સંબંધ સમજી શકીએ છીએ.

આપણો વિશુદ્ધાત્મા (મોનેડ) બુદ્ધિક ભુવન ઉપર જીવનમાં જે મૂલ્ય સમજે છે, તેની સમજણ કલાની સૌ શાખાઓ આપણા ભાનને આપી રહેલ છે માનવ જાતિની કલાની રસેન્દ્રિય હજુ તો અંકુર રૂપે જ છે. પરન્તુ બન્ધુતાનો વિકાસ વધારે થતો જશે ત્યારે આપણે જીવનમાં વધારે પ્રમાણમાં કલાનો રસ ચાખી શકશું. તેમજ માનવજાતિમાં કલાની વૃત્તિ ખીલશે ત્યારે મનુષ્ય બન્ધુતાનો સાક્ષાત્કાર કરવાને વધારે શક્તિ મેળવી શકશે.

છેવટમાં, જ્યારે આપણે કલાનાં સર્જનોની અંતિમ હદે પહોંચશું, અને સર્વોત્તમ કલા દ્વારા પણ પૂરેપૂરા વ્યક્ત ન થઈ શકે એવી શક્તિઓ અને સાક્ષાત્કારો અનુભવવા માંડશું, ત્યારે આપણને આત્મિક ભુવન પરની આપણા વિશુદ્ધાત્મા (મોનેડ) ની વિશિષ્ટ પ્રવૃત્તિઓનું ભાન થઈ શકશે. પરન્તુ તે કાળે આપણે નિર્વાણ અને પૃથ્વીને કાર્યના એક પ્રદેશમાં કેવી રીતે સાંકળી શકશું, એ તો ભવિષ્યનું એક પરમ રહસ્ય છે.

---

૨૩

# પરાબુદ્ધિનું સ્થાન

'પરાબુદ્ધિ' (ઇન્ટુઇશન) શબ્દનો મર્મ સમજવા માટે આપણે વહેલાં કે મોડાં સ્ત્રીનો સ્વભાવ સમજી લેવો પડશે. કારણ કે પરાબુદ્ધિનું સર્વોત્તમ દૃષ્ટાંત સ્ત્રીજ છે. પરાબુદ્ધિ ખીલે છે ત્યારે કોઈપણ સ્ત્રી પોતાને જેનો અનુભવ પણ નથી. એવા વિષયોમાં પણ નિર્ણયાત્મક અભિપ્રાય બાંધી શકે છે. સ્ત્રીના અભિપ્રાયો અને નિર્ણયો પુરૂષોને અગમ્ય, અકળ લાગે છે. કારણ કે પોતાના અભિપ્રાયોમાં વ્યક્ત થતું જ્ઞાન સ્ત્રીઓ હકીકતોમાંથી નથી મેળવતી. પુરૂષોને વિચિત્ર લાગે એવી રીતેજ સ્ત્રી–હરકોઇ સામાન્ય સ્ત્રી–પણ અમુક વસ્તુઓની સમજણ મેળવી લે છે. પુરૂષો તો કોઈપણ પ્રશ્નની વિચારણા બાહ્ય દૃષ્ટિથી જ કરે છે; મનના સાધન દ્વારાજ હકીકતોની પરીક્ષા કરે છે. પરન્તુ માનસિક પરીક્ષણની તાલીમ કે તક વિનાની સ્ત્રીઓ પણ ઘણીવાર પ્રખર બુદ્ધિશાળી પુરૂષોના કેળવાયલા મનની જેવાજ નિશ્ચિત અભિપ્રાયો બાંધી શકે છે. જ્યારે કોઈ સ્ત્રી પોતાનો અભિપ્રાય આપણને જણાવે છે, ત્યારે ઘણીવાર આપણને એ તર્કવિહીન લાગે છે; આપણે એને 'તરંગી' કહીએ છીએ. પરન્તુ અનેકવાર સ્ત્રીનો અભિપ્રાય સાચો હતો, એમ પ્રસંગોનો વિકાસ બતાવી આપે છે. કેટલાક વ્યવહારિક પુરૂષો સ્ત્રીઓની આ અભિ-પ્રાય શક્તિને 'આંતર માહીતી'નું પરિણામ માને છે. કો અકળ રીતે સ્ત્રીઓ હકીકતો સાથે અદશ્ય 'તારસંબંધ' રાખતી હોય,

અને પોતાના અભિપ્રાયોમાં એનો ઉપયોગ કરતી હોય, એમ આપણને માન્યા વગર ચાલવાનું નથી.

પોતાની પરાબુદ્ધિથી સ્ફુરેલું અંતરજ્ઞાન સ્ત્રીઓ આપણી સમક્ષ દલીલોથી પુરવાર કરી શકતી નથી. કારણ કે પરાબુદ્ધિનો સ્વભાવ જ એવો છે કે જ્યાં સુધી મન આગળ સઘળી હકીકતો રજુ કરવામાં ન આવે, ત્યાં સુધી પરાબુદ્ધિ એનું યથાર્થ વર્ગીકરણ કરી શકે નહિ. સ્ત્રીની પાસે તમામ હકીકતો તો ક્યાંથી હોઈ શકે? તો પણ એ એકદમ નિર્ણય ઉપર આવી શકે છે, અને સંપૂર્ણ સાચો, ચોક્કસ અને બુદ્ધિગમ્ય નિર્ણય કે અભિપ્રાય આપી શકે છે. પરન્તુ જો આપણે એને પૂછીએ કે આ જ્ઞાન એ ક્યાંથી લાવી શકી, તો કવિવર શેક્સપીઅરે એક સ્ત્રીના મુખમાં મૂકેલા શબ્દોમાં જ એ આપણને ઉત્તર આપશે કે, "મારામાં તો **નારીની** બુદ્ધિ છે. હું એને એવો ધારૂં છું, કારણ કે હું એને એવો ધારૂં છું." આથી વધારે કારણોની એને જરૂર જ લાગતી નથી. મારા કથનનું તાત્પર્ય એ છે કે **પરાબુદ્ધિના અભિપ્રાયો તદ્દન નિર્ણયાત્મક** જ હોય છે. આપણે એ નિર્ણયોને દલીલોથી સાબીત ન કરી શકીએ, તો પણ એથી કાંઈ એની સચ્ચાઈમાં ઓછપ નથી આવતી.

સામાન્ય રીતે તો આપણે હકીકતોની પરીક્ષા કરીને જ અનુમાનો કે નિર્ણયો બાંધી શકીએ છીએ. આપણા મનનું એજ કાર્ય છે. ઘણીવાર એવું બને છે કે અમુક પ્રશ્ન પરત્વે આપણે ઉંડું મનન કરીએ છીએ, છતાં કશાજ નિર્ણય પર આવી શકતા નથી; પરન્તુ તે સમયે કો અકળ ચમકારો આપણા મનમાં પ્રકાશ રેલાવી જાય છે. એ શું છે, એ આપણે જાણી શકતા નથી. પરન્તુ એ ચમકારાનો પ્રકાશ આપણા ચિંતનની સામગ્રીને અમુક રીતે સાંકળે છે, કારણ કે એ પળે સત્યનો ઉદય થાય છે.

વર્તમાન વિજ્ઞાનના વિકાસમાંથી હું તમને બે દૃષ્ટાંતો આપવા માગું છું. ન્યૂટન અને સફરજનની વાત તો આપણને સુવિદિત જ

છે. પદાર્થ અને શક્તિનો પ્રશ્ન ન્યૂટન ઘણા સમયથી વિચારી રહ્યો હતો. એક દિવસ બાગમાં એણે ઝાડ પરથી પડતું સફરજન જોયું. એકદમ એના માનસમાં એક પ્રકાશનો ચમકારો થયો; અને ઝાડ પરથી પડતા સફરજનના અવલોકનથી ધીરે ધીરે એ ગતિના-નિયમોની શોધ સુધી પહોંચી શકયો. એક રમૂજી વૈજ્ઞાનિક આજ વાતને જૂદી રીતે વર્ણવે છે: 'વસ્તુસ્થિતિ એમ છે કે સફરજનસ્વરૂપે ગુરૂત્વાકર્ષણના નિયમે ન્યૂટનના નાક ઉપર પોતાનું 'મુલાકાતનું કાર્ડ' મૂકી દીધું!' આપણે સૌએ અનેકવાર ઉંચેથી નાળિયેરો પડતા જોયા છે, છતાં કોઇપણ એવો એકાદ નિયમ પણ શોધી શકેલ નથી. પડતા સફરજને—એક સ્થૂલ બનાવે-ન્યૂટનની વિચારસરણીને **સાચી દિશામાં** મૂકી દીધી. આપણને પ્રશ્ન થશે કે એક નજીવું સફરજન આ કાર્ય શી રીતે કરી શક્યું હશે? એક નજીવા બનાવે ન્યૂટનના માનસમાં એકદમ પ્રકાશનો એક ચમકારો રેલાવ્યો; અને એને લીધે એના મનમાં હતી તે સઘળી હકીકતો નવેસરથી ગોઠવાઈ ગઈ. બીજા શબ્દોમાં કહીએ તો પડતા સફરજનરૂપી બનાવે ન્યૂટનની પરાબુદ્ધિને સતેજ કરી; અને પરાબુદ્ધિના પ્રકાશે એને મુંઝવતા પ્રશ્નનો ઉકેલ દાખવ્યો.

વૈજ્ઞાનિક શોધ વિષે આવું એક બીજું પણ જાણીતું દષ્ટાંત છે. શક્તિના બચાવ (કોન્ઝર્વેશન)ના મહાન સિદ્ધાંત શોધનાર રોબર્ટ મેયરને આખુંય જગત સારી રીતે જાણે છે. ગંભીર વિચારણાથી કાંઈ એને આ સત્ય નહોતું સૂઝયું. કારણ કે ઉંડા મનનથી કાંઈ સત્યની પ્રાપ્તિ નથી થતી. ઉંડો વિચાર કરવાની શક્તિએ કાંઈ એને ઉકેલ નહોતો સુઝાડ્યો. એક ચમકારામાં જ એને સિદ્ધાંત-દર્શન થયાં હતાં. હીમ લખે છે કે:

> "સતત માનસિક ચિંતનથી રોબર્ટ મેયરને કાંઈ સિદ્ધાંત દર્શન નહોતું થયું. બુદ્ધાગ્રમાં મેળવેલી શક્તિનું કાંઇ એ ફળ નહોતું. પરન્તુ એની સિદ્ધાંતશોધ તો પરા-

રીતે જ વણાઈ ગઈ છે. બર્ગસન કહે છે કે કુદરત સમજણ અને આવિર્ભાવના અનેક પ્રકારો ઉત્પન્ન કરે છે. અને પ્રથમ પ્રકાર સહજવૃત્તિનો છે. જેવી રીતે સરિતા સમુદ્ર સુધીનો પોતાનો માર્ગ અને પ્રવાહ સ્વપ્રેરણાથી શોધી કાઢે છે, તેવી જ રીતે કુદરતનાં બળો સહજવૃત્તિરૂપે આત્માવિષ્કરણ કરી રહેલ છે.

પછી બર્ગસન કહે છે કે કુદરત થોડો કાળ પોતાનો માર્ગ બદલે છે. વિકાસપન્થ પર જ્યારે મનુષ્ય પેદા થાય છે, ત્યારે કુદરત એક નવો પ્રયોગ આરંભે છે. જંગલી મનુષ્ય તો પ્રાણીઓની જેમ માત્ર સહજવૃત્તિઓથીજ ભરેલો હોય છે. એની ઈંદ્રિયો ઘણી જ તીવ્ર હોય છે; અને એની સહજવૃત્તિઓ ગુંચવાયલી નહિ પણ સ્પષ્ટજ હોય છે. પરન્તુ જ્યારે એનું મન વિકસવા માંડે છે, ત્યારે એની સ્થિતિ સુડી વચ્ચેના સોપારી જેવી થાય છે. એ પોતાની સહજવૃત્તિને છોડી દે છે, અને મનદ્વારા જીવન જીવવાનો પ્રયોગ આદરે છે. મનુષ્ય તો નવીન પરિસ્થિતિને પોતાના ભૂતકાળની સ્મૃતિઓના તેજથી તપાસે છે, અને પોતાના અનુભવોના પ્રકાશમાં એને વિષે અભિપ્રાયો બાંધે છે. પરન્તુ પ્રાણીઓ તો માત્ર સહજવૃત્તિથી જ જીવન જીવે છે. કાળજીપૂર્વક વિચાર કરવાની એમનામાં શક્તિ જ નથી. મનની વિચારશક્તિની સહાયથી મનુષ્ય બાહ્ય જગતની હકીકતોને નવેસરથી ગોઠવે છે, અને એથી જ એ પોતાના પ્રશ્નોનો નવો ઉકેલ શોધી શકે છે. પણ મનુષ્યની માનસિક શક્તિઓનો વિકાસ થતાં જ એની સહજવૃત્તિઓ ગુમાવી બેસે છે. મનુષ્ય પોતાના અભિપ્રાયો બાંધવામાં ચોકસાઇનો ગુણ તો મેળવે છે, પરન્તુ ખાસ કરીને અદશ્ય હકીકતોના વિશાળ ક્ષેત્ર પરત્વે પોતાની સંસ્કાર ગ્રાહકતા ખુએ છે.

આ સહજવૃત્તિને પરાબુદ્ધિ સાથે સૂક્ષ્મ સંબંધ છે. બર્ગસનની શોધથી પુરવાર થયેલું છે કે સહજવૃત્તિ એ ચૈતન્યરૂપી દંડનો નીચલો છેડો છે, અને પરાબુદ્ધિ એનો ઉપલો છેડો છે.

બુદ્ધિને લગતી છે. મન જેવા કે નૂદાજ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈને એ શક્તિ વિચારને ચકિત કરે છે; અને એના પરંપરાગત વિચારોને સાચા વિચારો સાથે બંધબેસતા થવાની ફરજ પાડે છે."

હ્યૂમનું આ અવતરણ સ્પષ્ટ દર્શાવી આપે છે કે હકીકતોની પરીક્ષા કરીને નિર્ણય ઉપર આવનાર અને માનસિક વ્યાપારથી કો જૂદોજ વ્યાપાર પણ મનુષ્યના સ્વભાવમાં રહેલો છે; અને એ કો અજબ રીતે તત્કાળ સત્યદર્શન કરી શકે છે. હ્યૂમ એને પરાબુદ્ધિનું અંતર્જ્ઞાન કહે છે.

સત્યને પામવાની આ નવીન શક્તિ–પરાબુદ્ધિ કે આંતઃ સ્ફુરણા–વિષે પ્રખ્યાત ફ્રેન્ચ જીવશાસ્ત્રી અને ફિલસૂફ બર્ગસન કહે છે કે એ શક્તિ આપણા જીવન–વિકાસમાં સ્વભાવિક રીતે જ પ્રકટ થાય છે. પરાબુદ્ધિને કેટલાક ટીકાકારો તરંગી માને છે. પરન્તુ તરંગ એ પણ જીવનનો જ અંશ નથી ? કોઈ મનુષ્ય પરાબુદ્ધિને ભલે અનિશ્ચિત માને, પરન્તુ વિકાસપદ્ધતિના અંગ રૂપે એનો સ્વીકાર કર્યા વિના આપણને ચાલે એમ નથી. આજે બર્ગસન આપણને એજ શીખવી રહ્યો છે. વળી એ તો પરાબુદ્ધિને વિકાસક્રમનું સ્વાભાવિક ફલ માને છે. એની ફિલસુફી પ્રમાણે સમજણની **પ્રથમ** ભૂમિકા પ્રાણીઓ એમની **સહજવૃત્તિ** (ઈન્સ્ટિન્કટ) રૂપે દર્શાવે છે. પ્રાણીઓની ઇન્દ્રિયો ઘણીજ સૂક્ષ્મ હોય છે; એ ઇન્દ્રિયો અને અને એમના દ્વારા પ્રાપ્ત કરેલી સ્મૃતિઓમાંથી પ્રાણીઓ સહજવૃત્તિ ખીલવે છે. મરઘીનું બચ્ચું ઇંડામાંથી બ્હાર આવે છે, તેજ પળે 'હવે શું કરવું' એ જાણી શકે છે. કો કાળો પડછાયો એની કાયા ઉપર પડે તો એ તરત જ પોતાની સહજવૃત્તિથી જાણી જાય છે કે એણે ઝટ પોતાના રક્ષણ માટે દોડીને માતાની પાંખમાં ભરાઇ જવું જોઈએ. પ્રાણીઓ તો જન્મથી જ અનેક પ્રકારની સહજવૃત્તિઓ બતાવે છે. એમના શરીરના અંગાંગમાં એ સહજવૃત્તિઓ સ્વભાવિક

રીતે જ વર્ણાઈ ગઈ છે. બર્ગસન કહે છે કે કુદરત સમજણ અને આવિર્ભાવના અનેક પ્રકારો ઉત્પન્ન કરે છે. અને પ્રથમ પ્રકાર સહજવૃત્તિનો છે. જેવી રીતે સરિતા સમુદ્ર સુધીનો પોતાનો માર્ગ અને પ્રવાહ સ્વપ્રેરણાથી શોધી કાઢે છે, તેવી જ રીતે કુદરતનાં બળો સહજવૃત્તિરૂપે આત્માવિષ્કરણ કરી રહેલ છે.

પછી બર્ગસન કહે છે કે કુદરત થોડો કાળ પોતાનો માર્ગ બદલે છે. વિકાસપન્થ પર જ્યારે મનુષ્ય પેદા થાય છે, ત્યારે કુદરત એક નવો પ્રયોગ આરંભે છે. જંગલી મનુષ્ય તો પ્રાણીઓની જેમ માત્ર સહજવૃત્તિઓથીજ ભરેલો હોય છે. એની ઈંદ્રિયો ઘણી જ તીવ્ર હોય છે; અને એની સહજવૃત્તિઓ ગુંચવાયલી નહિ પણ સ્પષ્ટજ હોય છે. પરન્તુ જ્યારે એનું મન વિકસવા માંડે છે, ત્યારે એની સ્થિતિ સુડી વચ્ચેના સોપારી જેવી થાય છે. એ પોતાની સહજવૃત્તિને છોડી દે છે, અને મનદ્વારા જીવન જીવવાનો પ્રયોગ આદરે છે. મનુષ્ય તો નવીન પરિસ્થિતિને પોતાના ભૂતકાળની સ્મૃતિઓના તેજથી તપાસે છે, અને પોતાના અનુભવોના પ્રકાશમાં એને વિષે અભિપ્રાયો બાંધે છે. પરન્તુ પ્રાણીઓ તો માત્ર સહજવૃત્તિથી જ જીવન જીવે છે. કાળજીપૂર્વક વિચાર કરવાની એમનામાં શક્તિ જ નથી. મનની વિચારશક્તિની સહાયથી મનુષ્ય બાહ્ય જગતની હકીકતોને નવેસરથી ગોઠવે છે, અને એથી જ એ પોતાના પ્રશ્નોનો નવો ઉકેલ શોધી શકે છે. પણ મનુષ્યની માનસિક શક્તિઓનો વિકાસ થતાં જ એની સહજવૃત્તિઓ ગુમાવી બેસે છે. મનુષ્ય પોતાના અભિપ્રાયો બાંધવામાં ચોક્કસાઈનો ગુણ તો મેળવે છે, પરન્તુ ખાસ કરીને અદશ્ય હકીકતોના વિશાળ ક્ષેત્ર પરત્વે પોતાની સંસ્કાર ગ્રાહકતા ખુએ છે.

આ સહજવૃત્તિને પરાબુદ્ધિ સાથે સૂક્ષ્મ સંબંધ છે. બર્ગસનની શોધથી પુરવાર થયેલું છે કે સહજવૃત્તિ એ ચૈતન્યરૂપી દંડનો નીચલો છેડો છે, અને પરાબુદ્ધિ એનો ઉપલો છેડો છે.

ચૈતન્યના આ બે છેડાઓની વચ્ચે આપણું મન આવેલું છે. વિકાસક્રમ આત્માવિષ્કરણ માટે નવી નવી પ્રણાલિકાઓ તૈયાર કર્યાં જ કરે છે, એટલે જતે દિવસે સર્વ મનુષ્યો માત્ર મનને જ વિકસાવીને બેસી રહેશે નહિ, પરન્તુ દરેકની અંદર પરાબુદ્ધિ પણ પ્રકટશે અને ખીલશે. એ પરાબુદ્ધિને સહજવૃત્તિ સાથે સૂક્ષ્મ સંબંધ છે, એ વિચિત્ર સત્ય તો હું તમને આગળ કહી ગયો છું.

જીવનશાસ્ત્રના સિદ્ધાંતો પ્રમાણે પરાબુદ્ધિ એ તો વિકાસક્રમનું સ્વાભાવિક ફળ છે. ભવિષ્યમાં તો એ માનવજીવનનું પ્રધાન અંગ કે લક્ષણ બની રહેશે. આજે તો માનવજાતિ સહજવૃત્તિ અને પરાબુદ્ધિ વચ્ચેના લાંબા માર્ગમાં અડધે સુધી પહોંચી શકી છે.

તર્કયુક્ત વિચારણા દ્વારા નહિ, પરંતુ સીધા પ્રત્યક્ષ સંસર્ગ દ્વારા પરાબુદ્ધિ સત્યનો સાક્ષાત્કાર કરે છે. આપણને પ્રશ્ન થાય છે કે કુદરત સઘળી માનવજાતિમાં કેવી રીતે, કયે માર્ગે, આ શક્તિ પ્રકટાવશે ? મન તો બહારથી જ હકીકતોની પરીક્ષા કરે છે. વિકાસક્રમ મનથી પર બીજી કઈ પદ્ધતિ તરફ જઈ રહ્યો છે ? આજે વૈજ્ઞાનિક જગત આગામી (ઈન્ડક્શનની) પદ્ધતિને અનુસરી રહેલ છે. પરન્તુ એ પદ્ધતિનો એક મુખ્ય દોષ એ છે કે સાચો નિર્ણય કરવા માટે જરૂરી એવી તમામ હકીકતો કાંઈ હંમેશાં આપણી સન્મુખ હોતી નથી. મનુષ્યસ્વભાવને સમજવામાં પણ આજ મુશ્કેલી નડે છે. કોઈપણ મનુષ્ય આપણી સમક્ષ પોતાનું સંપૂર્ણ સ્વરૂપ પ્રકટ કરતો નથી. એ પોતાનો સ્વભાવ—એનાં સ્વપ્નો અને આદર્શો—વિચાર, વાણી અને ક્રિયા દ્વારા અંશતઃ જ પ્રકટ કરી શકે છે. ઘણુંયે એવું હોય છે કે જે ગૂઢ જ રહે છે. એટલે મનુષ્યને પૂરેપૂરો ન્યાય આપવા માટે આપણે એના સ્વભાવની તમામ હકીકતો જાણવી જોઈએ. પરન્તુ આ કાર્ય તો કેવળ અશક્ય જ છે. કોઈ મનુષ્ય પોતાનું પૂર્ણ સ્વરૂપ પ્રકટ કરતો જ નથી, એટલે એના વિષેની તમામ હકીકતો તો ક્યાંથી જાણી શકાએ ?

આથી મનુષ્યને સાચી રીતે ઓળખવા માટે મન સિવાય કોઈ બીજા સાધનની જરૂર પડે છે. આ પ્રસંગે 'આંતર માહીતી' મેળવી લેવાની શક્તિ ધરાવનાર પરાબુદ્ધિ આપણી મદદે આવી શકે છે. એના દ્વારા કોઈપણ વ્યક્તિ પોતાના સ્વરૂપની જે હકીકતો પ્રકટ નથી કરતી, તે પણ આપણે જાણી શકીએ છીએ.

આથી તમે હવે સ્પષ્ટ સમજી શકશો કે વિકાસક્રમની હવે પછીની ભૂમિકા આ **પરાબુદ્ધિની** નવીન શક્તિને જાગૃત અને વિકસિત કરવાની છે. આજે આપણે વિરલ પ્રસંગોએ જ પરાબુદ્ધિને પ્રકટાવી શકીએ છીએ. પરન્તુ જ્યાં સુધી એ શક્તિ નવી સંસ્કૃતિમાં સઘળા મનુષ્યો માટે સ્વાભાવિક ન બને, ત્યાં સુધી આપણે અનેક પ્રસંગોએ અનેકવાર એને પ્રકટાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પરાબુદ્ધિ એક સ્વાભાવિક શક્તિ બને એટલા માટે આપણા મગજમાં અમુક પરિવર્તનો સ્વાભાવિક રીતે જ થશે. કારણકે ચૈતન્યના સર્વ પ્રકારો મગજ સાથે ગાઢ સંબંધ ધરાવે છે. એ જરૂરી પરિવર્તનો કેવા હશે, એ તો આજે આપણે કહી શકતા નથી. પરન્તુ એટલું તો સ્પષ્ટ જ છે કે માનુષી મગજનો આજ સુધી અણખીલ્યો કોઈ પ્રદેશ ધીરે ધીરે સંસ્કારગ્રાહક બનવા માંડશે, અને એ માર્ગે પરાબુદ્ધિ માનવજાતિમાં સામાન્ય શક્તિ બની રહેશે.

પરાબુદ્ધિના પ્રકટીકરણ માટે મગજના પરિવર્તનો જ બસ નથી. મગજ ઉપરાંત આપણા કામિક અને માનસિક શરીરોમાં પણ યોગ્ય ફેરફારો થવા જોઇએ. નવી સંસ્કૃતિ ઘડનાર પ્રજાના સર્વ શરીરોમાં એ પરિવર્તનો આવશ્યક છે. એમના શરીરોના નવાં જ પરો કાર્ય કરવા મંડી જાય, એમ થવું જોઇએ. નવીન સંસ્કૃતિમાં મનની તેમજ ઉર્મિઓની સંસ્કારગ્રાહકતા વધશે, અને એને અનુરૂપ સ્થૂલ મગજમાં પણ યોગ્ય પરિવર્તનો થશે. પરન્તુ આ પરિવર્તનો બહુ ધીમે ધીમે જ થઈ શકે. આપણાં સ્થૂળ શરીરો દરેક પેઢીએ બદલાય છે, પણ એ પરિવર્તન એટલું તો ધીમું હોય છે કે એને

લીધે થતા ફેરફારો આપણે ભાગ્યે જ જોઈ શકીએ છીએ. આથી અનેક સદીઓ અથવા હજારો વર્ષો પછી જ કદાચ વિકાસક્રમની પદ્ધતિ માનવજાતિમાં પરાબુદ્ધિને અનુકૂળ સંપૂર્ણ ચારિત્ર્ય પ્રકટાવી શકશે.

એ નવીન સંસ્કૃતિમાં નવીન જાતની જ માનવજાતિ હશે, પરાબુદ્ધિ એનું પ્રધાન લક્ષણ હશે. અને એનું સ્થૂળ શરીર પણ વિશિષ્ટ પ્રકારનું થશે. આજે પણ આપણી ઉપર આ પરિવર્તનોની અસર દેખાયા વિના તો નથી જ રહેવાની. આપણાં આજનાં શરીરો તો મ્હોટે ભાગે પ મી મહાપ્રજાની પાંચ પાંચ પેટા પ્રજાઓનાં જ છે. આપણા શરીરોમાં પાંચ ઈન્દ્રિયો પ્રકટપણે કાર્ય કરી રહેલી છે. પરન્તુ હવે પછીની ૬ઠ્ઠી મહાપ્રજાના સ્થૂળ શરીરમાં આજની પાંચ ઇન્દ્રિયો ઉપરાંત પરાબુદ્ધિને માટે પણ એક ખાસ ઇન્દ્રિય હશે, અને સઘળી માનવજાતિ એનો સ્વાભાવિક શક્તિ તરીકે ઉપયોગ કરી શકશે. આમ વિકાસક્રમ આગળ અને ઉંચે ગતિ કરી રહેલ છે, અને એની અસર અમુક અંશે આપણી ઉપર પણ થઈ રહી છે.

જીવનપ્રશ્નનું પૃથક્કરણ કરનાર સૌ કોઇ તરતજ સમજી શકે છે કે જ્ઞાનના સઘળા પ્રદેશોની પૂરી સમજણ મેળવી લેવી, એ દરેકને માટે કેવળ અશક્ય વાત જ છે. બાળક અને કિશોર વયમાં શાળામાં અને યુવાન વયમાં કૉલેજોમાં જે અનેક વિષયોનો તમે

એ સકળ જ્ઞાન-ભંડારનો કેવી રીતે ઉપયોગ કરવો, એ આપણને સમજાતું નથી. વર્તમાનપત્રોના મથાળાં પર જ દૃષ્ટિ ફેરવવી, એ પણ હવે તો અઘરૂં બનવા માંડ્યું છે; કારણ કે એનો પણ ક્યાં પાર છે? વળી વિજ્ઞાનની સર્વ શાખાઓ જે શોધોની વૃષ્ટિ કરી રહેલ છે, તેની તો વાત જ શી કરવી? વિજ્ઞાન આપણને કહે છે કે વિકાસક્રમનો નિયમ સ્વીકાર્યાં વિના તમને જીવનની સાચી સમજણ મળી શકશે નહિ. પરન્તુ વિકાસક્રમને સમજવો એટલે વિજ્ઞાનનિ સકળ શાખા-પ્રશાખાઓની હકીકતોનો ઉંડો અભ્યાસ કરવો! કોઈ પણ વ્યક્તિને માટે આ કાર્ય અશક્ય છે. ત્યારે જીવનને સમજવા માટે શું કરવું? આજે તો આપણે જીવનક્ષેત્રનો એકાદ ખૂણો જ સમજી શકીએ છીએ. વળી એ ખૂણો પણ દિવસે દિવસે ન્હાનો અને સાંકડો બનતો જાય છે, કારણકે અનેક નવીન શોધોની હકીકતોના ઢગના ઢગ વિજ્ઞાન એમાં ઉમેરી રહ્યું છે. વૅચેલ લિન્ડસે નામક એક અમેરિકન કવિએ આ બાબત સુન્દર રીતે રજુ કરી છે. એ કહે છે કે "અમેરિકન માનસ અવ્યવસ્થિત ચિત્રોનું એક વિશાળ જંગલ બની ગયું છે. આજે તો સાહિત્ય જગત લંડન પંચ અને એવાં પત્રોના રાજદ્વારી ઠૅાળ ચિત્રકારોના હાથમાં આવી પડ્યું છે",

શિક્ષણના ક્ષેત્રમાં આ અનેકવિધ જ્ઞાનવૃદ્ધિથી કેવી પરિસ્થિતિ ઊભી થઇ છે? આપણાં બાળકોને ભવિષ્યના નાગરિકો બનાવવા માટે આપણે શી તાલીમ આપવી? શું શું શીખવવું? આપણાં બાળકોને માત્ર સ્વદેશ-ભક્તિના પાઠ જ ભણાવીએ, એટલું જ બસ પુરતું થાય એમ નથી. જગત એટલું વિશાળ છે. અને દર વર્ષે

આપણામાંથી જેઓ સુધારકો હશે, તેઓ જાણે છે કે આપણે બાળકની ધાર્મિક વૃત્તિને પણ તીવ્ર અને સંસ્કાર–ગ્રાહક બનાવવી જ પડશે; કારણ કે ધાર્મિકવૃત્તિ ગૂઢ રહે તો બાળકના જીવનમાંથી ઘણું મહત્વનું જતું રહે છે. પરન્તુ આટલેથી કયાં પાર આવે એમ છે ? બાળકના ચારિત્ર્યને સર્વાંગ સુંદર બનાવવા, એની શક્તિને પૂર્ણ રીતે પ્રકટ થવા દેવી જોઈએ. માત્ર એ પુસ્તકોના શબ્દો રટતો પોપટ ન બને, પરન્તુ સુન્દર ભાષા દ્વારા અને સ્પષ્ટ, નિશ્ચિત વિચારો મારફત પોતાની જાતને વ્યક્ત કરી શકે, એવી તાલીમ આપણે એને આપવી જોઈએ. વળી વિજ્ઞાનને જાણ્યા વિના કોઇ પણ બાળક ખરી રીતે સુશિક્ષિત થઈ શકે એમજ નથી. પચાસ વર્ષો પૂર્વે સામાન્ય શાળાઓમાં વિજ્ઞાન શીખવવાનું કોઇને સ્વપ્ન પણ હતું નહિ, પરન્તુ આજે તો મેટ્રીક પાસ થતાં પૂર્વે દરેક શિષ્યને વિજ્ઞાનનું અમુક જ્ઞાન તો મેળવવું જ પડે છે. વિશેષમાં આધુનિક નૂતન શિક્ષણશાસ્ત્રીઓ બાળશિક્ષણમાં આત્માવિષ્કરણ કે સર્જનને મહત્વનું સ્થાન અપાવવા મથી રહ્યા છે. બાળકમાં આત્માવિષ્કરણની વૃત્તિ રહેલી છે, માટે એને કલા કે કારીગરીમાં પ્રવીણ બનાવવાની તક આપવી જ જોઈએ,

આ બધી લાંબી વાતનો ટુંક સાર એ છે કે આપણે બાળકની કાર્યદક્ષતાને પ્રકટ થવાની તક આપવી જોઇએ. બાળક માત્ર ફિલસુફ, કવિ કે સ્વયંસેવક બને, એવી આપણી ઇચ્છા નથી. એના ચારિત્ર્યમાં કાર્યદક્ષ સ્વભાવ ઉમેરાય, એમ પણ આપણે ઇચ્છીએ છીએ. કારણ કે **ગતિમાન ( ડાયનેમિક ) ચારિત્ર્યજ પરિવર્તનો જન્માવી શકે છે.** આમ શિક્ષણ–સુધારકો બાળકની અંદર નવાં નવાં જ્ઞાનની ખીલવણી કરવા ઉપરાંત લાગણીઓ અને આત્માના આવિષ્કરણની નવી શકયતાઓનો પણ વિકાસ માગે છે.

પરન્તુ આ બધાં તો સ્વપ્નાં થયાં, વ્યવહારમાં આજે શું બની

રહ્યું છે ? પ્રથમ તો બાળકોની લાગણીઓના પ્રકટીકરણ માટે આપણી શાળાઓમાં આપણે કશી વ્યવસ્થા કરી શકતા નથી. આથી બાળકોનું ઉર્મિજીવન વણખીલ્યું જ રહે છે. બીજું બાળકોને જરૂરી એવું બધું જ્ઞાન પણ આપણે એમને આપણી શાળાઓમાં આજે આપી શકતા નથી. આપણે વડિલો જ જ્ઞાનમાં ઉણા છીએ, તેથી જ્ઞાનના થોડા વિચિત્ર ટુકડાઓ સિવાય બીજું કશું જ આપણે એમને આપી શકતા નથી. થોડું બીજગણિત કે ભૂમિતિ, થોડી ભૂગોળ કે ઇતિહાસ જ આપણે એમને આપીએ છીએ. આપણને ભાન થવા લાગ્યું છે કે આપણે શિક્ષણના પ્રશ્નનાં મૂળ સુધી હજુ પહોંચ્યા જ નથી. આપણે માત્ર આજે તો બાળકોની સ્મરણ શક્તિનો ઉપયોગ કરીએ છીએ, અને એમને ગોખણિયા બનાવીએ છીએ. એક સંગ્રહસ્થાનની જેમ અનેક હકીકતોથી એમનું મગજ ભરી મૂકીએ છીએ. બાળકના સ્વભાવને પ્રકટ થવા દેવાને બદલે, આપણે તો એની આગળ પ્રશ્નો જ મૂકીએ છીએ, અને કહીએ છીએ કે, "ભાઇ, આ પ્રશ્ન લે; અને એનો ઉકેલ કર". જીવનનો મહા પ્રશ્ન તો આપણે પોતે ય ઉકેલી જાણતા નથી, છતાં પણ આપણે એમજ માનીએ છીએ કે અનેક પ્રશ્નો રજુ કરવાથી બાળકો કેળવાય છે. એક ફ્રેન્ચ લેખકે મિતાક્ષરી સૂત્રમાં વર્તમાન શિક્ષણ–પદ્ધતિનું સારૂં વર્ણન આપ્યું છે. એ કહે છે કે, "**આપણે બાળકના એકાદ અંશને શિક્ષણનો એકાદ અંશ**" આપીએ છીએ. આજે આ સ્થિત સૌને અનિવાર્ય લાગે છે. દિને દિને વધી રહેલા જ્ઞાન ભંડારની દૃષ્ટિએ આ સ્થિતિ આમજ રહેશે. જ્યાં સુધી આપણે માત્ર મનને જ સાધન તરીકે વાપરશું, અને બાળકની માત્ર માનસિક શક્તિઓને જ તાલીમ આપશું, ત્યાં સુધી શિક્ષણની ઇમારત ઉંચી નહિ થઇ શકે.

ત્યારે દુઃખદ પરિસ્થિતિમાંથી નીકળવાનો શું માર્ગજ નથી ? વિકાસક્રમની પદ્ધતિ આપણને કહી રહી છે કે મનુષ્ય પોતાની

પરાબુદ્ધિનો ઉપયોગ કરે, તો એને પોતાની અંદરથી જ સત્યની પ્રાપ્તિ થઈ શકે. થિયોસોફીએ પણ આપણને શિખવ્યું છે કે જ્ઞેય પદાર્થની સાથે એકતા અનુભવવાથી જ્ઞાતાને સત્યનું જ્ઞાન થઈ શકે છે, અને **પરાબુદ્ધિ એ જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ** છે. તમે પૂછશો કે આ એકતા શી રીતે સિદ્ધ થઇ શકે? એ પ્રશ્નનો ઉત્તર હું તમને આ પ્રવચનના પાછળના ભાગમાં આપવાનો છું. હમણાં તો હું તમને એકજ સત્ય સમજાવવા ઇચ્છું છું કે થિયોસોફી શિખવે છે તેમ સાચી જ્ઞાનપ્રાપ્તિ મન દ્વારા નહિ, પરન્તુ 'મનથી પર' જે પરાબુદ્ધિ અથવા આંતઃસ્ફુરણાની શક્તિ આપણી અંદર રહેલી છે, તેના દ્વારાજ થઇ શકશે.

પરાબુદ્ધિની શક્તિ શી રીતે જાગૃત કરી શકાય? એને માટે તો અનેક માર્ગો છે, પરન્તુ આપણી વર્તમાન ભૂમિકાએ તો બે માર્ગો આપણે માટે વધારે સરળ છે, એમ મારૂં માનવું છે. એક માર્ગ **બન્ધુતાની ભાવનાનો વિકાસ** છે. તમને શંકા થશે કે, "વળી બન્ધુતાને તે પરાબુદ્ધિ સાથે શો સંબંધ હોઈ શકે?" પરાબુદ્ધિ અને બન્ધુતા અભિન્ન છે. બન્ધુતા એ સ્નેહનું એક સ્વરૂપ જ નથી? બન્ધુતાનો સ્નેહ વ્યક્તિ પરત્વે ગાઢ નથી હોતો, પરન્તુ એ પોતાના વર્તુલમાં અનેકને સમાસ આપે છે. જ્યાં જ્યાં સ્નેહ હોય છે, ત્યાં ત્યાં પ્રેમપાત્રના (વ્યક્તિ કે વસ્તુના) કો અદ્દશ્ય સ્વરૂપ સાથે તાદાત્મ્ય અથવા યોગનો અનુભવ હંમેશાં હોય છેજ. આ **તાદાત્મ્ય** જ આપણને આંતર જ્ઞાન કે સાચી સમજ આપે છે. આપણો મિત્ર એ શું છે? વ્યક્તિ નથી. પાયથેગોરાસ કહે છે તેમ **'સાચો મિત્ર એ તો આપણું બીજું સ્વરૂપ છે.'** મારો મિત્ર મારા સ્વરૂપનો એક અંશ છે; એની આગળ મારે મારાં જીવનની સમજૂતિ આપવી નથી પડતી. સાચો મિત્ર તો સ્વયંભૂ પ્રેરણાથી જ મારાં ગૂઢ સ્વરૂપને કો અકળ રીતે જાણી શકે છે.

અને મારી પ્રત્યેના સ્નેહભાવની વૃત્તિથી એ મને અંતર્જ્ઞાનથી (ઇન્ટુ-ઈશનથી) સમજી શકે છે.

મનુષ્યના ચારિત્ર્યમાં જ્યારે બન્ધુતાની ભાવના ગાઢ બને છે, ત્યારે આપોઆપ જ **પરાબુદ્ધિ** જાગૃત થાય છે. બન્ધુઓ આ બન્ધુતાનો અનુભવ કરો; રૂઢિ, પરંપરા, જ્ઞાતિ, ધર્મ કે રંગના ભેદો તોડી નાખો. એ બધી **ભેદની દિવાલો** તૂટતી જશે તેમ તેમ તમારી પરાબુદ્ધિને જાગૃત કરી શકશો, અને અંતર્જ્ઞાનની શક્તિ મેળવી શકશો. આ જગતમાં બન્ધુતાની શક્તિ સૌથી સૂક્ષ્મતમ વસ્તુ છે. જેમ જેમ તમારી અંદર બન્ધુતાની ભાવના ખીલતી જશે, તેમ તેમ તમારી ગૂઢ પરાબુદ્ધિ જાગૃત થતી જશે.

**બીજો માર્ગ કલા અથવા સુન્દરતાના વિકાસનો છે.** કલા એટલે શું? અનેક વ્યક્તિઓએ એની અનેક વ્યાખ્યાઓ આપી છે. એની એક વ્યાખ્યા એ છે કે, **"કલા એ તો આંતર માહીતી છે."** કલા એ કાંઇ અમુક કેન્દ્રમાં એકઠાં થયેલાં બળોનું મીલન નથી; એ તો એ બળોનું અંતિમ પરિણામ છે. **કલા એટલે વસ્તુઓની ગતિના વલણનું જ્ઞાન; એમના ધ્યેયનું દર્શન.** તમને એ ધ્યેયનું દર્શન થાય, તો તમે એ 'આંતર માહીતી' મેળવી શકો, અને તે વિષેની તમારી ગુંચવણ દૂર થાય. કલાની કોઈપણ શાખાનો વિકાસ થાય છે, ત્યારે કલાકાર વસ્તુને સ્થિર નહિ પણ ગતિમાન સ્વરૂપે નિરખી શકે છે. આ વટવૃક્ષનો ફોટો પાડીએ, તો છબીમાં દરેક પર્ણ અને શાખા પૂર્ણ સ્થિર સ્વરૂપમાં આપણે જોઈ શકીએ. પણ જો કોઇ કલાકાર આ વટવૃક્ષનું ચિત્ર આલેખે, તો એમાં કેમેરાની જેવી વસ્તુસ્થિતિની ચોક્કસાઈ નહિ આવે. પરન્તુ એ ચિત્રમાં કૈં એવું ઉતર્યું હશે કે જે કેમેરાની છબીમાં નહિ જ દેખી શકાય. આ અકળ 'કૈં' એની ગતિ છે. આ ગતિના ગુણને લીધે જ કલાકાર જીવંત વટવૃક્ષ ચિતરી શકે છે. બીજા શબ્દોમાં કહું તો **કલા સર્વદા સર્જનાત્મક જ હોય છે; અને સર્જન એટલેજ પરિવર્તન.** એ કદાપિ એક ક્ષણ પણ સ્થિર હોઇ શકે નહિ.

મનુષ્યની કલાવૃત્તિ ખીલે, ત્યારે એ ચોમેર સતત પરિવર્તનો જોવા લાગે છે. વિશ્વની દરેક વસ્તુ દર પળે પરિવર્તન પામી રહી છે. કલાકાર એ જોઈ શકે છે. કલાત્મક સ્વભાવની વ્યક્તિઓને પદાર્થો કે પ્રસંગોનો સમૂહ હંમેશા નવી નવી વસ્તુઓ જ શિખવે છે. આમ સાચો કલાકાર નવસર્જન કરે છે; વિશ્વને નવેસરથી ઘડે છે. કુદરતના જીવન સાથે એકતા અનુભવી શકનાર કલાકાર જ્યારે આ વટવૃક્ષનું ચિત્ર ચિતરે છે, ત્યારે એ વટવૃક્ષમાં પણ કાંઇક અદસ્ય પરિવર્તન કરે છે. વટવૃક્ષની 'અભિમાનિની દેવતા' એવા મહાન્ કલાકારનો આભાર માને છે કારણ કે સાચો કલાકાર વૃક્ષના આત્માને–અભિમાનિની દેવતાને–પોતાની ચિત્રકલા દ્વારા પર્ણો અને શાખાઓનો વિકાસ કેમ કરવો, અને ઘટા–જટાની છટાને વધારે કલામય કેમ કરવી, એ શિખવે છે. એજ પ્રમાણે જ્યારે કોઈ સાચો કલાકાર કોઈ વ્યક્તિની છબી ચિતરે છે, ત્યારે પોતાના ચિત્ર દ્વારા એનામાં કો અદ્‌ભૂત પરિવર્તન પ્રકટાવે છે–એની આદર્શમૂર્તિ (આર્કીટાઈપ) ની વધારે નજીક જવાને એને પ્રેરણા આપે છે. આ રીતે પોતાની કલ્પના દ્વારા કલાકાર વિશ્વનું નવસર્જન કરે છે. એ નવસર્જન અંધ કે તરંગી નથી હોતું, પરન્તુ એક દિવ્ય યોજના સાથે બંધબેસતું થાય છે. ભગવાન મહાદેવ પણ વિશ્વનું પરિવર્તન કરવા માટેજ એનો સંહાર નથી કરતા ? હવે તમને સમજાશે કે કલાકાર શા માટે સર્વત્ર પરિવર્તનનાં દર્શન કરે છે, અને શા માટે એ વસ્તુઓનો માત્ર ફોટો પાડનાર જ નથી. સાચો કલાકાર વસ્તુઓનું પરિવર્તન જોઈ શકે છે, અને કુદરત સાથે સહકાર કરે છે.

આ રીતે કલાકાર ઈશ્વરી યોજનાને વ્યક્ત કરે છે. જ્યારે કોઈ કલાકાર આ વટવૃક્ષને ચિત્ર, કાવ્ય કે સંગીતરૂપે વ્યક્ત કરે છે, ત્યારે એ વટવૃક્ષ માટેની ઈશ્વરી યોજના જ પ્રકટ કરે છે. અનેક યુગો પછી આ વટવૃક્ષ એક ભવ્ય પ્રાણી બનશે, કારણ કે

વનસ્પતિનું જીવન વિકાસ પામીને પ્રાણી રૂપે પ્રકટે છે. પરન્તુ સાચો કલાકાર તો એથી યે આગળ જઈ શકે છે, અને લાખ્ખો વર્ષો પછી આ વૃક્ષ કો ભવ્ય પ્રાણી રૂપે કે એથી યે દૂરના ભવિષ્યમાં કો મહાન દેવ રૂપે જે ભાગ ભજવનાર છે, એનું પણ દર્શન આજે જ કરી શકે છે. ટુંકમાં, **કલાકારની સર્જનશક્તિ વૃક્ષ માટેની સમગ્ર ઈશ્વરી યોજના જોઇ શકે છે.** ચિત્રકાર પોતાના ચિત્રની વસ્તુ માટેની આવી ઈશ્વરી યોજના જોઈ શકે છે. આમ જીવનના દરેક ક્ષેત્રમાં સાચો કલાકાર ઈશ્વરી યોજનાનાં દર્શન કરી શકે છે.

વળી આટલું જ બસ નથી. સાચો કલાકાર પોતાની કલાકૃતિ દ્વારા અમુક વસ્તુની જ યોજના બતાવીને અટકતો નથી, પરન્તુ **એ વસ્તુનો સમગ્ર ઈશ્વરી યોજના સાથેનો સંબંધ** પણ દર્શાવી શકે છે. આટલા માટે જ કાવ્ય, શિલ્પ રૂપી દરેક કલાકૃતિ અનંત રહસ્યો પ્રકટ કરી શકે છે. એ આપણને જીવનનાં એક અમુક ચિત્રની જ નહિ, પરન્તુ ધીરે ધીરે જીવનનાં તમામ ક્ષેત્રોની સમજણ આપી શકે છે.

કલાની સમજણ અને ખીલવટ માટે અમુક પરિભાષાની જરૂર પડે છે. કલાકારનો સ્વભાવ મન દ્વારા નહિ પણ પરાબુદ્ધિ દ્વારા વિશ્વની સમજણ મેળવે છે. આપણે પણ આપણી પરાબુદ્ધિનો ઉપયોગ શી રીતે કરી શકીએ ? આપણામાંના દરેક જણમાં, ખાસ કરીને સરળ હૃદયના દરેક જણમાં, સરળ હૃદયની સ્ત્રીઓ અને નિર્દોષ બાળકોમાં પરાબુદ્ધિ રહેલી જ છે. એને શી રીતે પ્રકટ કરવી ?

આને માટે આપણે સર્જનનો મહાપ્રશ્ન પ્રથમ સમજી લેવો જોઇએ. આજની શિક્ષણ સંસ્થાઓમાં સર્જનનું શિક્ષણ ઉમેરાવાની ખાસ જરૂર છે. બાળકની સર્જનવૃત્તિ પ્રકટે અને ખીલે, એવો પ્રબંધ આપણે કરવો જ જોઈએ. કેટલીક વાર નાનું બાળક પણ પોતાની સાદી રીતે શિક્ષકના કરતાં ય વધારે સારી રીતે

શીખવે છે. કારણ કે તે બાળક પોતાની અંદર સર્જનવૃત્તિનો ઉછાળો અનુભવે છે. દરેક ધંધામાં પણ સર્જનનું તત્ત્વ ઉમેરાવું જોઇએ. તેમજ જીવનની સઘળી રમતો પણ સર્જનાત્મક બનવી જોઇએ. આને માટે આપણે જીવનમાં **સુખને તેમજ દુઃખને પણ સર્જનાત્મક બનાવવાં પડશે.** આપણને સૌને અમુક કર્મો તો ભોગવવાં જ પડે છે. કર્મના પંજામાંથી આપણે કદી છટકી શકીએ એમ નથી. જીવનમાં અનેકવાર આપણી ઉપર દુઃખો આવી પડે છે, અને આપણને મુંઝવી મૂકે છે. પરંતુ આપણે દુઃખને ય સર્જનાત્મક બનાવી શકીએ. કલાકારોનાં હૃદયો આપણાં કરતાં વધારે સુખો અને દુઃખોની તીવ્રતા અનુભવે છે; પરન્તુ એઓ એમનો ય ઉપયોગ કરે છે અને એમાંથી સુન્દર કલાકૃતિઓ સરજે છે. કવિવર શેલીનું દૃષ્ટાંત લ્યો. એના જીવનમાં સુખ કરતાં દુઃખનું તત્ત્વ વધારે હતું. એનું એક કાવ્ય વિષાદની વૃત્તિ વખતે લખાયલું છે. વિષાદવૃત્તિ એને ઘેરી વળી ત્યારે એણે એની કલાવૃત્તિનો ઉપયોગ કર્યો, એ દુઃખનું પૃથક્કરણ કર્યું, અને એમાંથી એક અમર કાવ્ય સરજયું.

**તમે તમારા દુઃખમાંથી કૈં પણ સર્જન કરશો, તે પળેજ તમે એ દુઃખમાંથી મુક્ત થઈ શકશો.** કલાત્મક સ્વભાવ ખીલવવાનો એ જ માર્ગ છે. તમારા દુઃખ વિષે એકાદ નિબંધ કે કાવ્ય લખો; અથવા દુઃખની વેળાએ જ કાંઇ ચિતરવાનો પ્રયત્ન કરો. તમે જ્યારે તમારાં દુઃખને પ્રકટ કરવાનો યત્ન કરશો, ત્યારે એ આપોઆપ જ ઓછું થશે. અમેરિકાના ભોળા હૃદયના સીદી લોકોનાં કોમળભાવભર્યાં કાવ્યો જુઓ: એમાં અત્યંત કરૂણતા છે. ખુબીની વાત તો એ છે કે ઘણુયે ગોરા લોકો જ્યારે દૂર દૂર એકલતાનું દુઃખ અનુભવી રહ્યા હોય છે, ત્યારે એ કાવ્યગીતો ગાઈને પોતાના દુઃખમાંથી મુક્તિનું ભાન અનુભવી શકે છે. કાવ્યગીતથી મનુષ્યો પોતાના દુઃખોના દબાણમાંથી મુક્ત થઈ શકે છે. આમ જ્યારે મનુષ્યની કલાવૃત્તિ ખીલે છે, ત્યારે એનામાં પરાબુદ્ધિ જાગૃત થાય છે.

નવી સંસ્કૃતિમાં પરાબુદ્ધિ એક પ્રધાન અંગ થઈ પડશે, આપણે સૌ તો એ નવી સંસ્કૃતિમાં અનેક સદીઓ સુધી જન્મી શકશું નહિ. એ દૂરના ભવિષ્યમાં જ્યારે દરેક જણની પરાબુદ્ધિ કાર્ય કરી રહી હશે, ત્યારે સંસ્કૃતિ અને સંસ્કાર ખૂબજ ખીલશે. આજનો આપણો વસ્તુઓનો અંતિમ ઉકેલ શો છે? આપણે એને પ્રભુ, એકતા કે સ્નેહને નામે ઓળખીએ છીએ. ભવિષ્યની પ્રજાને આવાં નામોથી સંતોષ નહિ થાય, કારણ કે પરાબુદ્ધિ રૂપી નવી શક્તિથી એઓ નવા ઉકેલો શોધી શકશે. આજના તમામ પ્રશ્નો એ લોકો નવી પરિભાષામાં રજુ કરશે. આજે પણ આપણે આપણા પ્રશ્નોને આપણી પરાબુદ્ધિના પ્રકાશમાં નવેસરથી જરૂર રજુ કરી શકીએ.

પરાબુદ્ધિના વિકાસ માટે બન્ધુતા બહુજ આવશ્યક અંગ છે. સંત ઑગસ્ટાઈને સત્યજ કહ્યું છે કે "ચાહો–અને પછી ગમે તે કરો." તેમજ સુન્દરતા અથવા કલા એ પરાબુદ્ધિના વિકાસ માટેનું બીજું પ્રધાન અંગ છે. કલા એટલે આર્યોનો સંન્યાસનો સન્દેશ. **કલાકારની જેમ સુખ કે દુઃખની લાગણીથી વિરક્ત થવું** એજ સંન્યાસ. સાચો સંન્યાસજ જીવનના પ્રશ્નોની મુંઝવણમાંથી મુક્તિ આપે છે. જીવનનું નિરીક્ષણ કરો, અને પછી એમાંથી સર્જન કરો. તમે જ્યારે સર્જન કરી શકશો, ત્યારે જ મુક્તિ માટેની તમારી ઝંખના પાર પડશે. **તમારી અંદર જ્યારે કલાકારની ભાવના ઉદય પામશે, ત્યારે જ તમે મુક્ત થઇ શકશો.**

નવી સંસ્કૃતિમાં માનવજાતિના ચારિત્ર્યમાં પરાબુદ્ધિ મહત્ત્વનો ભાગ ભજવશે. તે સમયે આપણે મન દ્વારા જીવનની સમજણ નહિ મેળવીએ ત્યારે તો આપણી પાસે પરાબુદ્ધિ નામે જ્ઞાનનું એક નવુંજ સાધન ખીલેલું હશે.

માનવજાતિ સમક્ષ આવી નવીન શક્યતાઓ ખડી છે. પરા-**બુદ્ધિના યુગમાં નવી કલાઓ, નવાં વિજ્ઞાનો અને નવાં**

૨૪

# પરાબુદ્ધિનો માર્ગ

'જેના નિર્મળ હૃદયમાં આત્માનો પ્રકાશ હોય, તે કેન્દ્રમાં આનંદમય દિવસો પસાર કરી શકે.' આવી એક જીવનભાવના કવિ મિલ્ટને પોતાના 'કોમસ' નામક ગ્રન્થમાં દર્શાવી છે. આપણે એ ભાવનાને ગ્રીક ભાવના કહીશું 'કેન્દ્રમાં રહેવું', એ ગ્રીક લોકોનો સ્વભાવ હતો, કારણ કે જીવનની વિવિધ પ્રવૃત્તિઓ એમને મન એકજ જીવન રૂપ હતી. મનુષ્યના વિચાર અને લાગણીઓને આજે આપણે ધર્મ, વિજ્ઞાન, ફિલસુફી, કલા, વ્યાપાર, રાજકારણ વગેરે જૂદા જૂદા વિભાગોમાં વહેંચી નાખીએ છીએ; પરન્તુ ગ્રીક લોકોને મન આવું વિભાગીકરણ કલ્પનાની બહારની વાત હતી, જાણી શકાય એવી દરેક વસ્તુ વિષે કંઈ પણ જાણી લેવું એ એમને મન આનંદમય જીવનનું પરિણામ હતું.

જો કે આપણે બધા કાંઈ ગ્રીક નથી, તો પણ આપણામાં પણ 'આનંદમય જીવન ગાળવાની' વૃત્તિ રહેલી છે. દુર્ભાગ્યે આજે આપણને ઘણી ઘણી વિદ્યાઓ શીખવી પડે છે. વળી આજનું તમામ ગ્રન્થસ્થ જ્ઞાન આપણા એક મગજમાં સમાઈ શકે એમ પણ નથી. આમ છતાં આપણે સુખી થવું હોય તો આપણા હૃદયમાં 'માધુર્ય અને પ્રકાશ' અવશ્ય જોઈએ. ગ્રીક લોકોની જેમ ફિલસુફીની શાળાઓમાં વારંવાર ગયા વિના આપણે એ સુખ ક્યાંથી મેળવી શકશું?

## 'સ્ત્રીઓની બુદ્ધિ'

સદ્‌ભાગ્યે, મનુષ્યમાં રહેલી પરાબુદ્ધિ (ઇન્ટુઇશન) આપણને 'માધુર્ય અને પ્રકાશ' આપી શકશે. ઘણીવાર અશિક્ષિત કહેવાતા સ્ત્રી પુરૂષો જેટલી ત્વરાથી વસ્તુઓનો મર્મ પારખી શકે છે, એટલી ત્વરાથી હઝારો વીમતોથી વાકેફ હોય, એવો વિદ્વાન્ ન્યાયાધીશ પણ નથી પારખી શકતો. આ શક્તિને તમે ગમે તે નામ આપો; પણ એટલું તો સત્ય જ છે કે હકીકતો ઉપરથી તારવી કાઢેલા જ્ઞાનના કરતાં કો જૂદીજ રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાની આ શક્તિ આપણામાંના દરેક જણમાં રહેલી છે. શેક્સપીઅરની એક નાયિકાના જેવો અનુભવ આપણને પણ ઘણીવાર થાય છે. એ કહે છે કે "મારી અંદર તો માત્ર **નારીની** બુદ્ધિ છે; હું એને એવો ધારૂં છું, કારણ કે હું એને એવો ધારૂં છું."

પરન્તુ આ મક્કમ ખાત્રી, આ નિશ્ચલ અભિપ્રાય માત્ર 'નારીની જ બુદ્ધિનો' નથી. જગતના પ્રતિભાસંપન્ન મગજો પણ આ શક્તિનો ઉપયોગ સતત કરે છે. આ ક્રિયા તર્ક કે વિચારણાથી તદ્દન જૂદા જ પ્રકારની છે, છતાં જ્યારે મનનો નિર્ણય **તમામ** હકીકતો ઉપરથી ઘડાયો હોય છે, ત્યારે એ વિરોધી અનુમાન નથી રજુ કરતી. આ ક્રિયા તર્ક કે વિચારણાથી પર છે પરન્તુ સરસમાં સરસ બુદ્ધિમાં રહેલાં સર્વ સુન્દર તત્ત્વોનો સમાવેશ એમાં થાય છે. આપણે એને પરાબુદ્ધિ કહેશું. આ પરાબુદ્ધિ શું નથી, એ આપણે પ્રથમ જરા જોઈ લઇએ.

### પરાબુદ્ધિ શું નથી.

પ્રથમ તો એ આવેશ નથી. આવેશ તો પ્રકટવાની સાથે જ ઉછાળા મારે છે, અને ધમધમાટ કરી મૂકે છે. જેમ બંદૂક ફોડતાંની સાથે જ બંદૂકની ગોળી પોતાનો અગ્નિ પોતાની સાથે જ લઈ જાય છે, તેમ આવેશમાં પણ એવું જ થાય છે. પરન્તુ પરાબુદ્ધિ તો જાણ્યે દેવી ઍફ્રોડાઈટની જેમ શાંત સિન્ધુમાંથી જ પ્રગટે છે, પ્રકટવાની સાથે જ પ્રશાંત અને પ્રકાશિત લાગે છે. આવેશ તો વિરોધ કે

વિક્ષેપ સાંખી શકતો નથી; પણ પરાબુદ્ધિ આ ઉભયની અવગણના કરે છે. આવેશ આપણી અંદરથી જ, આપણી પ્રબળ લાગણીઓ-માંથી જ ઉપસ્થિત થાય છે, અને તેના જન્મથી આપણે અજ્ઞાત હોતા નથી. પરન્તુ પરાબુદ્ધિ તો આપણી બ્હારથી આવેલો કોઈ પ્રવાસી છે, અને લાગણીઓ કે ઉર્મિઓ જ્યારે શાંત પડે છે, ત્યારે જ તે વ્યક્ત થાય છે.

વળી પરાબુદ્ધિ એ **અંતરનો અવાજ** (કોન્શ્યન્સ) નથી. દરેક મનુષ્ય પોતાના ગત જન્મોના અનુભવોના પરિણામ રૂપે સત્યાસત્ય પારખવાની જે શક્તિ પોતાની સાથે લાવે છે, તેનેજ આપણે 'અંતરનો અવાજ' કહીએ છીએ. પરન્તુ જો મનુષ્યનું જીવન સંબંધી જ્ઞાન અધૂરૂં હોય અને એના અનુભવો ત્રુટક હોય, તો એના અંતરનો અવાજ ખોટો પણ પડે. જો આપણને **બીજો કોઈ માર્ગદર્શક ન મળ્યો હોય,** તો આપણે આપણા અંતરના અવાજ પ્રમાણે જ વર્તન કરવું જોઈએ; કારણ કે એ આપણા પોતાના જ અનુભવોનું પરિણામ છે. પરન્તુ અંતરનો અવાજ ખોટો પણ હોઈ શકે, એ વાત કદી વીસરશો નહિ. અંતરનો અવાજ એક જ વાર નહિ પણ અનેક વાર બોલે છે, અને તમે એને સંતોષો નહિ, ત્યાં સુધી એ પોતાનું મસ્તક ઉંચું કર્યાજ કરે છે. પરન્તુ પરાબુદ્ધિ તો માત્ર એકજ વાર બોલે છે અને પછી શાંત થઈ જાય છે. અંતરનો અવાજ દલીલો અને આજીજીઓ કરે છે, અને છેવટના પરિણામમાં એનો અંગત હિસ્સો પણ હોય છે; પરન્તુ પરાબુદ્ધિ પક્ષાપક્ષીથી અલગ રહે છે, અને એના આદેશ પ્રમાણે તમે બનો કે ન બનો, એની એને દેખીતી રીતે લેશ પણ પરવા નથી. અંતરનો અવાજ આજ્ઞા કરે છે કે "તમારે આમ કરવું જ જોઈએ," "તમારે આમ નજ કરવું જોઈએ," એની દરેક આજ્ઞામાં જોઈએ તો આવવાનું જ. પરન્તુ પરાબુદ્ધિ તો નિષ્પક્ષપાતપણે એક નિર્ણય આપી દે છે કે "આ કરવું જોઈએ કે ન કરવું જોઈએ."

વળી પરાબુદ્ધિ એ કાંઈ આગામી ( ઇન્ડક્શન ) અને નિગામી ( ઇન્ડક્શન ) પદ્ધતિઓ દ્વારા મેળવેલો ઉતાવળિયો અભિપ્રાય પણ નથી. ઘણાં સ્ત્રી પુરૂષો તર્કયુક્ત વાદવિવાદ નથી કરી શકતા, પરન્તુ પરાબુદ્ધિના પ્રકાશ વડે એઓ અમુક ચોક્કસ અને સાચા નિર્ણય ઉપર આવી શકે છે. તર્ક વિરૂદ્ધ વિચાર કરવા છતાં સત્ય નિર્ણય ઉપર આવી શકનારાં આવાં સ્ત્રી પુરૂષો વિષે પૅટમૉરે રમુજી વર્ણન આપ્યું છેઃ

"એ તો કોઇ દિવસ વાંચતી પણ નથી,
કે કોઈને ત્યાં જતી પણ મેં એને જોઈ નથી,
બિલાડીનાં બચ્ચાં જેમ આપો આપ મોટાં થાય છે.
એમ એ બધું શીખી ગઇ છે, એમ હું માનું છું."

જો પરાબુદ્ધિ આવેશ, અંતરનો અવાજ કે ઉતાવળો નિર્ણય નથી, તો એ શું છે? આપણને આ પ્રશ્ન થાય, એ સ્વાભાવિક જ છે. પરાબુદ્ધિ સાહજીક વૃત્તિ ( ઇન્સ્ટિન્કટ ) ને ઘણે અંશે મળતી આવે છે. પરન્તુ **પરાબુદ્ધિ એ પદાર્થ છે; અને સાહજીક વૃત્તિ તો પડછાયો છે.** પરાબુદ્ધિનું આથી વિશેષ સ્પષ્ટીકરણ કરવું, એ વ્યર્થ છે. એ શું છે, એ તો દરેકે પોતાની મેળે જ શોધી કાઢવાનું છે. બીજાઓ તો વધુમાં વધુ એ શું નથી, એનુંજ વર્ણન કરી શકે.

## પરાબુદ્ધિનો જન્મ

પરાબુદ્ધિ શી રીતે જન્મે છે, તે જાણવા જેવું છે. સામાન્ય રીતે તો એ દુઃખ દ્વારા જ પ્રકટે છે. જ્યારે જ્યારે કોઇ મનુષ્ય ઘણું દુઃખ સહન કરે છે, અને એ સહન કરવામાં ગુસ્સો નથી કરતો, પણ પ્રભુની ઇચ્છાને આધીન થાય છે, ત્યારે એનું એ દુઃખ પૂરું થતાં જ એની પરાબુદ્ધિ જાગૃત થાય છે. "ગુરૂદેવના સાનિધ્યમાં જીવાત્મા ઉભો રહે તે અગાઉ એના પગ હૃદયના રૂધિરથી રંગાવા જોઈએ." આપણે માધુર્ય અને પ્રકાશને પામીએ, તથા એમની દ્વારા શક્તિને ખીલવીએ, તે અગાઉ વિશુદ્ધિની પણ

આપણને જરૂર પડશે. આત્મામાં રહેલા દૈવી પ્રભુતાના પ્રકાશને ઢાંકનાર પડળોને માત્ર દુઃખ જ દૂર કરી શકે છે. વૅગરે સત્યજ કહ્યું છે કે 'હૃદયની વેદના (હૅર્ઝલીડ)થી કરૂણા પ્રકટે, એટલે પરાબુદ્ધિ (પાર્સીફલ)નો ઉદય છે' દુઃખનો ભારેખમ ઝભ્ભો આપણી ઉપર લપેટાયો હોય, ત્યારે દુઃખની મીઠી અને આશિષ-ભરી લ્હાણ કલ્પવી, એ સરળ નથી. પરન્તુ એક રાજા જેમ બીજા રાજાની સત્તાને માન આપે છે, તેમ આપણે પણ જો તેની સત્તાને માન આપીએ તો આપણે સમજી શકીએ કે

> "દુઃખને લીધે આંસુઓની જે જળધારા વહી જતી હતી, તેનાથી દષ્ટિપટ પલળ અને વિશાળ થયા પછી પાછળ દષ્ટિ કરશું, તો મરણશરણ થયેલ વિલાસોમાંથી જ વધારે સુન્દર આશાઓ જન્મતી દેખાશે. આપણે કબૂલ કરવું જોઇએ કે કડવામાં કડવા ઝખમો પણ આપણને વધારે ઉદાર, ગૌરવશાળી, અને નિર્મળ બનાવે છે."

સૌન્દર્યના શોધમાંથી પણ પરાબુદ્ધિ પ્રકટે છે. કારણ કે જેમ દુઃખ અને વિપત્તિ મનુષ્યને વિમળ બનાવે છે, એમ સૌન્દર્યનું સતત ચિંતન પણ એને પવિત્ર કરે છે. નાશવંત અને અળખામણી વસ્તુઓમાં સુંદર અને શાશ્વત તત્ત્વને શોધનારા કવિઓના જેવી પરાબુદ્ધિ બીજાઓમાં ભાગ્યેજ હશે. દરેક મહાન કવિ માટે કહી શકાય કે

> "જન્મ અને મરણનાં, તેમજ શુભ અને અશુભનાં પડળો વીંધીને એ આત્મદષ્ટિએ વિશ્વને વિલોકે છે; અને ઉઘાડા પુસ્તકની જેમ સળંગ સનાતન પ્રચ્છાનાં આશયો સ્પષ્ટતાથી વાંચી શકે છે."

વળી જેઓ સુન્દર કલાકૃતિઓ સરજી શકે છે, એમનામાં પણ પરાબુદ્ધિની શક્તિ રહેલી છે. સંગીતકાર, ચિત્રકાર કે શિલ્પ-કારમાં આપણે પરાબુદ્ધિની જીવન-ભાવના નિહાળી શકીએ છીએ.

પરાબુદ્ધિ કોઈ 'અમુક યુગને માટે નહિ, પરન્તુ સર્વ યુગોને માટે' કાર્ય કરે છે. કારણ કે **પરાબુદ્ધિ સમયનું નહિ પણ સનાતનતાનું સંતાન** છે. આથી સમયના વધવા સાથે પરાબુદ્ધિને પૂર્ણ થવાપણું હોતું નથી; એ તો માત્ર એકજ પળમાં સનાતનતાનો સરવાળો આપી શકે છે. 'અમુક મનુષ્યને હું એવો ધારૂં છું, કારણ કે હું એને એવો ધારૂં છું' એ પરાબુદ્ધિથી સૂઝેલો નિર્ણય કોઈ કાળે પણ કરતો નથી.

તમને કદાચ નવાઈ જેવું લાગશે, પણ **બુદ્ધિ અથવા વિચાર શક્તિ**માંથી પણ પરાબુદ્ધિ પ્રકટે છે. પરન્તુ એને માટે મનુષ્યની બુદ્ધિ પ્રથમ તો **નિઃસ્વાર્થ** અને **નિષ્પક્ષપાતી** થવી જોઇએ; અને બદ્ધમતોથી દોરવાયા વિના હકીકતોની તુલના કરવાની એનામાં તાકાત હોવી જોઇએ. આવી શક્તિથી મહાન ફિલસૂફો અને વૈજ્ઞાનિકો ઘણીવાર હકીકતો એકઠી થઇ શકે તે પહેલાં પણ સર્વસામાન્ય સિદ્ધાંતો તારવી શકે છે. આવા વિચારકો ઘણીવાર શુષ્ક હૃદયના હોય છે, અને છતાં પણ ઉર્મિઓની અંદર રહેલા ભવ્ય સિદ્ધાંતો સમજાવી શકે છે.

છેવટે **ભક્તિ** દ્વારા પણ પરાબુદ્ધિ જાગૃત થાય છે. મનુષ્યની ભક્તિ પ્રભુ પ્રત્યે ઢળે કે કોઈ મહાન્ માનુષી નેતા પ્રત્યે વફાદારી રૂપે વહે. પોતાના ઇષ્ટદેવ કે પૂજ્ય નેતાને અનુસરવાની પ્રતિજ્ઞા ભક્તના માનસિક અને ઉર્મિમય સ્વભાવમાં બુદ્ધિથી પર જવાની, અને ઢંકાયલા સત્યને અણીની વેળાએ નિહાળવાની, શક્તિ પ્રકટ કરે છે. આવા ભક્તમાં લોકોને કેટલીવાર 'સામાન્ય બુદ્ધિ'નો પણ અભાવ દેખાય છે. પરન્તુ પ્રભુએ એને એક બીજી 'અસામાન્ય બુદ્ધિ'ની ભેટ આપેલી છે. એ 'અસામાન્ય બુદ્ધિ'જ એના વર્તનનું સર્વોત્તમ ધોરણ છે.

### પરાબુદ્ધિયુક્ત વ્યક્તિ

કોઈપણ વ્યક્તિમાં પરાબુદ્ધિનો ઉદય થયો છે કે નહિ, એ

અનેક રીતે જોઈ શકાય છે. દાખલા તરીકે એ એના સ્મિત પરથી પણ પારખી શકાય છે. સંગીતના સૂરની જેમ સ્મિત પણ સૂચક હોય છે. કેટલાંક સ્મિત માત્ર 'માનસિક' હોય છે; કેટલાંક ઉર્મિમય અને સહાનુભૂતિદર્શક હોય છે. પરન્તુ પરાબુદ્ધિનું સ્મિત તો જે વ્યક્તિના વદન પર શાંત રીતે ઝળકે છે, એના આંતરજીવનની સમજણ પણ સાથેજ પ્રકટ કરી દે છે. મનુષ્યના આંતર દૃષ્ટિબિન્દુમાં પણ પરાબુદ્ધિનો ઉદય જોઈ શકાય છે. જ્યારે પરાબુદ્ધિ પ્રકટે છે, ત્યારે મનુષ્યનાં માનસિક અને ઉર્મિમય દૃષ્ટિબિન્દુઓ એક થઈ જાય છે. ત્યારથી તે મનુષ્ય વિનાશ કે ખંડન કરવાને બદલે રચનાત્મક કાર્ય જ આદરે છે; અને પોતાની યોજનાને પાર પાડવામાં જોઈતી સામગ્રી ક્યાંથી લાવવી, એ પોતે આપોઆપ જ સહજવૃત્તિથી જ જાણી શકે છે. પછી એ કડવી ટીકાઓ કદી કરતો નથી. વનસ્પતિશાસ્ત્રી તો નાજુક કુસુમકળીને કાપી નાખે છે, પણ કો માળી જેમ એને પુષ્પરૂપે પ્રકટવા દે છે, એમ એ માનવ સ્વભાવનું પ્રકટીકરણ શાંતિથી નિરખ્યાં કરે છે. એ હકીકતોનો સંગ્રહ કરવાને બદલે વિચાર અને ઉર્મિને લગતા સર્વસામાન્ય સિદ્ધાંતો વધારે પસંદ કરે છે. વળી આજસુધી એને જીવનની કોઈ ફિલસુફી નહિ જડી હોય, તો એ એક એવી ફિલસુફીની શોધમાં નીકળી પડશે કે જેમાં જીવનની સકળ પ્રવૃત્તિઓનો સમાવેશ થતો હોય.

## પરાબુદ્ધિનો વિકાસ

આપણામાંના દરેકની અંદર પરાબુદ્ધિની શક્તિ અમુક પ્રમાણમાં તો રહેલી જ છે. આ 'પ્રેમલ જ્યોતિ' આપણા બાહ્ય અને આંતર જગતની ગૂઢ બીનાઓ પ્રકટ કરે છે. એને લીધે આપણે બીજાનાં નહિ પણ આપણાં જ ચક્ષુઓથી જોઈ શકીએ છીએ. જો આપણે પરાબુદ્ધિને સાચી રીતે સમજી શકીએ, તો આપણે એનો વિકાસ પણ કરી શકીએ. પ્રેમ, એ પરાબુદ્ધિના વિકાસનું એક

મોટું સાધન છે. પ્રથમ એકજ પાત્રને ચાહવાની શક્તિમાંથી અનેકને ચાહવાની શક્તિ ખીલે છે, અને આખરે પરાબુદ્ધિનો કાર્યપ્રદેશ એક જ વ્યક્તિની સીમામાં ન રહેતાં વધારે વિસ્તૃત બનતો જાય છે. તદુપરાંત **પ્રભુને પામવાની આધ્યાત્મિક મહેચ્છાથી** પણ પરાબુદ્ધિનો વિકાસ થાય છે; તેમજ જગતનું દુઃખ દૂર કરવા માટે સેવાના માયાળુ કાર્યોમાં ઝંપલાવવાથી પણ એ ખીલે છે. વિજ્ઞાનની પ્રયોગશાળાઓમાં બને છે તેમ **નિષ્પક્ષપાતી નિરીક્ષણવાળા બારીક માનસિક અભ્યાસ** વડે પણ પરાબુદ્ધિના વિકાસનો માર્ગ ખુલ્લો થાય છે. એના વિકાસનો હજુ પણ એક સુન્દર માર્ગ છે. જો કે આ માર્ગને આપણે બરાબર સમજી શક્યા નથી. એ માર્ગ તે **કુદરતના સમાગમનો** છે. કારણ કે કુદરત એટલે જડ **પદાર્થમાં પ્રકટેલી પ્રભુની વિશ્વવ્યાપક પરાબુદ્ધિ** જ છે. આથી અરણ્યમાં કે ખેતરમાં, સાગર તીરે કે હિમાચ્છાદિત ગિરિશિખરે વિહરવું, એ પરાબુદ્ધિને જીવનજળ સિંચવા જેવું છે. પરન્તુ આપણે કુદરત સાથે એક થવું જોઈએ; માત્ર એની સુન્દરતા નિહાળ્યાં કરીએ, એટલું જ બસ નથી. ત્યારે જ આપણી અંદર રહેલી પરાબુદ્ધિ કુદરત રૂપે ઉતરેલી બાહ્ય પરાબુદ્ધિનો અવાજ સાંભળી શકશે. જે કોઈ વ્યક્તિ એકાદ પુષ્પ પર પ્રેમ કરે છે, કે વાદળાંની અસરથી રાચે છે, તે તે પળે તો કલાકાર બની જાય છે, અને અમર થઈ રહે છે. વસ્તુઓના બાહ્ય દેખાવથી પર થઈને, એ પ્રભુના સ્વભાવ રૂપ 'સાચી વસ્તુઓ'ની સમીપમાં પહોંચી જાય છે.

## પરાબુદ્ધિના નિયમો

પરાબુદ્ધિને એના પોતાના જ નિયમો છે; અને કોઈપણ વ્યક્તિ એ નિયમોનું ઉલ્લંઘન કરી શકતી નથી. નજીવી બાબત પર એ પોતાનો અભિપ્રાય દર્શાવે, અને મહાન સંકટ સમયે તે આપણને પ્રકાશ ન પણ આપે. બાદશાહના જેવી એ સ્વચ્છંદી

ઈચ્છાવાળી છે. આપણે તો માત્ર એ કેવી રીતે કાર્ય કરે છે, એ ધ્યાનમાં રાખી શકીએ, અને એના નિયમો પ્રમાણે આપણું જીવન ઘડી લઇએ.

પરાબુદ્ધિની આજ્ઞામાં શંકા ન રાખવી, એના સત્યાસત્યને તપાસવા બેસવું નહિ, એ એનો પ્રથમ નિયમ છે. પણ એ માત્ર એક આવેશ જ હોય તો? પરાબુદ્ધિ એ કાંઈ આવેશ નથી. એ જાણવાના માર્ગો તો તમારે પોતે જ શોધવા પડશે. જ્યારે તમને એકવાર ખાત્રી થાય છે કે આ પરાબુદ્ધિનો જ પ્રકાશ છે, ત્યારે એનું વધારે વિવેચન કરવા થંભશો નહિ. કારણ કે પરાબુદ્ધિ તો લોહેનગ્રીન જેવી છે; એલ્સા અથવા સંકટમાં પડેલા જીવાત્માની આગળ એ પ્રકટ થાય છે, અને કહે છે, "હું કયાંથી આવું છું, અને મારૂં નામ શું છે, એ મને પૂછીશ નહિ." પરન્તુ એલ્સાથી આખરે રહેવાયું નહિ, અને એણે એજ પ્રશ્ન પૂછ્યો. એટલે લોહેનગ્રીન ત્યાંથી ચાલી જાય છે. શંકાથી ભરેલા આપણા જગતમાં પરાબુદ્ધિ રહી શકતી જ નથી; એ પોતાના જગતમાં પાછી ચાલી જાય છે.

એનો બીજો નિયમ આ છેઃ પરાબુદ્ધિને કદી આમંત્રશો નહિ. કારણ કે એના ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેવું, એ ઉચિત નથી. કો દૈવી માર્ગદર્શકની સહાય વિના પણ જીવનની તમામ ફરજો બજાવી શકાય, એ રીતે જ આપણે આપણું જીવન ગોઠવવું જોઇએ, અને ફરજનું પાલન યથાશક્તિ કરવા માટે હંમેશાં તૈયાર જ રહેવું જોઇએ. આપણને ક્યારે પ્રકાશની જરૂર પડશે, એનો નિર્ણય કરવાનું કાર્ય આપણું નથી. સંકટ સમયે, કસોટીની વખતે, પરાબુદ્ધિ ન પ્રકટે, તો ખાત્રીથી માનજો કે તમે તમારી ફરજનું પાલન બરાબર કર્યું નથી. તમારી ફરજના માર્ગનું હરે પછીનું પગલું જોવાનો પ્રકાશ તમારી અંદર છે જ. [illegible] શક્તિ ઘણીજ પ્રબળ છે. પરન્તુ જેઓ સંપૂર્ણ નિ[illegible] અને એની સહાયની અપેક્ષા વિના જ, કાર્યો કરે છે [illegible]

એની પૂર્ણ શક્તિ મળે છે. તમને કદાચ મારું કથન વિરોધયુક્ત લાગશે, પરન્તુ પરાબુદ્ધિની પ્રેરણા, એ તો એના વિના કાર્ય કરવાની શક્તિ ખીલવ્યાથી જ મળશે. પ્રેરણા આવે કે ન આવે એ વાત જ એની ઉપર છોડી દ્યો. તમારી અંદર રહેલા પ્રભુ જ 'તમારી ભવ્યતાની આશા' છે. પ્રભુની મદદની આપણને ક્યારે જરૂર છે, એ પ્રભુ જ સૌથી સારી રીતે જાણે છે. આપણે તો એકજ ધૂન મચાવવી કે 'તારી ઈચ્છા મ્હારી કરીશ, પ્રભો!'

પરાબુદ્ધિનો ત્રીજો નિયમ એ છે કે, **તમે એને સદા વફાદાર રહેજો.** જો તમે એક વાર પણ પરાબુદ્ધિને છેતરશો, તો પ્રભુને તજીને પૈસાને ભજતા થશો. એ અવગણનાનો બદલો વાળવા માટે તથા પરાબુદ્ધિનાં ઉજ્જવલ પગલાં ફરી તમારા ઉરમંદિરમાં પધરાવવા માટે તમારે અસંખ્ય કષ્ટો વેઠવાં પડશે. આપણે ઘણી વાર કેટલાય લોકોને એવું કહેતાં નથી સાંભળ્યા કે, "હા, જો હું મારો માર્ગ જોઈ શકું, તો કેવું સારું!' ભૂતકાળમાં પરાબુદ્ધિની અવગણના કરવાનું જ એ ફળ છે. જો ભૂતકાળમાં આપણે પરાબુદ્ધિને વફાદાર રહ્યાં હોઇએ, તો હવે પછીનું પગલું ન સૂઝે, એવો અવસર આપણા જીવનમાં આવે જ નહિ. પરન્તુ આપણામાંના ઘણા જણ ભૂતકાળમાં પરાબુદ્ધિને વફાદારીથી વળગી રહ્યા નથી, અને 'આધ્યાત્મિક માર્ગે' આગળ ધપવાની સ્પષ્ટ ના પાડી છે, તેથી જ આપણા જીવનમાં આ અંધકારના દિવસો ઉગ્યા છે. પરન્તુ આ બધું દુઃખ ટુંકી મુદતને માટે જ રહેશે. કારણ કે દુઃખ અને ત્યાગ દ્વારા ફરીથી પાછા આપણે પરાબુદ્ધિનો પ્રકાશ નિહાળી શકશું.

### પરાબુદ્ધિનો માર્ગ

'પવિત્ર કાર્ય કરનાર આત્માને સઘળા સદ્દગુણો સ્વાભાવિક લાગે છે; અને એ કાંઈ એણે દુઃખથી પ્રાપ્ત કર્યાં હોય, એમ એને લાગતું નથી.' ઈમર્સનના આ કથનમાં પરાબુદ્ધિનો કેટલો

બધો પ્રકાશ ભરેલો છે! કારણ કે **સદ્ગુણ એ કાંઈ આપણા સ્વભાવથી નિરાળો પદાર્થ નથી.** આપણે બધા સ્વભાવથી પાપી નથી જન્મ્યા, પરન્તુ સદ્ગુણ એ જ આપણો સાચો સ્વભાવ છે, પરન્તુ આપણે ભૂલો કરીને, વિખૂટાં પડેલાં ઘેટાંની માફક પ્રભુના માર્ગથી અવળા ચાલ્યા છીએ. આપણે આપણા આત્માનું 'પવિત્ર કાર્ય' સમજી લેવું જોઈએ; પછી આપણો 'માર્ગ' ફુલની જેમ વિકસવા માંડશે; આપણી અંદર એક પછી એક સદ્ગુણો વધવા માંડશે; અને આપણે પ્રભુને માર્ગે વિચરતા થઈશું. કારણ કે પ્રભુનો માર્ગ એ જ આપણો સાચો માર્ગ છે. આપણે પ્રભુના પુત્રો છીએ, અને પ્રભુની જ પ્રતિકૃતિ છીએ, એ સત્ય હજુ આપણે શોધવાનું બાકી છે. ભગવાન ક્રાઈસ્ટે કહ્યું છે કે, "મને અનુસર." ભગવાન બુદ્ધે કહ્યું છે કે–"તમે તમારા દીપક થાઓ." ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કે, "મ્હને ત્હારી જાત સમર્પી દે." માનવજાતિ કહે છે કે "મને મદદ કરો; મને બચાવો." આ બધા એ પ્રભુને પામવાના ભિન્ન ભિન્ન માર્ગો છે. માનવજાતિના મન અને હૃદયમાંથી નીકળીને પરમ ધ્યેય તરફ એ માર્ગો વહી રહ્યા છે. પરન્તુ એ બધા જ માર્ગો એક મહાન્ માર્ગમાં મળી જાય છે; એ માર્ગ પરાબુદ્ધિનો છે. કારણ કે પરાબુદ્ધિ એ તો પ્રભુનું બાળક છે; એને ચરણે રાજા મહારાજાઓ સુવર્ણ, ધૂપ અને કસ્તૂરીની મૂલ્યવંતી ભેટો ધરે છે. જેની આપણે શોધ કરી રહ્યા છીએ, તે બ્હારથી આપણી આગળ પ્રકટે, તે અગાઉ પ્રથમ આપણી અંદર એ પ્રકટવું જોઈએ. કારણ કે માર્ગ, સત્ય, અને જીવન આપણી અંદર જ રહેલાં છે; અને એ જ પરાબુદ્ધિની શક્તિ છે.

---

## ૨૫

# પરાબુદ્ધિનો વિકાસ

પળવાર ત્હમે આ તંબુની બ્હાર જાઓ, અને સૂર્યાસ્તના સૌન્દર્યનાં દર્શન કરો. કારણ કે જો તમે તમારી રસેન્દ્રિયથી એ સૌન્દર્યનો સાચો જવાબ વાળી શકશો, તો આજનો મ્હારો વિષય તમે વધારે સારી રીતે સમજી શકશો. વળી આજે પરાબુદ્ધિનો પ્રશ્ન વિચારૂં છું, ત્યારે મ્હને નીચેની કાવ્ય પંક્તિઓ યાદ આવે છે—

"સૂર્યાસ્ત, સાગર અને સ્વરસંગ,
એ ત્રણ અદ્ભૂત બારીઓ છે—
કારણ કે એ ત્રિપુટિની મારફત
આપણે સનાતનતામા ડોકયું કરીએ છીએ."

'વિશુદ્ધાત્માની દરખાસ્ત' નામે મારાં એક કાવ્યની એ પ્રથમ પંક્તિઓ છે; હું એ કાવ્ય પ્રસિદ્ધ કરવા માગતો નથી—વિશુદ્ધાત્માઓ (મોનેડ્ઝ) સદા મનસ્વી રીતે જ વર્તે છે!

સર્યાસ્ત તો સનાતનતામાં ડોકિયું કરવાની એક બારી છે. છેલ્લા ઑક્ટોબરનો એક મનોહરપ્રસંગ મને અત્યારે યાદ આવે છે. વિવિધ સ્થળોમાં પ્રવચનો કરતો હું ક્યુબામાં બે અઠવાડિયાં રહ્યો હતો; તે પ્રસંગે મ્હારાં મનહૃદય અત્યંત થાકી ગયાં હતાં. તે દેશના જેવો અનુભવ મ્હને બીજે ક્યાંય થયો ન હતો. રાજકીય પરિસ્થિતિને લીધે જનસમાજ નિરાશામાં હતો. સર્વત્ર ગોળીબાર અને બૉમ્બથી થતી પાયમાલી નજરે પડતી હતી. પ્રજા જ્યારે

આવી તંગ દશામાં હોય, ત્યારે કોઈ આવીને એની સમક્ષ બન્ધુભાવ, બાળકોનું સૌન્દર્ય, કલાનું માધુર્ય, વગેરે વિષયોની વાતો કરવા માંડે, ત્યારે એને કેટલો બધો હર્ષ થાય! એ દિવસોમાં ક્યૂબન લોકોને એમના અંધકારમય વાદળાં સહેજ વિખેરાતાં લાગ્યાં, અને એમને હૃદયંગમ સૂર્યપ્રભા અને સુન્દરતાનાં દર્શન થયાં. તમામ નગરોના વર્તમાન પત્રોમાં મ્હારાં પ્રવચનો છપાવા લાગ્યાં, અને ખાસ કરીને ત્યાંના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને એમજ લાગ્યું કે હું એમના જીવનની તીવ્ર ક્ષુધા સંતોષતો હતો. પછી મ્હારા પ્રવચનપ્રવાસની છેલ્લી પળ આવી. લોકોને મ્હારાં પ્રવચનો એટલાં તો ગમ્યાં હતાં કે વાચકોની માગણીને સંતોષવા માટે મ્હારા પ્રવચન-પુસ્તકની બીજી આવૃત્તિ પણ એમને કાઢવી પડેલી. દરિયો તુફાની હતો. મ્હેં સ્ટીમર પર પગ દીધો કે તરતજ પશ્ચિમ ક્ષિતિજ પર મ્હને ભવ્ય સૂર્યાસ્તનાં દર્શન થયાં. મ્હને લાગ્યું કે જાણે ક્યૂબાનો રાષ્ટ્ર-દેવ રંગની ભવ્યતાથી મ્હારો આભાર માની રહ્યો છે.

પરાબુદ્ધિનો વિષય ભવિષ્યમાં ખૂબ જ ચર્ચાશે. પરાબુદ્ધિની પ્રક્રિયાઓ સમજવી સરળ નથી. પરન્તુ જો તમે થિયોસોફીએ આપેલી વ્યવસ્થિત વિશ્વરચનાનો અભ્યાસ કરવા માંડશો, તો તમે પરાબુદ્ધિ વિષે ખરી સમજણ મેળવી શકશો. થિયોસોફીએ આપેલું સામાન્ય વર્ગીકરણ તો ત્હમે જાણતા હશો. થિયોસોફી માનુષી બંધારણમાં સાત તત્ત્વો સ્વીકારે છે—સ્થૂળ શરીર, પ્રાણ, કામ, અસત્ મન, સત્ મન, બુદ્ધિ અને આત્મા.

પોતાની પરિસ્થિતિ અને અદૃશ્ય જગતનાં સંવેદનો ઝીલતાં ઝીલતાં મનુષ્ય વિકાસ પામે છે. માનુષી વિકાસ વધતો જાય છે, તેમ તેમ એના પ્રત્યાઘાતો ઉચ્ચતર અને ઉચ્ચતર બનતા જાય છે, સ્થૂલ ભુવનનો પ્રત્યાઘાત રસાયણિક મેળ જેવો છે. એ ભૂમિકા તો આપણે પસાર કરી ગયા છીએ. હાલમાં માનવજાતિ સામાન્ય રીતે હૃદયની ઉર્મિઓથી જીવનનો જવાબ વાળે છે; એટલે કે માનવ-

જાતિનો મ્હોટો ભાગ કાર્મિક પ્રત્યાઘાતોથી જ જીવનને સમજે છે. સામાન્ય મનુષ્ય જીવનના બે વિભાગ પાડે છે: 'મ્હને ગમે છે'–રાગ; અને 'મ્હને ગમતું નથી'–દ્વેષ. આ રીતે ઉર્મિ દ્વારા મળતા જીવનના પ્રત્યાઘાતો એનું દૃષ્ટિબિન્દુ ઘડે છે.

આપણે સૌ જાણીએ છીએ કે ઉર્મિ કરતાં ય ઉચ્ચતર પ્રત્યાઘાત મન દ્વારા શક્ય છે. એમાં મનુષ્ય સમીપસ્થ પદાર્થને સૂક્ષ્મતાથી તપાસે છે. પરન્તુ એની એ પદાર્થ–પરીક્ષા એના રાગદ્વેષની પરિભાષામાં નથી થતી, પણ એ પદાર્થના અન્ય પદાર્થો સાથેના સંબંધ રૂપે થાય છે. આ ભૂમિકાએ મનુષ્ય રાગદ્વેષરહિત અને વિવેકયુક્ત મન દ્વારા જીવનના પ્રશ્નમાં પ્રવેશ કરે છે. સામાન્ય મનુષ્ય હજુ તો પોતાનું મન આછી રીતે જ ખીલવી રહ્યો છે; આથી આ માનસિક પ્રત્યાઘાતનો તો માનવજાતિ હજુ પ્રારંભજ કરી રહી છે. આજે સામાન્ય મનુષ્યો તો સ્વભાવ અને તાલીમથી મળેલા પોતાના રાગદ્વેષથી જ પ્રવૃત્ત થાય છે—એમનું જીવન સિદ્ધાંતો, નિયમો અને આદર્શોથી દોરાતું નથી.

પળવાર જગતનો ભૂતકાળ કલ્પો, ત્યારે સારી યે માનવજાતિ વર્તમાન જંગલી મનુષ્યોની જેમ કેવળ અજ્ઞાન અને ઉર્મિ પ્રધાન જ હશે. તે પળે એ લોકોની વચ્ચે મન દ્વારા જીવનનો જવાબ વાળતા કોઈ મનુષ્યને કલ્પો. એવો મનુષ્ય રાગદ્વેષથી જીવનના અભિપ્રાયો નહિ બાંધે; એ તો પૃથક્કરણ કરશે અને એ રીતે જ જ્ઞાન મેળવશે. અન્યને મન તો એ શુષ્ક અને લાગણીહીન જ લાગશે. એને 'ભેજાનો ચસકેલ' માનીને, અથવા સમાજદ્રોહી ગણીને લોકો પજવતા હશે. જીવનની સમજણ મેળવવાની એની પદ્ધતિ જૂદી હોવાથી, એ જગતથી જૂદો પડી ગયો હશે–કોઈ એને સાચી રીતે નહિ સમજી શકતું હોય. પોતાના વિચારો કે ઉર્મિઓને એ સમજાવી પણ નહિ શકતો હોય; કારણ કે એનો જીવનનો અનુભવ અન્યની સમજણથી 'પર' હશે.

આજે આપણી સમક્ષ પણ ઉચ્ચતર સ્વરૂપમાં એવો જ પ્રશ્ન આવી પડ્યો છે. આપણા શિક્ષણની નવી પદ્ધતિ અને આપણો સામાન્ય વિકાસ તપાસો. ભૂતકાળના આપણા ઉર્મિમય પ્રત્યાઘાતમાં આપણે હવે માનસિક પ્રત્યાઘાત પણ ઉમેર્યો છે. ખરૂં છે કે આ પ્રત્યાઘાત અસત્ મનનો જ છે. અસત્ અથવા તો નીચલું મન પદાર્થને એના વાસ્તવિક સ્વરૂપમાં જ ગ્રહણ કરે છે અને સમજે છે. ઉચ્ચતર શિક્ષણની અસરથી કોઇક વાર જ આપણું મન જૂદી જૂદી હકીકતોને સમજે છે, એમનું વર્ગીકરણ કરે છે, એમાંથી વર્ગ કે કોટિ તારવી કાઢે છે, વ્યક્તિગત વસ્તુને એની વ્યાપક કોટિના એક અંગ રૂપે જોતાં શીખે છે, અને એ રીતે ધીરે ધીરે અમૂર્ત વિચારણા કરતાં શીખે છે. ઘણી થોડી વ્યક્તિઓ જ અમૂર્ત વિચારોમાં જીવી જાણે છે. આપણને વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન જીવનનો ઉચ્ચતર ખ્યાલ આપે છે; એટલે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન સત્ અથવા ઉપલા મન દ્વારા મેળવેલી જીવનની સમજણ છે.

આ કામિક કે માનસિક પ્રત્યાઘાતોથી ય ઉચ્ચતર પ્રત્યાઘાત ઉચ્ચ મનથી પણ એક ભુવન કે ભૂમિકા ચઢિયાતો છે.

જેવી રીતે ભૂતકાળમાં વિચાર-પ્રધાન વ્યક્તિ વિચિત્ર અને સમાજ-દ્રોહી મનાતી હતી, એવી રીતે વર્તમાન કાળમાં પરાબુદ્ધિ દ્વારા જીવનનો જવાબ વાળનારી વ્યક્તિ પણ 'ચસ્કેલ' મનાય છે. તે આપણા કલાકારો છે. પરાબુદ્ધિના પ્રત્યાઘાતના પુરોગામીઓ હોવાથી એઓ આપણને તરંગી લાગે છે. જીવનના સ્થાપિત નિયમો એઓ સ્વીકારતા નથી. આપણને એઓ એટલા તો જૂદા, સ્વતંત્ર અને વિપ્લવકારી લાગે છે કે આપણે એમને સ્હેજ પણ સમજી શકતા નથી. આપણે તો મ્હોટે ભાગે ઉર્મિમય કે માનસિક પ્રત્યાઘાતોમાં જ જીવીએ છીએ. આપણી કામિક કે માનસિક યોજના સાથે આ કલાકારો બંધબેસ્તા થતા નથી.

આપણા કલાકારોનો પ્રથમ પ્રત્યાઘાત વિપ્લવ જેવો હોવાથી

અને એમનું વર્તન આપણને વિચિત્ર લાગવાથી આપણે એમને અનીતિમાન કરીએ છીએ. એઓ આપણા નીતિ–નિયમોનો ભંગ કરે છે અને આપણાં પાપપુણ્યનાં ધોરણો સ્વીકારતા નથી, પરંતુ સાચી વાત તો એ છે કે એઓ એમની હમણાં જ જાગૃત થતી પરાબુદ્ધિ દ્વારા જગત અને જીવનની સમજણ મેળવવા મથી રહ્યા છે. આજે તો બુદ્ધિ ( ઇન્ટુઇશન ) ની શરૂઆત જ થાય છે. ભવિષ્યમાં પાંચમા મહાકલ્પ ( રાઉન્ડ ) અને ખરી રીતે તો છઠ્ઠા મહાકલ્પની છઠ્ઠી મહાપ્રજામાં જ પરાબુદ્ધિના સાચા પ્રત્યાઘાતનાં દર્શન આપણે કરી શકશું.

આ પરાબુદ્ધિ શબ્દ હજુ જગતમાં નવો જ છે. વર્તમાન તત્વચિંતકો એ શબ્દનો ઉપયોગ જુદી રીતે જ કરે છે. આપણા અસત્ કે સત્ મનથી યે ચઢિયાતી આ પરાબુદ્ધિની શક્તિને માટે અંગ્રેજી ભાષામાં યોગ્ય શબ્દ જ નથી. પશ્ચિમના વૈજ્ઞાનિકોની વર્તમાન પરિભાષા તપાસશો તો તમને માલુમ પડશે કે એઓ મન અને હૃદયના પ્રત્યાઘાતને માટે ' ઇન્ટુઇશન ' શબ્દ વાપરે છે. એક લેખક કહે છે કે " આપણે આપણી જે માન્યતાઓને અને બદ્ધમતોને દલીલપૂર્વક સમજાવી શકતા નથી, તેને સૂચવવા ' ઇન્ટુઇશન ' શબ્દ વપરાય છે. "

આથી જ્યારે આપણે આપણી માન્યતાએ અને બદ્ધમતોને વળગી રહીએ, અને આપણા અભિપ્રાયો અને નિર્ણયો બાંધવામાં એમનો ઉપયોગ કરીએ, પરન્તુ એમને દલીલોથી ન સમજાવી શકીએ ત્યારે એ ' ઇન્ટુઇશન ' કહેવાય. આપણે એ નિર્ણયો આપણા મનને દલીલોથી સમજાવી નથી શકતા, પરન્તુ પરાબુદ્ધિના નિર્ણયો સંપૂર્ણ રીતે સાચાજ હોય છે.

કવિવર શેકસપીઅરે એના એક નાટકની નાયિકા રોઝેલિન્ડના મુખમાં મૂકેલા શબ્દો યાદ કરો: " હું એને એવો ધારૂં છું કારણ કે હું એને એવો ધારૂં છું. " આ એનો અંતિમ અભિપ્રાય છે.

આ જ્ઞાન બહારથી નહિ, પણ અંદરથી જ પ્રકટે છે. એ કેવી રીતે પ્રકટે છે, તે આપણે સમજી શકતા નથી. કો ગૂઢ રીતે એ આપણી અંદરથી જ પ્રકટે છે. કેટલીક સ્ત્રીઓમાં આ પરાબુદ્ધિની શક્તિ કાર્ય કરી રહી છે. માત્ર દેહ કે દેખાવથી નહિ, પરન્તુ સાચા સ્ત્રીત્વથી જ જે સ્ત્રી **સ્ત્રી** છે, તેનામાં જ પરાબુદ્ધિ પ્રકટે છે. સ્પેનિશ ભાષામાં એક કહેવત છે કે,

" એક નિયમ તરીકે જ સ્ત્રીની સલાહ અર્થ વગરની હોય છે.
પરન્તુ એને અવગણશો, તો તમે મોટા મૂર્ખરાજ બનશો."

પશ્ચિમમાં ઈન્ટ્યુઈશન શબ્દ આજે અનેક અર્થમાં વપરાય છે, પરન્તુ તમે બારીકાઇથી અભ્યાસ કરશો, તો તમને માલમ પડશે કે બે તત્ત્વચિંતકો એને પરાબુદ્ધિના અર્થમાં વાપરે છે. એઓ આ નવીન શક્તિનું સ્વરૂપ સમજવાનો પ્રયત્ન કરી રહ્યા છે. એક તો સ્પિનોઝા છે; એ જ્ઞાનની ત્રણ રીતો બતાવે છે. **પહેલી** રીત વાસના-શરીરના તાત્કાલિક પ્રત્યાઘાતની છે. આ રીત સંવેદનોથી ઊંચે જઈ શકતી નથી; અને એમાં એક સમયે માત્ર એક જ ઉર્મિ હોય છે. **બીજી** રીત મન દ્વારા જ્ઞાન મેળવનાર છે. આ રીત વૈજ્ઞાનિક ઢબની છે. એમાં દશ્ય પ્રસંગ વિષે કાળજીપૂર્વક તર્ક કરવાથી જ્ઞાનપ્રાપ્તિ થાય છે. વર્તમાન વિજ્ઞાન એ રીતે જ સિદ્ધાંતો અને નિયમો તારવે છે, પરન્તુ વિજ્ઞાન દરેક પદાર્થને અલગ રાખીને તપાસે છે અને એને અમુક પ્રકારનું વ્યવસ્થિત સ્થાન આપે છે. પરન્તુ સ્પિનોઝાની **ત્રીજી** રીત વિજ્ઞાનની પદ્ધતિથી કેવળ જૂદી જ છે. એ પોતાની પરાબુદ્ધિનો ઉપયોગ કરે છે. એમાં **વિશ્વયોજનાની સમગ્રતાના** દૃષ્ટિબિન્દુથી પદાર્થ કે નિયમને સમજવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

વિજ્ઞાન આપણને સમગ્રતાનો ખ્યાલ નહિ આપી શકે-દરેક **નિયમનો વિશ્વયોજના સાથેનો** સંબંધ નહિ સમજાવી શકે. ઉચ્ચ માનસિક ભુવન ઉપર તો વસ્તુમાત્રનો વિશ્વયોજના સાથેનો

સંબંધ કોઈ પણ મનોવ્યાપારથી સમજાય એમજ નથી. આથી પરાબુદ્ધિના પ્રત્યાઘાતમાં તો એક સ્વયંભૂ યોજના, એક સંપૂર્ણ નમૂના રૂપે વિશ્વને સ્વીકારવામાં આવે છે. તમારી પરાબુદ્ધિનો ઉપયોગ કરીને, સ્પિનોઝાના તત્ત્વજ્ઞાનમાંથી તમે વિશ્વના સંપૂર્ણ નમૂનાની સમજણ મેળવી શકશો.

આવી જ રીતે પણ જૂદે જ માર્ગે ફ્રેન્ચ તત્ત્વચિંતક બર્ગસન પણ ઈન્ટુઈશનને જ સત્ય–પ્રાપ્તિની સાચી રીત માને છે. એ કહે છે કે વર્તમાન વિજ્ઞાન મનથી દરેક પદાર્થને વિચારે છે, તપાસે છે અને અમુક વર્ગીકરણમાં એને ગોઠવે છે; પરન્તુ એમાં આકારની જ વાતો છે, જીવનની નથી. આમ વૈજ્ઞાનિક રીતમાં વિશ્વના સમગ્ર વ્યાપારની સમજણ વિષે અજ્ઞાન છે. કારણ કે વિશ્વની સાચી સમજણમાં તો જીવન–વ્યાપારનું જ્ઞાન પણ સમાઈ જવું જોઈએ, આથી બર્ગસન કહે છે કે વિજ્ઞાનના નિર્ણયો કાંઈ અંતિમ સત્ય નથી; જીવન પણ વિશ્વપ્રશ્નનો એક ભાગ છે.

વૈજ્ઞાનિક પરીક્ષણની પૂર્તિ કરવા માટે બર્ગસન એક નવી રીત આપણને બતાવે છે. એ કહે છે કે આપણે :આપણી સહજ વૃત્તિ ( ઇન્સ્ટિન્ક્ટ )ના બીજા છેડા ( ઈન્ટુઈશન )નો ઉપયોગ કરવો જોઈએ. બર્ગસન કહે છે કે આપણી અંદર કાર્ય કરવાની સહજ વૃત્તિ છે; એની પ્રેરણાથી આપણે હલનચલન અને ક્રિયાઓ કરીએ છીએ. આ વૃત્તિને તાલીમ આપીને આપણે સતેજ અને નિઃસ્વાર્થ બનાવીએ, તો એનો વિકાસ એક બીજા જ પરિમાણ દ્વારા ઈન્ટુઇશનને સ્પર્શી શકે. એ કહે છે કે ઈન્ટુઈશન વિજ્ઞાન અથવા મનના કરતાં વધારે ઉંડું જ્ઞાન આપી શકે છે, કારણ કે એ આપણને જીવનની સાક્ષાત્ પરાબુદ્ધિ તરફ દોરી જાય છે. વિજ્ઞાન જેમ આપણને જીવનની સ્થૂળ બાજુનાં રહસ્યો જણાવે છે, એમ પરાબુદ્ધિ આપણને જીવનની સૂક્ષ્મ બાજુનાં રહસ્યો સમજાવે છે.

આ પ્રમાણે આ બે તત્ત્વચિંતકો સ્વીકારે છે કે આપણા સત

મનથી જૂદી અને ઊંચી એવી કો શક્તિ આપણી અંદર રહેલી જ છે. આ શક્તિને આપણે પરાબુદ્ધિ કહીએ છીએ. બર્ગસનના છેલ્લા પુસ્તકની એક ટીકા તો એજ કરી શકાય કે એમાં પણ એણે પરાબુદ્ધિ શું છે, એ બરાબર સમજાવ્યું કે વર્ણવ્યું નથી. કારણ કે *વિકાસ પામતા આ વિશ્વમાં મનુષ્યના સાત તત્વો પણ ખીલી* કે ઉઘડી રહ્યા છે, એ થિયોસોફીનું એક મહાન સત્ય બર્ગસન જાણતો નથી. દાર્શનિક જગતના આવા આગેવાનો આજે આવી એક નવીન શક્તિના અસ્તિત્વમાં માનવા લાગ્યા છે, એ પણ આનંદની વાત છે. ઇટાલીમાં પણ એક તત્ત્વચિંતક અને ઇતિહાસકાર પરાબુદ્ધિનું અસ્તિત્વ સ્વીકારે છે અને એને જીવનનાં મહાન્ ગૂઢ રહસ્યોને પ્રકટાવનારી શક્તિ રૂપે સ્વીકારે છે.

સમજણનું નવું જગત રચતી આ શક્તિ મનથી વિરોધી નથી. કવિવર શેક્સપીઅરની નાયિકા રોઝેલિન્ડમાં પૃથક્કરણશક્તિ હોત, તો એ પણ પોતાના નિર્ણયો કે અભિપ્રાયોને દલીલોથી સમજાવી શકત. ઘણીવાર પરાબુદ્ધિની હકીકતો મનને સમજાવી શકાતી નથી. જ્યારે વિરોધનો પ્રસંગ આવે, તમારૂં મન કહે કે 'એમ નથી' અને પરાબુદ્ધિ કહે કે 'એમ છે,' ત્યારે ખાત્રીથી માનજો કે તમારી પરાબુદ્ધિનો નિર્ણય જ આખરે સાચો ઠરશે. કારણ કે કેટલીયે હકીકતો મનથી અગોચર રહે છે. જીવનનો સ્વભાવ જ એવો છે કે કેટલીક વાર પ્રશ્નની મહત્ત્વની બાબતો મન આગળ જરા પણ રજુ કરી શકાતી નથી.

તમારા જ જીવનને તપાસો, તમને તમારા મિત્રો કેવા લાગે છે? તમને એમ નથી લાગતું કે ઘણી વાર ઘણા તો તમને ખોટી રીતે સમજે છે, અને તમને અન્યાય કરે છે? તમને અન્યાય કરવાની એમની ઇચ્છા નથી હોતી. પરન્તુ આમ શાથી થતું હશે? કારણ કે એઓ માત્ર એમના મનથી જ તમને સમજે છે, એટલે કે મન દેખી શકે એટલી વસ્તુઓથી જ તમને માપે છે. પરન્તુ તમારા

જીવનમાં એવી ઘણીયે બાબતો છે કે જે મન દેખી શકે એમ નથી. આથી તમારા મિત્રો તમને બહારથી જ જુએ છે; તમારું આંતર સ્વરૂપ એઓ જાણતા જ નથી. પરન્તુ તમારી ઉપર સાચો પ્રેમ રાખનાર તમારું સ્વજન પોતાના મન આગળ રજુ થતી તમામ વસ્તુઓ દૂર ફેંકી દે છે અને પ્રેમની આંખે તમારાં જીવનને નિહાળે છે, અને તમારું માપ કાઢે છે. એ માપ અંદરથી પ્રકટેલું હોવાથી તમને અન્યાય કરતું નથી. પરાબુદ્ધિનું એક લક્ષણ એ છે કે એના નિર્ણયો કે અભિપ્રાયો અંદરથી પ્રકટે છે, અને કેવળ સાચા જ હોય છે. બ્હારથી કરેલો નિર્ણય સાચો હોય કે ખોટો પણ હોય. આમ તમે જોઈ શકશો કે મનની આગળ તમામ હકીકતો રજુ કરવાનું કાર્ય કેવળ અશક્ય છે.

બુદ્ધિનું ભુવન મનથી પણ ઉંચું છે, એ તો તમે જાણો છો. એ ભુવનમાં પ્રવેશ કેવી રીતે કરવો ? એને માટે બે માર્ગો છે. પ્રથમ માર્ગ એ છે કે આપણે ઉચ્ચ મન દ્વારા બુદ્ધિક ભુવનમાં પ્રવેશ કરવો. બન્ને ભુવનો એટલાં તો નજીક છે કે જો તમારો વિચાર અમૂર્ત, ઉચ્ચ માનસિક ભુવન પર જઈ શકે, તો બુદ્ધિક ભુવન ઉપરથી સત્યનો પ્રકાશ તમારા ઉચ્ચ મનમાં ઉતરી શકે. વિજ્ઞાનની શોધોમાં આમ અનેકવાર બન્યું છે. વિજ્ઞાનની કેટલીક શોધો માત્ર ઉપલા કે નીચલા મનના વ્યાપારોનું જ પરિણામ નથી. એમાં તો બુદ્ધિક ભુવન પરથી કૈંક ઉતરી આવ્યું છે, એમ સ્પષ્ટ જોઈ શકાય છે.

કાર્બન (કોલસો) અણુની રચનાનો સિદ્ધાંત સમજાવનાર મહાન રસાયણશાસ્ત્રીના જીવનમાં એ ચમત્કારનો અવતાર સ્પષ્ટ દેખાય છે, તેમજ શક્તિના સંરક્ષણનો નિયમ શોધનાર રૉબર્ટ મેયરની બાબતમાં પણ એમજ બનેલ છે. રૉબર્ટ મેયર કઠિન વિચારણા પૂર્વક ખૂબ જ વિચાર્યા કરતો હતો, પણ કશા જ નિર્ણય ઉપર આવી શક્યો નહિ. કઠિન વિચારણાથી એને સત્યની પ્રાપ્તિ નહોતી થઇ.

છે. રાત્રિએ ગગનમાં ચંદ્ર પ્રકાશતો હોય, ત્યારે સરોવરનું જળ જો શાંત હોય તો એનું મનોહર બિંબ સરોવરના અંતરમાં સ્પષ્ટ ખી શકાય છે. એમ જ આપણું કામિક શરીર જ્યારે ઉમદા ઉર્મિઓથી નિર્મળ બને છે, ત્યારે એમાં બુદ્ધિક ભુવનની હકીકતો પ્રતિબિંબિત થાય છે.

પરન્તુ એને માટે સરોવરનું જળ તદ્દન શાંત હોવું જોઇએ. એની સપાટી પર લહરીમાળા નાચવા માંડશે, તો એ ચંદ્રબિંબ પી ચિત્ર ચૂંથાઈ જશે. વળી એ સપાટી પર લીલ ( શેવાળ ) પણ બાઝવી જોઇએ નહિ. સ્વચ્છતા વિના ચંદ્રબિંબ નહિ ઝીલી શકાય. એમ જ તમારા કામિક શરીરમાં અમુક પ્રકારની ગંભીરતા, પવિત્રતા અને સંતપ્રકૃતિ ( સંતના જેવો સ્વભાવ ) હશે, તો જ તમારી પરાબુદ્ધિનો પ્રકાશ એમાં ઉતરી શકશે. જે સ્ત્રીની પરાબુદ્ધિ સતેજ હોય છે, એનામાં આ ગુણો હોય છે જ. આ જન્મે નહિ, તો ભૂત કાળના જન્મોમાં એણે એ ગુણો ખીલવ્યા હશે જ. જે સ્ત્રીમાં આવી ગંભીરતા, પવિત્રતા અને સંતપ્રકૃતિ હોય છે, તેનામાં જ્ઞાનનો કો ગૂઢ ભંડાર હોય છે. રોઝેલિન્ડની જેમ એ ગૂઢ સત્યો ઉચ્ચારે છે. નીચેની રમૂજી કાવ્યપંક્તિ પણ આજ બાબત સ્પષ્ટતાથી સમજાવે છે.

"એ તો કોઇ દિવસ વાંચતી પણ નથી.
કે કોઇને ત્યાં જતી પણ મેં એને જોઈ નથી,
બિલાડીનાં બચ્ચાં જેમ આપોઆપ મોટાં થાય છે,
એમ એ બધું શીખી ગઇ છે, એમ હું માનું છું."

સાચી વાત છે કે કો ગૂઢ વ્યાપારથી ભૂતકાળના જન્મોનો વિકાસ આમ પ્રકટ થાય છે, અને જ્યાં આવી ગંભીરતા, પવિત્રતા કે સંતપ્રકૃતિ હોય છે, ત્યાં પરાબુદ્ધિ પણ પ્રકટે છે.

પરાબુદ્ધિને જાગૃત કરવાની પદ્ધતિ તમને આમાંથી સુઝશે. એને માટે અનેક પદ્ધતિઓ છે. એક તો પવિત્રતા અને સંત-

પ્રકૃતિથી ઉચ્ચતર ઉર્મિઓ ઉપર પરાબુદ્ધિનો પ્રકાશ પડે છે. બાળક કે સાધુપુરૂષના જેવી નિર્મળ ઉર્મિઓનો અનુભવ કરનારને માટે આ પદ્ધતિ સરળ છે.

આને માટે બીજી પણ પદ્ધતિઓ છે — બન્ધુતા અને સુન્દરતા. આ બન્ને પદ્ધતિઓ પરસ્પર ગાઢ સંબંધ ધરાવે છે. જે મનુષ્યના ઉરમાંથી દયા અને સમજ (બન્ધુતા) વહે છે, એ જીવનની સુન્દરતાનો સંસ્કારગ્રાહક બનતો જાય છે; અને જે મનુષ્ય કલાના ક્ષેત્રમાં સુન્દરતા ભરેલી કૃતિઓ સરજે છે, તે સર્વની સાથે બન્ધુતાની સાંકળે બંધાઈ જાય છે. કોઇએ સત્ય જ કહ્યું છે કે સાચા કલાકારોને પિતૃભૂમિ જેવું કાંઈ છે જ નહિ; કારણ કે કલાના ક્ષેત્રનો સ્વભાવ જ એવો છે કે ત્યાં પ્રજા, પન્થ કે જાતિની ભેદો પ્રકટાવનારી દિવાલો હોતી જ નથી — કલાકાર એથી પર જઈ અને રહી શકે છે. આથી, બન્ધુઓ, દયા, કોમળતા, કરૂણા ખીલવો. ટીકાનું દષ્ટિબિન્દુ તજી દઇને સદા અન્યને સમજવાની ઇચ્છા જ સેવો. પછી તમને માલમ પડશે કે તમારી પરાબુદ્ધિ ધીરે ધીરે જાગૃત થવા માંડી છે.

જે મનુષ્યોના ઉરમાંથી કરૂણાનાં ઝરણ વહે છે, જેઓ માત્ર શુભ કે ઉમદા સાથે જ નહિ, પરન્તુ અશુભ સાથે પણ એક થઈ શકે છે, અને જેઓ સદાય કરૂણા અને ક્ષમાની દષ્ટિથી જ જગતને નિરખે છે, એઓ પરાબુદ્ધિનો પ્રકાશ ઝીલી શકે છે, અને જીવન વિષે નવું જ્ઞાન પામી શકે છે. વર્ષો જતાં એમની રસેન્દ્રિય વધારે સંસ્કારગ્રાહક બને છે. કારણ કે, આપણો બુદ્ધિક સ્વભાવ તો હંમેશાં જીવનમાં અર્થમયતા અને સુંદરતા જ શોધે છે અને ઉંચે જવા મથે છે. પરન્તુ આપણે આપણા બદ્ધમતોથી મર્યાદિત થઇએ છીએ, અને આપણા ઉચ્ચાત્માને અળગો કરીએ છીએ. જ્યારે આપણે જીવનના તમામ સંબંધોમાં સાચી મિત્રતા ખીલવશું અને માનવજાતિના બન્ધુ બનશું, ત્યારે આપણી પરાબુદ્ધિ પ્રકટ થશે.

બન્ધુતા અને સુંદરતા વચ્ચે ગાઢ સંબંધ છે, એ તો હું અગાઉ કહી ગયો છું. જેનામાં કોમળતા અને કરૂણા છે, તે સુન્દરતાનો સાચો જવાબ વાળી શકે છે. બન્ધુતાના આન્દોલનો પરાબુદ્ધિને પહોંચે છે, અને પરાબુદ્ધિ સુન્દરતાને શોધે છે.

કુદરતમાં પણ પરાબુદ્ધિના પ્રકાશનો ભંડાર છે. જ્યારે તમે નિર્મળ ઉર્મિઓ, સંતપ્રકૃતિ અને સુન્દરતાથી કુદરતનો જવાબ વાળો છો, ત્યારે કુદરત તમને જીવનના મર્મનો સન્દેશ આપે છે. તમે કવિ કે કલાકાર હો તો જરૂર કો સર્જનાત્મક કૃતિમાં એ સન્દેશને ઉતારી શકો. આમ ગંભીરતા, પવિત્રતા, સંતપ્રકૃતિ રૂપી નૈતિક તાલીમથી તમે તમારા પરાબુદ્ધિ સ્વરૂપને પ્રગટાવો છો.

બાળકોની પરાબુદ્ધિને શી રીતે સતેજ કરવી; એ પ્રશ્ન પણ આપણે વિચારી લેવો જોઇએ. મોટપણમાં પણ એ શક્તિ ખીલતી રહે, એ આપણે ખાસ જોવું જોઇએ. કામિક અને બુદ્ધિક ભુવનનો સંબંધ તો તમે જાણો છો. બાળશિક્ષણમાં મનની તાલીમ જરૂરી તો છે જ, પરન્તુ જો તમે બાળકોની પરાબુદ્ધિને જગાડવા માગતા હો, તો એક જૂદી જ રીતે તમારે એના મનને સ્પર્શ કરવો જોઇએ. બાળકો સમક્ષ તમારે કલામય રીતે હકીકતો રજુ કરવી જોઈએ—એમાંથી ઉંડી વિગતો દૂર જ રાખવી. હકીકતોની રજુઆતમાં પણ સુન્દરતા હોવી જોઇએ. આજના સામાન્ય શિક્ષકોમાં એ કલા નથી. વર્તમાન શિક્ષકો તો બાળકોના મનમાં હકીકતોનો ઢગલો ઠાલવે છે. પરન્તુ મહત્ત્વની વસ્તુ તો એ જ છે કે આપણે બાળકોને હકીકતોનો ઢગલો નહિ, પરન્તુ હકીકતોનું ચોકઠું કે ચિત્ર આપવું જોઇએ. સુંદર, કલામય ચોકઠાંથી બાળક પછી હકીકતોને તપાસશે.

સુન્દરતા અને મનોહરતાથી હકીકતો રજુ કરવાની આ પદ્ધતિ આજે પ્રખર વૈજ્ઞાનિકો વાપરી રહ્યા છે. લગભગ સો વર્ષોથી લન્ડનમાં દરેક નાતાલ વખતે બાળકો સમક્ષ વિજ્ઞાનનાં છ ભાષણો કરવામા આવે છે. અસંખ્ય ન્હાનાં બાળકો એ ભાષણો સાંભળવાં

જાય છે, કારણ કે બાળકોની જરૂરીઆતો જોઈને જ એ વ્યાખ્યાન-માળા ગોઠવવામાં આવે છે. એને માટે કોઈ શિખાઉ, યુવાન અધ્યાપકને બોલાવવાથી કાંઈ વળશે નહિ. ઈંગ્લાંડમાં તો વિજ્ઞાનની દરેક શાખાના સર્વોત્તમ પંડિતને જ બોલાવવામાં આવે છે. આથી દરેક નાતાલમાં ઈંગ્લાંડમાં રૉયલ ઇન્સ્ટીટ્યુટ તરફથી જીન્સ, લૉજ જેવા મહાપંડિતો બાળકો સમક્ષ વિજ્ઞાનનાં વ્યાખ્યાનો દર વર્ષે આપે છે.

સર ઑલિવર લૉજના વ્યાખ્યાનો વખતે એક વાર હું હાજર હતો. હજારો બાળકો સભાગૃહમાં જતા અને કેટલાક તો પોતાને માટે બેઠકો 'રિઝર્વ' કરાવતા. આ પંડિતો રૉયલ ઈન્સ્ટી-ટ્યુટની પ્રયોગશાળામાંથી અપાર સામગ્રીનો ઉપયોગ કરે છે; વળી ઈંગ્લાંડની સઘળી મોટી વ્યાપારી પેઢીઓ પણ બાળકોને ઉપયોગી વસ્તુઓ વિનામૂલ્યે એમને ચરણે ધરી દે છે દરરોજ એકાદ અધ્યાપક એ સામગ્રી પરથી રસિક પ્રવચન આપે છે. એ પ્રવચનો સરળ ભાષામાં અને પ્રયોગ સાથે અપાતાં હોવાથી બાળકોની કલ્પનાને ખૂબ જ ગમે છે. આ રીતે નાનાં બાળકો પણ વિજ્ઞાનના મહાન સિદ્ધાંતોનું જ્ઞાન મેળવી લે છે. મને યાદ છે કે હું જ્યારે નાનો બાળક હતો, ત્યારે સર ઑલિવર લૉજનું એક વ્યાખ્યાન સાંભળવા ગયો હતો; એનો વિષય *'દરિયાની અંદર ચાલી રહેલો તારવ્યવહાર'* હતો. એમણે પ્રયોગશાળાની વ્યાસપીઠ પર પ્રયોગો કરી બતાવ્યા અને દોરડા વિનાના તારના સન્દેશા સુણાવ્યા. એમની પાસે તારના દોરડાનાં ગુંચળાં હતાં, તાર ઑફિસના સંચાઓ હતા, અને એમની વિષયને રજુ કરવાની અને સામગ્રીને ગુંથવાની કળા એટલી તો રસિક અને મોહક હતી, કે બાળકો એ સરળતાથી સમજી શકતા.

નવું શિક્ષણ-શાસ્ત્ર આપણને કહેશે કે બાળકોને જ્ઞાનકોશોની જેમ હકીકતોનો ઢગલો આપવાની જગગે જરૂર નથી. વસ્તુઓનું

વર્ગીકરણ સ્પષ્ટ હોય, અને રજુઆતમાં સુન્દરતા અને સ્પષ્ટતા હોય, તો આપણને પણ એ વ્યાખ્યાનોમાં રસ આવે છે, એવો મારો અનુભવ છે.

આપણુ થિયોસોફિસ્ટોએ પણ આપણાં જીવનસત્યો સુન્દરતાપૂર્વક રજુ કરતાં શીખવું જોઇએ. અમેરિકામાં તો લોકો હવે માનસિક રજૂઆતની ભૂમિકા પસાર કરી ગયા છે. એને માટે તો છાપેલાં પુસ્તકો જોઇએ એટલાં મળી શકે છે, પરંતુ થિયોસોફિકલ વ્યાખ્યાતા જો એકાદ વ્યાપક ચોકઠામાં સત્યો રજુ કરે, અને હકીકતોની યોગ્ય પસંદગી કરીને કલામય ચિત્ર ખડું કરી શકે, તો તે જરૂર શ્રોતૃવર્ગને એ સુન્દર ચિત્ર દ્વારા સનાતનનું ભાન પણ આપી શકે.

માટે હકીકતોની યોગ્ય પસંદગી દ્વારા આપણે આપણા બાળકોનાં મનને તાલીમ આપવી જોઇએ. સર્વસામાન્ય સિદ્ધાંતો સ્પષ્ટ થાય, એટલી જ હકીકતો ઉપયોગમાં લેવાય, તોજ વ્યાખ્યાન સુન્દર અને રસિક બને. વળી આપણે સર્વ ભૂમિકાએ બાળકોની ઉર્મિઓને કેળવવી જોઈએ. નાનપણમાં બાળકે ઉમદા ઉર્મિઓનો અનુભવ કર્યો હશે, તો મોટપણમાં હલકી ઉર્મિઓના વર્તુલમાં એ ઘસડાઈ નહિ જાય, અને ઉમદા ઉર્મિઓ સાથે પોતાનો યોગ ચાલુ રાખી શકશે.

ગીતો, નાટીકામ, નૃત્ય, ચિત્ર, આદિ સર્જનાત્મક કાર્યોથી અને બાળકોની ઉમદા ઉર્મિઓને કેળવવાથી, આપણે એમની પરાબુદ્ધિને જગાડી શકશું. વળી આપણે બાળકોને સંઘક્રીડાની પણ તાલીમ આપવી જોઈએ. બાળકોને છૂટક અને અલગ રમવા દેવાથી એ સ્વાર્થી બને છે. પરન્તુ રમતમાં ભેરૂઓ પાડીને વ્યવસ્થા પૂર્વક એમને ઉછેરવામાં આવે, તો એમનામાં સંઘભાવના જાગૃત થાય છે. જ્યાં જ્યાં સંઘવૃત્તિ દેખાય છે, ત્યાં ત્યાં બુદ્ધિક અનુભવની શરૂ-

આત થાય છે. બાલપણમાં આમ સંધકીડાની તાલીમ પામવાથી આપણાં બાળકો ધીરે ધીરે બુદ્ધિક ભુવનની ઉંચી ભૂમિકાઓનો આનંદ પણ અનુભવી શકશે.

બાળકોનો ઉપલો કાયિક સ્વભાવ અત્યંત કોમળ હોય છે, અને પુષ્કળ સંસ્કારગ્રાહકતા ધરાવે છે. એઓ દેખાવો અને શબ્દોની સુંદરતાને પરમ સુકોમળતાથી ઝીલી શકે છે. હલકાં ઇંદ્રિય-સંવેદનો બાળકોના વિકાસમાં અનેક પ્રકારની વિકૃતિ આણે છે. એ વિકૃતિઓ અનેક માર્ગે બાળકોના જીવનમાં પેસી જાય છે. રવિવારના વર્તમાનપત્રોનાં હલકાં ચિત્રો એમના જીવનમાં વિરૂપતા અને અધમતાનાં બીજ વાવે છે. ટૉળ-ચિત્રો પણ કલામય અને ઉમદા હોવા જોઈએ. બાળકો અભાનપણે એમના વાતાવરણની દરેક રેખા, દરેક સૂર અને દરેક શબ્દનો પડઘો ઝીલ્યાં કરે છે. એન્જીનની ચીસ, સંચાનો ઘોંઘાટ, કે કૂતરાઓનું ભસવું, બાળકોના સૂક્ષ્મ કાયિક શરીર પર ઉંડી અસર કર્યાં વિના રહેતા નથી. વર્તમાન સંસ્કૃતિમાંથી આ પ્રકારની અધમતા ઓછી થાય, તો આપણે આપણી પરાબુદ્ધિને પ્રકટાવવામાં વેગ લાવી શકીએ.

લોકો શા માટે તહેવારો-રજાઓ-માગે છે? નવાઈ જેવું છે કે હિન્દમાં લોકો રજાઓને જરૂરી માનતા નથી. પરન્તુ અમેરિકાના લોકો તો મહિનામાં અનેક રજાઓ માગે છે. હિન્દના અંગ્રેજ અમલદારો દર વરસે લાંબી રજા ભોગવવા સ્વદેશ જાય છે. કારણ કે વર્તમાન સંસ્કૃતિ આપણા કાયિક શરીરને જડ બનાવી મૂકે છે; જીવનની એકધારી ઘરેડથી આપણે કંટાળી જઈએ છીએ; અને ચાલુ પરિસ્થિતિમાંથી છૂટવાની તક માગીએ છીએ. આજે તો મોટરો અને યંત્રોનો ઘોંઘાટ એટલો બધો વધી ગયો છે કે નગરમાં કે નમર બહાર શાંતિનું સ્થળ શોધ્યું જડતું નથી. આને લીધે બાળકોના જીવનમાં અમુક પ્રકારની વિકૃતિ આવી જાય છે. આપણી કરૂણતા તો એ છે કે આપણા શિક્ષકો આ બધું સૂક્ષ્મ વિજ્ઞાન

સમજતા નથી. એઓ ધારે તો શાળાઓમાં આને માટે કેટલુંક તો જરૂર કરી શકે. મુશ્કેલીની વાત તો એ છે કે નાનપણમાં ધ્યાન ન આપવાથી બાળકો વિરૂપતાથી ટેવાઈ જાય છે, અને ધીરે ધીરે એઓ એમાં અમુક પ્રકારની મઝા લેતા બની જાય છે. આપણા સ્થૂલ અને કાયિક દેહસત્ત્વો (એલીમેન્ટલ્સ) ઘોંઘાટ, વિરૂપતા, અને હલકા આન્દોલનોમાં રાચે છે. પરન્તુ બાળકોનો જીવાત્મા કાંઈ જૂદું જ ઝંખે છે. જીવાત્માને નીચે ઉતરવાની તક મળે, તો બાળકોની પરાબુદ્ધિ વહેલી પ્રકટે. આથી બાળકોનાં પુસ્તકો તથા એમની વસ્તુઓમાં એવું ઉમદાપણું હોવું જોઇએ કે એના દર્શનથી એમની સાચી કલ્પના જ સતેજ થાય.

આપણાં બાળકો હલકાં વર્તમાનપત્રોના વિરૂપ ચિત્રો પણ કેટલી તલ્લીનતાથી જુએ છે! મને ઘણીવાર લાગે છે કે આજે આપણા લક્ષ્મીનંદનો મંદિરો અને પુસ્તકાલયોમાં નાણાં ખરચવાને બદલે બાળકો માટે એક સુન્દર સચિત્ર વર્તમાનપત્ર કાઢવાને આપણા કલાકારોને રોકી લ્યે, તો કેવું સારૂં! એમાં ઉંચા પ્રકારનો હાસ્યરસ ધરાવનાર ચિત્રો આવે, તો બાળકોનાં જીવન કેટલાં મધુર બને! × × × બાળકો તો દેશનું સર્વોત્તમ કિમ્મતી ધન છે, અને શિક્ષકો પણ એવી જ આપણી અણમૂલી સંપત્તિ છે, એ રહસ્ય આપણા રાષ્ટ્રીય આગેવાનો ક્યારે સમજશે?

બન્ધુતા, સુન્દરતા અને કુદરત સાથેની એકતા દ્વારા પરાબુદ્ધિને જગાડવાની રીતો હું તમને સમજાવી ગયો છું. હવે આપણે એક બીજી રીત જોઈએ.

મનુષ્ય જ્યારે પોતાનું સર્વોત્તમ કો આદર્શ કે ગુરૂને ચરણે ધરી દે છે, ત્યારે પોતાના આત્માને પહોંચી શકે છે. સ્વાર્પણની આદતો દ્વારો મનુષ્ય આત્મસાક્ષાત્કાર કરી શકે છે. આવું સ્વાર્પણ મનુષ્યને બુદ્ધિક ભુવનથી ય ઉંચે આત્મિક ભુવનપર લઈ જઈ શકે છે. આવી સ્વાર્પણભાવના ખીલવવા માટે તમારે

વારંવાર આનંદપૂર્વક ત્યાગ કરતાં શીખવું પડશે. ન્હાનકડા આવા આત્મપ્રયોગો તમારી પરાબુદ્ધિને પ્રકટ કરશે.

પરાબુદ્ધિ વિષે એક નવાઈ જેવી વાત એ છે કે એ માત્ર એક જ વાર બોલે છે. પરાબુદ્ધિનો અવાજ કઈ રીતે આવે છે, તે તમારે બરાબર સમજી લેવું જોઈએ. એ તો અપીલની કે નિષ્પક્ષપાત મહાન અદાલત જેવી છે; એ કદી વીગતમાં ઉતરતી નથી; એક જ વાર અને સદાકાળ માટે પોતાનો ચૂકાદો કે નિર્ણય આપી દે છે. આવેશની વાત જૂદી છે; એ તો એના આદેશ તમને અનેક વાર આપ્યાં જ કરે છે. આવેશ કામિક દેહમાંથી પ્રકટે છે; એ કહે છે કે "આ કર્ય; આ કર્ય". પરાબુદ્ધિ તો માત્ર એકજ વાર બોલે છે, અને આપણે એની આજ્ઞાને અવગણીએ, તો એ કાયમને માટે મૂંગી થઈ જાય છે. પરાબુદ્ધિ જ્યારે કોમળતાથી અને સૂક્ષ્મતાથી પોતાનો સન્દેશ આપે છે, ત્યારે જો આપણે એને ધ્યાનથી સાંભળતા નથી, તો એ પછી કદાપિ એ સન્દેશ ફરીથી સુણાવતી જ નથી.

પરાબુદ્ધિ વિષે એક બીજી વિચિત્ર વાત એ છે કે એ તમારા જીવનના મહત્ત્વના પ્રસંગે નથી બોલતી, પણ તદ્દન નજીવી બાબતો માટે પોતાનો સન્દેશ સુણાવે છે. ત્હમે બ્હાર જતા હો, ત્યારે અવાજ આવે છે કે, 'સાથે છત્રી રાખો તો સારૂં.' થોડા દિવસ પૂર્વે હું આ તંબુમાં ભાષણ માટે આવતો હતો; ત્યારે મારી પરાબુદ્ધિએ મ્હને કહ્યું, "'એ ન્હાના ફિરસ્તાઓ' વિષેનું તમારૂં કાવ્ય સાથે રાખો તો સારૂ." મેં મનમાં કહ્યું કે, "ઉંહ, મને એની જરૂર નહિ પડે. મ્હને એની જરૂર પડવાનો સંભવ નથી." આમ વિચારીને હું તે દિવસે એ કાવ્ય લીધા વિના જ ભાષણ કરવા આવ્યો હતો. પછી મને લાગ્યું કે મારો એક મુદ્દો સમજાવતી વખતે મેં તમને માટે એ કાવ્ય વાંચી સંભળાવ્યું હોત, તો ઠીક થાત. પરન્તુ મેં મારી પરાબુદ્ધિની આજ્ઞાનો અનાદર કર્યો અને

એક સુન્દર તક ગુમાવી. ઘણીવાર એવું પણ બને છે કે તમને સહાયની જરૂર હોય' ત્યારે પણ પરાબુદ્ધિ કાંઇજ કહેતી નથી.

હવે હું મ્હારા વ્યાખ્યાનના છેલ્લા વિષય પર આવું છું. જગતમાં જ્યારે કોઈ મહાન જગદ્‌ગુરૂ પધારે છે, ત્યારે એઓ પોતાનો જીવન-સન્દેશ લોકોની પરાબુદ્ધિને સુણાવે છે. એઓ એમની પરાબુદ્ધિને અસર છે, ત્યારે જ એમનો સન્દેશ મનુષ્યો સમજી શકે છે. ભગવાન ક્રાઈસ્ટ વિષે મૅથ્યુ આર્નોલ્ડે એક ભવ્ય રહસ્ય કહ્યું છે કે એમનું આગમન પરાબુદ્ધિના પુનરૂદ્ધાર માટે હતું. ભગવાન બુદ્ધ વિષે પણ આમજ કહી શકાય. એમના સમયના હિન્દુઓ પાસે અનેક દર્શનો, પદ્ધતિઓ અને ગુરૂઓ હતા; પણ કાઈ પણ એક સત્ય (રીઆલિટિ) ઉપર એમને પ્રભુત્વ ન હતું. તે સમયે બુદ્ધે આવીને એમની પરાબુદ્ધિને પાછી સચેત કરી. આજે કૃષ્ણજી પણ એજ કાર્ય કરી રહેલ છે. કૃષ્ણજીએ એમની આસપાસ ચોતરફ જોયું કે આપણે થિયોસોફિસ્ટો નિયમ અને ધર્મ વિષે અનેક પ્રકારની વાતો કરીએ છીએ, પરન્તુ આ તાત્ત્વિક સત્યોમાંની એકાદની ઉપર પણ આપણો કાબુ નથી. કૃષ્ણજી આપણા પ્રશ્નોના ઉત્તરો આપતા નથી, પરન્તુ આપણી પરાબુદ્ધિને જગાડે છે. અનેક યુગો પછી આપણે જ્યારે આપણો બુદ્ધિક સ્વભાવ સારી રીતે ખીલવશું, ત્યારે મહાન ગુરૂઓ આપણને આત્માની વિશુદ્ધ ભાવનાનું, જીવનના સાચા સ્વરૂપનું, શિક્ષણ આપશે. પરન્તુ આજની આપણી ભૂમિકા એવી છે કે મહાન્ જગદ્‌ગુરૂ આપણી રૂઢિઓને અને આપણા મનના પ્રત્યાઘાતોને આપણી પાસેથી દૂર કરાવે છે, અને આપણને પરાબુદ્ધિની ભૂમિકા પરથી જીવનનો અનુભવ કરાવે છે.

બન્ધુઓ, આ કઠિન વિષયની હું તો માત્ર આછી રૂપરેખા જ તમને આપી શકયો છું. આ લાંબા પ્રવચનનો ટુંકો સાર એ છે કે પરાબુદ્ધિની ખીલવણીથી આપણે આપણી જાતની અને જગતની સેવા કરી શકીએ છીએ, અને એને માટે સૌથી

સરળ માર્ગ તે સ્નેહનો, બન્ધુતાનો છે. આમાં આપણે એક વસ્તુ ઉમેરી શકીએ—સુન્દરતાનું સર્જન. આથી જ હું હંમેશાં તમને કાંઇક સર્જન કરવાને માટે વિનવી રહ્યો છું—એકાદ કાવ્ય ગીત, નિબંધ. તમારૂં સર્જન અન્યને બતાવવાની જરાય જરૂર નથી; તમને સંકોચ થતો હોય તો બીજીજ પળે એનો નાશ કરજો. તમે તમારા આત્માને પ્રકટવાની તક આપશો, તો આ સર્જનકાર્ય તમને અઘરૂં નહિ લાગે. બને તો પાંચ છ મિત્રો મળીને સહગાન કરજો. મ્હારી કલ્પનામાં છે, એવી એક માતા ભવિષ્યના કોઈ જન્મમાં મને મળશે, એવું મ્હારૂં એક રસ-સ્વપ્ન છે. મારી એ ભવિષ્યની માતા મારી ઉપર સ્નેહ રાખશે એટલુંજ નહિ, પણ હું શી શી વસ્તુઓ માગી રહ્યો છું, તે પણ સમજી લેશે. એ મને પિયાનો વગાડતાં—મ્હારી મેળે ચાવીઓ દબાવતાં—શીખવશે. એના પ્રેમાળ હૃદયની સહાયથી એ મ્હારી, જીવાત્મા તરીકેની, તમામ ઈચ્છાઓ જાણી લેશે. મ્હારા ભૂતાત્માની માગણીઓ કરતાં એ મ્હારા જીવાત્માની અભિલાષાઓ ઉપર વધારે ધ્યાન આપશે. એ તો મ્હારા ભૂતાત્માને એવી સરસ તાલીમ આપશે કે એ મને સર્વદા સારી અને ઉમદા વસ્તુઓની જ માગણી કરતાં શીખશે.

આપણે થિયોસોફિસ્ટો ભવિષ્યનો આ પ્રશ્ન સમજીએ છીએ. વર્તમાન વૈજ્ઞાનિકો પણ આવાજ વિચારો સેવી રહ્યા છે. આપણી પાસે સમજણ અને ઉકેલ બન્ને છે. આપણી ફરજ છે કે આપણે જગતને એ સમજણ અને ઉકેલ આપવા, અને એ રીતે એની સાચી સેવા કરવી. બન્ધુઓ, આજ આપણું વિશિષ્ટ કાર્ય નથી ?

આપણે આ તમામ બાબતો આપણા જીવનમાં ઉતારવી જોઇએ. તો જ આપણે સત્યનો સાક્ષાત્કાર કરી શકશું. પરાબુદ્ધિનો પ્રશ્ન સમજવો કઠિન છે. કારણ કે પરાબુદ્ધિની સમજણ આપી શકે, એવી વ્યક્તિઓજ જગતમાં થોડી છે. જ્યારે તમે થિયોસોફિકલ જીવન જીવશો, અને માર્ગ પર પગ મૂકશો, ત્યારે જ તમને

પરાબુદ્ધિની સાચી સમજ પ્રાપ્ત થશે. જીવનનું ખરું રહસ્ય તો તમામ આકારોની પાછળ અને એમનાથી પર છે; એ સર્વ આકારોમાં એક મહાન વ્યક્તિ જીવન જીવી રહી છે. આપણે આપણી જાતને એક વિશાળ વર્તુળના કેન્દ્ર ઉપર શોધી શકીએ, એજ પરાબુદ્ધિનો સન્દેશ છે. આજ સુધી આપણે થિયોસોફીનો જીવન-સન્દેશ માત્ર મનનેજ આપ્યો છે. પરન્તુ આજના અને આવતી કાલના થિયોસોફિસ્ટોનો ધર્મ તો જગતને પરાબુદ્ધિની પ્રજ્ઞા આપવાનો છે. એમ પણ બની શકે કે થોડો કાળ દેવકન કે સ્વર્ગમાં વસીને, અને સૌન્દર્યની ગીતાના અવનવા અધ્યાયો સમજીને, તમે અને હું, આ પૃથ્વી પર પાછા અવતરવા, અને પરાબુદ્ધિના પ્રકાશમાં માનવજાતિને જીવનપન્થે થોડા ડગલાં આગળ વધારવા, ભાગ્યશાળી બનીએ.

---

૨૬

# કલા અને આત્મવિકાસ

'સઘળી સાચી કલા હકીકતનો મુક્ત થયેલ આત્મા છે'

—કાર્લાઇલ.

બ્રહ્મવિદ્યાની વ્યાખ્યા એક જ વાક્યમાં કરવી અઘરી છે; છતાંય એની વ્યાખ્યા પૂછવામાં આવે તો એમ જ કહેવું ઉચિત છે કે પ્રભુના દૃષ્ટિબિન્દુથી મનુષ્ય અને જગતને નિહાળવાનો માર્ગ, એ જ બ્રહ્મવિદ્યા છે. વસ્તુ માત્રને મનુષ્યના નહિ, પરન્તુ પ્રભુના દૃષ્ટિબિન્દુથી જોવી, એ આત્મજ્ઞાનના ઉપાસકને દૈવી પ્રજ્ઞાની અણમૂલી ભેટ છે; તેથી જ જીવનની એવી એક પણ વસ્તુ નથી કે જે બ્રહ્મવિદ્યાના સાચા ઉપાસકને નીરસ લાગે. જમીન પરની ધૂળની રજ, સૂર્યમાળાઓને જન્માવનાર ઝળહળતી નીહારિકાઓ, અગણિત ગૂઢ બાબતોથી ભરેલું જીવંત અણુ, તેમજ મનુષ્યજાતિની ભવ્યતાના સૂચક આપણા વડિલ બન્ધુઓ (પૂર્ણ પુરૂષો)—આ સૌ આપણને પોતપોતાનો વિશિષ્ટ સન્દેશ આપે છે, અને બ્રહ્મવિદ્યાનું કૈંક ભાન કરાવે છે. વિજ્ઞાન, કલા, ધર્મ અને ફિલસુફી તેમજ જ્ઞાનની દરેક શાખા એને ઈશ્વિરી મનના વ્યકત સ્વરૂપ રૂપ દૈવી પ્રજ્ઞાની કૈંક ઝાંખી કરાવે છે.

જીવનની સકળ પ્રવૃત્તિઓના, પ્રાચીન છતાં ય નિત્ય લાગતા આ સંયોગીકરણની — સમન્વયની — સહાયથી

વિશ્વને નવી આંખોથી જુએ છે; વિશ્વના કોયડાઓની ચાવી એના હાથમાં આવે છે; અને — એક પડદો ખસેડતાં પાછળ અનેક પડદાઓ તો રહેવાના જ છે છતાં પણ — એકાદ પડદો ખસેડી લેવાથી એના દર્શનમાં નવી ભવ્યતા ઉમેરાય છે.

વર્તમાન બ્રહ્મવિદ્યાના અભ્યાસને અંગે જીવનના સાચા મર્મની જે પ્રથમ ઝાંખી થાય છે, તે વડે ત્રણ મુખ્ય બાબતો મનુષ્યના ચૈતન્ય આગળ તરી આવે છે. આમાંની પ્રથમ બાબત એ છે કે વિશ્વમાં દરેક સ્થળે, અવકાશના કોઈપણ ભાગમાં તેમજ એની બ્હાર પણ, એક જ ચૈતન્ય વ્યાપી રહ્યું છે. આ દશ્ય અને અદશ્ય વિશ્વ એની જ ઈચ્છાનું પ્રકટ સ્વરૂપ છે. એને ગમે તે નામ આપીએ, પરન્તુ વસ્તુસ્થિતિ તો એક જ છે. પ્રભુ, પરબ્રહ્મ, દૈવી નિયમ — આ બધાં એ સત્યને સમજવાના વિવિધ માર્ગો છે. દરેક વસ્તુની અંદર રહેલ પરમ ચૈતન્ય રૂપ પ્રભુને આપણે કેટલાક ફિલસુફોની માફક પૂર્ણ સત્ય ગણી શકીએ; કે ધર્મના દૃષ્ટિબિન્દુથી એને સનાતન માંગલ્ય :માની શકીએ. આ લેખનો ઉદ્દેશ તો એના અનંત સૌન્દર્ય રૂપ ત્રીજા સ્વરૂપનો મર્મ સમજાવવાનો છે.

મહાન પ્લેટોએ જગતને આ સૌન્દર્ય સ્વરૂપનું ભાન કરાવ્યું છે; અને આજે પણ ઈરાન તથા હિન્દમાં સુફીપન્થના રહસ્યવાદની ફિલસુફી સ્વીકારનાર લોકો સાક્ષી પૂરે છે કે એનો મમૂળગો નાશ તો નથી જ થયો.

વળી, આપણને કહેવામાં આવ્યું છે કે આ ચૈતન્ય અથવા ઇશ્વર ત્રિગુણ પ્રવૃત્તિરૂપે પ્રકટ થાય છે, અને જગતના ધર્મોમાં એને વિવિધ સંકેતોથી વર્ણવવામાં આવેલ છે. એ અસંખ્ય ત્રિપુટિ-સંકેતોમાંથી એકનો જ આ લેખમાં ઉલ્લેખ કર્યો છે — પ્રતાપ ( શક્તિ ), પ્રજ્ઞા અને મન. સામાન્ય રીતે આ ત્રિપુટિ પ્રતાપ, પ્રજ્ઞા અને પ્રેમ રૂપે જ ઓળખાય છે. પરન્તુ આ લેખમાં

પ્રેમને સ્થાને મન નીચેના કારણોથી મૂકવામાં આવેલ છે. આ લેખના શબ્દ-પ્રયોગ પ્રમાણે મન અને પ્રજ્ઞા વચ્ચે તફાવત છે. ચૈતન્યની હકીકતો એકઠી કરે, પૃથક્કરણ કરે, સંયોગીકરણ કરે, અને એ રીતે એમાંથી કોઈ ચોક્કસ નિર્ણયો કાઢે અને એને સર્વસામાન્ય સિદ્ધાંતનું રૂપ આપે, તેને મન કહેવામાં આવે છે. મનના એ કાર્ય દ્વારા જ્ઞાન ઉત્પન્ન થાય છે, પણ એ જ્ઞાન પ્રજ્ઞાથી ભિન્ન છે. પ્રજ્ઞા કદી પૃથક્કરણ કે સંયોગીકરણ કરતી નથી; કોઈ બીજી જ પદ્ધતિથી એ પદાર્થ કે નિયમને સમજી જાય છે; અને એના ઝાંખા સ્વરૂપને આપણે પરાબુદ્ધિ (ઇન્ટ્યુઇશન) રૂપે ઓળખીએ છીએ. પ્રજ્ઞા કે પરાબુદ્ધિથી મળતું જ્ઞાન બ્હારથી નહિ પણ અંદરથી પ્રકટે છે. જ્યારે પ્રજ્ઞા કાર્ય કરવા લાગે છે ત્યારે તે પળે તો જ્ઞાતા અને જ્ઞેયની વચ્ચેનું દ્વૈત નાશ પામે છે, અને ચૈતન્યની નવી હકીકત અંદરથી જ પ્રાપ્ત થાય છે.

આ રીતે પ્રજ્ઞા એ ત્રિપુટિનું બીજું સ્વરૂપ છે. વળી ખરી રીતે જોતાં આપણે મન તો પ્રજ્ઞા એટલે સૌન્દર્ય અને પ્રેમરૂપી દ્વન્દ્વ વચ્ચે પ્રસરી રહેલ એક ઝબકાર છે. કોઇ પદાર્થ કે વ્યક્તિનું જ્ઞાન મનના કાર્ય દ્વારા, તર્ક દ્વારા કે અનુમાન દ્વારા થઈ શકે; પરન્તુ જ્યારે પ્રેમના ઝબકાર દ્વારા જ્ઞાતા અને જ્ઞેયનો યોગ થાય છે, અને એની સાથે એ વસ્તુ જે નમૂનો, આદર્શમૂર્તિ (આર્કીટાઇપ) અથવા પૂર્ણ સૌન્દર્યનું એક વ્યક્ત સ્વરૂપ છે, તેનું પણ કંઈક ભાન થાય છે. તેથી સૌન્દર્યને પ્રેમથી કે પ્રેમને સૌન્દર્યથી જૂદાં પાડી શકાય નહિ; કારણ કે પ્રેમ અને સૌન્દર્ય બન્ને દિશા અને કાલમાં પ્રકટેલાં, અને કદી અળગાં ન કરી શકાય એવાં, પ્રજ્ઞાનાં દ્વન્દ્વ સ્વરૂપો છે.

જીવનના સાચા દર્શનથી બીજી મહાન બાબત એ સમજાય છે કે વિશ્વમાં દરેક વસ્તુને દોરનાર કૈંક બુદ્ધિશાળી તત્ત્વ રહેલું છે. આપણે સૌ જાણીએ છીએ કે જીવન અને પ્રવૃત્તિની

વિકાસક્રમ રૂપી યોજના અમુક સભાન દોરવણીનું પરિણામ છે; આ દોરવણી કો પૂર્ણ મને ઘડેલી યોજના પ્રમાણે જ ચાલી રહી છે. આ દૃષ્ટિથી જોતાં વિકાસક્રમની હકીકતોમાં નવો અર્થ ઉમેરાય છે, કારણ કે **વિકાસક્રમ એટલે આપણા ચૈતન્યના જગતમાં થયેલો આ દિવ્ય યોજનાનો સાક્ષાત્કાર.** માટે જ કુદરત બદલાતી સ્થિતિઓમાં અનુકૂળ થઇ શકે એવા આકારો અંધપણે ઉત્પન્ન કર્યે જતી નથી, પરન્તુ આદિ કાળથી વસતા સંપૂર્ણ નમૂના પ્રમાણે અવ્યવસ્થામાંથી ધીમે ધીમે અને મહા પરિશ્રમે વ્યવસ્થા ઉત્પન્ન કરી રહેલ છે.

આ નમૂનો એ પ્લેટોનું વિચારોનું જગત છે. એમાં સર્વ વસ્તુઓની પૂર્ણ અથવા આદર્શ મૂર્તિઓ રહેલી છે. આ વિચાર જગત એના એક સ્વરૂપથી દિશા, કાળ અને કારણથી પર એવું કેન્ટનું 'વાસ્તવ' જગત છે, વળી એ જ બર્કલીનું 'ઇશ્વરી મન' છે. સામાન્ય સિદ્ધાંતને અમુક ચોક્કસ બાબતો સાથે જે સંબંધ છે, તેવો જ સંબંધ એ આદર્શ જગતને દિશા અને કાલની મર્યાદાવાળા આપણા જગત સાથે છે.

વિકાસક્રમની શરૂઆત પૂર્વે ઇશ્વરી મન દૈવી જીવનને વ્યક્ત કરી શકે એવા આકારોની આદર્શ મૂર્તિઓ (આર્કીટાઇપ્સ) કલ્પે છે. આપણુ મનુષ્યોનું ચૈતન્ય એ દૈવી જીવનનો આવિર્ભાવ છે. એ આપણું ચૈતન્ય એ આદર્શ–મૂર્તિમાં સંપૂર્ણ સ્વ-ભાનથી રહી શકે, તે અગાઉ એણે નીચલા પ્રદેશોમાં એ આદર્શ–મૂર્તિના અનેક સ્વરૂપોમાં ક્રમશઃ સભાન થવું જોઇએ. આપણે એક સ્પષ્ટ હકીકતનું દૃષ્ટાંત લઇએ. વિકાસક્રમની યોજના પ્રમાણે માનુષી આત્મા ભવિષ્યમાં એક સર્વાંગ-સુન્દર અને આંતર જીવનના પૂર્ણ આવિર્ભાવ રૂપ આદર્શ આકાર ધારણ કરશે. ઇશ્વરી મન એ આદર્શ આકારની કલ્પના કરે છે, અને સૃષ્ટિના આરંભથી જ 'વિચારોના જગત'માં એ આદર્શમૂર્તિ એક જીવંત સત્ય વસ્તુ રૂપે

અસ્તિત્વ ધરાવે છે. પરન્તુ આ ઉદ્દેશ પાર પડે અને માનુષી આત્મા સંપૂર્ણ ભાનપૂર્વક એ આદર્શ-મૂર્તિને પોતાના શરીર તરીકે ધારણ કરી શકે, તે પૂર્વે એને વિકાસક્રમની લાંબી પ્રક્રિયામાંથી પસાર થવું પડે છે. પ્રથમ તો વિચાર જગતમાંથી એ આદર્શ-મૂર્તિને નીચલી ભૂમિકામાં આણવામાં આવે છે ત્યારે કો સર્વસામાન્ય ભાવનાની પાછળ રહેલ સત્ય સમાન આ આદર્શ-મૂર્તિ ઘણા જ ચોક્કસ સ્વરૂપે એકદમ પ્રગટ થાય છે. પછી આ ચોક્કસ સ્વરૂપોને નમૂના રૂપ ગણીને પ્રકૃતિનાં સ્વરૂપો ઘડાય છે. વળી જીવાત્માનું સ્વ-ભાન પ્રથમ પ્રકૃતિની નીચલી ભૂમિકા પર ખીલે છે, તેથી આ ચોક્કસ નમૂનાઓ ત્યાં હાજર હોય છે. તેઓ ચોક્કસ સ્વરૂપો રૂપે ભાગ્યે જ ઓળખાય છે. કારણ કે નવી પ્રકૃતિને ઘડવી એ અઘરૂં કાર્ય છે; તેમાંથી ઉત્પન્ન થયેલા આકારો ઘણા કઢંગા અને જંગલી હોય છે. પરન્તુ વિશ્વ-નિયામક શક્તિઓ ધીરે ધીરે નવી નવી પ્રજાઓ દ્વારા આ કઢંગા આકારોને એવી રીતે બદલે છે કે તેઓ અંતે પૂર્ણતા પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે માનુષી ચૈતન્ય અમુક શરીરમાંથી અન્ય શરીરમાં પસાર થતાં અને ધીમે ધીમે સાક્ષાત્ આદર્શ-મૂર્તિના જીવનમાં પ્રવેશ કરતાં શીખે છે.

માનુષી આકારની મુખ્ય રૂપરેખા હલકામાં હલકા કરોડવાળા પ્રાણીમાં પણ જોઈ શકાય છે, અને એ આકારનું બંધારણ તો એથી એ હલકા પ્રાણીઓમાં શરૂ થયેલું દેખી શકાય છે. વળી વિકાસક્રમની મંદ અને વિકટ કૂચ કુદરતના એક વર્ગમાંથી બીજા વર્ગ ભણી વહી રહી છે; અને માનવ જાતિમાં પણ એ કૂચ એક પ્રજામાંથી બીજી તરફ વહે જાય છે. આ કૂચનો હેતુ આજે માનુષી આત્મા રૂપે કાર્ય કરી રહેલ દૈવી જીવનને બોધપાઠ આપવાનો છે. જીવાત્મા સાક્ષાત્ આદર્શ-મૂર્તિ રૂપે અસ્તિત્વ ધરાવવાને શક્તિમાન થાય, અને પિતૃતુલ્ય

પ્રભુની હાજરીમાં પૂર્ણ પુત્ર રૂપે ઉભો રહી શકે, એવું શિક્ષણ એ બોધપાઠ એને આપી રહેલ છે.

એવીજ રીતે, જેમ માનુષી ચૈતન્યના સંપૂર્ણ વાહન રૂપે અમુક આદર્શમૂર્તિ હોય છે, તેમ આકારો, ઉર્મિઓ કે વિચારો–તમામ વસ્તુઓની પાછળ પણ આદર્શમૂર્તિઓ હોય છે. મનુષ્ય ક્ષણિક, અમુક સ્વરૂપોમાં નહિ, પરન્તુ ઉર્મિઓ અને વિચારોની આદર્શ મૂર્તિઓમાં જીવન જીવતાં શીખે, અને એ રીતે પોતાની પ્રભુતાનો સાક્ષાત્કાર કરી શકે, એજ વિકાસક્રમનું કાર્ય છે.

આગળ કહ્યા મુજબ ત્રણ બાબતો બ્રહ્મવિદ્યાના અભ્યાસીની નજર સમક્ષ સ્પષ્ટપણે તરી આવે છે, એમાંથી બે બાબતોનો ઉલ્લેખ હું આગળ કરી ગયો છું. **પ્રથમ** બાબત તો એ છે કે **જગતના સકળ પદાર્થ અને શકિતની પાછળ એક સર્વવ્યાપક, સનાતન, અને શ્રેયસ્કર ચૈતન્ય વિલસી રહ્યું છે. બીજી** બાબત એ છે કે આ **ચૈતન્યે વસ્તુમાત્રના આદિકાળથીજ એક મહાન્ યોજના ઘડી રાખી છે,** અને એને અનુસરીને જ વિકાસક્રમ વહી રહ્યો છે. ત્રીજી બાબત એ બે બાબતોમાંથી જ ફલિત થાય છે; અને તે એ છે કે આ યોજનાની **સમજણ મેળવવી, અને એની સાથે સંવાદીપણે કાર્ય કરવું,** એજ મનુષ્યનું કર્તવ્ય છે. કારણ કે એમાં જ એનો વિકાસ અને આનંદ રહેલ છે. આ કાર્યમાં કલા શો ભાગ ભજવી શકે, એ દર્શાવવું, એજ આ લેખનો હેતુ છે.

મનુષ્ય પ્રભુનું સંતાન છે અને પ્રભુનીજ પ્રતિકૃતિ છે. જેમ એ દૈવી ચૈતન્યની એકતામાં ત્રિપુટિ સ્વરૂપ રહ્યાં છે, તેમ મનુષ્યમાં પણ એવા જ ત્રણ સ્વરૂપો નિરખી શકાય છે. શકિત, પ્રજ્ઞા અને મન, અથવા પિતા, પુત્ર અને પવિત્ર દેવ રૂપી દિવ્ય ત્રિપુટી મનુષ્યમાં આત્મા, બુદ્ધિ અને મનસ્ રૂપે પ્રતિબિંબિત થાય છે. જીવાત્માનો પ્રગતિમાં ચૈતન્યનો વિકાસ ની

છે, અને એને લીધે મનુષ્યમાં પ્રથમ મનસ્ જ વ્યક્ત થાય છે. ત્યારપછી પ્રેમદ્વારા સિદ્ધ કરેલી એકતાનું ભાન જ નહિ, પરન્તુ મનસ્નો ય સાર દર્શાવતી પરાબુદ્ધિ પ્રકટ થાય છે; છેવટે મનુષ્ય જ્યારે પૂર્ણતાની સમીપ આવે છે, ત્યારે આત્મા એની સર્વ શક્તિઓ સહિત પ્રકટે છે; અને એની અંદર પરાબુદ્ધિ અને મનસ્‌ના જીવન અને પ્રાણ રૂપ સઘળી વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે.

દૈવી યોજના સાથે કાર્ય કરવું, એ મનુષ્યનું કર્તવ્ય છે. પરન્તુ પ્રથમ તો મનુષ્યના આત્માનું સ્વભાન કાચું હોય છે; એની માનસિક શક્તિઓની ખીલવણી આછી અને અધૂરી હોય છે; અને વિકાસક્રમની લાંબી ક્રિયાદ્વારા અનેક યુગોમાં ક્રમશઃ ઘડાયેલ એક જોરદાર પશુ ( સ્થૂલ શરીર ) સાથે પોતે જોડાયલો છે, એમ એને જણાય છે. આ શરીર અને એની શક્તિઓ જીવાત્માનું વાહન છે, પરન્તુ પશુયોનિમાંથી આવેલા હોવાથી એમાં હઠાગ્રહ, સ્વાર્થ અને સ્વરક્ષણ તેમજ જીવનકલહની સહજ વૃત્તિઓ રહેલી હોય છે. આ ભૂમિકાએ જો મનુષ્યને પોતાનો વિકાસ પોતાને એકલે હાથે જ કરવાનો હોય, તો એની પ્રગતિ નહિ જેવીજ થાય; અને માનુષી સદ્‌ગુણો તરફ પ્રગતિ કરવાને બદલે એનાં પગલાં પશુતા તરફ પાછાં પણ ફરે.

પરન્તુ પ્રભુએ મનુષ્યને વિકાસની બાબતમાં એકલો નથી છોડયો. પયગંબરો, સ્મૃતિકારો અને ગતયુગના પૂર્ણપુરુષો ઈશ્વરી યોજનાના જ્ઞાન સહિત જગતમાં પધારે છે. પ્રથમ તો એ માર્ગદર્શનના નિયમોમાં ભયનું તત્ત્વ વધારે હોય છે. કારણ કે દુઃખથી આઘા રહેવું-એને દૂર રાખવું-એટલીજ જંગલી મનુષ્યની સમજણ હોય છે. એનામાં માત્ર મનસ્‌જ કાર્ય કરી રહ્યું છે, અને એજ તત્ત્વને આપણે જાગૃત કરવું જોઈએ. આથી માર્ગદર્શનના નિયમો એવા પ્રકારના રાખવા પડે છે કે એની લાંબી ન પણ એમને માન્ય રાખી શકે, અને એમના હૃદયમનમાં

દુઃખ કેવી રીતે પ્રકટે છે, એ પણ સમજી શકે. આમ છતાં એ જંગલી મનુષ્યમાં પણ મનથી ઉચ્ચતર એવી પ્રજ્ઞાબુદ્ધિ પણ રહેલી છે; એ અતિશય ઝાંખી હોય છે, અગ્નિના એક તણખા જેટલી જ હોય છે. પરન્તુ મન કરતાં એ વધારે પ્રભાવશાલી શક્તિ છે; આથી આરંભની આ જંગલી ભૂમિકાએ પણ એના અંતરમાં રહેલ સુપ્ત પ્રભુતાને પણ જાગૃત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આથી એને 'પ્રેમથી જ દ્વેષનો અંત આવે છે,' 'તમારૂં બૂરૂં કરનારનું પણ ભલું કરજો,' કે 'તમારા દુશ્મનોને પણ ચાહજો,' એવા પરોપકારનાં સૂત્રોનો ઉપદેશ કરવામાં આવે છે. પરન્તુ એની ઉગતી મન-શક્તિના મર્યાદિત અનુભવને લીધે એને એ સત્યો ઘણીવાર ખોટાં જ લાગે છે. આપણને માલમ પડશે કે લગભગ દરેક જંગલી જાતિમાં આવો પરોપકારનો ઉપદેશ કોઈ પૌરાણિક દેવ કે વીરને નામે ઘણું કરીને પ્રચલિત હોય છે.

અધમમાં અધમ મનુષ્ય પણ ઉચ્ચતમ નીતિ-નિયમોને પોતાની આંતઃસ્ફુરણાથી સમજી શકે છે, અને એની સચ્ચાઈ સ્વીકારે છે, એ હકીકત આપણે કદાપિ વીસરવી જોઇએ નહિ. એ નિયમોને આચરણમાં ઉતારવાનું કાર્ય તો એને માટે લગભગ અશક્ય જેવું છે; પરન્તુ એથી એટલું તો સિદ્ધ થઈ શકે છે કે શુભ દ્વારા જીવાત્મા મન અને હૃદયના સકળ પૂર્ણ અને પ્રબળ ગુણો મેળવી શકે છે. પરન્તુ એ ગુણોની ઉત્પત્તિ તો નહિ, પરન્તુ પુષ્ટિ સામાન્ય રીતે પ્રલોભન અને અશુભના મંથનોથી જ થાય છે. 'પરંપદના પંથ પર પ્રકાશ' નામના પુસ્તકમાં લખવામાં આવ્યું છે કે "દરેક માનવ હૃદયમાં અમુક સ્વાભાવિક માધુર્ય, એક ગુપ્ત ઝરો રહેલો છે. તે સર્વ રીતે ઢંકાયેલ હોય કે તદન શાંત હોય — પરન્તુ એનું અસ્તિત્વ તો છે જ. તમારા સ્વભાવના ઉંડાણમાં શ્રદ્ધા, આશા અને સ્નેહ રહેલાં છે. જે વ્યક્તિ અશુભનો સંગ પસંદ કરે છે, તે પોતાની અંદર જોવાની ના પાડે છે, તે પોતાના હૃદયનું ગાન

સાંભળવા પોતાના કાન બંધ કરે છે, અને પોતાના આત્માના પ્રકાશ તરફ પોતાની આંખો મીંચી દે છે. આમ કરવાનું કારણ એ છે કે એવી વ્યક્તિને પોતાની વાસનાઓમાં જ જીવન જીવવું સહેલું લાગે છે. પરન્તુ જીવન માત્રની અંદર એક ન અટકાવી શકાય એવો પ્રવાહ વહી રહ્યો છે; જીવનનાં મહાન જળ સાં વર્યાં જ કરે છે."

મનુષ્ય ધીમે ધીમે અનુભવ દ્વારા વૃદ્ધિ પામે છે. પ્રથમ તો એક કુદરતી નિયમ શિખવા માટે એને અનેક અનુભવોની જરૂર પડે છે. વર્તનનો નિયમ કે કુદરતનું સત્ય એક વ્યાપક સિદ્ધાંત રૂપે એના મનમાં ઉત્પન્ન થાય તે પૂર્વે એને ઘણા, છૂટક અનુભવોમાંથી પસાર થવું પડે છે. આ પૃથ્વી પર અવતરીને દરેક જન્મે એ થોડી થોડી પ્રગતિ કરે છે, ક્રમે ક્રમે વસ્તુ માત્રના અવિચળ નિયમ રૂપ વ્યાપક સિદ્ધાંતો શોધી કાઢે છે. પ્રારંભમાં તો પોતાના સ્થૂળ શરીરની વાસનાઓથી ખેંચાઈને એ ઘણા મનુષ્યો પ્રત્યે અન્યાયી વર્તન આદરે છે, અને એ અન્યાયી વર્તનને પરિણામે ઘણું દુઃખ ભોગવે છે. પરન્તુ ધીમે ધીમે ન્યાયનો વિચાર એને પોતાના જીવનનો નિયમ લાગતો જાય છે. વળી પોતે 'જીવવાની તૃષ્ણા'નો ગુલામ હોવાથી, તેમજ એને સંવેદનોની તીવ્ર તૃષા લાગવાથી, એના વર્તનમાં અતિશયતા આવી જાય છે; અમુક સંવેદન કે ઉર્મિની અતિશયતામાંથી એ બીજા પ્રકારની અતિશયતાની ઘટમાળમાં પડીને દુઃખ વધારે ભોગવે છે, અને અનુભવ થોડો મેળવે છે. છતાં સુખદુઃખના આવા અનુભવોમાંથી ધીરે ધીરે એ મિતાચાર રૂપ જીવનના એક બીજા નિયમનો સાક્ષાત્કાર કરવા લાગે છે. આવી જ રીતે સનાતન સિદ્ધાંતોના ન્યાયી બન્ધનોને અવગણવાથી, તથા અણુહકની વસ્તુઓ મેળવી લેવાની અધીરાઈથી, એ બીજાઓને દુઃખમાં નાખે છે, અને પોતે પણ દુઃખી થાય છે. પરન્તુ આખરે એમાંથી પણ ધીરજ રૂપી જીવનનો એક ત્રીજો નિયમ એ શીખે

છે. એ ધીરજ એને યોજના કરવાનું, સિદ્ધિ મેળવવાનું અને બડબડાટ વિના સંકટો સહેવાનું શિક્ષણ આપે છે.

પોતાના અનેક જન્મોમાં મનુષ્ય જે સદ્‌ગુણો મેળવે છે, તે એના જીવનના નિયમો બની જાય છે. ઘણા છૂટક અનુભવોમાંથી એ વ્યાપક સિદ્ધાંતો મળી શકે છે. એકવાર એવો વ્યાપક સિદ્ધાંત જડે એટલે એ પછી કાયમને માટે એના જીવનના અંશરૂપ બની જાય છે. આમ સર્વવ્યાપક સિદ્ધાંતોની તારવણી કરવાની શક્તિના પ્રમાણમાં જ એ દૈવી યોજનાની ઝાંખી કરી શકે છે. એ દૈવી યોજનામાં આ વ્યાપક સિદ્ધાંતો આદર્શ વિચારો રૂપે અસ્તિત્વ ધરાવે છે.

હવે આપણે વિકાસક્રમની સામાન્ય પદ્ધતિ સમજી શકશું. મનુષ્ય અનુભવો દ્વારા અમર સદ્‌ગુણો પ્રાપ્ત કરે છે. પરન્તુ અનુભવ એક મંદ શિક્ષક છે. જીવાત્માને માત્ર એક જ સત્ય શીખવા માટે પૃથ્વી પર ઘણા જન્મો લેવાની, અને ઘણા ચોક્કસ અનુભવો મેળવવાની જરૂર પડે છે. વફાદારી, ઈજ્જત, પવિત્રતા, સહૃદયતા વગેરે સદ્‌ગુણો આપણા આંતર સ્વભાવમાં વણી લેવાની શું આ માત્ર એક જ પદ્ધતિ હશે? જો બીજી પદ્ધતિ ન હોય, તો વિકાસક્રમનું પરિણામ માત્ર નહિ જેવું જ આવે, અને શક્તિનો વ્યય વધારે થાય.

પરન્તુ વિકાસક્રમમાં ઝડપ લાવવાની એક બીજી પદ્ધતિ છે. મનસ્ એ તો જીવાત્માનું માત્ર એક જ સ્વરૂપ છે. એનામાં મનસથી યે ઉંચી એવી પરાબુદ્ધિની શક્તિ રહેલી છે. પ્રેમ અને સૌન્દર્ય એનાં એ સ્વરૂપો છે. પરાબુદ્ધિનું અંતર્જ્ઞાન આ બન્ને સ્વરૂપોમાંથી ગમે તે દ્વારા પ્રકટ થઈ શકે છે. આથી મનુષ્ય જ્યારે આ પૃથ્વી પર જન્મ લઈને, પોતાના સંબંધમાં આવતી થોડી વ્યક્તિઓને ચાહે છે ત્યારે એની અંદર પરાબુદ્ધિની શક્તિ જાગૃત થાય છે.

છે. આમ છતાં મનુષ્યે ઘડેલી ઘણી વસ્તુઓ — મનોરંજક ભાત અને નકશી, તેમજ સોનાં રૂપાંની કારીગરી જેવી પણ — સુંદર હોય છે.

વૃક્ષ કે પુષ્પ જેવા કુદરતી પદાર્થ પરત્વે આપણે એક વિચાર કે આદર્શમૂર્તિનું અસ્તિત્વ સ્વીકારીએ છીએ, પરન્તુ એથી ખુરશી, મેજ કે પુસ્તક જેવા મનુષ્યે બનાવેલ કૃત્રિમ પદાર્થો માટે પણ આદર્શમૂર્તિઓ હોવી જ જોઇએ, એમ સિદ્ધ થતું નથી. મનુષ્યે ઉત્પન્ન કરેલા એવા પદાર્થોમાં પણ જો કલાકાર લાવણ્ય, ડોલન કે સંવાદ જેવી આદર્શમય જગતની કેટલીક ભાવનાઓનાં પ્રતિબિંબ મૂર્તિમંત કરવાનો પ્રયત્ન કરે, તો એ પદાર્થો પણ સુંદર બની શકે.

કલાકાર જ્યારે કુદરતી વસ્તુઓ પરથી સર્જન-કાર્ય કરતો હોય, ત્યારે એણે એની પાછળની આદર્શમૂર્તિને અનુભવવાનો યત્ન કરવો જોઇએ. જો તે એક ગુલાબનું પુષ્પ ચિતરતો હોય, તો એણે એ ચિત્ર દ્વારા ગુલાબ જેવી એક ચોક્કસ ભાવના વ્યક્ત કરવી જોઇએ, અને સાથેસાથ પુષ્પ રૂપી એક આદર્શમય ભાવનાનું પણ સૂચન કરવું જોઈએ. વળી જો એના ચિત્રનો વિષય હાથ હોય, તો જેટલા પ્રમાણમાં એ પોતાના ચિત્ર દ્વારા આદર્શ હાથનું સૂચન કરી શકશે, તેટલા પ્રમાણમાં એનું ચિત્ર સુંદર થશે. પ્રતિભાશાલી કલાકારનો સાચો મર્મ આમાં જ રહેલો છે. **ખરી પ્રતિભા એટલે વિચારોના જગતનો સ્પર્શ કરવાની જીવાત્માની શક્તિ.** માત્ર કલાકાર જ પ્રતિભાશાલી હોય છે, એમ હું નથી કહેતો. વિશાળ, વ્યાપક સિદ્ધાંતોવાળો ફિલસૂફ, ઉન્નત ચિંતનશીલ અને નિર્મળ હૃદયનો સન્ત પુરુષ, માનુષી પ્રેમ દ્વારા દિવ્ય પ્રેમને અનુભવનાર પ્રણયી — એ સૌ એક એવા જગતમાં વસે છે કે જ્યાં 'પ્રત્યેક કલાકની અંદર સનાતનતાનાં ઓજસ્ ઉતરે છે.'

કારણ કે સાચી પ્રતિભા એટલે સ્રષ્ટાના મનમાં ગૂઢ રહેલા અખૂટ આકારોને વ્યક્ત કરવાની શક્તિ.

આપણને આદર્શમય ભાવનાઓનો સ્પર્શ કરાવવો, એજ કલાનું સાચું કાર્ય છે. સાચી કલા આ પ્રમાણે કર્યા વિના રહેતી જ નથી. શિલ્પ આપણને લાવણ્ય (એટલે કે 'કર્તાનો કાર્ય સાથેનો યોગ્ય સંબંધ')નો સન્દેશ આપે છે, અને આકૃતિનો 'વિચાર' આપણી આગળ પ્રકટ કરે છે. ચિત્ર આપણને વિશેષતઃ મનનું સ્વરૂપ દર્શાવે છે, અને વિકારો અને ઉર્મિઓનું વર્ણન કરીને, ઈચ્છા અને જ્ઞાન વચ્ચેનું જીવાત્માનું મંથન બતાવે છે. ઐતિહાસિક ચિત્રો ઉમદા વર્તનથી પ્રજાની સેવા કરી ગયેલ અમુક વ્યક્તિઓનું આલેખન કરે છે, અને આપણી સમક્ષ સ્ત્રી પુરૂષોની કોટિઓ કે વર્ગો (ટાઈપ્સ)નું સૂચન કરે છે. છબી-ચિત્રો જીવંત વ્યક્તિઓની આબેહૂબ પ્રતિકૃતિઓ છે, છતાં પણ જ્યારે એમાંથી કોઈ કોટિનું અથવા તો માનવજાતિની આદર્શમૂર્તિના કોઈ અમુક આવિર્ભાવનું સૂચન થાય છે, ત્યારે એ છબી ખરેખર ભવ્ય બને છે. પ્રાકૃતિક સૌન્દર્યનાં ચિત્રો આપણને આદર્શમય જગતની સમીપ આણે છે. ભલેને એ માત્ર કો સૂર્યાસ્તનું સાદું ચિત્ર જ હોય, પરન્તુ પ્રકાશ અને રંગની સંવાદિતા દ્વારા જો કલાકાર આપણી પરબુદ્ધિને 'આદર્શમય જગત'નું ધણા વધારે પરિમાણે વાસ્તવ સૂર્યાસ્તનું સૂચન કરી શકે તો એ ચિત્ર પણ ભવ્ય જ બને. સાગર અને સરોવર

પરાબુદ્ધિને જાગૃત કરે છે. સાચો કવિ પોતાના સત્ય કે કાલ્પનિક અનુભવના દર્પણમાં આદર્શમય વિચારોનાં પ્રતિબિંબો ઝીલે છે. એ જગતને નિહાળે છે અને એની પ્રતિભા એને પોતાની આસપાસ આદર્શમૂર્તિનાં પ્રતિબિંબો નિરખવાની શક્તિ આપે છે. કવિઓ આપણી આગળ માનવ હૃદયના વિશિષ્ટ તેમજ વ્યાપક આનંદ અને શોક, આશા અને નિરાશાનાં ગાન ગાય છે. આપણા નીચલા મનના બારીક પૃથક્કરણ આગળ જે સનાતન સત્યો ઘણી વાર ગૂમ થઈ જાય છે, તે કવિઓ આપણને સમજાવે છે. મહાકાવ્યમાં કવિ પ્રાચીન વીરપુરૂષોને માનવજાતિની અમુક કોટિઓ રૂપે રજુ કર છે. પોતાના વિશિષ્ટ વાતાવરણમાં વિચરતી યુલીસીસ કે આર્થર રાજા જેવી વ્યક્તિઓ આપણને ઝાંખી કરાવે છે કે એવા વીર પુરૂષો હંમેશાં આપણી વચ્ચે હશે જ અને હોવાનાં જ. ઉર્મિ કાવ્યમાં કવિ પોતે જ બીજાની ખાસ ઉર્મિઓ ઝીલવાનું દર્પણ બને છે; પોતે જાતે જ એ ઉર્મિઓ અનુભવે છે, અને આપણાં કરતાં 'વધારે વિશાળ આંખો' વડે માનવજાતિનું દર્શન કરીને એને કાવ્યમાં ઉતારે છે.

સંગીતને બાદ કરતાં નાટક સિવાય કલાની બીજી કોઈ પણ શાખા મનુષ્યને ઉચ્ચતર ભૂમિકાઓ ઉપર ચ્હડવામાં સહાય કરી શકે એમ નથી. કારણ કે નાટક તો મનુષ્યનું આંતરમંથન દર્શાવે છે. સાચો નાટચકાર માનવ જાતની આદર્શમૂર્તિનાં ક્ષણિક પ્રતિબિંબોને પકડી લે છે, મૂર્તિમંત કરે છે, અને પછી એમને રંગભૂમિ ઉપર જીવંત બનાવે છે. વણકહી વેદના, મનુષ્યને ઘેરી વળતાં પ્રલોભનો, મનુષ્યોની હારજીત, કારણ પ્રમાણે અચૂકપણે કાર્ય પ્રકટાવનાર નસીબ, અને સ્વાર્પણ દ્વારા થતી જીવાત્માની વિશુદ્ધિ, આવા માનવજાતિના ઉગ્ર સૂરોને નાટચકાર અમુક કોટિઓ રૂપે વ્યક્ત કરે છે. કલાકો સુધી આપણે સ્વભાન ભૂલી જઈએ છીએ, અને દેવોની જેમ માનવજાતિનાં મંથનો નિહાળીએ છીએ.

રંગભૂમિ પર રજુ થતી આવી કૃતિઓ દ્વારા આપણે નિષ્પક્ષપાત રીતે અને નિઃસ્વાર્થપણે જીવનનું ચિંતન કરીએ છીએ, અને જીવનને આપણે કલ્પ્યું છે, એમ નહિ પણ એના સાચા સ્વરૂપમાં સમજતાં શીખીએ છીએ. ઉપર જણાવ્યા મુજબ નાટ્યકાર જેટલા પ્રમાણમાં પોતાની કૃતિઓ માનવજાતિની કૃતિઓને મળતી કરી શકે છે, તેટલા પ્રમાણમાં એ નાટકો ભવ્ય બને છે. એસ્કાઇલિસ અને સોફોક્લીસનાં નાટકોમાં રજુ થયેલાં, કવિવર શેક્સપીઅરની કલ્પદ્રુપ પ્રતિભાએ સરજેલાં, તેમજ વૅગનરના મનમાંથી પ્રકટેલાં (ટાનહાઉઝર, વોટન, બ્રુનહાઇલ્ડ, સીગફ્રીડ, ઍમ્ફૉર્ટસ, કંડ્રી, અને પાર્સીફલ જેવાં) પાત્રો સદાય માનવજાતિમાં મળી આવે છે; અને **એમને સમજવાથી આપણા જીવનનું દૃષ્ટિબિન્દુ વિશાળ થાય છે.** એમના અનુભવોના નિરીક્ષણ દ્વારા આપણે પણ આપણા માટે આપણા અનુભવોની પૂર્વકલ્પના કરી શકીએ છીએ, અને વિકાસમાં વેગ આણીને આપણે ત્વરાથી આપણા ધ્યેયને પ્રાપ્ત કરી શકીએ છીએ. આમ નાટ્યકારનાં નયનોથી જગતને જોતાં શીખીએ, તો આપણે પોતે જ 'અમર વસ્તુઓના ગંભીર ઉત્પાદકો' બની શકીએ.

પ્રાકૃતિક સૌન્દર્યનાં ચિત્રોની જેમ સ્થાપત્ય અને સંગીત પણ કલાનાં વધારે સૂક્ષ્મ અને ભાવવાહક સ્વરૂપો છે. સ્થાપત્ય અને સંગીતને પરસ્પર ગાઢ સંબંધ છે; સ્થાપત્યને 'થીજી ગયેલું સંગીત' કહેવામાં આવે છે, એ જ આ સંબંધને સ્પષ્ટ કરે છે. કારણ કે સ્થાપત્ય એટલે દિશાનો સંવાદ; અને સંગીત એટલે કલાનો સંવાદ. સ્થાપત્યની ભવ્ય ઇમારત સંગીતના વિચારસત્ત્વને મળતી આવે છે; એ ઉંચેથી નીચે ઉતરે છે અને પાયામાં પ્રકટે છે. સ્થાપત્ય આપણને માત્ર એકાદ ઈમારતમાં જ નહિ પરન્તુ સમગ્ર વિશ્વમાં દેખાઈ આવતા પ્રમાણના નિયમોનું ભાન કરાવીને અને 'કુદરતના કોમળ સૂરો'ની સમજણ સાથે ગુરુત્વાકર્ષણ, સ્થિરતા, ...

સંવાદની ભાવનાઓ જણાવીને વિચારોના પ્રદેશના સંબંધમાં આણે છે.

કલાની સર્વોત્તમ શાખા **સંગીત** વિષે તો શું કહેવું ! બીજી કોઈ પણ શાખાઓ માટે અશક્ય એવા માર્ગો દ્વારા **સંગીત આપણને અમરતાનું** ભાન કરાવે છે. આદર્શમય જગત સાથે સંગીત આપણને સીધો સંબંધ કરાવે છે; અને કોઈ પણ પ્રકારનાં **આવરણ વિના** એ જગતના પદાર્થોનું દર્શન કરાવે છે. સંગીત મારા કે તમારા શોકની નહિ પરંતુ **શાશ્વત** શોકની–કહેવું હોય તો ખુદ પ્રભુના શોકની–વાત કરે છે; તેમજ મારા, તમારા કે આ અથવા પેલી વ્યક્તિના પ્રેમની નહિ, પણ સાક્ષાત્ પ્રેમની જ કથા કહે છે. કારણ કે **સંગીત એ તો કલાનો આત્મા** છે, અને એ આપણી સાથે **પ્રભુની ભાષામાં** વાત કરે છે. કવિ બ્રાઉનિંગ કહી ગયો છે કે,

> " દુઃખ સહન કરવું અઘરૂં છે,
> શંકા મંદ ગતિથી જ દૂર જાય છે.
> દરેક દુઃખી વ્યક્તિ પોતાનાં જ દુઃખો ગાય છે.
> પરન્તુ પ્રભુ અમારા કેટલાકના કર્ણમાં રહસ્ય સુણાવી દે છે.
> બીજાં સૌ તો તર્ક કરે છે, અને દુઃખને સત્કારે છે;
> પરન્તુ અમે સંગીતકારો જ સાચું રહસ્ય જાણીએ છીએ."

આદર્શમય જગત જેનો વારસો છે, એવી પરાણુદ્ધિ સાચી કલાના પડઘા ઝીલી શકશે. સાચી કલા સર્વદા વિચારોના જગત વિષે કૈંક સૂચન કર્યા વિના રહેશે નહિ આ દૃષ્ટિએ કલા સર્વદા બોધક ( ડાયડૅક્ટિક ) છે. એ સિવાય એ અન્ય કૈં હોઈ શકે જ નહિ. કલા આપણને નીતિશાસ્ત્રના માત્ર પ્રચલિત નિયમો જ શીખવશે, એમ કાંઈ ચોક્કસપણે કહી શકાય નહિ. મનુષ્ય તથા જગતને પ્રભુની આંખે નિરખવાની દૃષ્ટિ તથા ઉભયના પરસ્પર

**સાચા સંબંધનું જ્ઞાન** કલા આપણને આપશે જ. કલા આપણને 'સ્વાર્થને દૂર કરવાનું' શીખવશે-નીતિ ધર્મ અને ફિલસુફીનો એ જ ખરો ઉદ્દેશ છે. આ પ્રમાણે કલા પરાબુદ્ધિને જાગ્રત કરવાનું અને એ રીતે વિકાસનો વેગ વધારવાનું સાધન છે. એ પરાબુદ્ધિ **જ આપણને જીવનની પ્રવૃત્તિઓના ખરા મર્મ વિષે ત્વરાથી અને અંદરથી વ્યાપક નિયમો શીખવી શકે છે.**

એક બીજી રીતે પણ કલા માનવ વિકાસમાં સહાયક થઈ શકે. જીવાત્માના અનંત જન્મોમાં વહેલાં કે મોડાં એક કાળ એવો આવે છે કે જ્યારે એનામાં કંઈ પ્રબળ આંતર પરિવર્તન થવા લાગે છે; ત્યારે જીવનનાં આકર્ષણો એની ઉપર અસર કરી શકતાં નથી; અને પછી એ જગતમાંથી મળી શકે એના કરતાં કો ઉચ્ચ વસ્તુની શોધ શરૂ કરે છે. એ 'પ્રવૃત્તિ માર્ગ' ને છેડે પહોંચે છે; અને 'નિવૃત્તિ માર્ગ' પર પગલાં માંડવાનો પ્રારંભ કરે છે. એ પ્રસંગે એના જીવનનો 'હેતુ-પલટો' થાય છે, અને એ સનાતન વસ્તુઓ મેળવવા તલસે છે. જો એણે એના પૂર્વ જન્મોમાં સુંદર વસ્તુઓ ઉપર માત્ર ઇંદ્રિયો દ્વારા નહિ, પરન્તુ પોતાની જાગ્રત થયેલી પરાબુદ્ધિ દ્વારા પ્રેમ રાખ્યો હોય, તો એ પ્રબળ પરિવર્તન કે ઉંડા આંતર મંથન વિના ધીમે ધીમે જ સંસારી જીવનમાંથી ઉચ્ચ જીવનમાં પ્રવેશ કરી શકે છે. કારણ કે જીવનમાં આનંદ લેવાની અને સુંદર વસ્તુઓને ચાહવાની જેને ટેવ પડી ગઈ છે, તેને ઉંચો માર્ગ નીચલા માર્ગથી બહુ જ જૂદો નથી લાગતો. **ઉચ્ચ માર્ગ એ નીચલા માર્ગનું પરિવર્તન જ છે;** એમાં સંપૂર્ણ સુંદરતા અને સુખ હોય છે, અને એમાં નાશવંત તત્ત્વનો અંશ પણ નથી હોતો. એ નાશવંત તત્ત્વને લીધે જ સઘળી ચાહવા જેવી વસ્તુઓ ક્ષણજ ટકે છે, અને આપણી ઇચ્છાઓને અતૃપ્ત રાખે છે. અનંત સૌન્દર્યવાળા આ નવીન જીવન વિષે આપણે સાચી રીતે કહી શકીએ કે,

"મેં એક ગુલાબ ચૂંટ્યું, અને અહા! એ કાંટા વગરનું –"

૨૭

# કલા અને ચારિત્ર્ય

મનુષ્યોની અનુભવોને પચાવવાની શક્તિમાં તફાવત હોય છે, એવો અનુભવ તો તમારામાંના ઘણા જણને આજ સુધીમાં થયો જ હશે. કેટલાક મનુષ્યો માત્ર એક જ અનુભવમાંથી એનો મર્મ સમજી લેવાની શક્તિ ધરાવે છે; અને કેટલાકને તો એ જ અનુભવ અનેકવાર થાય, ત્યારે જ એનો મર્મ સમજાય છે. કેટલાક મનુષ્યો માત્ર એક જ અનુભવમાંથી જીવન કે કાર્ય પરત્વે મહાન સત્ય તારવી શકે છે; પરન્તુ કેટલાક મનુષ્યો તો એ જ અનુભવના અનેક પુનરાવર્તન પછી જ એનું સત્ય ગ્રહી શકે છે. એક કહેવત છે કે, "દૂધનો દાઝયો છાશ ફુંકી ફુંકીને પીએ છે." પરન્તુ તમે અનુભવ્યું હશે કે ઘણાય મનુષ્યો અનેકવાર 'દાઝે છે,' છતાં પણ એ અનુભવમાંથી કોઈ પણ પાઠ શીખી શકતા નથી.

મનુષ્યોની ખાસ કરીને આદર્શોનો જવાબ વાળવાની શક્તિ જુઓ. કોઈ પણ મનુષ્યનો આદર્શ, એ તો એના જીવાત્માએ અનેક અનુભવોમાંથી તારવી કાઢેલો સાર છે; એ એના ચૈતન્યમાં એવો તો ગુંથાઈ જાય છે કે [illegible] જીવનનો એક ભાગ જ

કલાના માર્ગે આદર્શોને ઝીલી શકે છે, અથવા વસ્તુઓના સૌન્દર્યનો જવાબ વાળી શકે છે, ત્યારે આપણે જરૂર કહી શકીએ કે એનો આત્મા ઘણો વિકાસ પામેલ છે.

આમ મનુષ્યોમાં આદર્શોને ઝીલવાની બાબતમાં ફરક માલમ પડે છે. એ ફરકથી જ આપણે સરળ અને બાળ જીવ, તેમજ ઉચ્ચ અને વિકસિત આત્માને ઓળખી શકીએ છીએ. દરેક સંસ્કૃતિ જનસમાજ આગળ વર્તનનું અમુક ધોરણ રજુ કરે છે; એ ધોરણ ઉચ્ચોચ્ચ જીવાત્માઓને બંધબેસતું થાય એવું હોય છે. દરેક સ્થળે આધ્યાત્મિક આગેવાનો સંસ્કૃતિને દોરે છે, વિકસાવે છે. દરેક સંસ્કૃતિનો ઉદ્દેશ સર્વને માટે ઉચ્ચ ધોરણ રજુ કરવાનો હોય છે; સામાન્ય જનતા ધીરે ધીરે એ ધોરણને સ્વીકારવા લાગે છે.

શિક્ષણનો એક ઉદ્દેશ પણ એ જ છે: જીવાત્માના ઉચ્ચતર જીવનમાં અત્યંત ઉપયોગી થાય, એવી વિચાર, વાણી અને વર્તનની અમુક આદર્શ રીતિઓ બાળકોના જીવનમાં દૃઢપણે સ્થાપિત કરવી. આ શી રીતે થઈ શકે? એના બે માર્ગો છે; એક માર્ગ એ છે કે અનેક જન્મો સુધી આપણા કરતાં વધારે પૂર્ણ જીવન જીવી ગયેલા મહાન પુરૂષોના અનુભવોમાંથી તારવેલા વર્તમાન તેમજ ભૂતકાળના સર્વસામાન્ય સિદ્ધાંતો વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવા. 'ધિક્કાર ધિક્કારથી નહિ, પરન્તુ પ્રેમથી જ શમે છે,' એ ભગવાન બુદ્ધનો સિદ્ધાંત વિચારો. પોતાના હઝારો ભૂત અનુભવોમાંથી એમણે એ સિદ્ધાંત તારવ્યો છે; અને એથી વર્તનના આદર્શ રૂપે આપણી સમક્ષ એઓ એને રજુ કરે છે. ભગવાન ક્રાઈસ્ટ પણ 'ત્હારા પાડોશીને ત્હારી જાતની જેમ ચાહજે,' એ સિદ્ધાંત દ્વારા પોતાનો અનુભવ રજુ કરે છે, અને સુખ મેળવવાનો ટુંકો માર્ગ બતાવે છે. સંસારી વિષયોમાં પણ આજ નિયમ કાર્ય કરે છે. વિજ્ઞાનના કોઈ પાઠ્ય પુસ્તકમાં આપણે

અનેક વૈજ્ઞાનિકોના અનુભવોને અમુક સરળ સિદ્ધાંતો રૂપે રજુ થયેલા જોઈ શકીએ છીએ; તેમજ ગણિતશાસ્ત્રમાં પણ આપણે વિદ્યાર્થીઓ સમક્ષ ભૂતકાળના હજારો નિયમો જ આપીએ છીએ. જીવનના દરેક ક્ષેત્રમાં ભૂતકાળના અનુભવોમાંથી સર્વસામાન્ય સિદ્ધાંતો તારવી લેવામાં આવે છે. આ સિદ્ધાંતો જ્યારે કોઈ વ્યક્તિના માનસ આગળ રજુ કરવામાં આવે છે, ત્યારે એ અમુક અંશે એનું મહત્ત્વ અને મૂલ્ય સમજે છે.

કેટલાક મનુષ્યો અમુક સિદ્ધાંતને એકદમ સમજી શકે છે; અને બીજા કેટલાકમાં એ સમજણ જલદી ઉતરી શકતી નથી. આ બીજા પ્રકારના મનુષ્યોને સિદ્ધાંતો સ્વીકારીને ચાલવું, બહુજ મશ્કેલ લાગે છે; એઓ તો માત્ર અમુક અનુભવોની અસંખ્ય હકીકતો ધ્યાનમાં લઇને જીવન શરૂ કરે છે. તમે એમની સમક્ષ એક પછી એક અનેક અનુભવો મૂકવા માંડો, ત્યારે જ એઓ એમાંથી સિદ્ધાંત-દર્શન કરી શકે છે. આ રીતે શિક્ષણનો **પ્રથમ માર્ગ, બાળકોના મન આગળ સર્વ સામાન્ય સિદ્ધાંતો રજુ કરવાનો છે.**

શિક્ષણનો **બીજો માર્ગ** કે પ્રકાર **બાળકોની કલ્પનાશક્તિને તાલીમ આપવાનો છે.** કલ્પના એ એક સર્જક શક્તિ છે. તાલીમ પામેલી કલ્પના સઘળા અનુભવોનું વર્ગીકરણ કરી શકે છે, અને એને લીધે મનુષ્ય ધીરે ધીરે પોતાને માટે નૈતિક, દાર્શનિક કે વૈજ્ઞાનિક ઈમારત ઉભી કરે છે. અન્યની આપેલી ઈમારત કરતાં પોતાની કલ્પનાએ રચેલી ઈમારતમાં વસવામાં મનુષ્યને વધારે સુખ લાગે છે. આજની વિદ્યાપીઠોની શિક્ષણ-પ્રણાલિકા તપાસશું તો આપણને માલમ પડશે કે એમનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાર્થીઓના જીવનમાં અમુક પ્રકારની પૂર્ણતા પ્રકટાવવાનો છે. વિદ્યાપીઠો અનેક વર્ષોની તાલીમને અન્તે અમુક પ્રકાર કે કોટિની વ્યક્તિ બ્હાર પાડવા મથે છે. ઑક્સફર્ડ અને કેમ્બ્રીજની બે મહાન વિદ્યાપીઠો તરફ નજર કરો. સામાન્ય શબ્દોમાં કહું તો એમનો આદર્શ

'સદ્ગૃહસ્થ અને પંડિત' બનાવવાનો છે. સાચો સદ્ગૃહસ્થ અમુક વિશાળ સહાનુભૂતિ ધરાવે છે; અને સાચો પંડિત હંમેશા વ્યાપક સિદ્ધાંતોના માનસિક જગતમાં વસે છે. એમ કહેવાય છે કે ઉત્તમ વિદ્યાપીઠ મનુષ્યને 'જીવનની દરેક વસ્તુ વિષે કંઈક જ્ઞાન આપે છે, અને એકાદ વસ્તુ વિષે તમામ જ્ઞાન આપે છે'. બીજા શબ્દોમાં કહું તો સુશિક્ષિત મનુષ્ય 'ઈશ્વરી યોજના'-ની રૂપરેખાનું સામાન્ય જ્ઞાન મેળવી લે છે, અને સાથો સાથ એ ભવ્ય યોજનાના એકાદ વિભાગથી આકર્ષાઈને એ વિભાગમાં, 'પ્રવીણ' બનવાની ઇચ્છા રાખે છે. સાચો સંસ્કારી મનુષ્ય સર્વદા વ્યાપક સિદ્ધાંતોમાં જ વિચાર કરે છે; એનું ચૈતન્ય પ્રાણી કે પદાર્થને અમુક કોટિ કે વર્ગ (ટાઈપ) રૂપે જ જુએ છે. વિચાર કે ચારિત્ર્યના કોઈ અમુક સ્વરૂપને જ નહિ, પરન્તુ એ એના સામાન્ય સ્વરૂપને જ વિચારે છે. એક દૃષ્ટાંતથી આ બાબત તમે સરળતાથી સમજી શકશો. કોઈ સંસ્કારી વ્યક્તિ અન્ય વ્યક્તિને મળે છે, ત્યારે એને અમુક કોટિ કે વર્ગ રૂપે જ નિહાળે છે. જો એને એમ લાગે કે સામી વ્યક્તિ સ્વભાવે ગંભીર છે, તો એ તરતજ કહેશે કે "એ દાર્શનિક કોટિની છે." વળી જો એને એમ લાગે કે એ વ્યક્તિ સંસ્કારગ્રાહક અને કલ્પનાપ્રધાન હોવા છતાં તરંગી અને અસ્થિર પણ છે, તો એ તરતજ કહેશે કે 'એ કલાકાર કોટિની છે.' જો એ વ્યક્તિ ભક્ત હૃદયની હશે, તો એ એનામાં સંતભાવનાનું તત્ત્વ જોઈ શકશે. વળી કોઈ વ્યક્તિમાં કલ્પનાનો અભાવ, અને માત્ર સંસાર સુખની જ વાંછના જણાશે, ત્યારે પણ એ પોતાના કોટિઓ સંબંધી અંતર્જ્ઞાનને લીધે તરતજ કહી શકશે કે "એના હૃદયના ઊંડાણમાં અત્યંત વફાદારી અને ખંત રહેલાં છે." આ રીતે સંસ્કારી મનુષ્ય વ્યક્તિઓને વર્ગ કે કે કોટિ રૂપે નિહાળે છે.

સાચો સંસ્કારી મનુષ્ય જીવનના અભિપ્રાયો પોતાની પરા-

બુદ્ધિની શકિતથી જ બાંધે છે. નીચલા મનના કડણ પૃથક્કરણથી નહિ, પરન્તુ પરાબુદ્ધિના અંતર્જ્ઞાનથી એ વસ્તુઓને જાણે છે. સંસ્કાર એટલે **નાશવંત અને અસ્થિર વસ્તુઓમાં સનાતન તત્ત્વની શોધ કરવાનો પ્રયત્ન.** આ દષ્ટિબિન્દુ પ્રમાણે આપણા સર્વ અનુભવો ક્ષણિકમાંથી સનાતનને, અને અસ્થિરમાંથી સ્થિરને શોધવા માટેજ મળે છે. અસતમાંથી સતની શોધ કરવામાં આપણે જો માત્ર મન, બુદ્ધિ કે ઉચ્ચમાનસિક શકિતનો જ ઉપયોગ કરશું, તો સત્યની પ્રાપ્તિ ઘણા લાંબા કાળે જ થઈ શકશે. કારણ કે જ્યારે આપણે જ્ઞાનપ્રાપ્તિના સાધન તરીકે માત્ર મનનો જ ઉપયોગ કરીએ છીએ, ત્યારે એ મન વિચાર કરવા માટે અમુક સામગ્રીની અપેક્ષા રાખે છે. એ સામગ્રી મનની આગળ, બ્હાર જ, મૂકવી પડે છે. આમ બ્હારથી હકીકતો તપાસીને આપણે નિયમો તારવીએ છીએ. પરન્તુ આ માર્ગે આપણે સઘળી હકીકતો એકઠી કરી શકીએ, ત્યાં સુધીમાં તો અનેક યુગો વહી જાય. ધર્મ, સ્વાપર્ણ કે ફરજના આદર્શોની સાચી સમજ મેળવતાં આપણને અનેક જન્મો લાગ્યા છે. સર્વસામાન્ય નિયમો તારવવા માટે, તેમજ અસત્‌માં સત્‌નાં દર્શન કરવા માટે માત્ર મનનો જ ઉપયોગ કરવાનો હોય, તો જીવન સંબંધી સંપૂર્ણ સત્ય મેળવતાં પૂર્વે આપણને અનંત જન્મો લેવાની જરૂર પડે.

મન દ્વારા વિકાસ પામવાનો લાંબો માર્ગ ટુંકો કરવા માટે પ્રભુએ આપણને એક બીજી શકિત આપેલી છે. એ શકિતને ચિર્યાસૌંધી બુદ્ધિ અથવા પરાબુદ્ધિ કહે છે. આ પરાબુદ્ધિ અથવા આંતઃસ્ફુરણા (ઈન્ટુઇશન) ને સમજવા માટે આપણે 'નીચેથી' પ્રયત્ન કરવો પડશે. જીવનની સર્વ કલાઓ આપણને પરાબુદ્ધિની સમજ આપી શકશે. સંસારની ક્ષણિક, માયાવી નહિ, પરન્તુ **સાચી અને સનાતન વસ્તુઓજ** કલા આપણી સમક્ષ રજુ કરે છે. હાલોંક્સે માત્ર એકજ મિતાક્ષરી સૂત્રમાં સૌથી સરસ રીતે કલાની વ્યાખ્યા આપી દીધી છે: "કલા, એ હકકીતનો મુક્ત થયેલો આત્મ

છે." હકીકતને આપણે મનથી જ જાણીએ છીએ. પરન્તુ દરેક હકીકતની અંદર, એના બાહ્ય સ્વરૂપથી તદ્દન જૂદું એવું કંઈક હોય છે જ. કાર્લાઈલ એને 'હકીકતનો આત્મા કહે છે.' કલા એટલે હકીકતનો મુકત થયેલો આત્મા. બીજા શબ્દોમાં કહીએ તો કલાની **સર્વ શાખાઓનું કાર્ય આપણને વસ્તુઓના ક્ષણિક નહિ, પરંતુ સનાતન સ્વરૂપ તરફ દોરી જવાનું છે.** આપણને કલા '**હકીકતના આત્મા**' અથવા **જીવનના કેન્દ્ર** તરફ કેવી રીતે રીતે લઈ જાય છે, તે હવે આપણે તપાસિયે. પ્રથમ તો હું આપણને સૌને અસંત જાણીતી એવી **નાટયકલા** જ લઈશ.

આપણા સાહિત્યનો ઘણો ભાગ તો કેવળ કચરા જેવો છે. એ આપણાં મન આગળ માત્ર સિનેમાની જેમ અમુક હકીકતો રજુ કરે છે; આવતી કાલે તો આપણે એને તદ્દન ભૂલી પણ જઈએ છીએ. જે સાહિત્ય માત્ર માનસિક ચિત્રોજ રજુ કરે, એમાં આપણને લાંબા કાળ સુધી રસ પડી શકે નહિ. પરન્તુ કેટલુંક સાહિત્ય એવું સરસ છે કે આપણી કલ્પના થંભી જાય છે, અને આપણી હૃદયવીણાના તાર ઝણઝણી ઉઠે છે. કવિ બનિયનની 'યાત્રાળુની પ્રગતિ' લ્યો. બાલકો અને વૃદ્ધોને પણ રસ પડે એવી એ કલ્પિત કથા છે; છતાં એનામાં વિશ્વવ્યાપક ખુબી છે. જાપાનીઝ ભાષામાં પણ એનો અનુવાદ થયેલો છે, અને આજે પણ જાપાનીઓ એને રસપૂર્વક વાંચે છે. શા માટે? કારણ કે બનિયન વર્ગો કે કોટિઓ રજુ કરે છે. શ્રીયુત 'બે-બાજુએ જોનાર', 'જિજ્ઞાસુ', વગેરે પાત્રો માનવજાતિના પ્રતિનિધિઓ છે, અને આપણી કલ્પનાને મુગ્ધ કરે છે. શેકસપીઅરનાં નાટકો લ્યો; શેકસપીઅરનું મગજ તો અનેક કોટિઓથી ઉભરાય છે. એનો હૅમ્લેટ એક સંશયગ્રસ્ત મનુષ્ય છે; કર્તવ્ય શું છે, એતો એ જાણે છે, પરન્તુ એને પાર પાડવાનું બળ એનામાં નથી. એજ મહાકવિનું 'રોમિયો અને જયુ- ' લ્યો. એનું આ નાટક સનાતન કાળ સુધી માનવજાતિના

હૃદયનું ખૂબ જ આકર્ષણ કરી શકશે. કારણ ? એનું કારણ એજ છે કે આપણે બધા જ અમુક અંશે રોમિયાઓ અને જ્યુલિયેટો છીએ, અને એમના જેવો અનુભવ આપણને નહિ હોય, તો આજ જન્મે કે હવે પછીના જન્મોમાં જરૂર આપણને એમાંથી પસાર થવું પડશે. આપણે વિદ્યાપીઠોમાં અભ્યાસ કરતા હતા, ત્યારે આપણા અધ્યાપકોએ સાહિત્ય-વિવેચન વિષે વ્યાખ્યાનો આપવાને બદલે આપણામાં બીજા રોમિયોનાં બીજો જોયાં હોત, તો કેવું સારૂં થાત ! આપણા અધ્યાપકોએ શેક્સપીઅરના એ નાટકમાંથી, રોમિયોની તાત્ત્વિક નિર્બળતાઓ આપણને બતાવી હોત, જીવનપંથે રોમિયોનો પાઠ ભજવવાનું આવતાં આપણે રોમિયોના દોષો અને નબળાઈઓ દૂર કરવાનું શીખી શકયાં હોત, તો આપણી જ્યુલિયેટ સાથેનું આપણું જીવન-નાટક શેક્સપીઅરની જેવું કરૂણાંત ન બનત.

અભ્યાસક જીવનમાં સાચો શિક્ષક મળે, તો આપણે સાહિત્ય દ્વારા આપણા જીવનનું કેટલુંક ભવિષ્ય અગાઉથી જાણી શકીએ. મહાકવિ હોમરનાં કાવ્યો લ્યો, એના પાત્રોમાં કો અવર્ણ્ય વિશાળતા છે. ઈલિયડ અને ઓડીસીના વાંચકોનો અનુભવ છે કે, એ મહાકાવ્યો વંચાઈ રહે, એઓ તમામ મનુષ્યોને દેવો જ ધારે છે. કારણ કે હોમરના વીરોમાં સદ્ગુણો અને દુર્ગુણોની અમુક વિશાળતા રહેલી છે. એણે આલેખેલું યુલિસિસનું પાત્ર લ્યો. તમારો અધ્યાપક નાટ્ય-કલાનો સાચો પંડિત હશે, તો એ તમને યુલિસિસનું રહસ્ય શીખવશે. એને લીધે તમે યુલિસિસ જેનો પ્રતિનિધિ છે, એવા માનવ-જાતિના એક આખા વર્ગને જ સમજવાને શક્તિમાન થશો. હોમરે આલેખેલાં હૅક્ટર, ઍજેક્સ, નેસ્ટર, વગેરે પાત્રો અમુક વર્ગ કે કોટિના પ્રતિનિધિઓ છે. જે વ્યક્તિમાં **માનવજાતિની કોટિઓ આલેખવાની શક્તિ છે, એજ સાહિત્યસ્વામી થઇ શકે છે, અને અમર કૃતિઓ મૂકી જાય છે.**

ગ્રીસ દેશના સર્વોત્તમ નાટકો પોતાનાં પાત્રો દ્વારા અમુક કોટિઓ વ્યક્ત કરે છે. આજે લન્ડનમાં ગ્રીક નાટકો ભજવાય છે ત્યારે અસંખ્ય લોકો શા માટે એથી આકર્ષાય છે? નટલોકો પ્રાચીન ગ્રીક વિચારને આંગ્લ ભાષામાં રજુ કરે છે; પરન્તુ એમાં વિચારો, પરિસ્થિતિઓ, અને ઉર્મિઓ આપણી સમક્ષ અમુક કોટિઓ રૂપે જ રજુ થાય છે. આથી જ લન્ડનની જનતા આ જૂનાં ગ્રીક નાટકોની પરિસ્થિતિમાં પોતાનાં જ જીવનનાં પ્રતિબિંબો જુએ છે, અને આનંદે છે. **પરાબુદ્ધિ-દર્શન**, અને **માનવજાતિની કોટિઓ તાદશપણે રજુ કરવાની શકિત**, એ બે લક્ષણો કોઇ પણ નાટકને મહાન બનાવે છે. સાહિત્ય જગતનો સર્વોત્તમ કલાકાર, ઇટાલિનો મહાકવિ ડૅન્ટે કોટિઓ રજુ કરવામાં એકકો છે. જગતના વિરલ લેખકોજ એના જેટલી પૂર્ણતાથી કોટિઓની પરિભાષામાં વિચારી કે અનુભવી શકયા છે. માત્ર મનુષ્યોની જ કોટિઓ આપીને એ અટકયો નથી; એના પુસ્તકમાંથી આપણને વિચાર અને લાગણીની પણ કોટિઓ મળી શકે છે. ડૅન્ટેનાં કાવ્યો વાંચતાં આપણે એની વિસ્મયકારક પરાબુદ્ધિનાં સ્કુરણો અનુભવી શકીએ છીએ. આને લીધેજ ડૅન્ટે કાવ્ય અને સાહિત્યના જગતમાં એક ભવ્ય શિખર કે મણિરૂપ મનાય છે.

કોટિઓ રજુ કરવાની આવીજ મહાન શક્તિ રિચર્ડ વૅગનરમાં પણ છે. ઘણા તો એને માત્ર એના સંગીતથી જ ઓળખે છે. એનું સંગીત બહુજ અદ્ભૂત છે, પરન્તુ એ એક ગહન ફિલસુફ પણ હતો, અને માનવજાતિને કોટિઓ રૂપે નિરખી શકતો. એનાં મહાન પાત્રો અમુક કોટિઓ સૂચવે છે; અને એને લીધેજ એ પાત્રોનાં કાર્યોમાં કંઇક સાંકેતિકતા આપણે જોઈ શકીએ છીએ. જ્યારે કોઈ મનુષ્ય પોતાના વિચારો અને લાગણીઓ દ્વારા પોતાની કોટિ વ્યક્ત કરે છે, ત્યારે એનાં કાર્યો સાંકેતિક બની જાય છે.

સદ્ગુણોની જેમ લાગણીઓની પણ કોટિઓ હોય છે. આપણે

તો અંગત સુખ દુઃખના ભાવથી જ લાગણીઓ અનુભવીએ છીએ. પરન્તુ જો આપણે આપણી લાગણીઓને વિશુદ્ધ કરીએ, તો આપણી અમુક લાગણીઓની પાછળ રહેલી કોટિ પણ આપણે જાણી શકીએ. એક દૃષ્ટાંત લઇએ. આપણે સૌ અમુક અંશે સ્નેહની લાગણી ધરાવીએ છીએ. માતા અને સંતાન વચ્ચેના સ્નેહનો વિચાર કરો. જો આપણે એ સ્નેહ-ભાવને વિશુદ્ધ કરીએ, તો એના દ્વારા સર્વસામાન્ય સ્નેહને ખીલવી શકીએ; એ વ્યાપક સ્નેહભાવનામાં માત્ર માતા અને સંતાનનો જ નહિ, પરન્તુ પતિ અને પત્નીનો કે પિતા અને પુત્રનો સ્નેહ પણ સમાઈ જશે. આપણને અનુકૂળ એવા સ્નેહના એક સ્વરૂપથી આરંભ કરીને, આપણે સ્નેહના સર્વ સ્વરૂપોને પામી શકીશું.

કવિઓનું કાર્ય આપણને સર્વસામાન્ય લાગણીઓ કે ઉર્મિઓનો અનુભવ કરાવવાનું છે. કવિ ઉર્મિઓ વર્ણવે છે; પણ એનું વર્ણન માનસિક પરિભાષામાં હોય છે. આપણા મનનું પણ એક ઉચ્ચ સ્વરૂપ છે. આપણું મન પૂર્ણ પુરૂષોની જેવા સાચા અભિપ્રાયો બાંધવાની શક્તિ ધરાવે છે. કવિ પોતાના ઉચ્ચ મનથી એ ભવ્ય ધોરણ પ્રાપ્ત કરી શકે છે. એ લાગણીઓ અથવા ઉર્મિઓનો ઉપયોગ કરે છે—એ એનું સાધન કે વાહન છે. મહાકવિ આપણને અમુક નાયકની જ ઉર્મિઓ નથી દાખવતો, પણ એ નાયક જે કોટિનો પ્રતિનિધિ છે, તેની ઉર્મિઓ ખતાવે છે. કવિવર શેલીનું 'વિષાદ ( નિરાશા ) વેળાની પંક્તિઓ' નામક કાવ્ય લ્યો. એનો વિષાદ અમુક કોટિ સૂચવે છે. એ માત્ર શેલીનો જ વિષાદ નથી, પરંતુ એ પોતાની વિષાદવૃત્તિને હઝારો મનુષ્યોના વિષાદનું પ્રતિબિંબ બતાવનાર દર્પણ બનાવે છે. સ્કૉટલૅન્ડનું એક લોકગીત લ્યો, એનો અનામી લેખક એમાં એક યુવતિની હૃદયવેદના આલેખે છે; યુવતિનો પ્રણયી નાશ પામ્યો છે. એ લોકગીત શોકની ઉર્મિની અમુક કોટિ

બતાવે છે. આમ અમુક કોટિનું પ્રદર્શન કરી શકે, એ કાવ્ય કે સંગીત જ લોકભોગ્ય બની જનતાની જીભે ચિરંજીવ બની શકે છે.

કવિતામાં પણ ઉર્મિઓની કોટિઓ રજુ કરવાનો ગુણ રહેલો છે. કવિ ટેનિસનની 'સ્મરણ-સંહિતા' લ્યો. એના મિત્ર આર્થર હૅલામના મૃત્યુથી એ શોકમાં ડૂબ્યો હતો, ત્યારે એ કાવ્ય લખાયું છે. એણે પોતાના શોકની અતિશયોક્તિ કરી છે, એમ તો કહેવું જ પડશે. પરન્તુ એનો શોકાનુભવ કલામય હતો. આથી એનો શોક સામાન્ય શોકનું દર્પણ બની શકયો. ઉચ્ચ મનની પરિભાષામાં એણે એ કાવ્ય લખ્યું છે. એને લીધે એ કાવ્ય એટલું તો વ્યાપક અને સર્વસામાન્ય બની શકયું છે કે મહારાણી વિકટોરીઆ જ્યારે વિધવા થયાં, ત્યારે એ પુસ્તકના વાંચનથી એમની વેદના શાંત થઈ હતી. આનું કારણ એ છે કે એ પુસ્તકમાં કવિની કલા ઉતરી છે, એટલે કે એ કાવ્ય ઉર્મિની અમુક કોટિઓ રજુ કરી શકે છે.

એ જ કવિનું 'મૉડ' નામક બીજું પુસ્તક લ્યો. એના ઉર્મિકાવ્યોમાં દરેક પ્રણયીને પોતાની જાતનું જ પ્રતિબિંબ શાથી દેખાતું હશે ! કારણ કે ટેનિસન શબ્દચિત્રનો એક મહાન કલાકાર છે, અને ઉર્મિઓની કોટિઓ રજુ કરી શકે છે.

વળી ગદ્યના કરતાં પદ્ય દ્વારા આપણે વિજ્ઞાનની શુષ્ક માહીતીને પણ સનાતન મૂલ્ય આપી શકીએ છીએ. 'ડેઈઝી'ના પુષ્પની કેટલીક જાતોમાં અંદરની બાજુ સફેદ હોય છે, પરન્તુ એની નીચે એક ન્હાનું ગુલાબી વર્તુળ હોય છે. કવિવર ટેનિસને આ સામાન્ય, શુષ્ક હકીકતને પોતાની કલ્પનાથી સરસ અને મધુર બનાવી છે—

"પોતાની કૌમાર કલગી લઈને,
એ કયે માર્ગે ઘેર ગઈ, એ હું જાણું છું".

કારણ કે મેદાન પર એના પગલાં પડ્યાં છે.
અને 'ડેઇઝી' પુષ્પોને ગુલાબી બનાવી ગયાં છે."

કવિ કહે છે કે 'યુવતિનાં ચરણોથી ડેઈઝી પુષ્પો ચંપાયાં હતાં; અને મેદાનમાંથી યુવતિ જતી હતી ત્યારે એની પગથીમાંના પુષ્પોના કપોલે શરમના શેરડા પડી જતા.' આમ એક સામાન્ય વૈજ્ઞાનિક હકીકતને ટેનિસન કલ્પનાના ઉચ્ચ પ્રદેશમાં લઈ જાય છે, અને એ શુષ્ક હકીકતને સુન્દરતા અને અમરતા અર્પીને મૂલ્યવન્તી બનાવે છે.

આ દષ્ટિબિન્દુથી જો કાવ્યોનો અભ્યાસ કરવામાં આવે, અથવા તો શિષ્યોને શિખવવામાં આવે, તો તમે જાતે જે અનુભવોમાંથી પસાર નથી થયા, તેમાંથી પણ જીવનના પાઠો પઢી શકો. આપણા વર્તમાન રોમિયોને શાળામાં સાચું શિક્ષણ મળ્યું હોય, તો એ પોતાની ઉપર આવી પડનારી આપત્તિની પૂર્વ-કલ્પના કરી શકે, અને એને આવતી પણ અટકાવી શકે. આમ કાવ્યો દ્વારા આપણે 'જાતે પસાર થયા વિના' બીજાના અનુભવો મેળવી શકીએ છીએ. શેકસપીઅરના અધમ પાત્રોનો તમે સાચી રીતે અભ્યાસ કર્યો હશે, તો જાતે દુષ્ટ, શઠ બન્યા વિના તમે એના સુખદુઃખના અનુભવો મેળવી શકશો. કલ્પના–તાદાત્મ્યથી તમે ઇયાગો જેવા થઈ શકો છો. એવી જ રીતે તમે લેડી મૅકબેથ થઈ શકો, અને જે ખાડામાં એ પડી હતી, તેમાંથી બચી શકો. પરન્તુ એને માટે એનો અનુભવ મેળવી લેવાની કલા તમને આવડવી જોઇએ. કલાનો એક ખાસ ગુણ ધ્યાનમાં રાખજો. કલા વિકાસવૃદ્ધિનો એક માર્ગ છે, કારણ કે એ અન્યના અનુભવમાંથી આત્મપ્રગતિ કરતાં શીખવે છે. **કલારસિક મનુષ્ય જાતે પસાર થયા વિના અન્યના અનુભવોમાંથી શીખી શકે છે.**

ચિત્રમાં પણ આજ ગુણ રહેલો છે. કાવ્ય કરતાં ચિત્ર વધારે અમૂર્ત છે. ઐતિહાસિક ચિત્રોમાં નાટકનાં મૂલ્ય છે; એમને જોતાં

એમ જ થાય છે કે જાણે ચિત્રકારે સમયનું ગતિમાન સરઘસ થંભાવી દીધું છે, અને ચિત્ર રૂપે સાકાર બનાવ્યું છે. અમેરિકાના સ્વાતંત્ર્યના ઢંઢેરાનું ઐતિહાસિક ચિત્ર લ્યો. આપણે ચિત્રોમાં અમુક રીતે મનુષ્યોને ગોઠવીએ છીએ. પરન્તુ જો ચિત્રકાર કુશળ હોય, અને સાચી રીતે મનુષ્યોને એ ચિત્રમાં ગોઠવે, તો એ સમયનું વ્હેણુ પણ થંભાવી શકે. દોઢ સૈકા પહેલાંનો પ્રસંગ કાળની ગુફામાંથી પાછો આવે, અને તમારી સન્મુખ ખડો થઈ જાય. મહાન ઐતિહાસિક ચિત્રોમાં — એનાં પાત્રો ઐતિહાસિક હોય કે ન હોય તો પણ — સમયને થંભાવવાની શક્તિ રહેલી જ. છે. ફ્લૉરેન્સમાં એક ચિત્ર છે; એમાં ત્રણ મહારાજાઓ પોતાની બેરો લઇને ભગવાન ક્રાઇસ્ટ પાસે જાય છે; એ બેનેઝો ગોઝોલીનું "મહાત્માઓની બેથલહેમ તરફની યાત્રા " નામક ચિત્ર છે. ચિત્રકારની કલા એમાં એટલી તો અચ્છી રીતે ઉતરી શકી છે કે આપણને એમ જ લાગે છે કે જાણે માત્ર આપણા જ દર્શનસૌભાગ્ય માટે એ સરઘસ પળવાર થંભી ગયું છે. ઐતિહાસિક ચિત્રોની મહત્તા પ્રસંગના વિશિષ્ટ સ્વરૂપ ઉપર આધાર રાખે છે.

પ્રતિમાચિત્રો પણ કોટિઓ જ રજુ કરે છે. કલાના આ ક્ષેત્રનો મારો અનુભવ તો મને એમ જ કહે છે કે સર્વોત્તમ પ્રતિમાચિત્રકારો તો અંગ્રેજી શાળાના રેનૉલ્ડઝ, ગેઈન્સબરો, રોમની, લૉરેન્સ, વગેરે જ છે. કારણ કે એ કલાકારો સન્મુખ બેઠેલી વ્યક્તિઓમાં અમુક સ્વભાવની કોટિઓનાં દર્શન કરી શકયા છે. આથી એમના ચિત્રોમાં પરાબુદ્ધિનો પ્રકાશ ઉતરી શકયો છે. એ પ્રકાશને ઝીલી શકે એવી આંખો કોઈ પણ પ્રધાન–ખંડમાં પ્રવેશ કરતાં જ ગેઈન્સબરો કે લૉરેન્સનાં ચિત્રોથી આકર્ષાયા વગર રહેતી નથી. હું તો માનું છું કે મોટા ભાગના અંગ્રેજો રોમન લોકોના જ અવતારો છે. રોમન લોકો પ્રતિમા–ચિત્રણમાં જ

કુશળ હતા. શિલ્પની સર્વાંગ આકૃતિઓ સર્જવામાં એઓ પ્રવીણ ન હતા, પરન્તુ એઓ આરસમાં પણ સારી પ્રતિમાઓ કોતરી શકતા. આરસની પ્રતિમાઓમાં એઓ વ્યક્તિની કોટિ સૂચવી શકતા.

પ્રાકૃતિક દૃશ્યોનાં ચિત્રોમાં તો કોટિઓ વિષે વધારે ગૂઢ તત્ત્વ પ્રકટ થઈ શકે છે. એ ચિત્ર તો ભલેને હજારો વાર આપણે જોયેલા દૃશ્યને લગતું જ હોય, પરન્તુ કલાકાર એને જૂદા જ દૃષ્ટિબિન્દુથી જોઈ શકે છે. આર. ડબલ્યુ. ગિલ્ડરે એક ન્હાનકડા કાવ્યમાં એનું સરસ વર્ણન આપ્યું છે—

> " એક વાર મ્હારી બારીમાંથી હું સામેના મેદાનને નિરખી રહ્યો હતો.
> એ વિસ્તર્ણ મેદાન સૂર્ય પ્રકાશને ઝીલતું, શાંત પથરાયલું હતું.
> મંહી સ્થળે સ્થળે લીલી લીલોતરી છવાઇ રહી હતી.
> વિશાળ પટવાળી બે ન્હાની નદીઓ મંદગતિએ સાગર તરફ જતી હતી.
> પરમ સૌન્દર્યભર્યું આ કુદરતી દૃશ્ય હું જોતો હતો.
> તે પળે મારા શાંત, આતુર આત્મામાં
> એક નવીન વિચારનો પ્રવેશ થયો.
> કેવી રીતે અને ક્યાંથી એ આવ્યો. તે તો હું પણ નથી જાણતો—
> એ વિચારની ભવ્ય ભાવના તો મહા પંડિતોનેય જીવનના સંધ્યાકાળેજ સૂઝે છે :
> **'પ્રભુના સનાતન મનની અનંત ધીરજ'**

આપણે કુદરતનાં દૃશ્યો જોઇએ છીએ, ત્યારે એ સ્થાન કો દર્પણની સપાટી જેવું શાંત, નિર્મળ બની જાય છે, અને એકાદ **ભવ્ય વિચાર-સત્ત્વનું** પ્રતિબિંબ આપણે એમાં નિરખી શકીએ છીએ. તે પળે આપણે કાંઇ તે ચિત્રના પદાર્થો કે એની રમણીયતાને નથી નિરખતા, પરન્તુ એ દૃશ્ય રૂપી બારીમાંથી જાણે

મકાનો, મંદિરો, ઉદ્યાનો અને સભામંડપો પરથી આરસ અને પાષાણનાં પૂતળાંઓ આપણા નગરજનોને ભલાઈ અને સદ્ગુણના મૂક ધર્મોપદેશો આપી શકશે.

હવે આપણે સ્થાપત્યનો વિચાર કરીએ. ઉમદા સ્થાપત્યમાં પણ એ જ ગૂઢ તત્ત્વ રહેલું છે. એ આપણને 'કુદરતના કોમળ સૂરો'નું ભાન કરાવે છે. ભવ્ય પાર્થેનોનની ઇમારત આપણા વિચાર સમક્ષ જડ પદાર્થના તાત્ત્વિક ગુણો ખડા કરે છે. આગ્રાના તાજ મહેલમાં આજે પણ આપણે સાચા સ્થાપત્યનાં લક્ષણો નિરખી શકીએ છીએ; તાજના કલાકારે ઉચ્ચ માનસિક ભુવનમાં કલ્પેલી અદ્‌ભૂત વિચારકૃતિ આપણે આરસમાં ઉતરેલી અને મૂર્તિમંત બનેલી જોઈ શકીએ છીએ. એ વિચાર એટલો તો ભવ્ય છે કે તાજ મહેલમાં આપણે ઘણી ઘણી વસ્તુઓ જોઇ શકીએ છીએ. આપણે સૂર્યોદય વખતે તાજને નિરખીએ તો એમાંથી આપણને સૌન્દર્યનો અમુક સન્દેશ મળે છે; ચન્દ્રમાના આછા ઉજાસમાં એ જૂદો જ લાગે છે; અને પૂર્ણિમાની ચાંદનીમાં તો એ ઓર ગૂઢ અને નવીન લાગે છે. તાજનાં દર્શન હજાર વાર કરીએ, તો પણ દરેક સમયે આપણને એમાં કૈંક નવીન જ દેખાય છે. આનું કારણ એ છે કે તાજ એક મહાન કલાકૃતિ છે. તાજમહેલની ભવ્ય ઇમારતમાં એક ઉમદા ભાવના પ્રકટી રહી છે. કમનસીબે, જગતની બહુ થોડી ઇમારતોમાં જ દિવ્ય, નૈતિક ભાવનાઓ આવી સંપૂર્ણતાથી પ્રકટ થઈ શકી છે.

સ્થાપત્યમાં, પ્રકાશ અને અંધકારવાળા સ્થાનોમાં, બારણાંઓના કદમાં, કાંગરીઓની લંબાઈ તેમજ પહોળાઈમાં અમુક ડોલન પ્રકટાવી શકાય છે. સ્થાપત્યમાં સંગીતનું તત્ત્વ વિશેષ પ્રમાણમાં વ્યક્ત થાય છે. અમેરિકાના મારા એક મિત્ર — ક્લૉડ બ્રેગ્ડન — પોતે જાતે જ સ્થપતિ છે; અને 'સૌન્દર્યની આવશ્યકતા' નામક એક પુસ્તકમાં એણે સ્થાપત્ય અને સંગીતનો સંબંધ સારી

પ્રભુના અનંત મનમાં ડોકિયું કરીએ છીએ, અને આપણને સમજાવા લાગે છે કે કુદરતના ક્ષણિક બનાવો તો પ્રભુના મનની સુંદરતા અને પ્રજ્ઞાના નિયમોના આવિર્ભાવો જ છે.

શિલ્પમાં પણ આપણે ક્ષણિકમાંથી સનાતન તત્ત્વનાં દર્શન કરી શકીએ છીએ. ગ્રીસ દેશના મહાન શિલ્પીઓની કૃતિઓ નિહાળો. એ લોકો માનુષી આકૃતિઓ દ્વારા નૈતિક ભાવનાઓ વ્યક્ત કરવાનો પ્રયત્ન કરતા હતા. એમની ઍપૉલોની શિલ્પાકૃતિ દિવ્યભાવના અને પ્રભુની પ્રતિનિધિ છે. ગ્રીક લોકોની દરેક શિલ્પાકૃતિ એકાદ નૈતિક ભાવનાનો પાષાણાવતાર જ છે. પૅલાસ, ઍપૉલો, હર્મીઝ, ઝીયસ વગેરે પૂતળાં પાષાણમાં પ્રકટેલી ભવ્ય ભાવનાઓ જ છે. આને લીધે જ ગ્રીક લોકો પૂતળાંઓના શોખીન હતા. સામાન્ય મનુષ્યની અણકેળવાયલી આંખને ઍપૉલો કો સુન્દર પણ નગ્ન યુવક જ લાગે. પરન્તુ ગ્રીક લોકોને મન ઍપૉલો માત્ર એક સુન્દર યુવક જ ન હતો. એમની પરાબુદ્ધિ એ પૂતળાંના માનુષી આત્મામાં વહતી ઈશ્વરી પ્રેરણાશક્તિનાં દર્શન કરી શકતી. આમ દરેક શિલ્પાકૃતિ નૈતિક ભાવનાઓ વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે છે. કેટલાંક શિલ્પો માનુષી પ્રસંગો રજુ કરે છે. અને વિચાર અને ઉર્મિના અમુક પ્રકારો બતાવે છે. શત્રુના સૈન્ય પર ધસી જતા એક સૈનિકની શિલ્પાકૃતિ લ્યો. જો એ એક મહાન કલાકારની કૃતિ હશે, તો એનાં દર્શનથી આપણી અંદર પ્રશંસાનો ઉંડો ભાવ જાગૃત થશે; આપણને એક અમુક જ સૈનિક નહિ, પરન્તુ એમાં સૈનિકોની એક કોટિનાં જ દર્શન થશે. આજની આપણી સંસ્કૃતિ ભવ્ય અને ઉન્નત નૈતિક ભાવનાઓથી દૂર જઈ રહી છે, અને એને લીધે જ આજે આવી પ્રેરક પાષાણકૃતિઓ નથી સરજી શકતા. પરન્તુ એક યુગ જરૂર એવો આવશે કે જ્યારે આપણે પણ ગ્રીક લોકોના જેવા શિલ્પ અને સ્થાપત્યના નમૂનાઓ સરજી શકશું. તે સુવર્ણ યુગમાં આપણાં

મકાનો, મંદિરો, ઉદ્યાનો અને સભામંડપો પરથી આરસ અને પાષાણનાં પૂતળાંઓ આપણા નગરજનોને ભલાઈ અને સદ્દગુણના મૂક ધર્મોપદેશો આપી શકશે.

હવે આપણે સ્થાપત્યનો વિચાર કરીએ. ઉમદા સ્થાપત્યમાં પણ એ જ ગૂઢ તત્ત્વ રહેલું છે. એ આપણને ‘ કુદરતના કોમળ સૂરો ’નું ભાન કરાવે છે. ભવ્ય પાર્થેનોનની ઈમારત આપણા વિચાર સમક્ષ જડ પદાર્થના તાત્ત્વિક ગુણો ખડા કરે છે. આગ્રાના તાજ મહેલમાં આજે પણ આપણે સાચા સ્થાપત્યનાં લક્ષણો નિરખી શકીએ છીએ; તાજના કલાકારે ઉચ્ચ માનસિક ભુવનમાં કલ્પેલી અદ્દભૂત વિચારકૃતિ આપણે આરસમાં ઉતરેલી અને મૂર્તિમંત બનેલી જોઈ શકીએ છીએ. એ વિચાર એટલો તો ભવ્ય છે કે તાજ મહેલમાં આપણે ઘણી ઘણી વસ્તુઓ જોઇ શકીએ છીએ. આપણે સૂર્યોદય વખતે તાજને નિરખીએ તો એમાંથી આપણને સૌન્દર્યનો અમુક સન્દેશ મળે છે; ચન્દ્રમાના આછા ઉજાસમાં એ જૂદો જ લાગે છે; અને પૂર્ણિમાની ચાંદનીમાં તો એ ઑર ગૂઢ અને નવીન લાગે છે. તાજનાં દર્શન હજાર વાર કરીએ, તો પણ દરેક સમયે આપણને એમાં કંઈક નવીન જ દેખાય છે. આનું કારણ એ છે કે તાજ એક મહાન કલાકૃતિ છે. તાજમહેલની ભવ્ય ઈમારતમાં એક ઉમદા ભાવના પ્રકટી રહી છે. કમનસીબે, જગતની બહુ થોડી ઈમારતોમાં જ દિવ્ય, નૈતિક ભાવનાઓ આવી સંપૂર્ણતાથી પ્રકટ થઈ શકી છે.

સ્થાપત્યમાં, પ્રકાશ અને અંધકારવાળા સ્થાનોમાં, બારણાંઓના કદમાં, કાંગરીઓની લંબાઈ તેમજ પહોળાઇમાં અમુક ડાલન પ્રકટાવી શકાય છે. સ્થાપત્યમાં સંગીતનું તત્ત્વ વિશેષ પ્રમાણમાં વ્યક્ત થાય છે. અમેરિકાના મારા એક મિત્ર — કલૅાડ બ્રેગડન — પોતે જાતે જ સ્થપતિ છે; અને ‘સૌન્દર્યની આવશ્યકતા’ નામક એક પુસ્તકમાં એણે સ્થાપત્ય અને સંગીતનો સંબંધ સારી

રીતે સમજાવ્યો છે. અમુક બારીઓ શા માટે સુન્દર લાગે છે, અમુક સ્તંભો શાથી લાવણ્યયુક્ત દેખાય છે, તથા પ્રકાશ અને છાયા કેવી રીતે સંવાદ અને ડોલન જન્માવે છે, એ બધું જ એમણે કલારસિક વિવેચકની દૃષ્ટિએ સમજાવ્યું છે. સ્થાપત્યની ખુબીનું કારણ એ છે કે એ સંગીતનો સન્દેશ પ્રકટ કરી શકે છે.

હવે આપણે કલાની છેલ્લી મહાન શાખા સંગીતનો વિચાર કરીએ. સંગીત, એ સર્વોત્તમ કલા છે, એ તો જગતના સઘળા ફિલસુફો સ્વીકારે છે. કારણ કે **સઘળી કલાઓ કો ગૂઢ રીતે સંગીત તરફજ વળે છે.** સંગીતની પરિભાષા વાપર્યા વિના આપણે કોઈ પણ કલાનું સાચું વર્ણન કરી શકતા નથી. કલાની કોઈ પણ શાખા આપણે વખાણીએ છીએ, ત્યારે એને માટે 'સંવાદમય' અથવા 'ડોલન યુક્ત' એવા શબ્દો જ વાપરીએ છીએ. સંગીત પ્રેક્ષક અને પદાર્થમાં, તેમજ સર્જક અને સર્જનકૃતિમાં એકતા જન્માવે છે. આથી જ સંગીતમાં આધ્યાત્મિકતાનો ગુણ પ્રકટે છે. **સંગીતમાં ધ્યેય અને સાધન અભિન્ન લાગે છે.** સંગીતમાં આકાર અને જીવન એટલાં તો પરસ્પર ગુંથાઈ જાય છે કે આપણે એમને જૂદાં પાડી શકતાં નથી. હું સાચા સંગીતની વાત કરી રહ્યો છું: ગ્રામોફોન રેકર્ડોના હલકા સંગીતમાં એવાં ગૂઢ તત્ત્વો છે જ નહિ. બીજી કોઇ પણ કલા કરતાં સંગીત **વધારે પૂર્ણતાથી આદર્શમૂર્તિઓનાં દર્શન કરાવી શકે છે.**

સંગીત અને સ્થાપત્ય વચ્ચે કો અજબ, ગાઢ સંબંધ છે. પંડિતો સ્થાપત્યને 'થીજી ગયેલું સંગીત' કહે છે, તે બરાબર જ છે. જેણે મિલાનનું ભવ્ય દેવળ જોયું છે, તેને આ વ્યાખ્યાનું સત્ય સરળતાથી સમજાશે. સંગીતમાં એક બીજો પણ અમૂર્ત ગુણ રહેલો છે; આપણા માનુષી અનુભવોથી પર હોવાથી હું એને અ-માનુષી 'કંઇક' કહું છું. વિવેચકો અને કલારસિકો કહે છે કે ચૉપિનનું 'પાયદસ્ત' આપણને શોકનો ખ્યાલ આપે છે. હું એ વાત લગાર

પણ સાચી માનતો નથી. હા, એમાં 'કંઈક' અમૂર્ત છે, પરન્તુ મારા વિચાર પ્રમાણે એમાં શોકનો ભાવ તો નથી જ. એમાં તો બીજી પણ ભવ્ય ઉર્મિઓ વ્યક્ત થાય છે. એક રીતે વૅગ્નરની '**સીજફ્રીડના મરણની કૂચ**'માં સીજફ્રીડના જ જીવનપ્રસંગો દેખાય છે; છતાં પણ એ **સંસારનો અંત પણ** સૂચવે છે. દરેક મહાન સંગીતમાં એવું 'કંઈક' હોય છે જ; એ શું છે, એ આપણે કહી શકતા નથી. આપણે એમ કહી શકીએ કે અમુક વસ્તુ જીવનનો, સ્વાર્પણનો આનંદ વ્યક્ત કરે છે. આ રીતે સંગીતના સંસ્કારને આપણે આપણા અનુભવનાં નામો આપીએ છીએ; પરન્તુ મારી માન્યતા પ્રમાણે એ સાચાં નામો નથી. એ સાચાં નામો શાં છે, એ તો હું પણ તમને કહી શકતો નથી. આથી જ કાર્લાઈલે એક સ્થળે સચોટ રીતે કહ્યું છે કે, "**સંગીત તો એક પ્રકારની અસ્પષ્ટ, અગાધ ભાષા છે;** એ આપણને અનંતતાની કોર સુધી લઈ જાય છે, અને અનેક ક્ષણો સુધી એનાં દર્શન કરવાની તક આપે છે." એ અનંતતામાં શું રહેલું છે, એ તો કોઈ શબ્દમાં ઉતારી શકે એમ નથી. એ વિષે તો માત્ર આટલું જ કહી શકાય કે આપણે 'અનંતતાની કોર' સુધી પહોંચીએ છીએ; અને ત્યાં આ જગતના કરતાં વધારે ઉંચો આનંદ મેળવી શકીએ છીએ.

આ રીતે **સંગીત** પણ આદર્શમૂર્તિઓ જ રજુ કરે છે. કો ઉત્તમ સંગીતના શ્રવણ વખતે જેને આપણે શોકનું નામ આપીએ છીએ, તે કોઈ એકાદ વ્યક્તિનો શોક નથી; એતો અમુક વ્યક્તિઓની એક કોટિનો શોક છે: વૅગ્નરના સંગીતમાં પણ જે સહાનુભૂતિનો આપણને અનુભવ થાય છે, તે પણ એના કોઈ અમુક નાયક કે નાયિકાની નથી, પરન્તુ સર્વ-સામાન્ય સહાનુભૂતિ છે. સંગીતમાં વ્યક્ત થતો સ્નેહ પણ "આદર્શમૂર્તિના જગત" (આર્કીટાઈપલ વર્લ્ડ)ને લગતો વ્યાપક સ્નેહ જ હોય છે. આથી કાવ્ય, ચિત્ર કે શિલ્પના કરતાં સંગીત આપણા આંતર જીવનને

વધારે ઉંડી અને ગૂઢ અસર કરી શકે છે. ત્યારે મારાં કથનનો ટુંક સાર શો છે? એજ કે કલાની સર્વ શાખાઓ પ્રથમ આપણને અમુક કોટિઓ દર્શાવે છે, અને પછી આદર્શ મૂર્તિઓ તરફ લઈ જાય છે.

આ 'આદર્શમૂર્તિઓ' શું છે? એ પ્રભુની માનસમૂર્તિઓ છે; પ્રભુના વિચાર અને ઉર્મિઓની રીતિઓ છે. પોતાના વિશ્વ-માનસિક ભુવન ઉપર પ્રભુ એ આદર્શમૂર્તિઓ સરજે છે. જગતમાં ફિલસુફો તો અનેક થઈ ગયા છે, પણ પ્લૅટોએ જ પ્રથમ આપણને આદર્શમૂર્તિઓ વિષે શિક્ષણ આપ્યું છે. પ્લૅટો કહે છે કે કલા દ્વારા જ મનુષ્ય આદર્શમૂર્તિઓની સમજણ મેળવી શકે છે. જેમ જેમ કલાની કદર કરવાની ઉંડી તાલીમ મળતી જશે, તેમ તેમ તમારો વિકાસ ત્વરાથી વધવા લાગશે. કલા દ્વારા આપણે અનુભવોની પૂર્વકલ્પના કરી શકીએ છીએ. કલારસિક મનુષ્યોને પૂર્ણતાની પ્રાપ્તિ માટે સેંકડો કે હઝારો જન્મો લેવાની જરૂર પડતી નથી. એઓ માત્ર એક બે ડઝન જન્મોમાં જ બાકીનો વિકાસ પૂરો કરી શકે છે. કલા દ્વારા મનુષ્ય પોતાના જન્મોની સંખ્યા ઓછી કરી શકે છે. કારણ કે કલા દ્વારા પરાંબુદ્ધિ જાગૃત થાય છે. આને લીધે તમે તમારા અનુભવ બ્હારની વસ્તુઓને પણ તમારા જીવનમાં સમાવી શકો છો, અને એમને તમારા ચૈતન્યનો એક ભાગ જ બનાવી શકો છો.

મન જ્યારે કાર્ય કરવા માંડે છે ત્યારે ધીરે ધીરે અમુક નિયમોની શોધ કરે છે, પરન્તુ પાછળથી તમને માલમ પડે છે કે એ નિયમો તમારો:અંદરજ હતા. કવિ-ફિલસુફ ઇમર્સને હકીકતની પરીક્ષા પછી નિયમો શોધવાની બાબત પરત્વે લખતાં કહ્યું છે કે "ઇતિહાસની સઘળી હકીકતો આપણા મનમાં નિયમો રૂપે પરાપૂર્વથી જ અસ્તિત્વ ધરાવે છે," ઘણાં નાટકોના અભ્યાસ પછી આપણને સમજાય છે કે અમુક પરિસ્થિતિમાં સ્વાર્પણ એજ સાચું

કાર્ય અને સાચો માર્ગ હોય છે. આપણો એ નિર્ણય આપણા મને શોધેલા નિયમનું પરિણામ છે. પરન્તુ ખરી રીતે તો એ નિયમ આપણી અંદર જ હતો. પ્રભુના મનમાં એ નિયમ પહેલેથી જ હતો — હોય છે જ. જો આપણી પરાબુદ્ધિનો સ્વભાવ જાગૃત થયેલો હોય, તો કોઈ પણ સમયે આપણે એ નિયમને આપણા સાચા સ્વરૂપના ભાગ રૂપે જરૂર જોઈ શકીએ. કલાનું આજ પ્રધાન લક્ષણ છે. મન અને હૃદયની કલારસિકતા વધે, તો ચારિત્ર્ય રચનામાં વેગ આણી શકાય.

સ્વલ્પમાં, તમારામાં જો કલાની સાચી સમજ હશે, તમે એને ખીલવી હશે, અને તમારા જીવનમાં વણી લીધી હશે, તો પ્રથમ તો તમને અનેક કોટિઓનું જ્ઞાન થશે. એ જ્ઞાનથી તમે માનવ જાતિને વધારે સારી રીતે સમજી શકશો; તમને માનવ જાતિમાં કંઈક વધારે દેખાવા લાગશે; અને પછી તમે અનુભવોની પૂર્વ કલ્પના કરી શકશો. કલા તમને માનવજાતિ સાથે એટલા તો એક કરશે, કે તમે બીજાનાં દુઃખોમાંથી જીવનના પાઠો શીખી શકશો, અને એમનાં સુખોમાંથી ઉત્સાહ અને શક્તિ મેળવી શકશો.

વળી કલા દ્વારા તમારામાં કો અદ્‌ભૂત વિશુદ્ધિ પ્રકટશે. આજની આપણી વિકાસભૂમિકા જોતાં આપણે સૌ અમુક પ્રમાણમાં તો અશુદ્ધ કે અપવિત્ર જ છીએ. ગ્રીક લોકો માનતા હતા કે નાટકો, એ જનતાને વિશુદ્ધિ અર્પવાનો એક માર્ગ છે. રંગભૂમિ પર જ્યારે નાટકનો નાયક કોઈ ઉત્તમ ગુણ કે લક્ષણ પ્રકટ કરે છે, ત્યારે આપણી અંદર રહેલું ઉત્તમ તત્ત્વ જ આપણે અનુભવીએ છીએ; અને અધમ પાત્રની દુષ્ટતા અને મૂર્ખાઈમાં આપણને આપણા જ દુર્ગુણ અને મૂર્ખાઈનો અનુભવ થાય છે. જે મનુષ્ય નાટકનો હેતુ અને મર્મ સમજે છે, તે એક કુશળ ડાક્ટરની જેમ, પોતે જ પોતાનો રોગ પારખી શકે છે

અને એનો ઈલાજ પણ જોઈ શકે છે. આજના ધાંધલ-યુગમાં આપણે આ દૃષ્ટિએ નાટકનો વિચાર નથી કરતા; પરન્તુ એ જ નાટકનું સાચું કાર્ય છે. નાટકો દ્વારા મનુષ્યો વિશુદ્ધિ મેળવી શકે છે.

તમે શોક કે નિરાશામાં હો, ત્યારે કવિવર શેલીનું 'વિષાદ' ઉપરનું કાવ્ય વાંચજો. પ્રથમ વાંચને જ તમને અનુભવ થશે કે એના સંગીતમાં પ્રવેશ થતાં જ તમારો શોક કે નિરાશા અમુક અંશે નષ્ટ થયાં છે. **વિચારણાની સંગીતમયતા જ કાવ્યને મહાન બનાવે છે;** શબ્દ કે પ્રાસની સજાવટથી કોઈ કાવ્ય મહાન બની શકતું નથી. પ્રાસ વિના પણ ઉંચી કવિતા સરજી શકાય છે; ડોલન વિનાની પંક્તિઓમાં પણ કાવ્યત્વ હોઈ શકે છે. જાપાનના સાહિત્યમાં કાવ્યનો એક પ્રકાર એવો છે કે એમાં માત્ર બે કે ત્રણ જ લીટીઓ હોય છે; એમાં માત્ર વિચારનો એકાદ અંશ જ હોય છે; છતાં પણ એમાં ઉંડું કાવ્યત્વ ઝળકી શકે છે.

ઉત્તમ કાવ્યોના વાચનમનનથી મનુષ્યનું ચારિત્ર્ય વિશુદ્ધ બને છે. એવી જ રીતે એકાદ પુષ્પદર્શનથી પણ વિશુદ્ધિ મેળવી શકાય છે; કારણ કે પુષ્પ પણ દૈવી વિચારનો પડઘો ઝીલી શકે છે. શિલ્પની શ્રેષ્ઠ કૃતિ પણ આપણને શક્તિ અને વિશુદ્ધિ આપી શકે છે. અનેક માનસિક પરિશ્રમો પછી મળનારા સદ્‌ગુણોના ઘણા અંશો કલા મારફત માનવી મેળવી શકે છે.

કલારસિકતા એક બીજું પણ કાર્ય કરે છે. જેની કલાની દૃષ્ટિ સારી રીતે ખીલી શકે છે, તે સર્વદા યુવાન જ રહે છે. કલા તમને સનાતન યૌવનના જગતમાં વિહરાવશે. કારણ કે કલા આદર્શમૂર્તિઓ રજુ કરે છે; અને એ આદર્શમૂર્તિઓ જ્યારે તમારી મારફત કાર્ય કરવા લાગે છે, ત્યારે તમે નવી નવી કલ્પનાઓ અનુભવી શકો છો. જ્યાં સુધી તમારામાં સર્જનાત્મક કલ્પના છે, ત્યાં સુધી તમે વૃદ્ધ થઇ શકો જ નહિ. સર્જનાત્મક

વળી કલાનું સેવન તમને ભગવાન ક્રાઇસ્ટ કહે છે તેવા 'ન્હાનાં બાળક' બનાવશે. 'સ્વર્ગનું સામ્રાજ્ય ન્હાનાં બાળકોનું જ છે,' એ એમનું વચન છે. પ્રકૃતિના સંસર્ગથી આવેલી તમારી સઘળી અશુદ્ધિ દૂર થશે. કલા દ્વારા તમે મનની નિર્દોષતા અને આત્માની અખંડિતતા પાછી મેળવી શકશો. આથી જ વિકાસ-ક્રમની એક ભૂમિકાએ પરાબુદ્ધિની જાગૃતિ અને તાલીમની જરૂરીઆત ઉપર આટલો બધો ભાર મૂકવામાં આવે છે; કારણ કે કલા દ્વારા જ મનુષ્ય પોતાનો દૈવી વારસો પાછો મેળવે છે.

જગતનાં વિવિધ દર્શનશાસ્ત્રો શિખવે છે, એવી આત્માની ઉચ્ચોચ્ચ સ્થિતિ તમને તમારૂં મન નહિ અપાવી શકે; પરન્તુ કલાના સર્વ આવિર્ભાવોને તમે પૂજી શકશો, ત્યારે જ એ પૂર્ણતા તમને પ્રાપ્ત થશે. વ્યક્તિના જીવનમાં હવે પછી મન નહિ, પરન્તુ પરાબુદ્ધિ જ નિયામક શક્તિ બનવી જોઇએ. તમારે સૌએ સૌન્દર્યનો સંપ્રદાય વધારવો જોઇએ. સૌન્દર્યનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે. આંખ ઓળખે એટલું સૌન્દર્ય જ પૂરતું નથી; તમારી આસપાસ બધે જ સૌન્દર્ય જોઇએ—વાણીનું, ચેષ્ટાનું, અવાજનું, વસ્તુ માત્રનું. તમારાં સંતાનોને પણ સૌન્દર્યના જ વાતાવરણમાં ઉછેરજો. તમારા જીવનમાંથી અસુંદર હોય તે બધું જ દૂર કરજો. આમ કરશો ત્યારે જ તમે અન્યતી સૌન્દર્યને પિછાણવાની શક્તિ જાગૃત કરી શકશો.

આપણાં બાહ્ય તેમજ આંતર ચક્ષુઓ ઉઘાડાં હશે, તો આપણે આપણી પરિસ્થિતિમાં રહેલા અનંત સૌન્દર્યનું પાન કરી શકશું. આરંભમાં મેં તમને કાર્લાઇલની કલાની એક વ્યાખ્યા આપી છે; 'કલા એટલે હકીકતનો મુક્ત થયેલો આત્મા.' એક ફ્રેન્ચ શિલ્પી—પ્રીઓલ્ટ—એ એનાથી યે વધારે સચોટ એક બીજી વ્યાખ્યા આપી છે. એ વ્યાખ્યા તમને કહે છે કે "કલા એક તારક છે; હું એ જોઈ શકું છું; તમે એ જોતા નથી."

૨૮

# કલાના આવિર્ભાવનો પાયો

પ્રાચીન સમયમાં કો ગુફાવાસી મનુષ્યે જ્યારે હાડકાંના કકડા પર ચકમકની અણીથી કો મહાકાય ગજરાજની આકૃતિની રૂપ-રેખા કોતરવા માંડી, ત્યારે આ અવની ઉપર કલાનો પ્રથમ અવતાર થયો. કારણ કે એની એ ક્રિયામાં કલાકારની જ ભાવના તરવરતી હતી — **ક્ષણભંગુર વસ્તુઓમાં કો શાશ્વત તત્ત્વને શોધવાનો પ્રયત્ન.** એ ગુફાવાસી મનુષ્યે ભયની કે મોહની કે ઉભય પ્રકારની લાગણીથી અનેક મહાન્ ગજરાજોને નિરખ્યા હતા. પરન્તુ આરંભમાં તો એ દર્શનની એના માનસ ઉપર આછી જ છાપ પડેલી. જતે દિવસે એક સમય એવો આવ્યો કે સન્મુખ ઉભેલા કો અમુક ગજરાજમાં નહિ, પરન્તુ પોતે કોતરેલા એના ચિત્ર કે સંકેતમાં એનું મન ચિંતનની મઝા અનુભવી શક્યું. સતત વહી જતા જીવનના વ્હેણમાંથી સદા ય પોતાની સાથે રહી શકે એવું કંઈક મેળવી લેવા માટે એ એનો નિર્બળ અને અસંસ્કારી પ્રયત્ન હતો. એકાદ હાડકાં ઉપર કો ગજરાજની આકૃતિની રૂપ-રેખા કોતરીને, અને એ રીતે એની ઉપર પોતાના **વ્યક્તિત્વની મ્હોર મારીને, એણે એને અમુક પ્રકારની અમરતા અર્પી દીધી.**

આ ગુફાવાસી મનુષ્યની જેમ આપણે પણ સભાન કે અભાન રીતે એવી જ ક્રિયા કરી રહ્યા છીએ રોજ રોજ અનેક-

વિધ અનુભવો આપણને ઘેરી વળે છે, ત્યારે આપણે એમાંથી **એ તત્ત્વો** પસંદ કરી લઇએ છીએ. પહેલું તો એ અનુભવમાં રહેલું, ક્ષણભંગુર નહિ પણ **શાશ્વત** "કૈંક" આપણે તારવી લઈએ છીએ. એની એ શાશ્વતતા સાપેક્ષ જ હોય છે — એ થોડા કલાક કે થોડી ક્ષણો સુધી જ ટકે છે. આપણા દર્શન કે શ્રવણના અનુભવમાં આવેલું એ "કૈંક" આપણે આપણા ભાનમાં સંઘરી લઇએ છીએ, અને પ્રસંગ આવતાં કોઈ બીજી વ્યક્તિને આપણે એ જણાવીએ છીએ. પછી તો આપણે એને સદાય આપણી પાસે જ રાખી શકીએ છીએ, કારણ કે એને લીધે આપણું માનસિક જીવન વધારે **જીવંત** બને છે. અથવા તો એ અનેકવાર ચગળેલી ઉર્મિ હોય છે; અને એને લીધે આપણું જીવન સવિશેષ આકર્ષક બનતું હોવાથી એ ઉર્મિએ આપેલું શાશ્વત "કૈંક" આપણે જીવનયાત્રામાં આપણી સાથે જ રાખી લઈએ છીએ.

બીજું, આપણે એ અનુભવમાંથી **અગત્યનું** "કૈંક" તારવી લઇએ છીએ. આપણાં માનસ ચાળણી જેવાં છે; અને દરેક મનુષ્ય પોતાના સ્વભાવ પ્રમાણે અમુક અનુભવોને સાચવી રાખે છે, અને અમુક અનુભવોને ફેંકી દે છે. એ પસંદગી આપણી જીવનની સમજણમાં અને સેવા માટેની ઉપયોગિતામાં વધારો કરે છે. **આપણું જીવન એટલે આપણા વિકાસ અને સુખ માટે અગત્યનાં તત્ત્વો સંઘરી લેવાનો પ્રયત્ન.**

## સામાન્ય નિયમ

આપણું સ્વાભાવિક માનસિક જીવન કેવું હોય છે, તે આપણે સૌ જાણીએ છીએ. આપણી ઇન્દ્રિયો બાહ્ય જગતને અવલોકે છે, ત્યારે આપણા માનસમાં વિચારો ઉદ્દભવે છે. પહેલી ભૂમિકાએ તો આપણે અમુક વિચારની માત્ર નોંધ જ લઇએ છીએ, પરન્તુ બીજા વિચારો સાથેનો એનો સંબંધ શોધવાનો લગારે પ્રયત્ન કરતા નથી.

પછીની ભૂમિકાએ આપણે વિચારોનું પૃથક્કરણ કરીએ છીએ, અને એક વિચાર બીજા વિચારને કેવી રીતે મળતો આવે છે, કે એનાથી જૂદો પડે છે, તે નોંધીએ છીએ. પછી **એકીકરણની** ભૂમિકા આવે છે; ત્યારે આપણે અમુક લક્ષણોથી વિચારોનાં અમુક જૂથોને એકી સાથે પરસ્પર બંધાઈ રહે એમ સાંકળીએ છીએ. છેવટની ભૂમિકાએ આપણે એમાંથી એક **સર્વસામાન્ય નિયમ** તારવીએ છીએ; ત્યારે એ વ્યક્તિગત વિચારો એક મહાન્ સામાન્ય વિચાર — અમુક સિદ્ધાંત કે નિયમના માત્ર અમુક દૃષ્ટાંતો રૂપે જ જોવામાં આવે છે. આપણા માનસિક જીવનમાં આ ભૂમિકાઓ અનિવાર્ય છે. કારણ કે જીવન જ આપણને એક ભૂમિકા ઉપરથી બીજી ભૂમિકા ઉપર લઈ જાય છે. જ્યારે મનુષ્ય સામાન્ય નિયમની ભૂમિકાએ પહોંચે છે, ત્યારે એ પોતાની માનસિક શક્તિ સારી રીતે બચાવી શકે છે.

આ સામાન્ય નિયમની પદ્ધતિ મનુષ્યોને સમજવામાં આપણને કેવી રીતે સહાય રૂપ થાય છે, એ હવે આપણે વિચારીએ. ધારો કે તમે એક આગળ વધેલા જીવાત્મા છો; અને તમે મનુષ્યોને માનવજાતિની અમુક છૂટી વ્યક્તિઓ તરીકે નહિ પણ કેટલીક કોટિઓના કે વર્ગોના દૃષ્ટાંતો રૂપે જોઈ શકો છો. વળી ધારો કે તમને એક મનુષ્ય મળવા આવે છે. હવે જો તમને એ કોટિના મનુષ્યોના ભૂત અનુભવો હશે, તો તમારી નજરે પડેલી એક બે બાબતો ઉપરથી જ તમે કહી શકશો કે, "આ મનુષ્ય વ્યવહારિક કોટિનો છે." આ રીતે જે ક્ષણે તમે એ વ્યક્તિને એની કોટિ સાથે જોડી શકશો, **તેજ ક્ષણે એના કહ્યા વિના પણ તમે એને વિષે ઘણું જાણી શકશો.** તમે તરત જ કહી શકશો કે વફાદારી, દૃઢતા, જવાબદારીનું ભાન અને વિશ્વાસુપણું, એના સદ્ગુણો છે, અને હઠીલાઇ, કલ્પનાનો અભાવ, વગેરે એના દુર્ગુણો છે. વળી કોઇ બીજા મનુષ્યને જોતાં જ તમે કહેશો કે,

"આ સંત કોટિનો છે." તમે જાણી શકશો કે એનામાં લાગણીવશતા, આળાપણું, ચોક્કસાઈનો અભાવ રહેલાં છે, અને આવેશમય બનીને એ કદીક ઉત્સાહમાં આવી જાય છે, તો કદીક નિરાશામાં પડી જાય છે. એ જ પ્રમાણે કોઈ ત્રીજા મનુષ્યને તમે કલાકારની કોટિમાં મૂકશો. તમને માલમ હશે કે એનામાં અંતઃસ્ફુરણા રહેલી છે, અને એ અસ્થિર અને તરલ છે. વળી તમને કોઈ ફિલસુફ કોટિનો મનુષ્ય મળે છે. તમારી પાસે રહેલી સામાન્ય નિયમની ચાવીથી તમે તરત જ જાણી શકશો કે વૈરાગ્ય અને ગાંભીર્ય એના સદ્‌ગુણો છે, અને અભિમાન અને અનુકંપાનો અભાવ એના દુર્ગુણો છે. આ રીતે તમે તમારા પરિચિત મનુષ્યોને કોટિઓ રૂપે ઓળખો છો, ત્યારે તમે તમારી સમક્ષ આવેલા દરેક મનુષ્યના ભૂતકાળ અને ભવિષ્યકાળના કેટલાક અંગોને કલ્પનાથી સમજી શકો છો.

જ્યારે આપણે જીવનના અનુભવોને પવિત્રતા, દ્રઢતા, મિતાચાર, દયા, ક્રૂરતા અને એવી અમૂર્ત ભાવના રૂપે સામાન્ય સ્વરૂપમાં જોઈ શકીએ છીએ, ત્યારે આપણને વ્યક્તિઓના ભૂતકાળના તેમજ ભવિષ્યના ચારિત્ર્યમાં ડોકીયાં કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. પ્રારંભમાં તો આપણે એ અમૂર્ત ભાવનાને આછા સ્વરૂપમાં જ સમજી શકીએ છીએ. એની સંપૂર્ણ શક્તિનો સાક્ષાત્કાર કરવા માટે તો વધારે અનુભવોની આપણને જરૂર પડે છે. પરન્તુ એકાદ વ્યક્તિની રૂપરેખા પણ જોવાની દૃષ્ટિ મેળવવી, એ તો જીવનની એક પ્રબળ શક્તિ છે. કારણ કે એનાથી આપણે આપણી જાતને અને અન્યને વધારે સારી. અને સાચી રીતે સમજી શકીએ છીએ.

સામાન્ય નિયમોની તારવણી એ સંસ્કૃતિઓના વિકાસનું સૂચક લક્ષણ છે. દરેક સંસ્કૃતિ અમુક પ્રકારની સંસ્કારિતા વ્યક્ત કરે છે, અને એનાં વિશિષ્ટ તત્ત્વો પોતાના વીરપુરુષોના પરાક્રમોની વાર્તાઓમાં, કવિતાઓમાં અને આચારપરંપરામાં સાચવી રાખે છે.

જ્યારે કોઈ પણ રાષ્ટ્ર પ્રગતિને પન્થે આગળ વધે છે, ત્યારે એનામાં સર્વસામાન્ય નિયમ તારવવાની વૃત્તિ ખીલવા માંડે છે; અને ભૂતકાળના વીર પુરુષોની વાર્તાઓને બદલે તે રાષ્ટ્રમાં નિશ્ચિત સ્વરૂપવાળું ઐતિહાસિક વિજ્ઞાન પ્રકટ થાય છે. પછી પક્ષની મહેચ્છાઓનાં યુદ્ધો, રાષ્ટ્ર રાષ્ટ્રની ભાવનાઓનાં ઘર્ષણો, આર્થિક પરિવર્તનો વિગેરે સામાન્ય નિયમો દ્વારા એના ઇતિહાસને સમજવાનો પ્રયત્ન શરૂ થાય છે. એ રાષ્ટ્ર માત્ર જૂનાં કાવ્યોને અને વીરોની ગાથાઓને માત્ર સંઘરીને જ બેસી નથી રહેતા, પણ એમનું યોગ્ય મૂલ્ય આંકવા માટે સાહિત્યની વિવેચન–કલા ખીલવે છે. વળી કુદરતના બળોનો ઉપયોગ કરવા માટે માત્ર અનુમાન પદ્ધતિને સ્થાને કુદરતી નિયમોનું ચોક્કસ વિજ્ઞાન પણ રચાવા લાગે છે. પછી જીવન, ધર્મ, વિજ્ઞાન, સાહિત્ય, કલા, રાજકારણ, વગેરે અનેક વિભાગમાં વ્હેંચાઈ જાય છે.

## સામાન્ય નિયમના ફાયદા

સામાન્ય નિયમમાંથી બે મહત્ત્વના સત્યો મળી આવે છે. પ્રથમ તો એથી તમારી સમજણ સુંદર અને સમૃદ્ધ બને છે. તમે વ્યક્તિ કે પ્રસંગ વિષે ઉંડું જ્ઞાન ધરાવી શકો છો. કારણ કે તમે એને અમુક કોટિ કે નિયમની દૃષ્ટિએ અવલોકો છો. જે મનુષ્ય એ સામાન્ય નિયમ નથી જાણતો, તેને અસ્પષ્ટ લાગે એવાં ઘણાંય ગૂઢ તત્ત્વો ત્હમને દીવા જેવાં લાગે છે. બીજું, એથી ત્હમે વર્તમાનમાં ભવિષ્યનાં પણ કૈંક દર્શન કરી શકો છો. અમુક મનુષ્ય ભવિષ્યમાં કેવી રીતે વર્તન કરશે, અથવા તો અમુક પરિસ્થિતિ ભવિષ્યમાં કેવો પલટો લેશે, તે તમે અગાઉથી કલ્પી કે જાણી શકો છો.........તમારા મનમાં સામાન્ય નિયમ સ્પષ્ટ હોવાથી તમે એ ભવિષ્ય ભાળી શકો છો.

અમુક સામાન્ય નિયમ તારવવામાં ભલે પુષ્કળ પરિશ્રમ કરવો પડે, પરન્તુ એકવાર એ આપણા હાથમાં આવી જાય પછી વિચાર

અને લાગણીની શકિતઓનો ઘણો બચાવ કરી શકાય છે. વ્યકિતગત અનુભવનો સામનો કરવામાં જતી એ શકિતઓને આપણે વધારે સારા કાર્યમાં રોકી શકીએ છીએ. પછી તો દરેક અનુભવમાં આપણને એના 'મુખ્ય સૂર' ની છાપ દેખાય છે, અને તેથી એનું ભવિષ્ય તેમજ આપણા વિકાસ માટેનું એનું મૂલ્ય આપણે એકદમ જાણી શકીએ છીએ.

ખરૂં છે કે સામાન્ય નિયમોની પ્રાપ્તિ એકદમ નથી થતી. એને માટે તો અનેક જન્મોના અનુભવની જરૂર પડે છે. આપણે સૌ જાણીએ છીએ કે ભૂત જન્મોની સંખ્યાનું પ્રમાણ જ જીવાત્માઓના વિકાસના ફરકનું કારણ છે. વધુ વિકાસ પામેલો જીવાત્મા વ્યકિત કે પ્રસંગની વિચારણા કોટિ કે વર્ગ રૂપે કરી શકે છે. પરન્તુ અલ્પ વિકાસ પામેલો જીવાત્મા જરૂરી અનુભવોના અભાવને લીધે એ પ્રમાણે કરી શકતો નથી. જો કોઈ વ્યકિતને એકાદ સામાન્ય નિયમનું ભાન કે જ્ઞાન થાય છે, તે એ નિયમથી અજાણ વ્યકિતઓથી આગળ વધી જાય છે. જીવન પરનો એનો કાબુ વધી જાય છે, કારણ કે એ વસ્તુ માત્રની અંદર રહેલા 'સનાતન તત્ત્વ' ની શકિત વાપરી શકે છે; પણ બીજી વ્યકિતઓ તો હજુ એની શોધમાં જ ફાંફા મારતી હોય છે. આ શકિતનું તત્ત્વ જ આપણને વધુ વિકાસ પામેલા અને ઓછો વિકાસ પામેલા જીવાત્માઓનો ભેદ બતાવી શકે છે.

### એક મહાન્ વિચારક

મનુષ્ય જ્યારે સામાન્ય નિયમ દ્વારા વિચારણા કરતાં શીખે છે, ત્યારે એ એકલો જ વિચાર નથી કરતો, કારણ કે એક મહાન વિચારક પણ એની સાથે જ વિચાર કરે છે. જગતમાં પ્રભુ પોતેજ એક મહાન વિચારક છે, અને આપણી વિચારણાઓ તો એમના વિચાર રૂપી વર્તુળના ન્હાનકડા ખંડો (ટુકડાઓ) જ છે. પ્રભુની સાથે વિચાર કરતાં શીખવું, એ આપણું જીવન-

ધ્યેય છે. અનેક ભૂમિકાઓમાંથી પસાર થયા પછીજ આપણે એ પ્રાપ્ત કરી શકીએ છીએ. તે સમયે **પ્રભુના વિચારની શકિત આપણા વિચારો મારફત વહેવા માંડે છે.** જ્યારે આપણે સામાન્ય નિયમ દ્વારા વિચાર કરતાં શીખીએ છીએ, ત્યારે પ્રભુના સર્વ-શકિતમાનપણાંનો કૈંક અંશ આપણી મારફત વહેવા લાગે છે.

કલાની સર્વોત્તમ કિમ્મત એજ છે કે એ **આપણને આ મહાન્ વિચારકની સાથે વિચાર કરતાં શીખવે છે.** પરન્તુ પ્રભુની વિચાર પદ્ધતિ આપણા જેવી નથી. આપણી વિચારણા તો એમના વિચારના અનંત વર્તુળના ન્હાનકડા ખંડો જ છે. જ્યારે આપણે એમાં કલાનું તત્ત્વ ઉમેરીએ છીએ, ત્યારે આપણો એ ખંડ વધારે વિશાળ બને છે.

## કલામય વિચાર

સામાન્ય વિચારનું કલામય વિચારમાં પરિવર્તન કરવાની પદ્ધતિ હવે હું તમને સમજાવવા ઇચ્છું છું. આપણે પ્રથમ સરળતાથી સમજી શકાય એવી એક કલાની શાખાનો વિચાર કરીએ, અને એમાં રહેલાં કલાનાં લક્ષણો જોઈએ. ચાલો આપણે કાવ્યનો દાખલો લઈએ. કેટલાક મનુષ્યોને મન કાવ્ય એક ભવ્ય અને મનોહર વસ્તુ છે; પરન્તુ બીજા કેટલાકને એ નજીવી અને નકામી વસ્તુ લાગે છે. કારણ કે એઓ માને છે કે કાવ્ય એટલે તો 'દ્રાવિડી પ્રાણાયમ!'–સીધી વાતનું આડકતરૂં વર્ણન!

કાવ્યના કથનોમાં કવિના વ્યકિતત્વની છાપ હોય છે; પરંતુ વિજ્ઞાનનાં કથનો કેવળ વ્યકિતત્વની છાપ વગરનાં જ હોય છે. એ કથનોમાં અંગત તત્ત્વ નથી હોતું, અને તેથી જ એ વિજ્ઞાન કહેવાય છે. પણ કાવ્યની વાત જૂદી છે. કારણ કે કવિ અત્યંત આત્મલક્ષી હોય છે, અને એની કલાનો આવિર્ભાવ [illegible] છે. એક ભાગ જ બની રહે છે. હું તમને આનું [illegible] છું. તમે

વસંતના આગમનનો કુદરતી પ્રસંગ જાણો છો; તે સમયે શિયાળાના દીર્ઘ અને દાહક દાર પછી પુષ્પો પ્રકટવા માંડે છે. ઇંગ્લાંડમાં તો ત્યારે હૉથોર્ન અને જંગલી ગુલાબનાં પુષ્પો પ્રફુલ્લે છે અને ખેતરો અને વાડયો સુંદર ફુલોથી ભરાઈ જાય છે. પરન્તુ મે માસમાં ગ્રીષ્મનું પ્રાબલ્ય હજુ પૂરેપૂરું જામ્યું હોતું નથી; હવા ઠંડી હોય છે, અને તોફાની પવનો ફૂંકાયા કરે છે. આમ ગ્રીષ્મના આરંભમાં પહેલું પરિવર્તન કૈંક નિરાશાજનક લાગે છે. કવિવર શેક્સપીઅરે થોડા શબ્દોમાં જ આ તમામ પરિસ્થિતિનું કેવું સુંદર વર્ણન કર્યું છે! **"તુફાની પવનો મે માસની કોમળ કળીઓને ઝુલાવી રહ્યા છે."** એકજ કાવ્ય-પંક્તિમાં સઘળું વર્ણન સમાઈ જાય છે–શિયાળાની એકધારી લીલોતરી પછી પ્રકટી નીકળેલા અવનવા રંગોનો આનંદ, વિચાર અને લાગણીનો શાંત આનંદ અને એમાં વણાયલા આનંદની ક્ષણભંગુરતા. આવું રસિક વર્ણન શેક્સપીઅર જ કરી શકે; એના જીવનનો સઘળો ભૂતકાળ એ કથનમાં પ્રતિબિંબિત થયો છે. વળી વિશેષમાં એણે પ્રાકૃતિક પ્રસંગમાંથી આપણા નૈતિક જગત માટે કેવો સરસ **સર્વ સામાન્ય સિદ્ધાંત** તારવ્યો છે! એનાં કવિનયનો સાથોસાથ કો બીજા જ પ્રકારની 'મે માસની કુમળી કળીઓ' જોઇ શકે છે. એને મન તો એ મેદાનો, ક્ષેત્રો, વાડયો અને ઝરણાંની પ્રકૃતિ તો **માનવ મન-હૃદયની પ્રકૃતિનું માત્ર એક પ્રતિબિંબજ** છે. વળી શેક્સપીઅરે સામાન્ય નિયમની તારવણી માત્ર પોતાને માટે જ નહિ, પરન્તુ એની પછી આવનાર **સઘળી પેઢીઓ માટે** પણ કરી છે. જ્યારે એ 'મે માસની કુમળી કળીઓ'ને તથા એમને ઝુલાવતા તુફાની પવનોને જુએ છે, ત્યારે પોતાની કવિત્વકલાની શક્તિથી એ આપણને પોતાની સાથે એકતાર કરે છે.

આવી જ શક્તિ બીજા એક કવિ, કદાચ સર્વશ્રેષ્ઠ કવિ, ડૅન્ટેમાં પણ રહેલી છે. એના નીચેના શબ્દો જુઓ; "મેં જોયું છે કે

સારા ચે શિયાળામાં કંટકો નગ્ન અને અળખામણા દેખાતા હતા; પણ, જુઓ, પછી તો એને શિખરે ગુલાબનાં દર્શન થાય છે." ડૅન્ટેની કલાના સામર્થ્ય અને માધુર્યનો સાક્ષાત્કાર કરવા માટે તો તમારે ઇટાલિયન ભાષાનો અભ્યાસ કરવો જોઈએ. તમે જ્યારે એના જીવનનો અભ્યાસ કરશો, ત્યારે જ તમને સમજાશે કે આવું સુંદર વર્ણન તો એક ડૅન્ટે જ કરી શકે એણે કેવો સર્વસામાન્ય નિયમ તારવ્યો છે, તે જુઓ. કેવળ ઉજ્જડતા ભરેલા લાંબા શિયાળા પછી પુષ્પો પ્રકટવા માંડે છે. પરન્તુ એ 'નગ્ન અને અળખામણા કંટકો' વાળા દિવસોના અદ્રશ્ય વિકાસ વિના એ પુષ્પોનું આગમન કદાપિ સંભવી શકે નહિ. આપણામાંના ઘણાંને માટે જીવન એવું જ છે; આપણે જ્યારે ફૂલો માટે ઝંખીએ છીએ, ત્યારે આપણને 'નગ્ન અને અળખામણા કંટકો' જ મળે છે. પરન્તુ જો આપણે ડૅન્ટેના વિચારના ઉંડાણમાં ઉતરી શકીએ, તો આપણને સાંત્વન **કારક સમજણ પ્રાપ્ત થશે કે ઉજ્જડતાના સમયમાં જ સાક્ષાત્કારનાં પુષ્પો એક પછી એક સર્જાય છે.**

આવી રીતે દરેક સાચો મહાકવિ જીવનના સઘળા અંગોમાં સામાન્ય નિયમો તારવે છે. એ માત્ર પોતાના ભૂતકાળના અનુભવોમાંથી જ એ તારવણી નથી કરતો; પણ કો અકળ, ગૂઢ **રીતે એ ભવિષ્યના અનુભવોની પણ પૂર્વકલ્પના કરી શકે છે,** અને એમાંથી પણ એ નિયમોની તારવણી કરે છે. એવી જ ભવ્ય રીતે એ **પોતાના** વ્યક્તિત્વ સાથે અને એના **દ્વારા પોતાની**

### કાળ અને દિશા.

કલાની સઘળી શાખાઓ બે વિભાગમાં વહેંચી શકાય છે; કારણ કે એઓ કાંતો કાળ કે કાંતો દિશા સાથે સંબંધ રાખે છે. કાળની બાજુએ નાટક, કાવ્ય અને સંગીત છે; અને દિશાની બાજુએ ચિત્ર, શિલ્પ, અને સ્થાપત્ય છે. વળી એક વિભાગની દરેક શાખાને બીજા વિભાગમાં પોતાનું પૂરક અંગ હોય છે. નાટક પ્રસંગોનું વર્ણન સમયમાં કરે છે, પરન્તુ એને અવકાશ ( દિશા )માં આલેખે છે. એક સૂચક સૂત્રમાં શિલ્પનું વર્ણન 'મૂક કાવ્ય' રૂપે આપવામાં આવ્યું છે; એ સૂત્ર કાવ્ય અને શિલ્પનો ગાઢ સંબંધ સૂચવે છે. વળી સંગીત અને સ્થાપત્ય તો એમની રચનાની મહત્વની બાબતોમાં તો એટલાં બધાં મળતાં આવે છે કે એમનો સંબંધ તો લગભગ પદાર્થ અને પડછાયા જેવોજ છે. સ્થાપત્ય એટલે 'થીજી ગયેલું સંગીત', એ લોકવેણ તો સૌને સુવિદિત જ હશે.

કલાનાં આ સૌ સ્વરૂપો સર્જનાત્મક છે. કો અભૂતપૂર્વ આકારમાં એ જીવનને પ્રકટાવે છે. કલાના આકારોનું વાહન કોઈ દસ્ય પદાર્થ હોય — કાષ્ટ કે આરસ, પત્થર કે ધાતુ, રૂપું, સોનું કે હીરામાણેક; અથવા તો અદસ્ય લાગતા આપણા રાગ, દ્વેષ કે હર્ષ શોક પણ હોય. જે કૃતિમાંથી પ્રેક્ષક કો વિશાળ જગતમાં ડોકિયું કરી શકે, તે કૃતિ કલામય કહી શકાય. સામાન્ય નિયમ, પૂર્વકલ્પના અને એકતારતા તો એમાં હોય છે જ, પરન્તુ ત ઉપરાંત એમાં એક અવર્ણ્ય ગુણ પણ જોઈ શકાય છે. કારણ કે એ દરેક આકાર કે કૃતિ — કાવ્ય કે નાટક, પ્રતિમા કે ચિત્ર ઈમારત કે રાગણી — માં એક મહાન આકારનું પ્રતિબિંબ ઉતરે છે. બીજા શબ્દોમાં કહીએ તો કલાનો દરેક નમૂનો કરતાં કો અનંતગણી ભવ્ય વસ્તુનું એક દર્પણ [illegible]

આદિત્ય.

હવે આપણે કલાની વિવિધ શાખાઓનો [illegible]

એમાં એ લક્ષણો કેમ ઉતરે છે, તે જોઇએ. પ્રથમ આપણે સાહિત્ય લઇએ. આપણા વિચારો અને લાગણીઓ ઉપર મહાન્ સાહિત્યની બહુ જ અસર થાય છે. પણ એ મહત્તા ક્યાંથી આવે છે? એનું મૂળ લેખકના વિચારમાં નથી, પણ એ વિચારમાં ઢંકાયલી આંતઃસ્ફુરણામાં છે. જ્યારે કોઈ વાક્યમાં સંવાદ અને સંગીતનું તત્ત્વ હોય, અને એમાં વિચારનો પૂર્ણ અવતાર હોય, ત્યારે એ કલામય કહી શકાય. એ વિચાર એક સર્વસામાન્ય નિયમ છે; તમે એને તમારા મનના પ્રકાશથી બારીકાઈથી તપાસી શકો છો. પરન્તુ એમાં એક એવું તત્ત્વ પણ હોય છે કે જેનું તમે તમારા મનથી પૃથક્કરણ કરી શકતા નથી; **એમાં રહેલી મૃદુતા અને સર્વવ્યાપકતા પૃથક્કરણ કે વિવેચનથી પર છે.** વર્ષો વીતે અને જીવનના અનુભવો વધે, ત્યારે ફરીથી એ વાક્ય ઉપર વિચાર કરશો, તો તમને એમાં નવા અર્થો માલમ પડશે. **કલામય વિચારમાં એક પ્રકારની સર્વવ્યાપકતા હોય છે.** કારણ કે એ જીવનનાં એકાદ અંગને નહિ પરન્તુ સર્વ અંગોને લાગુ પડી શકે છે.

**નાટક.**

નાટ્યકલામાં કલાનાં સર્વ ઉચ્ચ તત્ત્વો રહેલાં છે. **મહાન નાટકો જીવનના સર્વસામાન્ય નિયમો છે;** એઓ વ્યક્તિઓનાં કાર્યોનું નહિ પણ અમુક કોટિની પ્રતિનિધિરૂપ વ્યક્તિઓનાં કાર્યોનું વર્ણન કરે છે. એસ્કાયલસ, સોફોક્લસ અને યુરીપાઇડ્ઝનાં મહાન **નાટકો આજે પણ સૌન્દર્ય અને પ્રકાશથી ભરપૂર લાગે છે;** કારણ કે એનાં પાત્રો ગ્રીક લોકો નથી, પણ સર્વ પ્રજાઓના અને સર્વ કાળના મનુષ્યો છે. કાલિદાસનું શાકુન્તલ પહેલાં અને આજે, પૂર્વમાં અને પશ્ચિમમાં, પણ મનુષ્યોના હૃદયના તાર હલમચાવે છે. શેક્સપીઅરનાં સઘળાં મહાન પાત્રો આજે પણ આપણી સાથે છે. ગમે તે ભાષામાં એમાં નાટકોનો અનુવાદ કરો; ભલે કાવ્ય તરીકે એની કેટલીક ખુબીઓ અનુવાદમાં નહિ ઉતરી શકે, પરન્તુ એનાં

પાત્રોની ખુબી જરાય નહિ ઘટે. દરેક પાત્રનો અભ્યાસ કરવાથી અને ખાસ કરીને આપણી પરાબુદ્ધિ દ્વારા દરેકને સમજવાથી, એ કોટિના અન્ય સેંકડો જીવોનું માનસ આપણે સમજી શકીએ છીએ. જો આપણે અંતઃસ્ફુરણાથી મૅકબેથ કે ઑથેલોને સમજીએ, તો આપણને એ કોટિના સર્વ મનુષ્યોની સમજણ પણ સ્વાભાવિક રીતે જ મળી જાય. આપણે એમનાં ભૂતકાળનાં કાર્યો જાણી શકીએ એટલું જ નહિ, પરન્તુ ભવિષ્યમાં એઓ શું શું વિચારશે અને કરશે, એ પણ આપણે કલ્પી શકીએ. આ રીતે આપણે આપણી જાતને તેમજ એમને મદદગાર થઇ શકીએ.

નાટ્યકલાનું આ મહાન કાર્ય આપણે ગ્રીક નાટકોમાં અથવા તો વૅગ્નરની 'મુદ્રિકા'માં સારી રીતે જોઇ શકીએ છીએ. આ નાટકો આપણા હૃદયોને ખૂબ જ હલાવી મૂકે છે; પરન્તુ એ રીતે આપણી લાગણીઓને એ વિશુદ્ધ કરે છે; અને એ વિશુદ્ધિની સાથે કો અકળ રીતે આપણામાં અનાસક્તિ અને સહાનુભૂતિની ભાવના પ્રકટ થાય છે. વિવેચક કે ન્યાયાધીશની દૃષ્ટિએ આપણે તીવ્ર અવલોકન અને પૃથક્કરણપૂર્વક એ પાત્રોને નિરખી શકીએ છીએ; અને સાથે સાથ આપણામાં એમને વિષે ઉંડી સમજણ પણ પ્રકટે છે. કારણ કે એ ક્ષણે તો આપણે પોતે જ એ પાત્રો બની ગયા હોઈએ છીએ. દરેક મહાન નાટક–પછી તે કરૂણાંત હોય કે હાસ્યરસપ્રધાન હોય–જ્યારે સાચી રીતે ભજવાય છે, ત્યારે એની આધ્યાત્મિક બાજુ પ્રકટ થાય છે. નાટ્યદર્શનથી આપણે વધારે પ્રજ્ઞાવંત, પવિત્ર કે સુખી બનીએ છીએ, એટલુ જ નહિ પણ આપણે એમાંથી વૈરાગ્ય અને સહાનુભૂતિના પાઠો પણ શીખી લઈએ છીએ. મહાન નાટકોના નમુનેદાર પાત્રો દ્વારા આપણે વિચારો અને લાગણીઓની આદર્શમૂર્તિઓ જોઇ શકીએ છીએ, અને જીવોની આદર્શમૂર્તિઓનાં પણ દર્શન કરી શકીએ છીએ.

ભવિષ્યનાં નાટકોની મહત્તા વૅગ્નરની 'મુદ્રિકા'ના ચાર

નાટકોમાં, તેમજ એના 'પર્સિફલ'માં સર્વોત્તમ રીતે જણાઈ ર
છે. ગ્રીસનાં મહાકાવ્યો અને નાટકોની ભવ્યતામાં વૅગનરે સંગી
શક્તિ ઉમેરી છે. વ્યક્તિ, પરિસ્થિતિ, અને રસને અનુકૂળ વિ
રાખવાની કલાથી એણે ભાવી નાટયકારોને એક નહિ પણ
રંગભૂમિઓ બતાવી છે–(૧) આપણી નજરે પડતા માનવોની,
પાત્રો જાતે જે વિચારે છે અને અનુભવે છે, પણ બોલી કે બત
શકતા નથી, તેની, અને (૩) એ પાત્રો અજાણપણે કર્મનાં
બળો ઉત્પન્ન કરે છે, તેની. નાટચકલા જે સંદેશ આપે છે,
આંતર શક્તિને સ્પષ્ટ રીતે દર્શાવનાર તો માત્ર વૅગનરનાં જ ના
છે. હું સમજું છું ત્યાં સુધી અન્ય નાટયકારોમાં એ શક્તિ ન
વૅગનર વાંચતાં તો જાણે એમજ લાગે છે કે જાણે આપણે
'શક્તિરૂપ જગત' માંથી મુક્ત થઈને 'વિચારોનાં' એ ઉ
જગતનાં દર્શન કરીએ છીએ. જાણે આપણે એકી સાથે અ
ભુવનો પર જીવતા હોઈએ, અને એ બધા જ ભુવનોમાંની જીવ
હીલચાલ એકી સાથે જોતા હોઇએ, એવો કૈંક અનુભવ આપ
થાય છે. ગુપ્તજ્ઞાન–સંહિતાના 'ધ્યાનના મંત્રો'ની જેમ 'મુદ્રિ
માં પણ આપણે સર્જન અને સંહારનાં મહાન બળોને ક
કરતા જોઇએ છીએ, અને વિચાર, લાગણી અને કાર્યના, ન
નાઓ (ટાઈપ્સ) નિરખીએ છીએ. 'પરંપદના પંથ પર પ્રકાશ
ની જેમ 'પર્સિફલ'માં પણ આપણે જીવાત્માનાં પ્રકાશ માટે
મંથનો અને એની વિજયવંત સિદ્ધિ જોઇએ છીએ.

## કાવ્ય

કાવ્યનાં અનેક સ્વરૂપો છે; સાથી પ્રાચીન વીરકથા (જે
અને તે પછી મહાકાવ્ય (એપિક), ઉર્મિ કાવ્ય (લિરિક), વિ
વ્ય (ઓડ) અને વૃંદગાન (કોરસ) માટે આપણે ગ્રં
શના, સ્વનિત કાવ્યો (સૉનેટ) માટે ઇટાલીના, અને ઘણા ના
ના સ્વરૂપો માટે ફ્રાન્સના, આપણે ઋણી છીએ. વીર કથા

મુખ્ય શક્તિ એની વિશિષ્ટ પરિસ્થિતિમાંથી પ્રકટે છે; એના પ્રસંગો અને લાગણીઓ સર્વસામાન્ય નિયમો જેવા હોય છે; ઘણા મનુષ્યો જે છૂટક રીતે અને ઘણે કાળે અનુભવે છે, તેનું વર્ણન એમાં કલામય મિતાક્ષરી વાણીમાં સંક્ષિપ્તતાથી કરવામાં આવ્યું હોય છે. જો તમે ઇલિયડ, મહાભારત કે વૉલ્સંગ સૅગા જેવાં મહાકાવ્યો વિષે વિચાર કરશો, તો તમને માલમ પડશે કે એમાં જીવંત પાત્રો અમુક કોટિની સાક્ષાત્ મૂર્તિઓ જેવાં છે. મહાકાવ્યનો દરેક નાયક પોતાની કોટિનાં અનેક મનુષ્યોના સાર જેવો હોય છે; અને એના સદ્‌ગુણો તેમજ દુર્ગુણોમાં અમુક પ્રકારની વિશાલતા દેખાય છે. ઊંડું પૃથક્કરણ કરશો તો પણ તમને એમાં અતિશયોક્તિ નહિ લાગે. એ વિશાળતા તો કવિની કલામાંથી જન્મી છે. કારણ કે દરેક મહાકવિ પોતાના નાયકને વ્યક્તિરૂપે નહિ પણ અમુક કોટિ રૂપે સહજ રીતે જ જોઈ શકે છે, અને એથી જ એની સાહિત્યકૃતિ આપણને વિશાળ જગતમાં પ્રવેશવાની બારી બતાવે છે.

જો આપણે કવિની પરાબુદ્ધિનું કાર્ય સમજી શકીએ, તો એનાં પાત્રો હજુ પણ આપણી સાથે જ છે, એનો આપણને સાક્ષાત્કાર થઈ શકે. વળી આ કોટિ આપણા માનસમાં હોવાથી આપણે એ જાતનાં મનુષ્યો શું વિચારશે અને અનુભવશે, તેનું ભવિષ્ય પણ ભાખી શકશું. તમે પોતે જ જો એ કોટિના હશો, તો એ કવિના લખાણમાંથી તમને માત્ર ભૂત કે વર્તમાનની જ નહિ પણ તમારા ભવિષ્યની પણ મહત્તા અને લઘુતા ઉભય જણાઇ આવશે. જો તમે એ કોટિમાં નહિ હો, તો પણ કવિ તમારે માટે આટલું તો કરશે જ: એનાં પાત્રોના અનુભવોનો સરવાળો તમે તમારો પોતાનો કરી શકશો; જાતે દુઃખમાં પડ્યા વિના તમે અન્યનું દુઃખ અનુભવી શકશો, અને પરપ્રયત્ને પવિત્રતા અને પ્રજ્ઞા મેળવી શકશો.

ઉર્મિકાવ્યોમાં કાર્યનું ક્ષેત્ર મર્યાદિત હોય છે; પણ વિશાળતાના અભાવનો બદલો ઉંડાણથી વળી રહે છે. સાચા ઉર્મિકાવ્યોમાં આપણને લાગણીઓના નમૂનાઓ મળી રહે છે. કો અનામી કવિનું 'ઓ વૅલી, વૅલી અપ ધી બૅન્ક' અથવા મૂરનું 'ઘણી વાર શાંત રાત્રિએ,' 'શોકનો ભાવ,' અને બર્ન્સનું 'મ્હારી પ્રિયતમા ગુલાબનાં ફુલ જેવી છે,' અથવા ઠૅકરેનું 'અગર જો કે હું પ્રવેશતો નથી', આપણા ચૈતન્ય સમક્ષ કોમળતા અને પૂજકતાનો ભાવ નમૂનારૂપે રજુ કરે છે. એ માત્ર કવિની અંગત લાગણી નથી, પણ એ તો હજારો મનુષ્યોની એવી લાગણીઓનાં દર્પણો છે. અમુક કોટિને પ્રતિબિંબિત કરવાથી જ એ કલા બને છે; વળી એમાં સર્વસામાન્ય નિયમો અને એકતારતા પણ છે. એજ ઉર્મિકાવ્યોનો કલામય પાયો છે. વળી તાલ, પ્રાસ અને માધુર્યને લીધે કાવ્યનું સ્વરૂપ ઑર શણગાર ધારણ કરે છે. અનુવાદ વેળાએ આ ત્રણેયની મૂળ ખુબી નષ્ટ થાય તો પણ સાચા ઉર્મિકાવ્યનાં કલાનાં તત્ત્વો જરા પણ ઘટતાં નથી. એક જાપાનીઝ કાવ્યની નીચેની ત્રણ લીટીઓ તપાસોઃ—

"ત્રણ વર્ષ સુધી એનું ધ્યાન કર્યું,
પાંચ વર્ષ સુધી એની શોધ કરી,
અને માત્ર એક રાત્રિ એને બાથમાં લીધી."

અનુવાદમાં વિરૂપ જણાતી આ પંક્તિઓ સાચું ઉર્મિકાવ્ય નથી ?

'સૉનેટ'ની કલા સૌથી વધારે કઠિન છે. એ તો વિચાર અને લાગણીની પર્વતમાળના એક શિખર જેવું છે. કો સંપૂર્ણ ચિત્તવૃત્તિના સારનો એ અવિનાશી સંકેત છે. સાચું સ્વનિત કાવ્ય (સૉનેટ) રચી શકાતું નથી. જેમ ગ્રીક દેવ જ્યુપિટરના મસ્તકમાંથી એક ક્ષણમાં જ દેવી મિનર્વા અ... ..., એમ

ની ગાઢતા ક્ષણમાં જ પ્રકટે છે. મહાન 'સૉનેટ' માં માત્ર વિચાર કે લાગણી નથી હોતાં, પણ પરાબુદ્ધિ હોય છે; અને તે પણ માત્ર કવિની એકલાની નહિ પણ સર્વ સમયના, અને એવી ચિત્તવૃત્તિ-વાળા સઘળા મનુષ્યોની એ આંતઃસ્ફુરણા હોય છે. એનો આકાર એના જીવનથી, અને એનું વસ્તુ એના સ્વરૂપથી, જૂદાં પાડી શકાતા નથી. સાચું 'સૉનેટ' કલાનો ઉચ્ચોચ્ચ ગુણ ધરાવે છે કારણ કે એ માનુષી કલાથી સર્જાયલી વસ્તુ નથી; કલાકારની કલ્પનાએ સર્જેલા આકારમાં સ્વર્ગમાંથી ઉતરેલી એ તો સ્વયંભૂ પરાબુદ્ધિ છે. સાચી કવિતા મુક્તિ અને સિદ્ધિ બન્ને છે. સૌ કાવ્યપૂજકો-સર્વ-શ્રેષ્ઠ મહાકાવ્યનો સર્જક મહાકવિ કે, પ્રથમ પ્રયત્નો રચતો, 'બનતો' કવિ, દરેક પોતાની પાત્રતા અને શક્તિના પ્રમાણમાં-કંઈક ભવિષ્ય-દર્શન કરી શકે છે. એ ભવિષ્યમાં આનંદઘન મુક્તાત્માઓ વિહરે છે, અને ત્યાં દરેક જીવાત્માની પરાબુદ્ધિ એક કાવ્ય, અને એનું દરેક કાર્ય એક મહાકાવ્યનો વિષય, બની રહે છે.

નિર્મળ કાવ્યગુણોમાં ઈટાલિના મહાકવિ ડૅન્ટેની સાથે કોઇ પણ કવિની તુલના થઈ શકે એમ નથી. 'ડિવાઇન કૉમેડી' ના મહાકાવ્યમાં મૂકેલા એના વિચારો દૈવી પરાબુદ્ધિના પ્રકાશિત મણિઓ છે. માનુષી વિચારો અને લાગણીઓ સંબંધી એણે રજુ કરેલા અને દેખીતી રીતે આકસ્મિક લાગતા અવલોકનો, તથા કુદરતનાં બળોની ક્રીડાનાં એણે કરેલાં આલેખનો પાસાદાર હીરાઓની જેમ ક્ષણમાં એક તો ક્ષણમાં બીજો રંગ ચમકાવે છે. જીવનના એકાદ અંગમાંથી એણે તારવેલો સર્વસામાન્ય નિયમ જીવનનાં બીજાં અંગો વિષે પણ સમજણ અને તારવણી આપી શકે છે. સંવાદ, ડૉલન, માધુર્ય અને સામર્થ્યમાં ડૅન્ટેની સાથે કોઈ કવિ ઉભો રહી શકે એમ નથી. એનું મહાકાવ્ય સાક્ષાત્ દૈવી પરાબુદ્ધિ છે. એ એક રીતે સંપૂર્ણ કવિ છે, કારણ કે દરેક કવિત્વમય પરાબુદ્ધિ-સ્ફુરણ

સારૂ સૃષ્ટિના આરંભથી પ્રાકટ્યની રાહ જોઇ રહેલા સંપૂર્ણ આકારો-એ શોધી શક્યો છે.

## ચિત્ર

હવે આપણે ચિત્રકલાની પરીક્ષા કરીએ, અને છબી, ઇતિ-હાસ, શણગાર અને પ્રાકૃતિક સૌન્દર્યમાં ઉતરતાં કલાનાં તત્ત્વોનો સંક્ષેપમાં વિચાર કરીએ. કૅમેરાએ પાડેલા ફોટોગ્રાફ કરતાં ચિત્રકારે ચિતરેલી છબી વધારે જીવંત શા માટે લાગે છે? ખરૂં છે કે એક રીતે ફોટોગ્રાફ જીવનને 'સાચી' રીતે વ્યક્ત કરે છે. છતાં એ ફોટો-ગ્રાફ છબીની જેટલો મનુષ્યને પૂર્ણ રીતે પ્રકટ કરી શકે એમ નથી, કારણ કે સન્મુખ બેઠેલા મનુષ્યને કલાકારની કલ્પના એક નમૂના કે કોટિ રૂપે જુએ છે. મહાન ચિત્રકાર મનુષ્યને એના મિત્રો કે પરિ-ચિતો જુએ છે, એવો નથી ચિતરતો. એ તો મનુષ્યની અમુક કોટિના દિવ્ય નમૂનાના ધોરણે એને નિરખીને એ છબી ચિતરે છે. કલાકાર એ આદર્શ નમૂનો જુએ છે, અને એને મળતાં જે જે તત્ત્વો એ મનુષ્યના જીવનમાં હોય છે, તેને આલેખવા માટે એની પરાબુદ્ધિ એને પ્રેરે છે. **મહાન છબી પરાબુદ્ધિની પ્રભા રેલાવે** છે; આ એકજ રીતે આપણે પ્રેક્ષકના મન પર પડતી એની અસ-રનું વર્ણન કરી શકીએ. ચિત્રકારે ચિતરેલી **છબી એ તો માનુષી પ્રસંગોમાં નહિ, પણ દિવ્ય વ્યવસ્થાના જગતમાં જોવાની બારી છે.** રેનોલ્ડઝ, ગેઇન્સબરો, લૉરેન્સ જેવા આંગ્લ ચિત્રકલાના 'પ્રવીણો' મહાન્ ગણાય છે, કારણ કે એઓ વ્યક્તિઓ દ્વારા કોટિઓ પ્રકટ કરે છે.

નાટકની જેમ ચિત્રકલા દ્વારા પણ વિશુદ્ધીકરણ શક્ય છે. પરાબુદ્ધિની પ્રભા રેલાવતી એકાદ મહાન્ છબીનું દર્શન એટલે દિક્, કાલ અને કારણ જ્યાં વિરામે છે, અને જ્યાં જગત એક 'વિચાર' રૂપે અસ્તિત્વ ધરાવે છે, એ દુનિયામાં ડોકિયું.

ઐતિહાસિક ચિત્રો માનુષી પ્રસંગોમાંથી સર્વસામાન્ય નિયમો તારવે છે એ કલામય રચનામાં ઐતિહાસિક પ્રસંગો ખરા છે કે ખોટા, એ વાત મહત્ત્વની નથી. કલાકાર પોતાની પરાબુદ્ધિથી પ્રસંગોને ગોઠવે છે, એ બધામાંથી એક મહાપ્રસંગ ઉપજાવે છે. પછી એ દૃશ્ય અમુક બનાવના આલેખન કરતાં કો સંકેત જેવું વધારે લાગે છે. અમુક પ્રસંગ રૂપે સાકાર બનતા વિચાર કે લાગણીની એ એકાદ મૂર્તિ બની રહે છે. મહાન્ ઐતિહાસિક ચિત્રકાર કો ભવ્ય ક્ષણ ઝડપી લે છે અને પોતાના ફલક પર એને મૂર્તિમન્ત કરે છે. જાણે કે એ વહી જતી ક્ષણને 'થોભી જા' કહે છે, અને એ ક્ષણ એના આદેશથી થંભે છે. ચિત્રકારની સંકલ્પ-શક્તિએ કેદી બનાવેલ ક્ષણિક સમયના એક દૃષ્ટાંત રૂપે એ ફલક પર એ થંભી જાય છે, અને ચિત્રકાર પોતાનો કાબુ હળવો કરે તે પળે આગળ પસાર થવાની જાણ્યે અજાણ્યે રાહ જુએ છે. બેનોઝ્ઝો ગોઝ્ઝોલીનું 'મહાત્માઓની બેથલહેમની યાત્રા નામે ચિત્ર સમયને થંભાવ્યાનું સફળ દૃષ્ટાંત પૂરું પાડે છે. સાચો ચિત્રકાર જ્યારે આ પરિણામ લાવી શકે છે, ત્યારે પ્રેક્ષક માત્ર પોતાની સ્થૂળ આંખોથી જ નહિ, પરન્તુ પોતાની પરાબુદ્ધિની પ્રભાથી એ પ્રસંગના દર્શન કરે છે.

શણગારચિત્રોમાં પણ આવીજ અદૃશ્ય અને અમૂર્ત અસર જોઈ શકાય છે. એમાં પણ પસાર થતું સરવસ થંભાવાય છે. પરન્તુ એ સરઘસ સ્ત્રીઓનું કે પુરુષોનું નહિ, પણ તાલમય, કાવ્યમય, સંગીતમય વિચારોનું છે–ગતિ કે મથનની પળે થંભાવેલું.

કલાના સ્વરૂપોમાં ચઢતા ઉતરતાપણાનો ભાવ દાખલ કરી શકાતો હોય, તો કહી શકાય કે ચિત્રકલાનાં સકલ સ્વરૂપોમાં પ્રાકૃતિક દૃશ્યોના ચિત્રો સર્વોત્કૃષ્ટ કલા ધરાવે છે. મને લાગે છે કે એ ચિત્રો આપણને ઉત્તમ રીતે આ જગતને 'વિચાર' રૂપે દર્શાવે

છે; કે અવર્ણ્ય 'કંક'માં એ ચિત્રો આપણે માટે બારીનું કાર્ય કરે છે. જાણે એ પ્રાકૃતિક દશ્ય એક આત્મા હોય, અને **શાંત**, મંગલ, **સમર્થ વિશ્વાત્માનું** પ્રતિબિંબ એમાં ઉતરતું હોય, એવો આપણુને ધન્ય અનુભવ થાય છે. પ્રાકૃતિક દશ્યોનાં ચિત્રોનાં દર્શન માત્રથી આપણી મલિનતાઓ ઓસરી જાય છે; અને જાણે કે આપણામાં એ હતી જ નહિ, એવો આપણને અનુભવ થાય છે. કલાદર્શનના અભાવે આપણે જે જોઇ શકતા નથી, તે ચિત્રકાર આપણને બતાવે છે. જ્યારે આપણે એ ચિત્રોમાં સિન્ધુ, સૂર્યાસ્ત અરણ્યપગથી કે પર્વત પરનું સરોવર જોઇએ છીએ, ત્યારે આપણુને એ દશ્યો દ્વારા **નિયમ અને વ્યવસ્થાવાળા** કો જગતનું **દર્શન** થાય છે. એ જગતને પ્રકટવાપણું નથી, એ તો સનાતન છે, એટલે કે સદાયે 'છે' જ.

## શિલ્પ.

ચિત્રાલેખન વખતે આપણે ચપટી સપાટી ઉપર રંગો પૂરીએ છીએ, અને શિલ્પમાં પત્થર કે ધાતુરૂપી ત્રણ પરિમાણુવાળા પદાર્થો વાપરીએ છીએ. આથી જો કે દેખીતી રીતે શિલ્પ આપણુને સ્થૂળ કે મૂર્ત લાગે છે, પણ ખરી રીતે તો એ ચિત્ર કરતાં વધારે સૂક્ષ્મ અમૂર્ત જ છે. શિલ્પમાં પણ સર્વસામાન્ય નિયમોની તારવણી હોય છે; પણ અર્ધો દેહની પ્રતિમા (બસ્ટ) માં એ સ્પષ્ટ જોઈ શકાય છે. પ્રાચીન રોમન શિલ્પકારોએ આ દિશામાં કરેલા પ્રયત્નો આજસુધી અજોડ રહ્યા છે, એમનાં મહાન્ 'બસ્ટ્સ' તો અમુક કોટિઓ જ વ્યકત કરે છે, અને આપણી કલ્પનાને મુગ્ધ કરે એવો કો અકળ જીવંત ગુણ ધરાવે છે. મેં આગળ ચિત્રના શણુગાર વિષે જે કહ્યું છે, તે શિલ્પને પણ સરખું જ લાગુ પડે છે. સીધી કે વાંકી લીટીઓ, પર્ણો કે શાખાઓ, કે ગતિમાન આકૃતિઓની સંવાદિતાથી કલાકાર સાક્ષાત્ સમયને થંભાવવાનો ચમત્કાર દર્શાવે છે.

શિલ્પની ઉચ્ચોચ્ચ સિદ્ધિઓ અમૂર્ત વિચારોને દશ્ય આકારોમાં વ્યક્ત કરી શકે છે. ગ્રીક શિલ્પીઓની એ એક મહાન્ શક્તિ છે. એમનાં પૂતળાંઓ માત્ર આદર્શ માનવીઓના નમૂનાઓ નથી, પરન્તુ આધ્યાત્મિક સત્યોના અવતારો છે. દેવી મિનર્વાનું પૂતળું માત્ર કો કવચધારી યુવતિ જ દર્શાવતુ નથી. એ તો કો આંતર અને આધ્યાત્મિક સત્યનું બાહ્ય અને દશ્ય ચિત્ર છે; ધર્મ અને શક્તિ રૂપ પ્રજ્ઞાની દિવ્ય ભાવનાનો કાલ્પનિક સંકેત છે. આવી રીતે ઍપૉલૉનું બાવલું માત્ર કો સ્વરૂપવાન્ યુવક જ દર્શાવતું નથી. એના શિલ્પીનો પ્રધાન હેતુ તો પૂજકના મન આગળ જીવનની દિવ્ય ભાવનાને સનાતન યૌવન અને આનંદ રૂપે રજુ કરવાનો હતો. આધ્યાત્મિક ભાવનામાંથી પ્રકટેલી દરેક ગ્રીક પાષાણ-કૃતિ આપણે માટે વિચારોનો એક ભવ્ય ભંડાર છે. આપણને લાગે છે કે જાણે એ પાષાણ પ્રતિમામાંથી વિચારોનાં મોજાં ઉછળે છે. વળી એ વિચાર-તરંગમાળા શાંત લાગે છે, છતાં પણ ગતિના કો નવીન જગતને પોતાની અંદર બાંધી રાખે છે. સાચા અને મહાન પ્રતિમા-વિધાનનું આ એક લક્ષણ દરેક સ્થળે દેખી શકાય છે.

ફ્લૉરેન્સમાં ડૅન્ટેની કબર માટે મૂર્તિઓ ઘડવા સારૂ માયકલ એન્જેલોએ પ્રારંભમાં ખડબચડા પાષાણો ઉપર કરેલા પ્રયત્નો સર્વોત્તમ રીતે બતાવી આપે છે કે સાચા શિલ્પીમાં મૃત પત્થરને જીવંત કરવાની મહાશકિત રહેલી છે. એ પૂતળાંઓની આકૃતિઓ પૂરેપૂરી કોતરવામાં નથી આવી; પત્થરમાંથી એ તો માત્ર અરધી જ બ્હાર આવી છે, અને પાષાણનો ખડબચડો ભાગ એની આજુબાજુ હજુ પણ ચોંટી રહ્યો છે. પરંતુ આ આકૃતિઓ માત્ર નિર્જીવ પૂતળાં જ નથી; એમાં આપણી આંખ ધબકતું જીવન જોઈ શકે છે. કલાકારનો વિચાર પાષાણ પર પણ કેવી અસર કરી શકે, એ જાદુઈ સત્ય માયકલ એન્જેલોની કૃતિઓ આપણને સમજાવે છે. એ કૃતિઓનાં દર્શન કાળે આપણી પરાબુદ્ધિ પ્રદીપ્ત થાય છે અને

સૃષ્ટિના આરંભમાં દૈવી કલાકારે પ્રકૃતિના અવ્યવસ્થિત રાશિમાંથી વ્યવસ્થિત આકારો કેવી રીતે સર્જ્યા હશે, તેનો આપણે ઘણે અંશે સાક્ષાત્કાર કરી શકીએ છીએ. આવી જ શક્તિ રોડિનની કૃતિઓમાં પણ રહેલી છે. ભવ્ય, આધ્યાત્મિક ભાવનાઓનો સાક્ષાત્કાર એનામાં નથી; નહિ તો એની કૃતિઓ ગ્રીક કૃતિઓની સાથે સરખામણી કરી શકત. પ્રાચીન ગ્રીસના જેવી સમન્વયસાધક સંસ્કૃતિ ફરીથી આપણે રચી શકશું, ત્યારે જ આ અવની ઉપર મહાન શિલ્પના નવયુગની ઉષા ઉગશે.

હિન્દના શિલ્પમાં પણ ગ્રીક શિલ્પના જેવો જ આધ્યાત્મિક ગુણ રહેલો છે. હિન્દી શિલ્પી પુષ્કળ ભાવનાવાદી, અમૂર્ત છે. એની કૃતિઓમાં પ્રકૃતિની વાસ્તવિકતાની સામ્યતાઓનો અભાવ જણાય છે. આ બાબતમાં ગ્રીક શિલ્પી એના કરતાં ચ્હડી જાય છે. કારણ કે ગ્રીક શિલ્પીઓ પ્રકૃતિમાંથી હંમેશા સર્વોત્તમની શોધ કરતા, અને પોતાની કલા-કૃતિઓમાં એનો આનંદપૂર્વક ઉપયોગ કરતા. આમ છતાં બીજી રીતે હિન્દુ શિલ્પી એના કરતાં વધારે એકાગ્ર અને વેધક દૃષ્ટિવાળો છે; ગ્રીક શિલ્પીઓના કરતાં ઘણા વધારે અંશે એ પોતાનાં સર્જનોને એક સંકેત રૂપે રજુ કરે છે. ગ્રીક કલાકાર સુન્દર આકારો અને ગતિઓમાં આનંદ લેતો, કારણ કે એને એના સુન્દરતા આકર્ષતી હતી; પરન્તુ હિન્દુ કલાકાર એ આકારો અને ગતિઓમાં સુન્દરતા ઓછી અને પૂજ્યભાવ વધારે જુએ છે, કારણ કે એને એની સાંકેતિકતા આકર્ષે છે. આપણે ગ્રીક ધોરણે હિન્દુ શિલ્પની તુલના કરવા જઈએ, તો આપણને એમજ લાગે કે હિન્દુ શિલ્પ માત્ર શિખાઉ કલાકારોની જ કૃતિ છે, અને એમને પ્રકૃતિ-નિરીક્ષણની જાણે તાલીમ જ મળી નથી. પરન્તુ એવી સરખામણી વિના માત્ર એની અંતર્ગત શક્તિને ધ્યાનમાં રાખીને જોઈએ તો આપણને માલમ પડશે કે હિન્દુ શિલ્પ એ તો એક મહાન્ આધ્યાત્મિક પ્રજાનાં લક્ષણો દાખવનારી એક ભવ્ય અને સુયોગ્ય સિદ્ધિ છે.

પ્રેક્ષકો પર થતી અસરની દૃષ્ટિએ જોતાં એમજ કહી શકાય કે ચિત્રના કરતાં મહાન્ શિલ્પમાં વધારે આધ્યાત્મિકતા રહેલી છે. શિલ્પની એક ભવ્ય આકૃતિ સમક્ષ આપણને અનુભવ થાય છે કે 'આપણે મનુષ્યો કરતાં દેવો વધારે અંશે છીએ.' આપણી અનિન-તાઓ ઓગરી જાય છે, અને 'ઇચ્છા રૂપ' જગતમાંના સિદ્ધિ કાજેનાં સર્વ ફાંફાંમાંથી મુક્ત થઇને આપણે એને 'વિચાર રૂપે' જોઇએ છીએ. શિલ્પની આકૃતિ આપણને એની સાથે એક કરે છે, અને આપણને આપણો આધ્યાત્મિક વારસો મેળવવા તરફ પ્રેરે છે. એ વારસો એટલે પ્રભુનું 'વિચાર રૂપ જગત'. શિલ્પાકૃતિ તો એમાં જવાની બારી બની રહે છે. તે જગતમાં આપણે અમર વ્યક્તિઓ રૂપે જીવીએ છીએ, અને તમામ પ્રકારના શોક કે હાનિનો ત્યાં અભાવ અનુભવીએ છીએ. આપણા વર્તમાન નગરોમાં આજે પણ એકાદ સર્વાંગ સુંદર ભવ્ય પૂતળું કો સુંદર સ્થળે એવી રીતે મૂકવામાં આવે કે સૌ કોઈ એનાં દર્શન કરી શકે, અને એનો સદેશ ઝીલી શકે, તો સેંકડો કાયદાઓ કે ઉપદેશો ન કરી શકે, એવી નાગરિક ભાવના અને આધ્યાત્મિકતા શહેરીઓના જીવનમાં આપોઆપ પ્રકટી નીકળે.

## સ્થાપત્ય

સ્થાપત્યકલાની પ્રભાવશાલી અસર ઝીલવાને માટે મનુષ્યમાં ઉચ્ચતર વિકાસ, પુષ્કળ વિશુદ્ધિ અને ઉંડી રસદૃષ્ટિ હોવાં જોઇએ. સ્થાપત્યના મૂળ અમૂર્ત ભાવનાઓમાં છે, અને એની દ્વારા આપણને ગુરુતા, લઘુતા, સમતોલતા, શક્તિ અને 'પ્રકૃતિના અન્ય મધુર સૂરો'ના વ્યાપક સર્વસામાન્ય વિષયોનો અનુભવ થાય છે. જેનું સ્થાપત્ય સંપૂર્ણ છે, એવી ઇમારતનાં દર્શન કાળે એનો પદાર્થ આંખ આગળથી અદીઠ થાય છે, અને કો એકાદ વિચાર એનું સ્થાન લઇ લે છે. કો ગ્રીક મંદિર કે ગૉથિક દેવળમાં

પત્થરોના નહિ પણ અદશ્ય માનસિક પ્રકૃતિના જ સ્તંભો અને કમાનો વચ્ચે ભમીએ છીએ. અમેરિકાના વુલ્વર્થ બિલ્ડિંગ જેવાં ૪૦ કે ૫૦ માળના આધુનિક 'સ્કાઈસ્ક્રેપર' (ગગનચુંબી મહાલય)-માં પણ આ જ અસર જોઈ શકાય છે. સાચા સ્થાપત્યની ભવ્ય ઇમારત હંમેશાં પૃથ્વી પર ઉતરતી કૈંક દિવ્યતા જ દાખવે છે; એ તો એક આકાર ધારણ કરેલ વિચાર છે, અને આપણને વિચારોના જગતનો સન્દેશ સુણાવે છે.

સ્થાપત્યમાં એક સુંદર તત્ત્વ એવું છે કે જે સંગીત સિવાય અન્ય કલાઓમાં નથી દેખાતું. એ તત્ત્વ એટલે કેટલાક સંપૂર્ણ વિભાગોની એક અખંડ સંવાદ રૂપે વ્યવસ્થા. અનેક સ્તંભોથી રચાયલો મંડપ, વિશાળ ચૉક, દિવાલો, પવિત્ર જળાશયો, વૃક્ષો અને દહેરીઓવાળું કો-જીવરમમાં છે એવું કો હિન્દુ મંદિર, વિવિધ સ્તંભો અને 'સ્ફિન્કસ' (કલ્પિત રાક્ષસ) નાં પૂતળાંવાળું મિસરી મંદિર; કે ટેકરીની ધાર પર પથરાતું ગ્રીક મંદિર; 'ટોરીઆઈ' જાતની કમાનવાળું જાપાનીઝ મંદિર;–એ સૌ એક ભવ્ય અખંડ આકાર ધારણ કરે છે. એવી જ રીતે વિવિધ રાગ અને તાલથી સ્વરસંગ (સિમ્ફની) બને છે. આ મારાં કથનને તમે આગ્રાના તાજ મહાલના દષ્ટાંતથી બરાબર સમજી શકશો. આખી યે ઇમારત સંગેમરમરની છે, રાજવંશી પ્રિયતમાની કબર છે, એટલા માટે કાંઈ એ 'વિશ્વની અજાયબી' નથી. એ અજાયબીનું મૂળ તો અનેક વિભાગોમાંથી પ્રકટેલી એની એકતા, સમગ્રતા છે. વિશાળ ઉપવન, વિવિધ મસીદો, અનેક બેઠકો, જળાશયો, નીકો અને સમીપમાં વહેતી કૃષ્ણપ્રિયા કાલિન્દી–એ સૌનો મધુર સંયોગ તાજના આશ્ચર્યનું મૂળ છે. એ દરેકને પોત પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ, સંવાદ અને સૂર છે, છતાં પણ તાજના સ્થપતિએ એ સૌને એક અખંડ વસ્તુ રૂપે વિચાર્યો છે; આથી જ સર્વ આકારોમાં રહેલો છતાં એમનાથી પર એવો એકજીવનનો ભવ્ય વિચાર તાજની ઉપર છવાઈ રહ્યો

છે. તાજ એટલે કે જાણે બીથોવન જેવા સંગીતકારના સ્વરસંગનો સ્થાપત્ય સ્વરૂપે અવતાર.

સ્થાપત્ય કલામાં પ્રજાના સર્વ સામાન્ય સિદ્ધાંતો અને એનો ઉચ્ચ સ્વભાવ કેવી રીતે વ્યક્ત થાય છે, તે સમજવું બહુ જ મનરંજક લાગે એવું છે. **પ્રજાકીય સ્થાપત્યો આકસ્મિક વિકાસનું ફળ નથી;** એ તો પ્રજાના આંતર જીવનનાં પ્રતિનિધિ છે. ગ્રીક મંદિરો, રોમન નગર-મંડપો અને સ્નાન-ગૃહો, યુરોપના ગરમ પ્રદેશોની કમાનો અને ઘુમ્મટો, ઇંગ્લાંડનાં ત્રિકોણાકાર કાતરિયાં અને ચોરસ બારીઓ, અમેરિકાના ઉપવનયુક્ત પરાંઓ અને ગગનચુંબી મહાલયો-એ સૌ એની પ્રજાના સૂક્ષ્મ લક્ષણો પ્રકટ કરે છે. ધાર્મિક મહેચ્છાઓ પણ સ્થાપત્યનુ સ્વરૂપ ધારણ કરે છે. જેમની આંતર દૃષ્ટિ ઉઘડી છે, એઓ વિવિધ દેશોના પૂજા-મંદિરોમાંથી પ્રકટેલા વિચાર-સત્ત્વો જોઈ શકે છે. હિન્દુ મંદિરના 'ગોપુર'નું, બૌદ્ધ મંદિરના 'પૅગોડા'નું, ખ્રિસ્તી દેવળોની કમાનો, ઘુંમટો અને શિખરોનું, અને મુસ્લીમ મંદિરોના મિનારાઓનું કારણ અને રહસ્ય આજ છે. દરેક પ્રજાનાં સ્થાપત્ય અને સંગીત એના 'સૂરનું સૂચન' કરે છે.

## સંગીત

સર્વ કલાઓમાં સંગીતકલા સૌથી વધારે અમૂર્ત કલા છે. હવે આપણે એનો વિચાર કરીએ. એક રીતે કહીએ તો સંગીત એ તો કલાની કોઈ શાખા નથી પણ કલાની સમગ્રતા છે. કારણ કે જ્યારે કલાની કોઈ પણ શાખા પોતાના આવિર્ભાવમાં સંપૂર્ણ બને છે, ત્યારે તેઓ વધારે સંગીતમય બને છે. 'સંગીતમય' સિવાય બીજા કોઈ શબ્દથી આપણે એની પૂર્ણતાનું વર્ણન કરી શકતા નથી. મહાન કવિતા સંગીતમય હોય છે; મહાન્ ચિત્ર પણ સંગીતમય હોય છે; અને સુંદર બાવલું પણ સંગીતમય લાગે છે. વળી સ્થાપત્ય 'થીજેલું સંગીત' જ નથી કહેવાતું ? વૉલ્ટર પેટરે સત્ય જ કહ્યું

છે કે, " સર્વ કલાઓ સર્વદા સંગીતની સ્થિતિ ઝંખે છે...કારણ કે કોઈ પણ કલાની ઉચ્ચોચ્ચ, ભવ્ય ભૂમિકાએ સાધ્ય અને સાધન, આકાર અને પદાર્થ, વિચાર અને આવિર્ભાવ જરા પણ જુદાં જણાતાં નથી..." આપણે સંગીતના જાણકાર હોઈએ, તો સમજી શકીએ કે આ સ્વાભાવિક જ છે.

માત્ર સંગીતકલામાં જ આપણે વિચાર અને લાગણીની એવી ભૂમિકા પર આવીએ છીએ કે જ્યાં સર્વ વિચારો અને લાગણીઓનો સાર અનુભવી શકાય છે. એ તો જાણે આપણી પરાબુદ્ધિનો પ્રફુલ્લિત ઉઘાડ છે. બીજ-ગણિતના સર્વવ્યાપક સિદ્ધાંતની જેમ એકાદ સંગીત-પંક્તિ કે એકાદ સ્વર પણ વિચાર અને લાગણીના અનેક કૂટ પ્રશ્નોના જૂથરૂપ બની જાય છે. પછી પળવાર તો એ ક્ષણ બનેલી સનાતનતા, બિન્દુ બનેલી અનંતતા અને મૃત્યુ બનેલી અમરતા જ લાગે છે. આપણે સૌ મનુષ્ય તેમજ પ્રભુ તરીકે કેવાં છીએ, એ સૌથી વધારે સરસ રીતે સંગીતકલા જ સૂચવી શકે છે. જીવનના પ્રશ્ન વિષે કોઈ પણ વિજ્ઞાન કે ફિલસૂફી દર્શાવી શકે, એના કરતાં વધારે સંપૂર્ણ સત્ય સંગીતમાંથી મળી શકે છે. કેટલીક ધન્ય પળોએ સર્જનાત્મક સંગીતકાર સર્વ આવરણોથી 'પર' થઈ શકે છે. કવિવર બ્રાઉનિંગે સત્ય જ કહ્યું છે કે—

" દુ:ખ સહન કરવું અઘરું છે,
શંકા મંદ ગતિથી જ દૂર જાય છે;
દરેક દુ:ખી વ્યક્તિ પોતાનાં દુ:ખ ગાય છે.
પરન્તુ પ્રભુ અમારા કેટલાકના કર્ણમાં રહસ્ય સુણાવી દે છે.
બીજાં સૌ તો તર્ક કરે છે અને દુ:ખને સત્કારે છે.
પરંતુ અમે સંગીતકારો જ સાચું રહસ્ય જાણીએ છીએ"

કલાના અન્ય સકલ આકારોના પૂર્ણ આવિર્ભાવના મૂળાક્ષરો સંગીતની પરભાષામાં જ છે.

જે સિદ્ધાંતો પ્રમાણે કોઈ પણ ભાવના નિબંધ કે ભાષણમાં કાવ્ય કે નાટકમાં, શિલ્પ કે સ્થાપત્યમાં, વિકાસ પામે છે, તે સૌ સંગીતમાં તો એમના સંપૂર્ણ કલાત્મક સ્વરૂપે જોઈ શકાય છે. આશ્ચર્યના સાગરોમાં સફર કરનાર કોઈ પણ પ્રકારના કલાકારનું હોકાયંત્ર સાચી રીતે તો સંગીતનું એકાદ સ્વરૂપ જ છે.

બીજી કોઈ પણ કલાના કરતાં સંગીત કલામાં મનુષ્ય અને જગત વચ્ચે વધારે સંપૂર્ણ સહકાર અનુભવી શકાય છે. દાખલા તરીકે, જ્યારે બીથોવનના સ્વરસંગનું મહાસંગીત ચાલતું હોય છે, ત્યારે કલાકાર સૌ પ્રેક્ષકોને પોતાની સાથે એકતાર કરે છે, અને જીવનના તમામ ભુવનો અને પેટાભુવનો એક વૃંદગાનની જેમ એમાં સામેલ થાય છે; એ સૌ બીથોવનની અંદર જીવે છે, બ્હાર નહિ; અને અમુક રીતે એ સૌ એના જ આવિર્ભાવો છે. જ્યારે દરેક તાર ગાજી ઉઠે છે, ત્યારે એના સકળ શક્ય સપ્તકોની સંવાદિતા દરેક ભુવન પરથી એના પડઘા પાડે છે. વળી જ્યારે એવા મહા સંગીતના અનુભવની ટોચે આપણે પહોંચીએ છીએ, ત્યારે આપણને એવો ગાઢ અનુભવ થાય છે કે જાણે મનુષ્યો, દેવો અને દેવદૂતો, પંખીઓ, પશુએ અને જળચરો, ટેકરીઓ અને મેદાનો, તેમજ નદીઓ અને પર્વતો, સૌ એ ભવ્ય સંગીતના ગાયકો બની જાય છે. આત્માના અંતરના અનુભવોને બાદ કરીએ તો અન્ય કોઈ પણ કલાના કરતાં સંગીતમાં આપણે મનુષ્યની જગત સાથે, અને મનુષ્ય અને જગતની પ્રભુ સાથે વધારે ગાઢ અને સંપૂર્ણ એકતારતા અનુભવી શકીએ છીએ.

સંગીત એ તો આપણી માનવ જાતિની સિદ્ધિનું શિખર છે. કારણ કે સંગીતદ્વારા આપણે આપણા વિચારો અને લાગણીઓના જગતની સરહદ ઉપર પહોંચીએ છીએ, અને ત્યાંથી એક સત્ય જગતનાં દર્શન કરી શકીએ છીએ. આપણે કહીએ છીએ કે 'આ સંગીત દુઃખકર છે; આ આનંદકર છે; આ વીરતા

પ્રેરે છે; આ ભક્તિ જન્માવે છે'. પણ એ સૌ તો પેલા જગતમાં જે કૈં છે તેને વર્ણવવાની આપણી શુષ્ક ચીઠ્ઠીઓ છે. ખરું છે કે આપણી પરાબુદ્ધિની આંતઃસ્ફુરણાઓ અને લાગણીઓ સિવાય બીજી કોઇ ઇંદ્રિયો એનું વર્ણન કરવા માટે આપણી પાસે નથી. પરન્તુ એ તો આપણા અનુભવની પરિભાષાના શબ્દો છે—સંગીતની પોતાની દુનિયાના અનુભવોની પરિભાષાના નથી. એક દર્પણ માત્ર બાહ્ય આકૃતિનું જ પ્રતિબિંબ બતાવે છે; એ કાંઇ એ આકૃતિમાં વસતા જીવન વિષે આપણને કાંઈ કહી શકે નહિ; માત્ર એ આકૃતિની એ ચેષ્ટાઓ સૂચવી શકે, પરન્તુ એ આકૃતિમાં વસનાર જીવાત્માના વિચારો અને સ્વપ્નાંઓ, પ્રણય-પ્રસંગો અને જીવન-સિદ્ધિઓ વિષે કૈં પણ કહી શકે એમ નથી. આપણા ઉચ્ચતમ સંગીત વિષે પણ એમજ છે; એ તો માત્ર એક દર્પણ છે. જે સંગીત આપણે સાંભળીએ છીએ અને અનુભવીએ છીએ, એમાં આપણે માત્ર એ 'કંઇક'નો આકાર જ જોઇ શકીએ છીએ; અને જ્યાં સુધી આપણે મનુષ્યો છીએ, ત્યાં સુધી એનો સાક્ષાત્કાર તો આપણે કરી શકીએ એમજ નથી. આપણે માત્ર એટલું અનુભવી શકીએ કે એવું 'કૈંક' છે અને જીવે છે. પરન્તુ એના વિચારો, લાગણીઓ અને સિદ્ધિઓ કેવાં છે, તે તો આપણે નહિ જાણી શકીએ. એ જાણવા માટે તો આપણે આ જગતની સરહદ છોડીને પેલા જગતમાં પગ મૂકવો જોઇએ.

### પરાબુદ્ધિ અને કલા

આટલાં વિવેચન પરથી તમે એટલું તો સમજી શકયા જ હશો કે કલા હંમેશાં અનુભવજનમ્યા સર્વસામાન્ય નિયમોની વાત કરે છે. પરન્તુ એ નિયમતારવણી મનની નથી, પણ મનથી યે પર જે પરાબુદ્ધિ છે, તેની હોય છે. સાચું છે કે માનસિક તત્ત્વ વિના કલાનો સંભવ નથી, પરન્તુ માત્ર માનસિક તત્ત્વ કાંઈ કલાનું સર્જન

ી શકતું નથી. આપણું મન જ્યારે સર્વસામાન્ય નિયમો તાર-
ાનો આરંભ કરે છે, ત્યારે જો એના માનસિક વ્યાપારો સાચા
ા છે, તો એના નિર્ણયો સાચા જ આવે છે. પરન્તુ એ સાચાપણું
ત એ અભિપ્રાયની ક્ષણ પર્યન્તનું જ હોય છે. મન હંમેશાં
મુખ પડેલી હકીકતો ઉપરથી જ નિયમોની તારવણી કરી શકે
પરન્તુ જીવનનાં કેટલાંક દશ્યો એવાં હોય છે કે એનાં કેટલાંક
ો મનથી સદા અગોચર રહે છે. અને મનને પણ પોતાની કેટલીક
દાઓમાં જ કાર્ય કરવાનું હોય છે, તેથી એ અંગો કદાપિ એની
મુખ આવી શકે, એવો સંભવ પણ નથી. છતાં આપણે જ્યાં
ી જીવનના એ ગૂઢ અંગોને ન જોઈ શકીએ, ત્યાં સુધી આપણા
ભિપ્રાયો કે નિર્ણયો સંપૂર્ણ ન થઈ શકે. આપણે ખરેખર સત્ય
કદાપણ શોધવા મામતા હોઈએ, તો એ ગૂઢ અંગોનો પ ગમે
ીતે આપણે અનુભવ કરી લેવો જોઈએ. આ કાર્યમાં આપણને
બુદ્ધિ (ઇન્ટુઈશન) સહાય કરે છે. એનામાં જીવનના એ ગૂઢ
ામાંથી તેમજ ભવિષ્યના પણ અનુભવોમાંથી સર્વસામાન્ય
મો તારવી લેવાની શક્તિ રહેલી છે. આમ જ્યારે મન અને
બુદ્ધિનો સંયોગ થાય છે, ત્યારે કલાનો જન્મ થાય છે.
ા સકળ આવિર્ભાવના મૂળ રૂપ આ પરાબુદ્ધિ તે શું છે?

કાળ પરત્વે જ નથી હોતું. પરન્તુ એ તો હંમેશાં ભવિષ્ય કાળ સંબંધી જ હોય છે.

પરાબુદ્ધિનું પ્રધાન લક્ષણ ભાવનાવાદ છે. માત્ર વર્તમાનના નહિ, પરન્તુ જે 'નિશ્ચિત ભવિષ્ય' તરફ વ્યક્તિઓ અને પ્રસંગો વહી રહ્યા છે, તેના નિરીક્ષણમાંથી એના નિર્ણયો પ્રગટે છે પરાબુદ્ધિએ તારવેલા સર્વસામાન્ય નિયમો આપણા મને સંઘરેલા વિચારો માટે તેમજ આપણી ઉર્મિઓએ મેળવેલા અનુભવો માટે સાચાજ નીવડે છે, તદુપરાત મન અને ઉર્મિઓની ભવિષ્યની હકીકતો માટે પણ એ સાચાજ રહેવાના નવી નવી હકીકતો શોધાય, છતાં **પરબુદ્ધિના નિર્ણયોમાં સુધારો કરવાની જરૂર પડતી નથી,** પરાબુદ્ધિએ એની પૂર્વકલ્પના કરેલી જ હોય છે. પરાબુદ્ધિએ જાણે સઘળું ભવિષ્ય જાણી લીધુ હોય, એમ એના સઘળા નિર્ણયો કે અભિપ્રાયો સર્વકાળ માટે સાચા જ પડે છે

આપણને પ્રશ્ન થશે કે આ પરાબુદ્ધિ ભવિષ્યના અનુભવોમાથી શી રીતે નિયમતારવણી કરી શકતી હશે? તમને જરૂર આશ્ચર્ય લાગશે, પણ એનું કારણ એ છે કે **ભવિષ્યના અનુભવો આજે પણ અસ્તિત્વ ધરાવે છે.** જેને હજુ એનો સાક્ષાત્કાર થવાનો બાકી છે, તે વ્યક્તિને માટે ભલે એ અનુભવો 'ભવિષ્ય'ના ગણાય, પરંતુ એ અનુભવો આજે પણ ખરેખર વર્તમાનમા જ છે. આપણા પ્રસંગો અને વિચારો ક્રમશ પ્રકટતા દેખાય છે, અને સર્વસામાન્ય નિયમોની તારવણી એ તો સમયના વહનને લગતી બાબત છે. પરન્તુ આપણી માનસિક મર્યાદાઓને લીધેજ સમય આપણને 'વહન કરતો'—પસાર થતો—માલમ પડે છે. જો આપણે એ મર્યાદાઓને ઓળંગી શકીએ, તો આપણે જાણી શકીએ કે **ભવિષ્ય વર્તમાનમાં વણાયલું જ છે.** ઈમર્સને સત્ય જ કહ્યુ છે કે, "ઇતિહાસની સર્વ હકીકતો મનની અંદર નિયમો રૂપે આરંભથી જ અસ્તિત્વ ધરાવે છે"

ઇમર્સનના એ મહાન સત્યને હજુ વધારે પ્રકાશિત બનાવવાને આટલું ઉમેરવાની જરૂર છે કે એ હકીકતો આપણા મનમાં નહિ, પરન્તુ એક મહાન દૈવી **મનમાં** આરંભથી જ અસ્તિત્વ ધરાવે છે. એ **દૈવી મન** આપણા માનસ દ્વારા વિચાર કરે છે, અને આપણાં માનસ તો એ મહાન મનના નાનકડા ખંડોજ છે.

એક મહાન્ વિચારક આપણી સાથે વિચાર કરી રહેલ છે, એ સત્ય જ પરાબુદ્ધિની શક્તિ બતાવી આપે છે. જે મહાન્ વ્યક્તિએ આ સઘળું જગત સર્જ્યું છે, એણે એક યોજના પૂર્વક જ બધી રચના કરી છે. આજે જે કૈં છે, સમયના પ્રવાહમાં પૂર્વે હતું, અને ભવિષ્યમાં થશે, એ બધાંની તાત્ત્વિક કોટિઓ એમના મનમાં આરંભથી જ અસ્તિત્વ ધરાવે છે. સારી યે વિકાસ-પદ્ધતિ એમણે આરંભથી તે અંત સુધી વિચારી મૂકી છે, અને એ પદ્ધતિ એમના માનસમાં આદર્શમૂર્તિઓ (આર્કીટાઇપ્સ) રૂપે અસ્તિત્વ ધરાવે છે. આપણી જેમ વિકાસપદ્ધતિને એઓ સમયના પ્રવાહની જેમ જુએ છે, અને સાથોસાથ એક બીજી રીતે એક 'સનાતન અધુના' રૂપે પણ એઓ એને જોઈ શકે છે. આપણી પરાબુદ્ધિ સનાતન અધુનાના આ આદર્શમૂર્તિઓના ભાગને સ્પર્શી શકે છે. આથી જ એનામાં ભવિષ્યમાંથી પણ સર્વસામાન્ય નિયમો તારવવાની શક્તિ પ્રકટે છે.

## આદર્શમૂર્તિઓ

આદર્શમૂર્તિઓનું જગત એટલે શું? આદર્શમૂર્તિ એટલે શું? દૈવી સ્વભાવના આ રહસ્ય વિષે પ્લેટોએ આપણને સારી સમજણ આપી છે. કલાના આંતર સ્વરૂપને જાણવા માટે આપણે પ્લેટોના વિચારને પ્રથમ સમજી લેવો પડશે. આ જગતમાં ન્યાયી મનુષ્યો અને ન્યાયી કાર્યોના અનેક અનુભવો મળ્યા પછી જ આપણું મન ન્યાય નામક અમૂર્ત વિચાર સમજી શકે છે. ન્યાયને આપણે એક

અમૂર્ત વિચાર રૂપે ઓળખીએ છીએ, એને એક ગૂઢ માનસિક છાપ તરીકે વર્ણવીએ છીએ; અને માનીએ છીએ કે જ્યાં સુધી એનો વિચાર કરનાર આપણે પોતે હયાત છીએ ત્યાં સુધી એ પણ ટકશે. આપણે માનીએ છીએ કે પેલાં ન્યાયી મનુષ્યો અને ન્યાયી કાર્યો જ સત્ છે, કારણ કે એમને વિષે ન્યાયને લગતા આપણા વિચારોથી એ સ્વતંત્ર છે. પરન્તુ પ્લેટોના વિચારો આનાથી તદ્દન ઉલટા પ્રકારના જ છે. એ તો કહે છે કે પેલી ન્યાયની અમૂર્ત ભાવના, એજ સત્ છે. મનુષ્યો ન્યાયી હોય કે ન હોય, પરન્તુ ન્યાયની ભાવના તો સ્વયંભૂ છે. કોઈ પણ વસ્તુ કે પ્રસંગના ન્યાયી અન્યાયીપણાં વિષે લોકો ગમે તે ધારે, તેથી એ સ્વતંત્ર છે. આમ ન્યાયની ભાવના એક ખરેખરા સત્ જગતમાં રહેલી હોવાથી જ મનુષ્યોના માનસમાં ન્યાયના વિચારો ઉત્પન્ન થઈ શકે છે. પ્લેટો કહે છે કે ન્યાય એ એક આદર્શમૂર્તિ ('આર્કીટાઈપ') છે, અને મનુષ્યો જ્યારે મન દ્વારા હેતુઓ અને કાર્યોની તુલના કરવા બેસે છે, ત્યારે એમના માનસમાં એ આદર્શમૂર્તિનું પ્રતિબિંબ ઝબકી ઉઠે છે. આપણે સઘળી અમૂર્ત ભાવનાઓ વિષે આમજ સમજી લેવાનું છે. સર્વ સદ્ગુણો, વિજ્ઞાન કે ધર્મના સર્વ–સામાન્ય નિયમો, ઈતિહાસ કે સાહિત્યના સર્વવ્યાપક સિદ્ધાંતો, પશુ પંખી અને માનવ જાતિ વિષે કલાકાર આકારોની જે આદર્શ કોટિઓ જુએ છે, એ સૌ આદર્શમૂર્તિઓ છે, અને એ બધી એના પોતાના જૂદા જ જગતમાં વસે છે.

આપણે જોઈએ કે જાણીએ છીએ, તે વસ્તુ એ કાંઈ આદર્શમૂર્તિ નથી. આદર્શમૂર્તિ એ તો વસ્તુનો સાર છે, રે, એથી પણ કૈંક વિશેષ છે. આ જગતમાં ગુલાબોની સેંકડો જાતિઓ છે, અને લાખો છૂટક ગુલાબો છે. પરંતુ એ બધાંજ 'ગુલાબ' નામક આદર્શમૂર્તિના અમુક દૃષ્ટાંતો છે. સર્વ પ્રકારના આકારો, ઉર્મિઓ, વિચારો, સદ્ગુણો

વિજ્ઞાનો, તેમજ જે કાંઈ અમુક કોટિ રૂપે ગુંથી શકાય, તે બધાંને વિષે આમજ સમજી લેજો. દરેકની પાછળ એની પોતાની વિશિષ્ટ આદર્શમૂર્તિ રહેલી જ છે. આ આદર્શમૂર્તિના અસ્તિત્વને લીધેજ આપણે સર્વ સામાન્ય નિયમ કે સિદ્ધાંતની તારવણી કરી શકીએ છીએ.

આદર્શમૂર્તિ એ તો એક મહાન્ વિચારકનો વિચાર, અને એમનું વિચાર-સત્ત્વ બન્ને છે. એ મહાન્ વિચારકને આપણે સત્ય, શિવ, અને સુંદર સ્વરૂપે વર્ણવીએ છીએ. આ સૃષ્ટિના આદિ કાળમાં એમણે સઘળી આદર્શમૂર્તિઓને સરજી છે, અને જગતના વિકાસમાં યથાક્રમે એમને પ્રકટ કરવાનો સંકલ્પ કર્યો છે. દરેક મહા પ્રજા અને પેટા—પ્રજાના પૂર્ણ સ્ત્રીપુરૂષો, દરેક જાતિના પૂર્ણ પ્રાણીઓ, તેમજ પૂર્ણ વનસ્પતિ અને ખનિજો એમણે સૃજનકાળે કલ્પી મૂકર્યાં છે. જગતમાં જેમ જેમ વિકાસક્રમ આગળ વધવા લાગ્યો, અને યુગે યુગે સુંદરતર અને સુંદરતમ બનતો ગયો, તેમ તેમ એમના વિચાર પ્રમાણે એમના જીવનને અનુરૂપ આકારો સ્થાયી સ્વરૂપ ધારણ કરવા લાગ્યા. આ આદર્શમૂર્તિના જગતની દૃષ્ટિએ એમજ કહી શકાય કે સર્વ પ્રકારના શકય અનુભવો, વિકાસ-ક્રમના સર્વ શકય આકારો, સર્વ મનોવૃત્તિઓ અને પ્રસંગો સૃષ્ટિના આરંભથીજ છેવટના સર્વસામાન્ય સિદ્ધાંતો રૂપે અસ્તિત્વમાં હતાજ. પ્રભુના મનમાં એ નિયમો રૂપે અસ્તિત્વ ધરાવતા. પ્રભુને મન, તેમજ જેઓ પ્રભુની સાથે અને પ્રભુની જેમ જીવે છે, તેમને મન ભૂત, વર્તમાન અને ભવિષ્ય એકજ છે; સમય એક સનાતન અધુના છે. વળી એક બીજી ખૂબી એ પણ છે કે દિશા અને ગતિ રૂપે રહેલા એમના સર્વવ્યાપક સ્વરૂપમાં સમયને ભરતી અને ઓટ પણ હોય છે.

આ આદર્શમૂર્તિઓ પ્રભુના સત્ય, શિવ અને સુંદર સ્વરૂપના અવતારો છે. એઓ પોતેજ સુન્દર સ્વરૂપ છે. એમની

સુન્દરતા જગતના અમુક ભાગ, પરિસ્થિતિ કે અકસ્માતમાંથી નથી પ્રકટતી. પરમ સૌન્દર્યવતી એક ભવ્ય વ્યક્તિના વિરાટ અંગના પોતે કોષાણુઓ હોવાથી જ એ સુન્દરતા જન્મી છે. સમયના પ્રવાહમાં વસતો મનુષ્ય જ્યારે એ સનાતનતામાં રહેલી આદર્શમૂર્તિને શોધે છે ત્યારે એને પરમ સુન્દરતાનો અનુભવ થાય છે. કારણ કે સુન્દરતા એ કાંઈ મનુષ્યો કે દેવોની માન્યતાનો વિષય નથી. કોઈ પણ વસ્તુ સુંદર એટલા માટે જણાય છે કે એ સુન્દરતાનો પ્રધાન નિયમ પાળે છે, એટલે કે આદર્શમૂર્તિની આરસીનું કાર્ય કરે છે. એક ગુલાબની સુન્દરતા એની સપ્રમાણતા, રંગ કે સંવાદિતાને લીધે નથી, પરન્તુ એ સપ્રમાણતા, રંગ કે સંવાદિતા રૂપી 'અકસ્માતો' એ ગુલાબની **આદર્શમૂર્તિના પ્રતિબિંબને ઝીલનારી આરસી** બની શકે છે. અમુક વદન, કર કે ચરણ સુન્દર લાગે છે, તેનું કારણ એ છે કે એના રસિક પ્રેક્ષકને મન એ દરેક એક **બારી** છે, અને એમાંથી એ આ સૃષ્ટિના સર્જનહાર પ્રભુની—કલાકારોના ય એ મહાન કલાકારની—સર્વોત્તમ કૃતિ રૂપ આદર્શમૂર્તિનાં દર્શન કરી શકે છે.

પ્રભુતાના અનુભવીઓના જીવનનું આ એક પરમ આશ્ચર્ય છે. વિકાસમાં માત્ર 'લોહીની લાલાશ અને ન્હોરનો જુલમ' નથી. **વિકાસક્રમ એટલે એ સર્વાતીત જગતમાંથી આ સર્વવ્યાપક જગતમાં એ આદર્શમૂર્તિઓને આણવાની પદ્ધતિ.** આ સત્યને જાણનારી વ્યક્તિ છોડવાઓ અને વૃક્ષોમાં, મેદાનો અને જંગલોમાં, સરિતાઓ અને સાગરોમાં, સર્વત્ર જીવન કલહનાં યુદ્ધો નથી જોતી, પરન્તુ **આદર્શમૂર્તિઓના આવિર્ભાવ માટેના પ્રયત્નો** જ નિરખે છે. તમે સાચી મનોવૃત્તિ ખીલવી શકશો, તો આંહી કમળ કે ગુલાબમાં, તાડ કે વડમાં આદર્શમૂર્તિઓનો ઝળકાટ જોઈ શકશો; વળી ત્યાં આથમતા સૂર્યની અંદર પણ કો અન્ય આદર્શમૂર્તિનાં દર્શન ત્હમને થશે. તેમજ ત્હમારી પ્રિયતમામાં ત્હમને વળી કોઈ ત્રીજી જ આદર્શમૂર્તિ દેખાશે. દૃષ્ટિ જેને પ્રાપ્ત થાય છે તેને જગ-

તમાં સર્વત્ર સુન્દરતાનું જ સામ્રાજ્ય દેખાય છે. વળી વિશેષ ખૂબીની વાત તો એ છે કે એજ આદર્શમૂર્તિઓનું જગત મનુષ્યોના હૃદયો અને મનો દ્વારા પણ પોતાની જ સુંદરતા દર્શાવી રહ્યું છે. **તદુપરાંત તમે પોતેજ તમારી આદર્શમૂર્તિઓની આરસી બની** શકો છો. તમારો સ્નેહ, તમારી મહેચ્છાઓ, તમારું પરાક્રમ, વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનનું તમારું જ્ઞાન, તમારી આશાઓ, તમારાં સ્વપ્નાંઓ, તમારી સિદ્ધિઓ એ મહાન્ પ્રભુના સ્નેહ, મહેચ્છાઓ, પરાક્રમ, જ્ઞાન, આશાઓ, સ્વપ્નાંઓ અને સિદ્ધિઓનાં પ્રતિબિંબો ઝીલવા લાગશે. આમ તમે પ્રભુ સાથે એકતારતા સાધી શકશો અને તમારો 'આધ્યાત્મિક વારસો' મેળવી શકશો.

### આદર્શમૂર્તિઓનો અવતાર

**સાચી કલા મનુષ્યની આગળ આદર્શમૂર્તિઓ ખડી કરે** છે. કલાકાર પોતે નાટ્યકાર કે ચિત્રકાર, કવિ કે શિલ્પી, સ્થપતિ કે સંગીતકાર ગમે તે હોય, પણ જો આદર્શમૂર્તિનું એનું દર્શન સ્પષ્ટ હશે, તો એ પોતાની કલાના ક્ષેત્રમાં મહાન્ થઈ શકશે. જેણે એકવાર પણ આદર્શમૂર્તિનાં દર્શનનો અનુભવ પ્રાપ્ત કર્યો છે—પછી ભલેને તે કલાકાર હોય, કે ભક્ત હોય, કે વૈજ્ઞાનિક હોય, કે ફિલસૂફ હોય, કે પરોપકાર કરનાર હોય કે શહીદ હોય—તેને તે કોટિના સર્વ શક્ય અનુભવો સહજ જ છે. ભવિષ્ય એને કાંઈ વિશેષ જ્ઞાન આપી શકવાનું નથી. હા, **બીજાને પોતાનું જ્ઞાન અને સંકલ્પ આપવાનો આનંદ એણે હજી મેળવવો પડશે.** પછી તો સનાતન સૌન્દર્યનું ચિંતન, એજ એનું જીવન બની રહે છે. કારણ કે એ મનુષ્ય મટીને પ્રભુ બની શકેલ છે.

આપણે આદર્શમૂર્તિઓને જોઈ શકીએ, તો જીવન કેવું લાગે, તેનું વર્ણન જે મહાકવિઓએ આપણને આપવાનો પ્રયત્ન કર્યો એ પગલાંને પગલે ચાલીને ઈમર્સન આપણને દર્શાવે છે કે નિઃશંક

સ્નેહ દ્વારા આપણે એ દર્શન મેળવી શકીએ.
એ વર્ણવે છે કે—

"સૂર્ય અને તારકવૃંદોથી યે ઉચે,
આછા આસમાની આકારાથીયે ઉપર,
દૂરદૂર આવેલા; પવિત્ર પ્રદેશમાં,
પ્રેમ માટે ત્હારે ચડવું પડશે.
એ પ્રદેશમાં સર્વ આકારો
એકજ વિરાટ આકારમાં લય પામે છે.
ત્યાં વસ્તુ માત્રના આધાર રૂપ કાળચક્ર
દેખી શકાય એમ ભમી રહ્યું છે.
ત્યાં રંગીન, સનાતન અણચિંયું
એકજ ફૂદકે આખું જગત ઢેકી જાય છે.
ત્યાં અણસરખી વસ્તુઓ સરખી લાગે છે.
ત્યાં શુભ અને અશુભ, આનંદ અને શોક,
પરસ્પર ગુંથાઇને એકરૂપ બની જાય છે.
ત્યાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય
એકજ મૂળવાળી ત્રણ પાંખડીઓ સમા દેખાય છે.
ત્યાં તળિયે જુદી જણાતી વસ્તુઓ
શિખરે એકરૂપ બની રહે છે.
ત્યાં ભિન્ન ભિન્ન આત્માઓમાં
એકજ પવિત્ર જીવન ઉછળી રહ્યું છે.
ત્યાં પ્રકૃતિને હૈયામાં સમાવીને
કાલ ભગવાન્ નિદ્રા લઈ રહ્યા છે.
ત્યાં સારી કે નરસી, પવિત્ર કે અપવિત્ર,
મનુષ્યે જાણેલી કે ન જાણેલી,
સર્વ વસ્તુઓ આદર્શમૂર્તિઓ રૂપે વસે છે.
ત્યાં—એ શાંત ભૂમિમાં—
સંપૂર્ણ દેવયોનિ કે અપૂર્ણ માનવયોનિ
ચડતા ઉતરતા ક્ષણિક પડછાયાઓ લાગે છે.

ત્યાં એ અતલ સિન્ધુના વર્તુલો
નિયમો રૂપે રહે છે, અને
કારણ માત્રને પ્રકટાવે છે ને સમાવે છે.

હવે એક બીજા મહાકવિની વાણી સાંભળો. રૂપર્ટ બ્રુક તો નખશિખ ગ્રીક જ છે. એ કહે છે—

"સૂર્યથી દૂર, સમયથી પર,
સ્વર્ગમાં સૌ એકજ છે.

× × ×

સત્ય શિવ સુન્દર સ્વરૂપવાળી
સઘળી સનાતન વસ્તુઓ ત્યાં વસે છે,
આંહિ જેની આપણે ત્રુટક નજીવી નકલો જોઈએ છીએ.
તે વસ્તુઓની અસલ કોટિઓ ત્યાં રહે છે.
જે દિવ્ય વદનના આપણે પડછાયાઓ છીએ,
તે પણ ત્યાંજ છે.

ત્યાં જ છે સાચો અનસ્ત તારક.
જેના ક્ષણિક પડછાયાઓને પુજીએ છીએ,
તે પુષ્પ પણ ત્યાં જ છે;
ત્યાં એક પણ આંસુ નથી, પણ શોક છેઃ
ત્યાં કરચરણની ગતિ નથી, પણ નૃત્ય છેઃ
ત્યાં સ્નેહીઓ નથી. પણ સ્નેહ છેઃ
નાશવંત હૃદયો નથી, પણ અમરતા છે;
ત્યાં એ આદર્શ ખડક ઉપર,
સનાતન સિન્ધુ ગર્જ્યા કરે છે."

સાગરના ધ્વનિ જેવું બીજું કયું સંગીત છે? જો આપણા આંતર શ્રવણ ઉઘાડાં હોય, તો આપણે સુંદરતાનો સન્દેશ સાંભળી શકીએ. પરન્તુ આપણે સૌ બ્હેરાં છીએ. આપણે કેટલીક તુચ્છ વસ્તુઓને ખાતર સર્વોત્તમ આનંદ ગુમાવીએ છીએ. જો આપણે ભગવાન ક્રાઇસ્ટે કહ્યું છે તેવા 'ન્હાનાં બાળકો' બની શકીએ—

'સ્વર્ગના સામ્રાજ્યની સાચી પ્રજા તો બાળકોજ છે ને?—અને આપણી હલકી ઇર્ષ્યાઓ, નિન્દાઓ અને ટીકાઓ છોડી દઈએ, તો જરૂર પ્રભુના સૌન્દર્ય સ્વરૂપનો આપણો આધ્યાત્મિ વારસો આપણે મેળવી શકીએ.

"સુખી હૃદયો અને સુખી વદનો,
લીલી ધરો પરની સુખી રમતો,
પ્રાચીન કાળમાં બનતા બાળકો,
એ રીતે રાજા અને ઋષિઓ."

રાજાઓ અને ઋષિઓ થવું! આહા, જો આપણને સતત સ્મરણ રહે કે આપણે સૌ આપણા એક પિતાના સંતાનો છીએ, તો એ કાર્ય કેટલું મધુર લાગે! પ્રભુ પોતે જ રાજા અને ઋષિ છે—**એમની જેવા થવું, એ આપણો આધ્યાત્મિક વારસો છે.** આપણા આત્માના ઉંડાણમાં રહેલા **સૌન્દર્ય**ના પ્રેમ દ્વારા, **એઓ** આપણને **પોતાની** તરફ બોલાવી રહ્યા છે. જ્યારે આપણે કોઈ પુષ્પ કે વાદળનાં દર્શનથી રાજી થઇએ છીએ, અને સાગરતરંગના સંગીતથી કે કિલકિલાટ હસતા બાળકના હાસ્યધ્વનિથી આનંદિત થઇએ છીએ, ત્યારે આપણે એમનો એ આમંત્રણ-બોલ સાંભળીએ છીએ. તમે જો સાચો માર્ગ પસંદ કરશો, તો માર્ગ મુશ્કેલ નથી. સદાય કદર કરજો—ટીકા ન કરશો, સહાનુભૂતિ બતાવજો—તિરસ્કાર ન કરશો. આટલું કરશો, તો તમારે સત્ય, માંગલ્ય અને સૌન્દર્યની શોધમાં બહુ દૂર નહિ જવું પડે. કારણકે ત્યારે તમને સાક્ષાત્કાર થશે કે **તમે પોતેજ સાક્ષાત્ સૌન્દર્ય છો.**

---

## ૨૯

# ‘શક્તિ’ અને ‘વિચાર’

## (૧)

“શક્તિ અને વિચાર રૂપ જગત”, એ શબ્દો દર્શન-શાસ્ત્રમાં ઘણા જ જાણીતા છે. શૉપનહૉરના એક મહાન ગ્રન્થનું પણ એ જ નામ છે. એ શબ્દ-પ્રયોગનો મર્મ એ છે કે આ સંસારનાં બે સ્વરૂપો છેઃ શક્તિ અને વિચાર. આપણે સૌ જાણીએ છીએ કે સંસારનું એક સ્વરૂપ શક્તિ રૂપે વ્યક્ત થાય છે. એ શક્તિ સ્થૂળ, વાસના કે વિચાર ભુવનને લગતી પણ હોય છે. એ શક્તિ ગમે તે સ્વરૂપે વ્યક્ત થાય તો પણ મનુષ્યના જીવન ઉપર તો એની પ્રબળ અસર પડયાં જ કરે છે. એની આગળ મનુષ્યની શક્તિ ચાલી શકતી નથી; પોતાની નિરાધારતાથી મનુષ્ય એનું હથિયાર બની રહે છે. ‘શક્તિ રૂપ જગત’ મનુષ્યના કરતાં વધારે પ્રબળ છે. એની સાથેના યુદ્ધમાં મનુષ્યને અંતે હાર જ ખાવી પડે છે. મનુષ્ય જ્યારે પોતાની વાસનાઓની તૃપ્તિને માટે પ્રયત્ન કરે છે, ત્યારે એને માત્ર અધૂરો અને ક્ષણિક જ વિજય મળે છે, કારણ કે આ સંસારની પ્રગતિમાં વ્યક્તિનું મહત્ત્વ ઘણું જ ઓછું હોય છે. ‘શક્તિ રૂપ જગત’ એને અનંત સુખમાં રાખવાની કશી જ દરકાર રાખતું નથી.

મનુષ્ય પોતાની ન્હાનકડી ઇચ્છા શક્તિના જોરે ભલે આ સંસાર પર સ્વામીત્વ ભોગવવાના પ્રયત્નમાં કશો જ સંતોષ ન મેળવી શકે, છતાં પણ શૉપનહૉરે એને મુક્તિનો એક માર્ગ બતાવ્યો છેઃ મનુષ્યે ' વિચાર રૂપ જગત ' સાથે એક થવું. જો મનુષ્ય માત્ર એક જ વાર આ સંસારના શક્તિ સ્વરૂપ સાથે નહિ પણ વિચાર સ્વરૂપ સાથે સંબંધમાં આવી શકે, તો એ જરૂર શાંતિ મેળવી શકે. પરન્તુ એને માટે મનુષ્યે પોતાની કલાત્મક સંસ્કાર-ગ્રાહકતાનો વિકાસ કરીને શક્તિ રૂપ જગતથી જૂદા પડતાં શીખવું જોઈશે. મનુષ્ય આ શક્તિ રૂપ જગતના ભયંકર યંત્રમાં પરાણે ઘસડાઈ જાય છે, પણ જ્યારે એ પોતાની રસેન્દ્રિય દ્વારા સંસારનું સાચું દર્શન કરી શકે છે, ત્યારે એ એમાં ઘસડાયા વિના એનો રસાસ્વાદ કરી શકે છે.

ગ્રીક કલાના સર્વોત્કૃષ્ટ આવિર્ભાવોના મૂળમાં આ જ ભાવના રહેલી છે ગ્રીક લોકોની નાટ્ય-કલા કે શિલ્પ-કલાનો ઉદ્દેશ શક્તિ રૂપ જગતના અમુક નમૂનાઓ રજુ કરવાનો હતો. કલાકાર પોતાની કલ્પના શક્તિથી એ નમૂનાઓની યોગ્ય પસંદગી કરતો, અને એ દરેક નમૂનો અમુક વર્ગ કે કોટિનું બરાબર સૂચન કરી શકે, એ રીતે એ પ્રેક્ષક સમક્ષ એને મૂકતો. કલાકારની રજુઆત જ એવી સરસ હતી કે ' શક્તિ રૂપ જગત 'ના એક ભાગ તરીકે એમાં ઘસડાયા વિના પ્રેક્ષક એ વિવિધ કોટિઓની લીલા નિરખી શકતો. દરેક મનુષ્ય એક તટસ્થ પ્રેક્ષક તરીકે એ લીલા નિરખતો. આ તટસ્થતા અથવા નિરાસક્તિ છતાં પ્રેક્ષક પોતાની જાતને પણ વિવિધ કોટિઓની એ લીલામાં સંપૂર્ણપણે મૂર્તિમંત થતી નિરખી શકતો. રંગભૂમિ પરના પાત્રોનાં સુખદુઃખ એને પોતાનાં જ લાગતાં. પરન્તુ એ એને ' શક્તિ રૂપ જગત 'ની નહિ પણ ' વિચાર રૂપ જગત 'ની દૃષ્ટિથી નિરખતો. એમ કહેવાય છે કે જ્યારે મનુષ્ય રંગભૂમિ ઉપર પોતાની જાતનું જ પ્રતિબિંબ

જુએ છે, ત્યારે એની સાથેની સહાનુભૂતિને લીધે એના જીવનમાં એક પ્રકારની નૈતિક વિશુદ્ધિ પ્રકટે છે. નાટકનાં પાત્રો સાથે પ્રેક્ષક રડે કે હસે, પરન્તુ એ તાદાત્મ્ય સભાન હોય છે. પોતે 'શક્તિ રૂપ જગત'નો એક ભાગ છે, અને 'વિચાર રૂપ જગત'ની વિવિધ કોટિઓને નિરખી રહ્યો છે, એનું એને વિસ્મરણ નથી થતું. આથી જ્યારે નાટક ભજવાય છે, અને તે સમયે એનાં દશ્યોથી પ્રેક્ષકનું હૃદય હલમલી ઉઠે છે, ત્યારે એની તાત્ત્વિક તટસ્થતા કે નિરાસક્તિને લીધે કલામય રસદર્શન એના જીવનની મલીનતાને સ્વચ્છ કરે છે. આ રીતે એ બીજાનાં સુખદુઃખનો અનુભવ અને લાભ લઇ શકે છે, અને 'શક્તિ રૂપ જગત' સાથે સતત એક થવાની એને જરૂર પડતી નથી.

'વિચાર રૂપ જગત'ની શોધ દ્વારા મુક્તિની પ્રાપ્તિની આ દાર્શનિક ભાવના વેગ્નરનું પ્રધાન લક્ષણ છે. એના સઘળાં સંગીત નાટકોમાં એનો સભાન કે અભાન ઉદ્દેશ અમુક કોટિઓ રજુ કરવાનો છે; અને એના નિરીક્ષણથી પ્રેક્ષક વર્ગ મુક્તિ અનુભવી શકે છે. વેગ્નરની કલા આ ઉદ્દેશ અજબ રીતે પાર પાડી શકી છે. વેગ્નરદીધી વિશુદ્ધિનો જેને અનુભવ નથી, એ વ્યક્તિ એના પ્રશંસકોના આધ્યાત્મિક ઉત્સાહને સમજી શકતી નથી. એ ઉત્સાહનું મૂળ વેગ્નરના સંગીતમાં નથી, પણ પેલી મુક્તિની ભાવનામાં છે.

વિશુદ્ધિ, એ દરેક મહાન નાટકનું એક લક્ષણ છે. એ નાટક 'એન્ટની અને કલીઓપેટ્રા' જેવું કરુણરસ–પ્રધાન હોય, કે હોમરના મહાકાવ્યની જેમ માત્ર કથનાત્મક હોય, તો પણ એની અસર તો સરખી જ રહે છે. નાટક પૂરૂં થતાં આપણને માલમ પડે છે કે આપણે 'શક્તિ રૂપ જગત' સાથે વધારે ગાઢ સંબંધ બાંધી શકયા છીએ, કારણ કે આપણે નાટકનાં પાત્રોને વધારે સારી રીતે સમજ્યાં છીએ; અને બીજી રીતે આપણે વધારે વિશુદ્ધ અને મુક્ત બન્યા છીએ, કારણ કે આપણે એ નાટકમાં

'વિચાર રૂપ જગત'ને પણ જોયુ છે. વળી હાસ્યરસ-પ્રધાન નાટકો પણ, જો કલાયુક્ત હોય તો, આપણને તટસ્થતા (ડીટેચમેન્ટ) અને વિશુદ્ધિ આપી શકે છે. બૅરીનું 'પીટર પેન' જેવું મધુર બાલનાટક પણ આવી વિશુદ્ધિનો ગુણ ધરાવે છે. આ દષ્ટિએ જોતા આપણે કહી શકીએ કે કલા એટલે વિચાર રૂપ જગતનું પ્રતિબિંબ ઝીલવાને માટે આવશ્યક કો સર્વોત્તમ તત્ત્વ.

કલા તાત્ત્વિક રીતે 'વિચાર રૂપ જગત' બતાવવાનો અને એને પરિણામે પ્રેક્ષકોના જીવનમાં વિશુદ્ધિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે, એ ભાવના દાર્શનિક લેખકોમાં પણ જાણીતી છે દરેક કલાકાર સભાનપણે કે અભાનપણે પોતાની કૃતિમા 'વિચાર રૂપ જગત'ને જ ઝીલવાનો પ્રયત્ન કરે છે. જ્યાં સુધી કલાકાર પોતાના વિષયથી પોતાની જાતને અળગી કરતો નથી, ત્યાં સુધી એ એનું 'દર્શન' કરી શકતો નથી, અને એને યોગ્ય સાકાર સ્વરૂપ આપી શકતો નથી. કલાકારે પ્રથમ 'શક્તિ રૂપ જગત'થી જુદાં થવું જોઈએ, અને પછી એ જ જગતને 'વિચાર રૂપે' જોવાનો પ્રયત્ન કરવો જોઈએ. કેટલાક ટીકાકારોએ જ્યારે વૉટ્સના ચિત્રોને 'દુર્બોધ' કહ્યા, ત્યારે એણે એનો એક સચોટ રદિયો આપ્યો હતો કે, "હું વિચારો ચિતરૂં છું, વસ્તુઓ નહિ" દરેક કલાકાર, ભલેને તે શિલ્પી, ચિત્રકાર કે સંગીતકાર હોય તો પણ, વસ્તુઓને નહિ પણ વિચારોને ચિતરે છે, આલેખે છે, ગુંથે છે.

દરેક કલાકારને અનુભવ થાય છે કે જે પળે એને 'વિચાર રૂપ જગત'નું દર્શન થાય છે, તે જ પળે એને કો પરમ શાંતિનું ભાન થાય છે. એ અનુભવમાં એને મુક્તિનુ ભાન ન થાય તો પણ શાંતિનું ભાન તો અવશ્ય થાય છે જ. એકવાર કલાદ્વારા

કલાકાર જગતનું વિચાર રૂપે દર્શન કરે છે, પછી એને માટે એ જગત ફરીથી એવું એ તો કદી રહેતું જ નથી. ભલે ને પછી 'શક્તિ રૂપ જગત'ના પ્રવાહમાં એક જન્તુની જેમ એને રહેવું પડે, તો પણ એને આ ભવસાગરના તુફાનમાંથી બચવાને માટે એક મુક્તિનું ધામ મળી ગયું છે. ત્યાં જઇને એ 'વિચાર રૂપ જગત'માં જીવી શકે છે. આમાંથી એક ભવ્ય સત્ય એ ફલિત થાય છે કે ધર્મોના આધ્યાત્મિક પ્રકાશ મુક્તિના જે જે માર્ગો બતાવે છે, તેમાં કલાનું તત્ત્વ તો હોવું જ જોઈએ.

(૨)

વિચાર રૂપ જગત સાથે તાદાત્મ્ય એ કલાનો વિષય છે. સંસાર અથવા જગતને વિચાર રૂપે પ્રકટ કરીને કલાકાર માનવ જાતિની મહાન સેવા કરી રહેલ છે. કલાના આ તાત્ત્વિક પાયા સાથે તત્ત્વજ્ઞાન પણ સંમત છે.

પરન્તુ સાચી હકીકત એ છે કે કોઈ પણ મનુષ્ય જીવનથી કેવળ જૂદો થઈ શકે એમ નથી. તત્ત્વજ્ઞાની કે કલાકાર તરીકે આપણે 'શક્તિ રૂપ જગત'થી જૂદા થઈ શકીએ, અને વિચાર રૂપ જગત'ને જોઈ શકીએ પરન્તુ જ્યાં સુધી આપણે કોઈ પણ પ્રકારનું દેહ-ધારણ કરી રહ્યા છીએ, ત્યાં સુધી આપણે સંસારના એક ભાગ જ છીએ, અને એમાંથી સંપૂર્ણ જૂદાઈ તો ન જ ભોગવી શકીએ. મનુષ્ય જેમ પોતાના ભૂતકાળથી જૂદો થઈ શકતો નથી, તેમ સંસારથી પણ સંપૂર્ણપણે અલગ થઈ શકતો નથી. 'વિચાર રૂપ જગત' સાથે એક થઇને મેળવેલી મુક્તિ કાંઈ આત્યંતિક નથી, કારણ કે એમાં પણ એક પ્રકારની અપૂર્ણતા રહેલી છે.

એ મુક્તિ માત્ર અરધી જ છે. માત્ર 'વિચાર રૂપ જગત' સાથેના તાદાત્મ્યથી એ આપણને મળેલી છે—'શક્તિ રૂપ

જગત ' સાથેના તાદાત્મ્યથી નહિ. ખરું છે કે એવી તટસ્થતા કે જુદાઈથી આપણને શાંતિ મળે છે, પણ એ શાંતિ પણ આત્યંતિક નથી, કારણ કે સંપૂર્ણ અને અંતિમ શાંતિ મેળવવા માટે તો આ **અનાસક્તિ** ( ડિટેચમેન્ટ ) ઉપરાંત જગત ઉપર **સ્વામિત્વ** ( ડૉમિનેશન ) જોઈશે. બીજા શબ્દોમાં કહીએ તો આપણે માત્ર જગતથી જૂદા પડીએ અને એને ' વિચાર રૂપે ' જોઇએ, એટલું જ બસ નથી. સાથો સાથ આપણે એની સાથે તાદાત્મ્ય પણ અનુભવવું જોઇએ; એને ' શક્તિ રૂપે ' જાણી, અનુભવીને એમાં જીવવું જોઈએ. પણ આપણે જગતની ઇચ્છા પ્રમાણે નહિ, પણ આપણી ઇચ્છા પ્રમાણે જીવવું જોઈએ.

આ રીતે શક્તિ રૂપ જગત પરનું સ્વામિત્વ એ પણ કલાનો વિષય છે. સાચો કલાકાર તો એ જ છે કે જે **જીવનનાં બળોને ઝીલી લે છે, અને એનું નવસર્જન કરે છે.** 'વિચાર રૂપ જગત 'માં એ આદર્શ કોટિઓ અદ્ધર તરતી હોય છે; કલાકાર એને ઝીલી અને ઝડપી લે છે, અને આપણને બતાવે છે. કલાકાર પોતાની કલા દ્વારા જીવનની એ મૂળ સામગ્રી ગ્રહી લે છે, અને એમાંથી કો સુન્દર કલાકૃતિ સરજે છે. એ કલાકૃતિમાં ' વિચાર રૂપ જગત ' પ્રતિબિંબિત થાય છે. સાચો કલાકાર એક રીતે **તટસ્થ અને ગંભીર** હોય છે, પરંતુ બીજી રીતે એ ' શક્તિ રૂપ જગત ' સાથે એટલું બધું **તાદાત્મ્ય** અનુભવે છે કે એ જગતનાં સઘળાં બળો એની મારફત વહેવા લાગે છે. પરન્તુ કલાકારે એ બળોને પોતાના કાબુમાં રાખવા જોઇએ — એમને અંકુશમાં રાખવા જોઇએ. એ ' શક્તિ રૂપ જગત 'ની સામગ્રીમાંથી એણે સર્જન કરવાનું છે, એ ખરું, પરન્તુ એ સર્જનો એ બળોની ઇચ્છા પ્રમાણે નહિ, પરન્તુ **પોતાની** ઇચ્છા પ્રમાણે એણે કરવાં જોઇએ. **દરેક મહાન કલાકાર જીવનનાં બળોના વમળ જેવો છે.** જેટલા પ્રમાણમાં એ પેલાં જીવનનાં બળોને અંકુશમાં રાખી શકશે, અને

નવીન રીતે એમનું પરિવર્તન કરી શકશે, તેટલા પ્રમાણમાં એ વધારે મહાન કલાકાર બની શકશે.

આ રીતે કલાકાર પોતાનાં સર્જન દ્વારા આપણને મુક્તિનો એક ભાગ શિખવે છે; સ્વામિત્વ દ્વારા મુક્તિ. આમાંથી એક નવીન સત્ય ફલિત થાય છે, પરન્તુ વર્તમાન કલાકારો એને જરા પણ સમજતા નથી. એ સત્ય એ છે કે દરેક કલાકારે પ્રેક્ષકોને **શક્તિ રૂપ જગત સાથેના તાદાત્મ્ય દ્વારા મુક્તિ મેળવવાની કળા શીખવવી જોઇએ.** વર્તમાન કલાકારો આપણે માટે સર્જનો કરે છે, અને આપણને એ કૃતિઓની પરીક્ષા અને પ્રશંસા કરવાનું કહે છે. આ કાર્ય જરૂરનું છે, કારણ કે આપણે પ્રેક્ષકોએ આપણી મુક્તિનો પહેલો અરધો ભાગ કલાકારોએ રજુ કરેલા 'શક્તિ રૂપ જગત'ના નિરીક્ષણમાંથી મેળવવાનો છે, પરન્તુ કલાકારોએ આપણને મુક્તિના સન્દેશનો બીજો ભાગ પણ શીખવવો જોઇએ. 'શક્તિ રૂપ જગત'નું પરિવર્તન કરવાની કળા. પૂર્ણતાની એક ભવ્ય આદર્શમૂર્તિ (આર્કીટાઈપ) આ સૃષ્ટિ ઉપર ઝઝુમી રહેલ છે; અને એના જેવું આ જગત ન બની શકે, ત્યાં સુધી આપણે એમાં પરિવર્તનો કર્યે જવું જોઇએ.

દરેક કલાકારે દરેક પ્રેક્ષકને પોતાની જેવો કલાકાર જ બનાવવો જોઈએ. આનો અર્થ એમ નથી કે હરકોઈ પ્રેક્ષક કલાકારના જેવી સંપૂર્ણતા મેળવી શકે. એ તો વિકાસક્રમની દૃષ્ટિએ અશક્ય છે, કારણ કે કલાકારમાં રહેલા સર્વોત્તમ ગુણો સંપૂર્ણપણે તો વિરલ વ્યક્તિઓમાંજ હોઈ શકે. આમ છતાં જો કલાકાર માનવજાતિ ઉપર પોતાની છાપ મૂકી જવા માગતો હોય, તો એણે પોતાની જેવા કલામય ગુણો મેળવવાની ઝંખના માનવજાતિના હૃદયમાં જગાડવી જોઇએ. આજે તો જ્યારે એક શિલ્પી પોતાની કલાકૃતિ પૂરી કરે છે, ત્યારે એમજ માને છે કે એનું કાર્ય પણ પૂરૂં થઈ

ગયુ છે. પરન્તુ એ વિસરી જાય છે કે, પોતાની કલાકૃતિ દ્વારા 'વિચાર રૂપ જગત ને વ્યકત કરવું, એ તો એના કાર્યનો માત્ર અરધો જ ભાગ છે. પરતુ પોતાના જેવી જીવનનું પરિવર્તન કરવાની કળાનો કંક અશ એણે એજ કલાકૃતિ દ્વારા સર્વ પ્રેક્ષકોના આત્મા માથી બ્હાર લાવવો જોઈએ એણે દરેક પ્રેક્ષકમા પરિવર્તન માટેની એવી ઝંખના ઉત્પન્ન કરવી જોઈએ કે દરેક જણને જીવન ઉપર અકુશ મેળવવાની આધ્યાત્મિક મહેચ્છાનો તીવ્ર અનુભવ થાય, અને એમ 'શક્તિ રૂપ જગત' સાથે એકતા સાધીને એ મુક્તિ મેળવી શકે

મારા કથનનું રહસ્ય તમે કવિઓના જીવનમાથી વધારે સરળતાથી સમજી શકશો. આપણે જ્યારે મહાકવિઓના કાવ્યો વાચીએ છીએ, ત્યારે આપણી ઉપર થતી એની સામાન્ય અસર માત્ર પ્રશસા કે કદરદાનીનીજ નથી હોતી. તે પળે આપણને એમજ થાય છે કે કાવ્યો લખવા કે સર્જવા એ તો ઘણી સરળ વસ્તુ છે આ અસરનો જોરે કવિઓ નથી એવાઓ પણ કાવ્યો લખવા મડી જાય છે. કારણકે મહાકવિઓના દેખીતી રીતે સરળ લાગતા કાવ્યો એમને સર્જન કરવા માટે ભવ્ય રીતે પ્રેર્યા કરે છે. આપણા એ કાવ્યો માત્ર આપણને જ આનદ આપી શકે છે, છતા ભલેને સર્વોત્તમ, ચિરજીવ કાવ્ય લખતા આપણને જન્મો જાય, તો પણ એ બાલિશ પ્રયત્નો દ્વારા આપણે 'શક્તિ રૂપ જગત' ઉપર કંક સ્વામિત્વ મેળવી શકીએ છીએ, આમ એક જીવનની કલા દ્વારા આપણે થોડુ સ્વામિત્વ મેળવીને મુક્તિનો બીજો અરધો પાઠ શીખી લઈએ છીએ

મારી તો દૃઢ માન્યતા છે કે કલાકારનો ધર્મ જગતની દરેક વ્યકિતમાં સર્જનશકિતનો કંક અશ જાગૃત કરવાનો છે. કલાકારની પૂર્ણ વિકાસ પામેલી શક્તિ તો અનેક જન્મોના સ્વાર્પણભર્યા, અનેક પવિત્ર પરિશ્રમોનું પરિણામ છે માટે

'કલાકૃતિ એ તો માત્ર કલાકારની સર્જન શક્તિનો આવિર્ભાવ જ છે, એવી માન્યતા કલાકારે દૂર કરવી જોઈએ. એણે સમજી લેવું જોઇએ કે એનો ધર્મ પોતાના સર્જન દ્વારા અન્યના આત્માની સર્જન — શકિતને મુક્ત કરવાનો છે. પોતે જગતથી જૂદો પડીને, અવનવાં સર્જનો કરે અને રાચે, એટલા માટે જ કાંઈ પ્રભુએ કલાકારને કલાની બક્ષિસ નથી આપી. એ બક્ષિસ તો એટલા માટે છે કે એ સમગ્ર માનવ જાતિના એક સર્જક તરીકે જગતમાં ઘૂમે. જ્યાં સુધી દરેક સ્ત્રી—પુરુષ 'શકિત રૂપ જગત' પર સ્વામિત્વ મેળવીને જીવનને સમજવાની ભવ્ય શકિત ન મેળવી શકે, ત્યાં સુધી કલાકારે દરેક વ્યક્તિને નવ સર્જનનો સન્દેશ આપવો જોઈએ. જ્યારે સર્વ મનુષ્યો કલાકારો થઇ શકે, ત્યારેજ કલાકારનું કાર્ય પૂરૂં થાય-તે પૂર્વે નહિજ.

## ૩૦

# સંગીતનો પ્રભાવ

આપણા દૈનિક જીવનમાં દરરોજ અનેક પ્રસંગો આપણા આસપાસ બને છે. દિશા અને કાળના જગતમાં બનતા એ બધા પ્રસંગો આપણે સમજવા જોઈએ. મ્હોટે ભાગે આપણા જીવનમાં, આપણા માનવ બન્ધુઓના જીવનમાં, તેમજ સારી યે માનવજાતિમાં, જે કાંઈ બને છે, તે આપણે મન તો એક મહાન કોયડા રૂપ જ હોય છે. એ સર્વ પ્રસંગોનો મર્મ આપણે પૂર્ણ રીતે તો નથી જ સમજી શકતા. છતાં અમુક અંશે પણ એ પ્રસંગોની સમજણ વિના આપણને ચાલે એમ જ નથી. આથી મન અને હૃદયની શક્તિઓથી આપણે દરરોજ એ પ્રસંગોની સમજણ મેળવવા પ્રયત્ન કરીએ છીએ. દરેક સ્ત્રી અને પુરૂષ દરરોજ આ પ્રશ્નના ઉકેલને માટે પ્રયત્ન કરી રહેલ છે.

સામાન્ય રીતે તો રોજના પ્રસંગોની સમજણ મેળવવા માટે આપણે આપણાં મન અને હૃદયનો જ ઉપયોગ કરીએ છીએ. આપણા ઉર્મિમય જીવનમાં અમુક પ્રસંગો બને, અને જો એ આપણને સુખકર લાગે, તો આપણે કહીએ છીએ કે, "આ એક સુખદ અનુભવ છે." એ અનુભવને આપણે સાચવી રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. કેટલાક પ્રસંગોની અસર આપણા મન અથવા બુદ્ધિ ઉપર પડે છે. એ પ્રસંગો આપણને જીવનમાં ઉપયોગના લાગે છે,

તો આપણે એમને પણ સાચવી રાખવા મથીએ છીએ. આમ ઉર્મિ અને બુદ્ધિ, જીવનનો પ્રશ્ન સમજવાના બે માર્ગો છે.

જ્યારે કોઇ ઉર્મિ અત્યંત તીવ્ર બને છે, ત્યારે એ કોઈ કલાના આકારમાં વ્યક્ત થવા માગે છે. જંગલી લોકોનું જીવન જુઓ. જ્યારે તેઓ સુખની ઉર્મિ અનુભવે છે, ત્યારે ગીતો ગાવા મંડી જાય છે. કલાના કોઇ આકારમાં જીવનને વ્યક્ત કરવાની જરૂરીઆત જંગલી લોકો પણ અનુભવે છે. જંગલી લોકોના પ્રથમ અનુભવમાંથી ધીરે ધીરે સંસ્કૃતિનો વિકાસ થવા માંડે છે; અને સાહિત્ય, કાવ્ય, શિલ્પ, ચિત્ર અને સંગીત આદિ વર્તમાન કલાઓનો ઉદય થાય છે.

અમુક ભૂમિકાએ જીવન કલામય આવિર્ભાવ શા માટે માગતું હશે ? કારણ કે ઉચ્ચ અને ઉમદા જીવનના અનિવાર્ય આવિર્ભાવો કો ગૂઢ રીતે કલામય જ હોય છે. મનુષ્ય જ્યારે કોઈ સરસ ઉર્મિ કે વિચાર અનુભવે છે, ત્યારે એને ભાન થવા માંડે છે કે એના અંતરના ઉંડાણમાં એક નવીન વ્યાપારનો આરંભ થઈ રહ્યો છે, અને એ કોઈ સર્જનક્રિયારૂપે પ્રકટ થવા માગે છે. મનુષ્ય તાત્ત્વિક રીતે સર્જનાત્મક પ્રાણી છે, અને એની વર્તમાન ભૂમિકાએ એ પોતાના આંતર સ્વભાવને અનુકૂળ હોય એવાં કલામય સર્જનો કરી શકે છે. કારણ કે કલાની આ સર્જનાત્મક વૃત્તિ એને જીવનનું નવું મૂલ્ય બતાવે છે. જીવનની સઘળી ભવ્યતા જાણે આપણા સ્વભાવમાં ઉતરવાને આતુરતાથી રાહ જ જોઈ રહી છે. ઉર્મિ અને વિચાર દ્વારા જીવનનાં જળની વૃષ્ટિ આપણે ઝીલીએ છીએ. પરન્તુ વિકાસને પંથે એક એવી પણ ભૂમિકા આવે છે કે જ્યારે એ વૃષ્ટિ મનુષ્યની કલામય સર્જનવૃત્તિ દ્વારા થવા લાગે છે.

આ પ્રમાણે જ્યારે મનુષ્યની આસપાસ અને અંદર જીવનના વ્યાપારો ઝડપજોર કાર્ય કરવા લાગે છે, ત્યારે મનુષ્ય એમનો

કેક ઉકેલ પણ શોધી શકે છે. જીવનનો પોતાને જડેલો ઉકેલ એ કલાદ્વારા વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે છે. જીવનના કલામય પ્રકટીકરણનો આ સઘળો વ્યાપાર એક શબ્દ બહુજ સુંદર રીતે સમજાવી શકે એમ છે, પરન્તુ કમનસીબે એ શબ્દનો મર્મ આપણે પૂરેપૂરો નથી સમજતા. અંગ્રેજી રિ-ક્રિએશન શબ્દનો અર્થ માત્ર આરામ કે મોજ નથી થતો રિ-ક્રિએશન એટલે તો નવસર્જન અથવા નવીનતા, નવીન અનુભવોના પ્રકાશમાં મનુષ્યે પોતાના આંતરજીવનનું કરેલુ નવીન સર્જન.

વિચાર અને ઉર્મિના નવસર્જનનો સર્વોત્તમ પ્રકાર એટલે કળા કલાને સર્વોત્તમ પ્રકાર રૂપે હું વર્ણવી રહ્યો છુ, તેનું કારણ એ છે કે કલાનો કોઈ પણ આવિર્ભાવ આપણને વિચાર કે ઉર્મિઓ કરતા વધારે સારી રીતે વસ્તુઓના સત્યની સમીપ લઈ જઈ શકે છે. વળી કોઇ પણ ફિલસુફીના કરતા કળા આપણને જીવનની હકીકતોને વધારે બંધબેસતો થઈ શકે એવો, તથા વધારે સાચો ઉકેલ બતાવી શકે છે કલાના આ આતર સમન્વય વિષે કાર્લોઈલના જેટલી સ્પષ્ટતાથી કોઇએ પણ વિવેચન નથી કર્યું. કાર્લાઈલ કહે છે કે,

> " સાચી કલા એ તો પ્રભુની હકીકતો વ્યક્ત કરનાર ઉચ્ચતર પર્યાય છે, સ્વર્ગમાથી જ એ સીધી પૃથ્વી પર ઉતરે છે પરન્તુ સાચી કલાનું સ્વરૂપ એટલુ તો અમૂર્ત હોય છે કે આપણી ઉચ્ચતર બુદ્ધિ એનો મર્મ સમજાવે નહિ, ત્યાં સુધી કલાકૃતિ રૂપી પુસ્તક આપણે લગાર પણ વાંચી શકતા નથી. સરકારી કલાકારનું એ જ સાચુ કાર્ય છે, અને એ જ એની પ્રભુદીધી દેવી ભેટ છે કલાકારે કલાનું આ મૂલ્ય કદી વિસરવુ નહિ સઘળી સાચી 'કલા' 'હકીકતનો મુક્ત થયેલો આત્મા' છે, કલાની બીજી કોઇ પણ શાખા એ સાચી 'કલા' આગળ કશી વિસાતમા નથી"

કાવ્ય, નાટક, શિલ્પ, ચિત્ર કે સંગીતમાં જે સાચી કલા વ્યક્ત થઈ હશે, તો એના દ્વારા આપણે હકીકતનો મુક્ત થયેલો આત્મા નિરખી શકશું. કલા આપણને આપણી પરિસ્થિતિમાં પથરાયલી તમામ હકીકતોનો મુક્ત થયેલો આત્મા બતાવે છે. હું **ધર્મને પણ કલાનું સર્વોત્તમ સ્વરૂપ માનું છું.** મનુષ્યો સામાન્ય રીતે ધર્મને કલાનો આવિર્ભાવ નથી માનતા. પરન્તુ સાચા ભાવથી ધર્મની પરીક્ષા કરી જુઓ. તમારા માનસિક અને ઉર્મિમય સ્વભાવના ઉચ્ચતમ સમન્વયો તમે ધર્મમાં વ્યક્ત થયેલા જરૂર જોઈ શકશો.

કલાની અનેક શાખાઓ છે, પરન્તુ એમાં સંગીતનું સ્થાન સર્વોપરિ છે. ચિત્ર કે શિલ્પ કરતાં સંગીત વધારે ઉચ્ચતર કલા કેમ મનાય છે? સંગીતને સર્વોપરી કલા માનવાનું શું કારણ? પ્રથમ કાવ્યનું દષ્ટાંત લ્યો. **સાચી કવિતા સાચી ઉર્મિ વ્યક્ત** કરે છે; અને સાચી કવિતામાં સંગીતનું તત્ત્વ હોય છેજ. એક જણે સત્યજ કહ્યું છે કે, "પ્રથમ પંક્તિના કાવ્યમાં દરેક શબ્દ ઉચ્ચતર શક્તિ દાખવે છે. એમાં સ્પષ્ટ ઉચ્ચારણ અને તર્કયુક્ત રજુઆત તો હોય છે જ; પરન્તુ વિશેષમાં એ કાવ્ય સંગીતમય ધ્વનિ અને ઉર્મિમય શક્તિનું કેન્દ્ર પણ બની શકે છે."

કલાની કોઇપણ શાખાનો સાચો અને ઉંચો ખ્યાલ આપવા માટે આપણે હંમેશાં સંગીતની જ પરિભાષા વાપરીએ છીએ. કાવ્યને આપણે 'સંગીતમય ધ્વનિ' કહીએ છીએ. કાર્લાઈલ પણ સર્વોત્તમ કવિતા વિષે કૉલરિજનું કથન ટાંકીને એજ ઉપમા વાપરે છે.

> "કૉલરિજ આપણને સચોટ રીતે સમજાવે છે કે જે વાકયમાં સંગીતમય શબ્દો હોય, સાચું ડોલન અને શબ્દ રચનાનું માધુર્ય હોય, એમાં કૈંક ગહન અને ઉમદા તત્ત્વ હોય જ. કારણ કે સર્વત્ર દેહ અને પ્રાણ, શબ્દ અને વિચાર સાથે જ રહે છે...

> જેનું હૃદય સંગીતના રાગની ખુમારીમાં મસ્ત હોય, અને વિચારની મહત્તા, ગાઢતા અને સંવાદિતાથી જેના ઉચ્ચારો પણ સંગીતમય બની શકયા હોય, તેને જ કાવ્યો રચવાનો અને ગાવાનો અધિકાર મળવો જોઇએ. જેનું ' વચન જ ગીત છે ', એ વ્યક્તિને જ આપણે કવિ કે વકતાનું ઉપનામ આપીએ છીએ."

શિલ્પ વિષે પણ એમજ છે. આપણે શિલ્પને ' મૂક કાવ્ય ' કહીએ છીએ. કારણ કે શિલ્પમાં ડોલન (રિધમ) ઉપરાંત અમુક માધુર્ય પણ હોય છે જ. ચિત્રમાં પણ આ જ લક્ષણો જોઈ શકાય છે. સમૂહચિત્રોમાં ડોલનનો ગુણ સારી રીતે વ્યક્ત થાય છે. સ્થાપત્યનું વર્ણન તો ગટે કરતાં વધારે સારી રીતે કોનાથી થવાનું છે ? ગટે કહે છે કે ' સ્થાપત્ય એટલે ' થીજી ગયેલું ' સંગીત ' ! ! સ્થાપત્યની કો મહાન ઇમારતમાં આપણને એમજ લાગે છે કે જાણે કોઈ ભવ્ય સંવિધાન–કદાચ કોઇ રાગ–પાષાણ સ્વરૂપે થીજી ગયેલ છે. મિલાનનું દેવળ આવા ' થીજી ગયેલ સંગીત 'નો સુંદર નમૂનો છે.

વૉલ્ટર પેટર નામે એક મહાન કલાવિવેચકે એક મિતાક્ષરી સૂત્રમાં આ સર્વ ચર્ચાનો સાર મૂકી દીધો છે. એ કહે છે કે કલાનાં સર્વ સ્વરૂપો–કાવ્ય, નાટક, શિલ્પ, ચિત્ર વગેરે–સંગીત તરફ જ ગતિ કરી રહ્યા છે.

> " સર્વ કલાઓ સર્વદા સંગીતની સ્થિતિ ઝંખે છે......... આકાર અને પદાર્થનું સંપૂર્ણ તાદાત્મ્ય, એ કલાનો આદર્શ છે; અને સંગીત એ પૂર્ણપણે સિદ્ધ કરી શકે છે. કોઇ પણ કલાની ઉચ્ચોચ્ચ ભવ્ય ભૂમિકાએ સાધ્ય અને સાધન, આકાર અને પદાર્થ, વિચાર અને આવિર્ભાવ જરા પણ જૂદાં જણાતાં નથી. આ ભવ્ય સ્થિતિને પ્રાપ્ત કરવા સઘળી કલાઓ ઝંખી રહે છે, અને સતત એ તરફ જ વહી રહેલ છે. આથી જ પૂર્ણ કલાનો સાચો

નમૂનો કાવ્યને નહિ પણ સંગીતને જ માનવામાં આવે છે. દરેક કલામાં એનું પોતાનું કંઈક અવર્ણ્ય તત્ત્વ સંવેદનોની અમુક અકળ પરંપરા, અથવા 'કલ્પનાસત્ય બુદ્ધિ'ને પામવાની વિશિષ્ટ રીતો હોય છે જ; તો પણ એટલું તો સ્પષ્ટ કહી શકાય કે કલાની સર્વ શાખાઓ સંગીતનો કો નિયમ કે સિદ્ધાંત શોધવાના સતત ફાંફાં મારે છે, પણ સંગીત જ એનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શકે છે."

આમ સર્વ કલાઓ સંગીતની સ્થિતિને ઝંખી રહે છે, અને એના તરફ વહી રહેલ છે. કારણ કે સંગીતમાં જ આપણા નિત્ય જીવનનો એક મહાન સિદ્ધાંત પૂર્ણપણે વ્યક્ત થઈ શક્યો છે. આપણે સૌ દરરોજ ઉર્મિમય અને માનસિક જીવન જીવીએ છીએ, પરન્તુ જીવનનો સાચો આનંદ ભોગવવા માટે આપણે આપણાં જીવનને દરરોજ 'નવું' બનાવવું જોઇએ. જે મનુષ્ય દર પ્રભાતે 'નવીન' બને છે, તે જ સાચું જીવન જીવે છે. ગઇ રાત્રિએ નિદ્રા પહેલાં હતો, એવો એ પ્રભાતે હોતો જ નથી. પરન્તુ દરરોજ સવારે એ પોતાના જીવનનું નવસર્જન કરે છે; એટલે કે ગઈ રાતના કરતાં કોઈ જૂદા ને ઉંચા સમન્વય પ્રમાણે પોતાના જીવનનું પરિવર્તન કરે છે. દરેક કલા આપણને જીવનનો અમુક સમન્વય તો આપે જ છે; પરંતુ સંગીત દ્વારા મળતો સમન્વય સૌથી વધારે ગૂઢ અને પ્રબળ હોય છે. બીજી કોઈ પણ કલાની શાખાથી ન થઈ શકે એવી કો ગૂઢ રીતે સંગીત આપણી ઉર્મિઓને વર્ણવે છે. સંગીત આપણી ઉર્મિઓને એવી પરિભાષામાં વ્યક્ત કરે છે કે જેથી આપણે આપણી જ ઉર્મિઓને તટસ્થ રહીને અવલોકી શકીએ છીએ.

સંગીતના સૌ પ્રેમીઓ જાણે છે કે બીજી કોઈ પણ કલાના કરતાં સંગીત વધારે સુંદર રીતે આપણું ઉર્મિમય સ્વરૂપ રજુ કરે છે; અને તે માટે આપણે ધારીએ તો આપણી ઉર્મિઓની ઉંડી પરીક્ષા કરી શકીએ. વળી સંગીતમાં એક બીજું પણ ગૂઢ તત્ત્વ

રહેલું છે. એ કો અકળ રીતે આપણા સ્વરૂપના વેરાઈ ગયેલા અંશોને એકત્રિત કરે છે, અને નવેસરથી ગોઠવે છે. સંગીતની આ સમન્વય-શક્તિને શબ્દ દ્વારા સમજાવવાનું કાર્ય ઘણું જ મુશ્કેલ છે. હું તમને એક દૃષ્ટાંતથી એ વસ્તુ સમજાવવાનો પ્રયત્ન કરીશ. 'શાંત રાગ' નામક જાણીતા કાવ્યની ત્રણ કડીઓ જુઓ :

" શું વગાડું છું, એનું મને ભાન નહોતું, શું સ્વપ્ન ચગળું છું,
એ પણ હું ન્હોતો જાણતો.
હો દેવી ફરમાનના ધ્વનિ જેવો માત્ર એક જ રાગ મેં વગાડયો
હતો.
સ્નેહથી જેમ કલહની શાંતિ થાય, એમ એણે શોક અને
દુઃખને શાંત કરી મૂક્યા.
આ વિસંવાદી જીવનમાંથી જ જાણ્યે એક સંવાદી પડઘો
ઉઠયો
સઘળા મુંઝવણ ભર્યાં પ્રશ્નોને એણે પૂર્ણ શાંતિમાં સમાવી
દીધા;
અને વિરામ પામવાની ઈચ્છા જ ન હોય એમ, એ ધીરે
ધીરે મૌનમાં શમી ગયો."

'સઘળા મુંઝવણભર્યા પ્રશ્નોને એણે પૂર્ણ શાંતિમાં શમાવી દીધા.' સંગીતનું એક અવર્ણ્ય લક્ષણ એ છે કે એ સર્વ મુંઝવણ ભર્યા પ્રશ્નોનો અમુક ઉકેલ બતાવી શકે છે. આ લક્ષણને હું શી રીતે વર્ણવી બતાવું ? મેં પહેલી વાર જ્યારે બીથોવનનો 'આઠમો સ્વર-સંગ' સાંભળ્યો, ત્યારે એમાંથી મેં મારું કેવું નવ-સર્જન કરેલું, તે તો આજે મને યાદ નથી. પરન્તુ આજે જ્યારે જ્યારે મને બીથોવનના સ્વરસંગીત ( સિમ્ફનીઝ ) સાંભળવાની તક મળે છે ત્યારે હું મારા ઉર્મિમય જીવનના, તેમજ મારાં સ્વપ્નાં, આશાઓ અને મહેચ્છાઓના અનુભવોનો વધારે સ્પષ્ટ ઉકેલ મેળવી શકું છું. મેં કેટલી યે મહાન ફિલસુફીઓનો અભ્યાસ કર્યો છે, પરન્તુ એ કોઈ સંગીતના જેવો સ્પષ્ટ ઉકેલ નથી આપી શકતી.

કારણ કે સંગીત દ્વારા આપણે ઉર્મિ અને વિચારના ભુવનથી ઉંચે જઇ શકીએ છીએ. સંગીતની સમન્વય-શક્તિ વિષે આથી વધારે સમજુતિ હું તમને આપી શકું એમ નથી. તમારા સમભાવી શ્રવણ માટે હું તમારો આભાર માનું છું.

પરન્તુ કદાચ પરોક્ષ રીતે આ સમન્વયને આપણે સમજી શકશું. સંગીતમાંથી મને શું મળે છે, એ હું તમને વીગતથી સમજાવું. કો સંગીતના જલસામાં જતા સામાન્ય શ્રોતૃવર્ગને કલ્પો. એમાં તો જાત જાતના લોકો હશે. કેટલાક ઉમદા ઉર્મિઓ ધરાવતા હશે; કેટલાક પ્રખર બુદ્ધિશાળી હશે; કેટલાકની આધ્યાત્મિક મહેચ્છાઓ ઉન્નત કે ઉંડી હશે; પરન્તુ બીજા ઘણા તો સામાન્ય કોટિના માત્ર સંસારી જીવોજ હશે. સંગીત તો સર્વને એમની પોતપોતાની ભૂમિકાએ સ્પર્શે છે, અને દરેકને માટે કૈંક કાર્ય કરે છે, પરન્તુ સંગીતનો લાભ તો વ્યક્તિના મનની પાત્રતા ઉપર અવલંબે છે. જલસામાં પ્રવેશ કરતી વખતે મનનું વલણ કેવું છે, એ અત્યંત મહત્ત્વનું છે. તરલ મનવાળા વ્યક્તિને સંગીત માત્ર સુખકર સંવેદન જ આપે છે, પરંતુ એ સુખકર સંવેદન પણ એ વ્યક્તિના જીવનનું નવસર્જન કર્યા વગર નથી રહેતું. નાની નાની બાબતોની એની તરલતા ઓછી થવા માંડે છે, અને એ ધીરે ધીરે જીવનનો ઉચ્ચ આનંદ અનુભવવા લાગે છે. પરન્તુ સંગીતનો શ્રોતા જો ઉચ્ચ અને ઉમદા કોટિનો હોય, તો સંગીત એના મનમાં પ્રભુના સત્ય, શિવ અને સુન્દર સ્વરૂપનાં અવનવાં દર્શનો ખડાં કરશે; અને એ દર્શનોને પ્રતાપે એના જીવનમાં કૈં ઓર જ નવસર્જન થશે.

સંગીતનો સમન્વય આપણને શો લાભ આપશે, એનો મોટો આધાર આપણા નૈતિક જીવન ઉપર છે. કલા અને નીતિને કદી જુદાં પડી શકાય નહિ. ખાસ કરીને સંગીતમાં તો નહિ જ. આપણને અનુભવ નથી એવા અનેક માર્ગે સંગીત આપણું આગ

સ્વરૂપ પ્રકટ કરી દે છે. કો સંગીતકાર પિયાનોની બે ચાર કળો દબાવે, કે વીણાના બે ચાર તાર હલાવે, એના ઉપરથી પણ એના આત્માની ઉત્તમતા કે અધમતા પારખી શકાય. પ્રારંભના સૂરોમાંજ એનો સાચો સ્વભાવ પ્રકટ થઈ જાય છે, અને ગાયન–વાદનની એની કારીગરી ગમે તેટલી હશે, તો પણ એના આત્માની ઉત્તમતા કે અધમતા ઢાંકી શકાશે નહિ. વળી કો ગાયક કે વાદકમાં કુશળતા કે કારીગરી ઓછી હશે, એની બનાવટમાં ટીકા કરવા જેવું ય ઘણું હશે, ત્હોપણ જો એનો આત્મા ઉત્તમ કે ઉન્નત હશે, અને એના વિચાર અને પરાબુદ્ધિનાં સ્વરૂપો સમૃદ્ધ હશે, તો એ પ્રથમના થોડા સ્વરોચ્ચારથી જ તમારી આગળ પોતાનું સાચું સ્વરૂપ પ્રકટ કરી દેશે.

એકવાર ઈટાલિમાં મને થયેલો અનુભવ હું કદી ભૂલી શકું એમ નથી. સ્પેઈન અને રશિયામાં ફરી આવેલો એક ગાયક એના મિત્રો આગળ ગાતો હતો. મારા યજમાનના માળીનો એ પુત્ર હતો. મિલાનની સંગીત. શાળામાં એ જતો હતો, અને ગાયક તરીકે કામ કરતો હતો. અનેક સ્થળોમાં ફરીને, ગાનની કુશળતાથી અનેક વિજયો મેળવીને, એ સ્વદેશ પાછો ફર્યો હતો, અને મિત્રોની સમક્ષ ગાતો હતો. એક સંધ્યાએ એણે અમને સ્નેહગીતો સંભળાવ્યા. એની ગાયનકળાની કારીગરી સર્વ રીતે સંપૂર્ણ હતી, પરન્તુ એનો આંતર સ્વભાવ અણવિકસેલો હતો. સ્નેહની એની ભાવના એક ખેડૂત કે માળીના જેવીજ ક્ષુદ્ર હતી. એ ગાતો હતો, ત્યારે એના કંઠના પ્રારંભના સૂરોમાં જ એના **આંતર જીવનની** અપૂર્ણતા વ્યક્ત થતી હતી. હું તો માનું છું કે બીજી કોઈ પણ કલાના કરતાં સંગીત વધારે પૂર્ણતાથી વ્યક્તિના આત્માને પ્રકટ કરી મૂકે છે.

ચિત્ર અને શિલ્પમાં કલાકારના મનની છાપ કેવી સ્પષ્ટતાથી, એ રસ્કિને આપણને સારી રીતે સમજાવ્યું છે. ચિત્રના કે પાષાણની રેખાઓમાં કલાકારના આત્માની ઉત્તમતા કે છપાઈ જાય છે. **સંગીતમાં** પણ એમજ બને છે. પ્લેટો

કહેતો કે કોઇ પણ પ્રજામાં બળવો ક્યારે જાગશે, એ એમની સંગીતની અભિરૂચિ પરથી કહી શકાય. આજે સંગીતના જગતની શી સ્થિતિ છે? પહેલાં તો **સંગીતમય નાટક, લલિત નૃત્ય અને સંયમ સાથે જ રહેતાં.** આજે તો આપણી ઉચ્ચ કલાઓમાં પણ નખરાં અને અડપલાં ઘુસી ગયાં છે. આનો તાર્કિક અંત અશાંતિ, ઉગ્રતા અને સામાન્ય ક્રાંતિઓમાં જ નહિ પરિણમે?

સંગીતમય જીવનમાં કેટલાક નિયમો હોય છે. આપણે એ સમજી લેવા જોઈએ. સંગીત આપણા જીવનમાં સમન્વય આણે છે. પરન્તુ સ્મરણમાં રાખજો કે આપણા વિચારો અને ઉર્મિઓના પ્રમાણમાં જ સંગીત આપણને લાભ કરી શકશે. કોઈ પણ કલાકારનું દૃષ્ટાંત લ્યો. એની વીણાના તારો કે એમાંથી હવામાં પ્રકટતા આન્દોલનો જડ પદાર્થ નથી. બ્રહ્મવિદ્યા (અને વિજ્ઞાન પણ) કહે છે કે **જગતની સઘળી વસ્તુઓ જીવંત જ છે.** સમગ્ર વિશ્વ સજીવ છે. હવે જો કલાકાર વીણાના તારના અને હવાના પરમાણુઓમાં રહેલાં જીવનને સ્પર્શવાની કલા જાણતો હશે, તો એ હવાની અંદર પ્રબલ આંદોલન પ્રકટાવી શકશે, અને જીવનની કો નવીન ભાવના, કો નવીન મૂલ્ય વહેવડાવી શકશે. પરન્તુ આ કાર્યની સફળતાનો આધાર એના **જીવનની ઉત્તમતા** ઉપર રહેલો છે. આ કાંઈ કારીગરીનો પ્રશ્ન નથી; એ તો કલાકારના જીવનની વાત છે. કલાકારના હૃદયમાં **આધ્યાત્મિક મહેચ્છાઓ** ભરેલી હશે, એણે **ઉચ્ચ અને ઉમદા જીવન** જીવવાનો પ્રયત્ન કર્યો હશે, પોતાના આદર્શોની સિદ્ધિને માટે **સ્વેચ્છાપૂર્વક સ્વાર્પણો** સ્વીકાર્યાં હશે, તો હવાનાં પરમાણુઓ પણ એને પિછાણશે અને એની વીણાના તારનાં આમંત્રણોનો જવાબ વાળશે. આપણે નાનપણમાં અનેકવાર સાંભળ્યું હોય, એજ સાદું ગીત એ ગાતો હશે, તો પણ એના આત્માની કો અપૂર્વ **અમીરાઇ** એ હવામાં તરવરવા લાગશે. વૃન્દવાદન પણ આવું જ મહાન પરિણામ ઉપજાવી શકે છે. આપણા કલાકારો જ્યારે સમજતા થશે કે ગાય-

નવાદન દ્વારા એમનો સમગ્ર આત્મા પ્રકટ થાય છે, અને આસપાસની હવા પણ એનાં આંદોલનોનો જવાબ વાળે છે, ત્યારે જ આપણે સર્વોત્તમ સંગીત સાંભળી શકશું.

શ્રોતાઓ પરત્વે પણ આજ નિયમ લાગુ પડે છે. અધમ જીવન ગાળીને તમે જલસામાં જશો, તો પણ સંગીત તમારે માટે કૈંક તો કરશે જ. તમારી અંદર એ નવ-સર્જન પ્રકટાવશે; તમને એક નવો સમન્વય આપશે. પરન્તુ જો તમે ઉમદા વિચારો અને ઉર્મિઓના સેવનથી પ્રકટેલી વિશુદ્ધિ સાથે સંગીત સાંભળવા જશો, તો તમારા કર્ણની હવાનો કેટલોક ભાગ ઉચ્ચતર પ્રકૃતિનો અને પરમાણુઓનો બનેલો હશે. હવા તો સંગીતના સન્દેશ વહનનું કાર્ય કરે છે. માટે એવી આંતર વિશુદ્ધિને લીધે તમે વધારે સ્પષ્ટતાથી સંગીતનો સન્દેશ સાંભળી શકશો. હવે તમે સમજી શકયા હશો કે આપણને સર્વોત્તમ સંગીત તથા એના દ્વારા મળતો જીવનનો સાચો સમન્વય જોઇતો હોય, તો કલાકારો અને શ્રોતાઓની વચ્ચે નવી જાતના સહકારની જરૂર પડશે. જ્યારે દરેક કલાકાર અને શ્રોતા પોતાની પવિત્રતા અને મહેચ્છાનું સર્વોત્તમ સંગીતને અર્પણ કરશે, ત્યારે જ એ એનો મહાન સન્દેશ સાંભળી શકશે.

સંગીતનો જલસો આપણી પાત્રતાના પ્રમાણમાં જ આપણું નવસર્જન કરી શકે છે. જીવનનાં કષ્ટો અને મુસીબતો તમે પરમ શાંતિ અને ઉમદાપણાંથી સહ્યાં હશે, તો સંગીત કો અજબ પ્રકારનું નવસર્જન તમારા જીવનમાં પ્રેરશે, તમારું જીવનદર્શન વધારે મહાન અને સ્પષ્ટ બનશે, તમારા સાચા સ્વરૂપના વેરાયલા અંશો એકઠા થશે, અને તમે એક, અખંડ સ્વરૂપે જીવી શકશો. આમ માનવ જીવનમાં ભવ્ય ધાર્મિક વિધિઓના જેટલી સહાય સંગીતના જલસાઓ પણ કરી શકે છે.

જ્યાં આદર્શ કલાકારો અને આદર્શ શ્રોતાઓનો સુંદર સંયોગ થાય છે, ત્યાં દિવાલના પરમાણુઓ પણ કો

**નવીન રીતે જીવન સન્દેશ આપી શકે છે.** આસપાસ રહેલા, અને દેખીતી રીતે જડ જણાતા પરમાણુઓમાંથી પણ દિવ્ય સંગીત આપણી તરફ વહેવા લાગે છે. દિવાલોમાં, ફરસ બંધીમાં, બેઠકોમાં કાષ્ઠ કે ધાતુઓમાં પણ સંગીત પૂરાયેલું છે; અને જો આપણને એનો જવાબ વાળવાની શક્તિ હોય, તો એ બધી સ્થૂલ વસ્તુઓ પણ વૃન્દવાદનમાં પોતાનું વિશિષ્ટ તત્ત્વ ઉમેરી શકે. એ તત્ત્વ એટલે ધ્વનિ કે પરાણુદ્ધિનું કો ગૂઢ લક્ષણ ત્યારે આપણને કો નવીન પ્રકારનું જીવનદર્શન થશે, અને ત્યારે આપણે કાર્લાઇલે કહ્યું છે તેમ સંગીત દ્વારા અનંતાની કોરને સ્પર્શી શકશું, અને થોડીવાર સુધી એની ભવ્યતાને અનિમિષ નયને નિરખી શકશું. અનંતતાને આરે ઉભવાનો, તટ ઉપરથી એની ગહનતામાં ડોકિયું કરવાનો અને કૈંક અવર્ણ્ય તત્ત્વને નિરખવાનો આનંદ આપણને મળી શકે, એ કેટલા સૌભાગ્યની વાત છે! વળી અવર્ણ્ય લાગતા એ તત્ત્વને આપણે ઊમદા વર્તન અને ઉચ્ચ વિચારો તેમજ ઉર્મિઓ રૂપે પ્રકટાવી શકશું. કારણ કે સાચી કલા આપણામાં નવસર્જનની શક્તિ પ્રકટાવે છે. તમારી કલાનું સ્વરૂપ ગમે તે હશે, તમે વાદક કે ગાયક, લેખક કે કવિ, ચિત્રકાર કે શિલ્પકાર, કે માત્ર પવિત્રતા અને સુન્દરતાના પૂજક જ હશો, તો પણ તમે તમને મળેલ સન્દેશ અન્યને આપી શકશો.

સંગીત વિષે આ વિચારો જ્યારે જનતા સમજશે, ત્યારે સંસારમાં સંગીતનો સાચો સંપ્રદાય ચાલુ થશે, ત્યારે રાજ્યો સમજશે કે નિશાળો નાગરિકો નથી સરજતી; **નાગરિકોનું સર્જન તો સંગીતના** જલસાઓમાં જ થાય છે. એ જલસાઓ મનુષ્યોને આકર્ષે છે, સામાન્ય ટોળાંમાંથી એમને જૂદાં પાડે છે, વર્ણ કે વર્ગની દિવાલોમાંથી મુક્ત કરે છે, અને સંગીત દ્વારા જીવનનું નવસર્જન કરવાની એમને તકો આપે છે. આવો યુગ આવશે, ત્યારે જ સંગીતનો સંપ્રદાય જામશે; અને આપણે દરેક નાગરિકને ભાવી

સંગીતકાર તરીકે સન્માન આપશું. કારણ કે દરેક વ્યક્તિની અંદર **જીવનના મહા પ્રશ્નોનો ઉકેલ રહેલો છે,** અને એના સ્વભાવને અનુકૂળ આકાર દ્વારા વ્યક્ત થાય છે. **ગ્રીક** લોકો નાટ્યકલાના શોખીન હતા; એઓ માત્ર મોજમઝા માટે રંગભૂમિ તરફ ન્હોતા વળતા. એઓ નાટકના સન્દેશનો સાક્ષાત્કાર કરી શકયા હતા. એમને મન નાટકો 'સાહિત્યનો જલસો' ન્હોતાં. એઓ તો નાટકને 'સમૂહપૂજાનું કાર્ય માનતા,' અને નાટકો દ્વારા "મનુષ્યની **પ્રતિભા પ્રભુની ભવ્યતાને સમર્પિત થાય છે,"** એમ સ્વીકારતા હતા. આજ ભવ્ય ભાવના આપણી સર્વ કલાઓમાં આપણે લાવવી જોઇએ. આપણે જનસમાજને સમજાવવું જોઈએ કે કલામાં જ એમના **પ્રશ્નો અને સંકટોનો ઉકેલ છે; અને કલા જ દૈનિક જીવન-કલહથી ખંડિત થયેલા એમના સાચા સ્વરૂપને એક કરી શકશે.**

આથી આપણે પોતે સંગીતના ગાઢ સંસર્ગમાં આવવું જોઇએ, અને આપણા બન્ધુઓને એ લાભ લેતા કરવા જોઈએ. આજે આપણે શું કરી રહ્યા છીએ? દિવસભર 'રોટી' માટે ફાંફાં મારીએ છીએ, આપણાં મન કંટાળીને થાકી જાય છે, અને પછી સંધ્યાકાળે આપણે નવસર્જનની શોધમાં નીકળીએ છીએ. થાકેલું શરીર સંગીતના સૂક્ષ્મ સ્વરો ઝીલી શકતું નથી. આ સત્ય જ્યારે આપણે સંપૂર્ણ રીતે સમજીશું, ત્યારે આપણે દૈનિક પ્રવૃત્તિઓ અને સામાજીક વ્યવસ્થા એવી રાખશું કે દરેક મનુષ્ય સંધ્યાએ મનના આરામ સાથેજ જલસાઓમાં જઈ શકે. **સંગીતમાંથી** મળનારા દિવ્ય સન્દેશને અનુરૂપ સન્માનવૃત્તિ રાખીને, તથા આપણાં મનને સ્થિર તથા શાંત કરીને, આપણે સૌ જલસાઓમાં જશું. **સંગીતમાં** રહેલો સન્દેશ શાનો છે? સ્વર્ગનો? હા, **સંગીતનો સન્દેશ તો સ્વર્ગથીયે વધારે ઉન્નત છે.** કારણ કે સંગીતનો અનુભવ શબ્દો દ્વારા વ્યક્ત નથી થઇ શકતો; એ તો પરાબુદ્ધિથી જ અનુભવાય છે. કવિ બ્રાઉનિંગે સુંદર વર્ણન કર્યું છે:

" દુઃખ સહન કરવું અઘરું છે,
શંકા મંદ ગતિથી જ દૂર જાય છે;
દરેક દુઃખી વ્યક્તિ પોતાનાં જ દુઃખો ગાય છે,
પરન્તુ પ્રભુ અમારા કેટલાકના કર્ણમાં રહસ્ય સુણાવી
દે છે.
બીજાં સૌ તો તર્ક કરે છે અને દુઃખને સત્કારે છે;
પરન્તુ અમે સંગીતકારો જ સાચું રહસ્ય
જાણીએ છીએ."

સંગીત તમને જ્ઞાન અને જીવન વિષેનું નિરપેક્ષ સત્ય આપે છે. એ સત્ય જ જગતના મહાન ધર્મોમાં, વિશ્વની સકળ ફિલસુફીઓમાં, તેમજ તમારી ઉચ્ચોચ્ચ આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષામાં પ્રકાશી રહ્યું છે. પરન્તુ ખૂબી એ છે કે એ સર્વમાં વેરાયલાં રશ્મિ—પ્રભાનાં કિરણો સંગીતમાં જ મધુર સંયોગ પામે છે.

સર્વ મનુષ્યોને સંગીતની તાલીમ મળે, દરેકને ઉચ્ચ, ઉમદા સંગીત સુણવાની તક મળે, અને જીવનમાંથી તરલ, અધમ સંગીત દૂર થાય, તો આપણાં રાજ્યો શું શું ન કરી શકે ? નગરે નગરે સંગીતના ઉત્સવો થતા હોય, પર્વો અને તહેવારોએ રાજ્યોની અન્ય પ્રવૃત્તિઓ બંધ રહેતી હોય, જનસમાજને કલા દ્વારા નવસર્જનની શક્તિ મેળવી લેવાનો પ્રબંધ કરવામાં આવતો હોય, અને તે કોઈ સંગીતનો સન્દેશ પામી શકતાં હોય, તો આપણાં રાજ્યો સ્વર્ગના અવતારો ન બની જાય ? હું તો માનું છું કે હવે પછીના ઘણા યુગો સુધી સંગીતની સમજણ અને પ્રીતિ દ્વારા જ માનવજાતિને ઉંચામાં ઉંચું નવસર્જન પ્રાપ્ત થશે. આથી જ "સંગીતઃ ઉર્મિમય અને માનસિક પ્રવૃત્તિઓનો સમન્વય" એ વિષય મેં આજના વ્યાખ્યાન માટે રાખ્યો છે. કારણ કે જેટલા પ્રમાણમાં તમે સંગીતને તમારી જાતનું અર્પણ કરશો, એટલા પ્રમાણમાં જ તે તમને પ્રભુના સત્ય, શિવ અને સુન્દર સ્વરૂપોનો સર્વોત્તમ સન્દેશ આપશે.

३१

## હિન્દુ કલાના સિદ્ધાંતો

હિન્દુસ્તાનની ભૂમિ અને સંસ્કૃતિ ઘણીજ પ્રાચીન છે. બૌદ્ધ ધર્મ નામે જગદ્ધર્મ અને હિન્દુ ધર્મ અને જૈન ધર્મ નામે રાષ્ટ્રધર્મો એણે પ્રકટાવ્યા છે. જીવ, જગત અને ઈશ્વરના કોયડાઓ ઉકેલતી અનેક ફિલસુફીઓ એણે જગતને આપી છે. ભૂતકાળના આ ધર્મો અને આ ફિલસુફીઓની અસર ભૂત અને વર્તમાન હિન્દુ કલામાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

હિન્દુ સ્વભાવ ધર્મ અને ફિલસુફીથી ઘડાયલો હોવાથી એનું એક લક્ષણ **સિદ્ધાંતદર્શનની વૃત્તિ છે. સિદ્ધાંતથી વ્યવહાર તરફ અથવા સામાન્ય નિયમથી કાર્ય તરફ જવું**, એ હિન્દ પદ્ધતિ છે. બ્રિટિશ સ્વભાવ આથી તદન ઉલ્ટોજ છે. એ જીવનની વાસ્તવિકતા જ જુએ છે, એમાં 'આંધળા ફેરફારો' કરે છે, અને વિજય મળે ત્યારે એમાં સિદ્ધાંતનાં દર્શન કરે છે. પરન્તુ એ સિદ્ધાંત તો એમાં પ્રથમથી જ હતો, એનું ભાન એને પાછળથી જ થાય છે. **હિન્દ માનસ પ્રથમ વિચારને શોધે છે** જીવનના દરેક ક્ષેત્રમાં હિન્દુ પદ્ધતિ '**ઉપરથી નીચે**' આવવાની છે.

હિન્દુ કલાના સર્વ ક્ષેત્રોમાં પણ આ જ સત્ય જોઈ શકાય છે. **હિન્દ કલાકારનો પ્રયત્ન અમુક વિચારને વ્યકત કરવાનો હોય છે.** એને મન બીજું બધું, આકાર પણ, વિચારથી ગૌણ છે. એક દષ્ટાંત લઈએ. શિલ્પકળા લ્યો. હિન્દુ શિલ્પકાર કદી નમૂનાનો

ઉપયોગ કરતો નથી. ધારો કે એ કોઈ કાળમીંઢ પત્થર ( ગ્રૅનાઈટ )-માંથી નન્દીની આકૃતિ કોતરવા માગે છે. હિન્દુસ્તાનના દરેક ભાગમાં દરેક શિવમંદિરમાં નાની મોટી, પાષાણની, અનેક નન્દીમૂર્તિઓ કોણે નથી જોઈ ? હિન્દુ શિલ્પી કોઈ બળદને લાવીને, નમૂના રૂપે સન્મુખ બેસાડીને કદી કામ કરતો નથી. હિન્દને દરેક ગામડે અને દરેક ગૃહે એણે અસંખ્ય બળદો જોયા હોય છે; એ બધી સ્મૃતિ-ઓમાંથી એ પોતાના મનમાં એક નન્દીની મૂર્તિ ઘડે છે. પછી એને પાષાણમાં કોતરવા મથે છે. સર્વ વીગતોમાં કુદરતને વફાદાર હોય એવો બળદ કોતરવાનો એનો ઇરાદો નથી. એની યોજના તો જડ પાષાણ રૂપી પદાર્થમાં બળદના વિચારને ઓતપ્રોત કરવાની છે. એની કૃતિમાં પ્રમાણની ખામી રહી જાય, તો પણ એ એને ખૂંચતી નથી. કારણ કે એ કાંઈ કોઈ જીવતા બળદની મૂર્તિ કોતરતો નથી. એ તો બળદના આકારમાં વ્યક્ત થવા માગતા વિચારને જ પ્રકટા-વવા મથે છે. નન્દીની સ્વસ્થતા, ભવ્યતા, તટસ્થતા, શિવના વાહન તરીકેની એની ખુમારી, એ સૌને હિન્દુ શિલ્પી પ્રકટાવવા માગે છે. આમ આકાર કરતાં વિચાર ઉપર ભાર, એ સાચી હિન્દુ કલાનું એક ખાસ લક્ષણ બન્યું છે.

બીજું, હિન્દુ, કલાકારો અને કારીગરો પોતાની કલાને લગતા ગણિત શાસ્ત્રના નિયમો કે સિદ્ધાંતોથી સારી રીતે પરિચિત હોય છે. મદ્રાસની બજારમાં મળતા જુદી જુદી જાતના અને જૂના ઘાટના લોટાઓ જુઓ. ઝાલવાને માટે એને હાથાઓ નથી હોતા; વળી એ તાંબા પિત્તળ કે રૂપાના બનાવેલા હોય છે. છતાં એ દરેક લોટાનાં પ્રમાણો—ઉંચાઈ, મુખનો વ્યાસ, બાજુનો વળાંક,—શિલ્પ-શાસ્ત્રના જૂના ગ્રન્થોમાં આપેલા માપ પ્રમાણે જ તમને માલમ પડશે. કોઈ પણ કલાકારને એ પ્રમાણોમાં ફેરફાર કરવાનું સ્વપ્ન પણ કદી આવતું નથી. કારણ કે દરેક વર્તુળના પરિઘ અને વ્યાસ વચ્ચે રહેલી છે, એવી જ સપ્રમાણતા લોટાના સર્વ માપો વચ્ચે, પરસ્પર

રહેલી છે. સ્થાપત્ય વિષે 'માનસાર' નામે એક ગ્રન્થ બહુજ જાણીતો છે. એ નામનો અર્થ સર્વ પ્રકારના માપોનો સાર થાય છે. એમાં નીચેના વિવિધ વિષયો વિષે ઘણી વીગતો છે:

> " તોલ માપની પદ્ધતિઓ, વસવાટના સ્થાનની પસંદગી, નગરરચના, ઇમારતોના પાયાઓ, ઇંટો, કુંભીઓ, બેસણીઓ, સ્તંભો, સ્તંભોના શિરોભાગો, મંદિરો, ગૃહો, રાજમહેલો, સુથાર કામના નમૂનાઓ, વાહનો, રથો, પલંગો, સિંહાસનો, મુકુટો, ભૂષણો, દીવો, ઝારીઓ, સીડીઓ, કૂવાઓ, ગટરો, ત્રાજવાંઓ, તેમજ પશુપંખી માટે ટોપલીઓ અને પાંજરાંઓ."

હિન્દુ કલા-ગ્રન્થોમાં આ રીતે સુન્દરતા અને વિરૂપતા વિષે સ્પષ્ટ પરંપરા ઉતરી આવી છે. સુતાર, કુંભાર, સોની કે લુહારને એ જ્ઞાન સ્વાભાવિક રીતે જ વારસામાં મળેલ છે. આથી એ જાણે છે કે એના તમામ સર્જન-તરંગો કુદરતે અગાઉથી નિર્ણય કરી મૂકેલા, અને ગણિતના નિયમો પ્રમાણે સપ્રમાણ લાગે એવા, ચોકઠાં સાથે બંધબેસ્તા થવા જ જોઇએ.

હિન્દુ નૃત્ય બે પ્રકારનું છે. પહેલા પ્રકારમાં વિવિધતા છે. સનાતન સ્નેહી છતાં કર્મયોગે વિખૂટાં પડેલ પુરૂષ અને પ્રકૃતિ અથવા દેવ અને દેવીની જીવન-કથા એમાં નૃત્ય રૂપે ભજવાય છે. આ બે પાત્રો પરમાત્મા અને માનુષી આત્મા, તથા પ્રભુના જ નર અને નારી સ્વરૂપો પણ સૂચવે છે. આ પ્રકારમાં એક જ વ્યક્તિ નાચે છે; નર્તકી જાતે ગાય છે, અથવા વૃંદવાદનના સંગીતને અનુસરે છે; અને અભિનય અને અનુકરણ દ્વારા પોતાના વિચારો વ્યક્ત કરે છે.

બીજો પ્રકાર લોકનૃત્યનો છે. એમાં અનેક સ્ત્રીઓ ભાગ લે છે. એમના તમામ અભિનયો, સંચલનો, તાળીઓ અને ગીતો

સાંકેતિક હોય છે. પુરુષો પણ અમુક પ્રકારના રાસ-નૃત્યો ખેલે છે. કેટલાક રાસનૃત્યો તો પ્રેક્ષકોની ઉર્મિઓને એટલી પ્રબળતાથી જાગૃત કરે છે કે નર્તકો અને પ્રેક્ષકોમાં બંડ જાગવાના ભયથી સરકારને એની સામે મનાઈ હુકમો પણ કાઢવા પડયા છે.

પ્રાચીન ચિત્રકલા તો હિન્દમાં બહુ જ થોડી જળવાઈ શકી છે. પરન્તુ અજન્તા અને બીજી ગુફાઓના દિવાલચિત્રોમાંથી જે કોઈ કાળના ગ્રાસમાંથી જળવાઈ રહ્યાં છે, તે આવિર્ભાવ અને ઉકલનનો વિશિષ્ટ ઝોક પ્રકટ કરે છે. એ ચિત્રદર્શનથી પ્રકટતા અતિશય સાંકેતિક સત્યની પ્રશંસા કરવામાં આપણે આક્ષેપનની અધૂરપ ભૂલી જઈએ છીએ. હિન્દનો મહાકવિ અને નાટયકાર રવીન્દ્રનાથ ટાગોરના પિતરાઈ ભાઈ અવનીન્દ્રનાથનો ટાગોરે શરૂ કરેલ 'આધુનિક હિન્દુ ચિત્રકલા' આજે ચોતરફ સારો પ્રભાવ જમાવી રહી છે. ચિત્રકાર અવનીન્દ્રનાથ હિન્દભરમાં મશહૂર છે. એમની અને એમના શિષ્યો પર જાપાનીઝ ચિત્રકલાની ઘણી અસર પડેલી છે. એમની મહાન કૃતિઓમાં ઈટાલીના ચૌદમા અને પંદરમા સૈકાઓના પ્રિમિટિવ ટાઈપના આદિ ચિત્રકારોમાં દેખાઈ આવતું વાતાવરણ સ્પષ્ટ જોઈ શકાય છે. હિન્દમાં ચિત્રકલા ઝડપથી ખીલવા લાગી છે; અને એનો વિકાસ હિન્દુ હમે થઇ રહ્યો છે. હિન્દુ ચિત્રકાર સર્વદા પોતાના વિચારમાં જ મગ્ન રહે છે. એને શરીર-રચનાશાસ્ત્રનો અભ્યાસ હોય છે, પરન્તુ ઘણી વાર એ શારીરિક સ્થૂળ સપ્રમાણતા ઉંચી મૂકે છે; વિચાર જ એની ઉપર સ્વામિત્વ ભોગવે છે. અને એથી એ આકારની પરવા કરતો નથી. આ કાર્યમાં એ હમેશાં વિજય જ મેળવે છે, એમ હું નથી માનતો. ગ્રીક લોકો કુદરતને વફાદાર રહેતા, અને છતાં પણ વિચારને બરાબર વ્યક્ત કરી શકતા, એ સત્ય હું ભૂલી શકતો નથી. મારૂં તો માનવું છે કે ગ્રીસ દેશ વર્તમાન હિન્દને આ દિશામાં ઘણું શીખવી શકે એમ છે.

વર્તમાન યૂરોપીયન 'ઑપેરા'–સંગીત નાટકો–ની જેમ હિન્દુ નાટકો પણ સંગીતમય જ હોય છે. સંવાદ અને સંગીતનું એ મધુર સંમીશ્રણ છે. હિન્દુ નાટકોનો એક પ્રકાર જાપાનના 'નો' (No) નાટકો જેવો છે. હિન્દમાં હજુ મોટે ભાગે જૂનાં સંસ્કૃત નાટકોના અનુવાદો જ ભજવાય છે. ક્યાંક ક્યાંક વર્તમાન લેખકોના નાટકો પણ ભજવાવા માંડયા છે, ઘણે સ્થળે હજુ પુરુષો જ સ્ત્રીઓના પાઠ ભજવે છે. પરંતુ હિન્દુ રંગભૂમિની કલા હલકી અને નજીવી છે; એની પ્રાચીન સાંકેતિક સરલતા આજે નાશ પામી છે. હિન્દુઓમાં નાટયવૃત્તિ સ્વાભાવિક જ છે; અને એઓ અભિનય-કલા પણ સરળતાથી ઝીલી શકે છે.

હિન્દમાં સંગીત તો સર્વત્ર છે. જનતાને ગાનું બહુ જ ગમે છે. હિન્દુ ગીતો મોટે ભાગે પ્રભુ વિષે જ હોય છે. હિન્દુઓમાં સંસારી ગીતો જૂજ જ છે. મુસ્લીમ ગીતો માનુષી પ્રેમને વર્ણવે છે. હિન્દુ સંગીતમાં સ્વર સપ્તકની ઝીણવટ છે; એ કોમલતર, કોમલતમ તેમજ તીવ્રતર, તીવ્રતમ આદિ પેટા સ્વરોનો પણ ઉપયોગ કરે છે. હિન્દુ સંગીતશાસ્ત્રમાં લગભગ ૮૦ રાગો આપેલા છે, કેટલાક પ્રાતઃકાલે અને કેટલાક સંધ્યાકાળે ગવાય છે. આનું કારણ એ છે કે સંગીત કુદરત સાથે સૂક્ષ્મ સંબંધ ધરાવે છે. આથી સ્હવારની કુદરતી અસર સ્વાભાવિક રીતે જ સાંજના રાગની મધુર ભાવનાથી સ્પષ્ટ રીતે ઉલ્ટી જ નીવડે છે. કારણ કે સ્હવાર અને સ્હાંજની કુદરતી અસરો જ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે.

પશ્ચિમના વૃંદવાદનના વાદકોની જેમ, હિન્દુ ગાયક પોતાનું વાજીંત્ર સભામાં 'મેળવે છે.' એ પોતાનું સંગીત એકદમ શરૂ નથી કરતો, થોડી વાર એ તાર અને ગજ હલાવ્યાં કરે છે, અને પોતાના અવાજને સ્થિર અને સ્પષ્ટ કરવા પ્રયત્ન કરે છે. આ બધું એ શ્રોતાઓની સમક્ષ જાહેરમાં જ કરે છે. યૂરોપમાં ગાયકોના

અવાજને સારી તાલીમ મળેલી હોય છે. પરંતુ એ લોકોની એક મોટી ત્રુટિ એ છે કે ગાયક શું ગાય છે, તે આપણે સમજી કે અનુસરી શકતા નથી. હિન્દુ ગાયક સમજી અને અનુસરી શકાય એવી રીતે ગાય છે; એના સૂરો શબ્દોને અધીન રહે છે.

શબ્દ અને સંગીતનો આવો સંયોગ, એ હિન્દુ કવિતાનું ખાસ લક્ષણ છે. હિન્દુ કાવ્યો ગાવાને માટે જ રચવામાં આવે છે. વળી કવિ પોતે જ ગીતને યોગ્ય રાગરાગણી સરજે છે. પશ્ચિમમાં તો ગીતનો સર્જક કવિ જૂદો હોય છે, અને એનો ગાયક સંગીતશાસ્ત્રી પણ જૂદો હોય છે. આથી ત્યાં કાં તો સૂરો શબ્દોને ઢાંકી દે છે, અથવા તો એમનો મર્મ મારી નાખે છે. મહાકવિ ટાગોરનાં સઘળાં કાવ્યો પ્રથમ તો બંગાળી ભાષામાં જ રચવામાં આવ્યાં હતાં. એમણે પોતાનાં કાવ્યોની પંક્તિઓ પ્રથમ ગાયા પછી જ સરજી છે. કવિ પ્રથમ હૃદયમાં રાગને ગુંજે, અને પછી ક્રમશઃ પંક્તિઓ રચાતી જાય. આ રીતે હિન્દુ કવિતામાં કાવ્ય અને સંગીતની રસીલી એકતા જળવાઈ શકી છે. પશ્ચિમમાં વીરકાવ્યો સિવાય આ એકતા જોવામાં નથી આવતી.

હિન્દુ સંગીતમાં સંવાદીકરણ નથી; ગાનપંક્તિઓનો પૂર્વ ભાગ વારંવાર ગવાતો નથી; તેમજ એમાં ગાનનાં વિવિધ અંગોને રાગ સાથે સંવાદી બનાવનાર રચનાકલાનો અભાવ છે. પરન્તુ શ્રોતાનો આનંદ પેટાસ્વર (કોમલતર, કોમલતમ તથા તીવ્રતર, તીવ્રતમ આદિ) સ્વરોમાંથી પ્રકટે છે. કારણ કે હિન્દુ ગાયક પેટા સ્વરોમાં અનેક પરિવર્તનો કરીને માધુર્યનું વૈવિધ્ય સતત ઉત્પન્ન કરી શકે છે. પશ્ચિમના સંગીતની જેમ હિન્દુ સંગીતને પહોળાઈ નથી; એને તો માત્ર ઊંડાણ જ હોય છે. એનું ઊંડાણ પશ્ચિમ માત્ર વાયોલિન જણાવી શકે એમ છે.

હિન્દુ વૃન્દવાદનમાં મધુર તારવાળી વીણા, અથવા સીતાર; લાંબા સરોદવાળી શરણાઇ; કોઈવાર વાંસળી; અને સદાનું સાથી મૃદંગ–આટલી ચીજો હોય છે. આજકાલ સંગીતશાસ્ત્રના અનભિજ્ઞ શોખીનો એમાં કઢંગી રીતે વાયોલિન વગાડે છે, અને શેરીઓને ખૂણે ખૂણે ભોં ભોં કરતું હલકું હાર્મોનિયમ પણ ઉમેરે છે. હિન્દુ-વૃન્દવાદનમાં મૃદંગવાદક સંચાલકનું કાર્ય કરે છે. એક અથવા તો બે નરઘાં ઉપર એના કરના અંગુલિઓ નાચી રહે છે. મૃદંગવાદક જ સ્વર-સંવાદ ઉપર અંકુશ રાખે છે, એની ગતિમાં વેગ કે વિલંબ પૂરે છે; અને પોતાના તાલની ત્રમઝટથી વૃન્દવાદકો તેમજ ગાયકને પણ મંત્રમુગ્ધ કરી મૂકે છે. હિન્દુઓના મૃદંગમાં કેવી પ્રબળ શક્તિ રહેલી છે, એનું પશ્ચિમના સંગીતશાસ્ત્રીઓને પૂરૂં ભાન નથી. માત્ર વૅગનરને હું આ બાબતમાં અપવાદ માનું છું. હું ધારું છું કે સીજફ્રીડ કે વાલ્ખીરીમાં ક્યાંક મૃદંગ પરની છેલ્લી થપાટ સારાયે કરુણરસપ્રધાન નાટકનું શિખર બની રહે છે.

પરન્તુ હિન્દુ શિલ્પકળા મારફતજ સાચી અંતર્મુખતા સર્વોત્તમ રીતે પ્રકટી રહી છે. હું આગળ કહી ગયો છું કે હિન્દુ સ્વભાવ વિચારને શોધે છે, અને એને પ્રકટાવવાનો પ્રયત્ન કરે છે. આને માટે હિન્દુ શિલ્પી અડદિયા પત્થર (ગ્રૅનાઈટ) જેવો કઠણમાં કઠણ પદાર્થ પસંદ કરે છે. મુસ્લીમ શિલ્પીની જેમ એ કદી આરસને અડકતો નથી. મુસ્લીમ શિલ્પી કુસો કોતરે છે, કાચ કે પત્થરના કટકાઓની અજબ ફુલગૂંથણી કરે છે, અને સંવાદી વળાંકોનો પુષ્કળ ઉપયોગ કરે છે. કારણ કે **મુસ્લીમ સ્વભાવ** માનસશાસ્ત્રીય પરિભાષા પ્રમાણે બહિર્મુખ અથવા 'કઠિન–માનસ' છે; અને હિન્દુ સ્વભાવ અંતર્મુખ અથવા 'કોમલ–માનસ' છે. હિન્દુ કલાકાર કુદરતને નહિ પણ કુદરતના અંતરને શોધે છે. સર્વોત્કૃષ્ટ હિન્દુ શિલ્પમાં શક્તિ વ્યક્ત થાય છે–**વિચારની** શક્તિ. આ શક્તિનું ભાન કેટલીક વાર એટલું તો પ્રબળ હોય છે કે શિલ્પીને

વિશાળકાય પૂતળાંઓ સર્જ્યા વિના રહી શકતો નથી. દક્ષિણ હિન્દના તાંજોરના મંદિરનો નન્દી અડદિયા પાષાણનો મહાકાય વૃષભ આ સત્યનું સચોટ દષ્ટાંત છે. હિન્દનું એક પ્રખ્યાત મંદિર કેવળ અડદિયા પથ્થરનું જ રચવામાં આવ્યું છે. પોતાની ભક્તિ અને કલાની કુશલતા દાખવવા શિલ્પીએ ગ્રૅનાઈટની (અડદિયા પાષાણની) એક ટેકરી પસંદ કરી છે, અને પોતાનું કોતરકામ ઉપરથી શરૂ કરીને, નકામો ભાગ કાપી નાખીને, મનોહર સ્તંભો, પાટડાઓ તેમજ બારણાંઓ અને મૂર્તિઓ કોરી કાઢી છે. શિલ્પીએ પ્રથમ પોતાના વિચારનું આરોપણ એ ટેકરી ઉપર કર્યું, અને પછી એમાંથી પોતાની કલાકૃતિમાં નિરૂપયોગી એવો ભાગ કાપીને દૂર કર્યો. આ મંદિર હિન્દુ શિલ્પકલાનો ઉત્તમ નમૂનો છે.

હિન્દુ સમારંભો–નાટક, સંગીત સંમેલન કે વ્યાખ્યાનસભા–પ્રભુપ્રશંસાના ગીતથી જ શરૂ થાય છે. દરેક નાટકની સમાપ્તિ પણ પ્રાર્થના કે આશીર્વચનથી જ કરવામાં આવે છે. પ્રશંસા અને આભારનું છેલ્લું ગીત ગાવા માટે સઘળા નટો રંગભૂમિ પર ખડા થાય છે. આ રીતે ધર્મભાવના પણ હિન્દુ કલા સાથે અભિન્ન રીતે જોડાયલી છે.

વપરાશની એકાદ સર્વોત્તમ વસ્તુ માટે હિન્દનાં ઘણાં નગરો પ્રખ્યાત છે. એ વસ્તુઓમાં ઉપયોગ ઉપરાંત સુન્દરતાનું તત્ત્વ પણ રહેલું હોય છે. કાશ્મીરની શાલોમાં, મોરાદાબાદના વાસણોમાં, મલબારના હાથીદાંત અને ચંદનના કોતરકામમાં, સૂરતની હાથીદાંતથી મઢેલી પેટીઓમાં, તેમજ વારાણસી અને મદ્રાસના ધાતુપાત્રોમાં હિન્દુ કારીગરોની તેમજ જનતાની સૌન્દર્યભાવના પ્રકટપણે દેખી શકાય છે.

હિન્દુ લોકોની કારીગરી કેટલી પ્રાચીન છે, તે કહેવું મુશ્કેલ છે. એ કારીગરીની સુવાસ અને સુંદરતા ઠેઠ રસોડા સુધી

પહોંચી ગયેલ છે. ગરીબમાં ગરીબ ખેડુતના રસોડામાં આપણે સર્વ પ્રકારના ઘાટવાળાં, નાનાં મોટાં, માટીનાં અને ધાતુનાં પાત્રો જોઈ શકીએ છીએ. માત્ર હાથ મહેનતથી તૈયાર કરેલી એ કલાકૃતિઓ ઘણી જ સરતી હોય છે. માટીનાં કેટલાંક પાત્રો તો એક આનામાં બે કે ત્રણ પણ મળી શકે છે. કમનસીબે હિન્દુસ્તાનની કેટલીક કારીગરી નાશ પામવા લાગી છે. કારણ કે બ્રિટન, જર્મની, ફ્રાન્સ, અને હવે તો જાપાનથી યંત્રોની કેટલીયે કઢંગી બનાવટો હિન્દના ગૃહે ગૃહે ઘૂસી જવા પામી છે.

હિન્દુ કલાકારોએ હવે કેટલેક અંશે પશ્ચિમની કલાનો અભ્યાસ કરવા માંડયો છે. એમનો અભ્યાસ અનુકરણ માટે નહિ, પણ સમજણ માટે છે. ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડના કલાકારો પણ હિન્દુ કલાનો અભ્યાસ એવી જ રીતે કરે, એવી મારી ઈચ્છા છે. કારણ કે કલા એક મહાન મહાસાગર જેવી છે. મહાસાગર તો એકજ છે, પણ ભૌગોલિક રચના પ્રમાણે એના જૂદા જૂદા સાગર-નામો પાડવામાં આવે છે. હિન્દુ કલા યુરોપ, ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડના કલાકારોને શીખવે છે કે હિન્દુ કલાનો પહેલો અને છેલ્લો ઉદ્દેશ વિચાર, અને દૈવી વસ્તુઓ સાથેનો એનો સબંધ, વ્યક્ત કરવાનો છે. કારણ કે પશ્ચિમના કલાકારોનો ઝોક તો આકાર અને એની સુન્દરતાને પ્રકટાવવા પર જ હોય છે.

---

૩૨

# હિન્દુ અને મુસ્લીમ સ્થાપત્ય

એક વખત એક ઘણીજ ચતુર ફ્રેન્ચ વ્યક્તિએ કહ્યું હતું કે "અમુક પ્રજાના પુરુષો કેવા છે, એ જાણવાની ઈચ્છા તમને છે? તો એ પ્રજાની સ્ત્રીઓને નિહાળો". એમજ હું પણ કહું છું કે "અમુક પ્રજા કેવી છે, એ ત્હમારે જાણવું છે? તો એ પ્રજાનું સ્થાપત્ય નિહાળો."

કારણ કે સ્થાપત્ય કો સૂક્ષ્મ રીતે પ્રજાનું ભવિષ્યનું સ્વપ્ન વ્યક્ત કરે છે. કોઈ માનસશાસ્ત્રીય નવલકથાની જેમ સ્થાપત્યનો અભ્યાસ પણ જનસમાજનાં આંતર લક્ષણો પ્રકટ કરે છે. આજે આ લેખમાં હું હિન્દુ અને મુસ્લીમ સ્થાપત્યની શૈલીઓની તુલના કરવા માગું છું. આ પ્રદેશજ આજસુધી વણ–શોધાયલો અને વણ-ખેડાયેલો જ રહ્યો છે, અને એને લીધે હું એને બરાબર ન્યાય આપી શકીશ કે કેમ, એ વિષે મને શંકા છે; કેટલીક ભૂલો પણ કદાચ થશે; કારણ કે પૂર્વના સ્થાપત્યની આ શાખા પરત્વે કોઈ પણ લેખકે માર્ગદર્શન કરાવ્યું હોય, એવું મારા ધ્યાનમાં નથી. યુરોપીય સ્થાપત્યના ક્ષેત્રમાં કોઈ નહિ તો એક રસ્કિન તો આપણો માર્ગ-દર્શક થઈ શકે એમ છે. મ્હારે પણ પ્રારંભમાં જ તમને કહી દેવું જોઈએ કે એનાજ માર્ગદર્શનને લીધે હિન્દી સ્થાપત્યમાં દેખાતી ઉન્નતિ અને અવનતિનું જ્ઞાન હું મેળવી શકયો છું.

હિન્દમાં સ્થાપત્યની બે વિરોધી શાળાઓ નજરે પડે છે- હિન્દુ અને મોગલ કે મુસ્લીમ. આજે પણ હિન્દમાં મદુરામાં, તાન્જોરમાં, કૉન્જીવરમમાં અને મ્હૈસુર અને કાઠિયાવાડના કેટલાક પ્રદેશમાં વિશિષ્ટ પ્રકારનું સ્થાપત્ય આપણે જોઈએ છીએ. એવી જ રીતે વિશિષ્ટ મુસ્લીમ સ્થાપત્ય આગ્રા દિલ્હીના કિલ્લાઓની ઈમારતોમાં અને મોગલ બાદશાહોના સ્મારકોમાં દષ્ટિગોચર થાય છે. આ બન્ને શૈલીમાં ખાસ ફરક શો છે?

પ્રથમ તો આપણે સાધન કે સામગ્રીની બાબતમાં બન્ને વચ્ચે મોટો તફાવત જોઈ શકીએ છીએ. હિન્દુ સ્થાપત્ય કઠણમાં કઠણ અડદિયા પત્થર (ગ્રૅનાઈટ) માંથી ઉદ્‌ભવ્યું છે; અને મુસ્લીમ સ્થાપત્ય સુકોમળ પત્થર–લાલ રેતીના પાષાણો કે આરસ–માંથી ઉત્પન્ન થયું છે. ઉત્તર હિન્દમાં અનેક સ્થળે કોમળ પત્થરો મળી શકે છે, છતાં ત્યાં પણ હિન્દુ કલાકારે કઠણ પત્થર જ પસંદ કરેલ છે; એમ જ લાગે છે કે એણે કોમળ પત્થરની તો અવગણના જ કરી છે. આનું કારણ શું હશે? એ તો એક માનસશાસ્ત્રનો કોયડો છે, અને આગળ જતાં હું એ વિષય ઉપર મારા વિચારો દર્શાવવાનો છું.

હિન્દુ સ્થાપત્યમાં માનુષી આકૃતિ સતત આપણી દૃષ્ટિએ પડે છે; પણ મુસ્લીમ સ્થાપત્યમાં એવું નથી. હિન્દુ શિલ્પી સ્તંભો, ટેકાઓ અને શણગારો માટે, દેવો, અપ્સરાઓ, પરીઓ અને માનુષી વીર પુરૂષોનાં પૂતળાંઓનો સતત ઉપયોગ કરે છે. પરન્તુ મુસ્લીમ શિલ્પી તો જૂદા જ વિષયો હાથ ધરે છે, અને કુદરતી પદાર્થો–વૃક્ષો, શાખાઓ, પુષ્પો અને પર્ણો–પાષાણમાં કોતરે છે. રેખાશણગારમાં પણ હિન્દુ કલાકાર મ્હોટે ભાગે ભૂમિતિની કે ભૂમિતિ જેવી આકૃતિઓ વાપરે છે; કોઈવાર હાથી કે પંખી જેવા પ્રાણીઓના મસ્તકનો ઉપયોગ સ્તંભોના શિરોભાગ કોતરવામાં કરે છે; પરન્તુ ફુલોની આકૃતિઓ તો જવલ્લેજ વાપરે છે. પરન્તુ મુસ્લીમ કલાકાર તો વારંવાર કુદરતનું શરણ લે છે. બારીક સંભાળ પૂર્વક એની

નકલ કરે છે, અને પુષ્પો અને ડાંખળીઓમાંથી પોતાનાં ડોલનો વીણે છે. બીજું મુસ્લીમ સ્થાપત્ય કમાનોનો ઉપયોગ કરે છે; પણ હિન્દુ સ્થાપત્ય તો સીધા પાટડાઓ જ વાપરે છે.

હિન્દુ સ્થાપત્ય વિશાળ અને શ્યામ સ્તંભમાળા પસંદ કરે છે; અને જ્યાં સૂર્યનું એક પણ કિરણ પ્રવેશી શકતું નથી, તે પવિત્ર દેવમૂર્તિ તરફ ભક્તની કલ્પનાને દોરી જાય છે. પરંતુ મુસ્લીમ સ્થપતિઓ પ્રકાશ અને છાયા સાથે ખેલે છે, અને એમની કૃતિઓમાં પ્રકાશની સતત જરૂર પડે છે. હિન્દુ સ્થાપત્ય એકજ રંગ–ગ્રૅનાઇટનો શ્યામ રંગ–વાપરે છે; પણ મુસ્લીમ સ્થાપત્ય એના નકશીકાર્યમાં અને કાચપાષાણના સયોજનમાં ઘણા રંગોનો ઉપયોગ કરે છે

મુસ્લીમ સ્થપતિ કુદરતને પૂર્ણ રીતે વફાદાર રહે છે. જ્યારે એ આરસનાં ફુલ કોતરે છે કે હાથીદાંતના કટકા કાષ્ઠમાં બેસાડે છે, ત્યારે એ પોતાની કલા દ્વારા કુદરત પ્રત્યેની પૂર્ણ વફાદારી બતાવી આપે છે. પરન્તુ જ્યારે કોઈ હિન્દુ શિલ્પી ગ્રૅનાઈટમાંથી ગાયની મૂર્તિ ઘડે છે, ત્યારે એ ફૂટપટ્ટી લઈને ગાયના શરીરના વિવિધ ભાગોના સંબંધને માપસર કોતરવાની તકલીફ લેતો નથી. આનો અર્થ એમ નથી કે ગાયના શરીરના વિવિધ અંગો વચ્ચેના પ્રમાણનું એને ભાન નથી. સાચી વાત તો એ છે કે એને એ અંગોમાં રસ નથી એનો રસ ગાયમાં છે, ગાયના અંગોની શરીર–રચનામાં નથી. વળી વધારે સાચું તો એ છે કે જગતની કોઈ જીવતી ગાયના કરતાં એના પોતાના મનમાં રહેલી ગાયમાં જ એને વધારે રસ છે. એવીજ રીતે, જ્યારે તમે એણે કોરી કાઢેલી પાષાણની ગાય તરફ નજર કરો છો, ત્યારે એ તમારા મનમાં ગાયનું ચિત્ર નહિ, પરંતુ ગાયના વિચારની મૂર્તિ ખડી કરે છે.

હિન્દુ અને મુસ્લીમ કલાકારો વચ્ચે આ તાત્ત્વિક તફાવત છે. હિન્દુ કલાકાર વિચારને વળગે છે, અને મુસ્લીમ કલાકાર પદાર્થને પકડે છે. હિન્દુ કલાકાર કુદરતનું અવલોકન કરે છે,

ત્યારે એ સમીપસ્થ વસ્તુને વિસરીને ઝડપથી એ વસ્તુના મૂળ વિચારના આનંદમાં ઉતરી પડે છે. પરન્તુ મુસ્લીમ કલાકાર તો વસ્તુમાં જ આનંદ લે છે, અને એના બારીક નિરીક્ષણથી નવી નવી સુંદરતા શોધે છે. મુસ્લીમ સ્થપતિ આરસનો મહેલ બાંધે છે, સોનેરી રેખાઓથી એને શણગારે છે, અને કહે છે કે "જો આ પૃથ્વીને પાટલે ક્યાંય પણ સ્વર્ગ હોય, તો તે આંહી છે, આંહી છે, આંહી છે." પરન્તુ હિન્દુ સ્થપતિ ગ્રૅનાઈટનો (અડદિયા પાષાણનો, કાળમીંઢ પત્થરનો) ખડક પસંદ કરે છે, ઉપરથી આરંભીને એમાંથી મંદિર અને વેદી કોરી કાઢે છે, અને ઉપનિષદના શબ્દોમાં આપણને સન્દેશ સુણાવતો લાગે છે કે, "આ વિશ્વમાં એ એકલો આવે છે અને જાય છે; એ અગ્નિ છે; જળમાં પણ એજ છે; એને સાચી રીતે જાણનાર મરણ-સિન્ધુને તરી જાય છે. એને પામવાનો અન્ય એકકે માર્ગ નથી."

સ્થાપત્યની આ બે શૈલીના વિરોધનું કારણ શું હશે? ચિત્રમાં પણ હિંન્દુ અને મોગલ કલાઓ વચ્ચે આવો જ તફાવત માલમ પડે છે. આ વિરોધ કે તફાવતનું મૂળ એ બન્ને પ્રજાના સૂક્ષ્મ, માનસિક બંધારણમાં રહેલું છે. જેમ દરેક દેશમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચે આવો તફાવત હોય છે, એમ સમૂહ રૂપે પ્રજા પ્રજા વચ્ચે પણ આવો સહજ ફરક જોઈ શકાય છે. આ માનસશાસ્ત્રીય તફાવત કેવા પ્રકારનો છે?

આ તફાવત સાહિત્ય અને કલાવિષયક જગતથી જરાય અજાણ્યો નથી. 'સૌષ્ઠવપ્રિય' અને 'કૌતુકપ્રિય' એવા શબ્દોથી વિવેચકો એને વર્ણવે છે. 'સૌષ્ઠવપ્રિય' કલા—ચિત્ર, સ્થાપત્ય કાવ્ય કે સંગીત—નું લક્ષણ એ છે કે એમાં આપણી કલ્પના આગળ વિશાળ રૂપરેખા રૂપે જ વિષયની રજુઆત કરવામાં આવે છે, અને એ રજુઆતમાં ક્યાંય ખાસ ભાર કે ઝોક મૂકવામાં આવતો નથી. 'સૌષ્ઠવપ્રિય' કલાનું એક પ્રધાન લક્ષણ આ ઝોકનો અભાવ છે. વળી એમાં આપણી કલ્પના સમક્ષ વિષયને એવી રીતે

રજુ કરવામાં આવે છે કે આપણી પરાબુદ્ધિને અમુક તાત્ત્વિક સિદ્ધાંતો અને નિયમોનું ભાન થાય છે; પરન્તુ એનાં દષ્ટાંતો કે વીગતો એમાં નથી દેખાતી, વ્યક્તિએ પોતે જ એ વીગતોને પૂરી લેવી પડે છે. માત્ર એક ચોકઠું જ એની આગળ પ્રકટ થાય છે; પરન્તુ એ ચોકઠામાં પણ એટલો બધો પ્રકાશ હોય છે કે એની આંખો એના નિરીક્ષણમાં લીન થઈ જાય છે. આ 'સૌષ્ઠવપ્રિય' શૈલીનો પ્રભાવ પ્રથમ તો મનની ઉપર જ પડે છે, અને પછી જ ઉર્મિઓને એ સ્પર્શે છે. આ શૈલી ઉર્મિઓ પર અસર નથી કરતી પણ પરાબુદ્ધિને જાગૃત કરવાનું કાર્ય કરે છે.

પરન્તુ 'કૌતુકપ્રિય' શૈલી આથી ઉલ્ટાજ પ્રકારની છે; એનો પ્રભાવ પ્રથમ ઉર્મિઓ ઉપર પડે છે. અને પછીજ એ મનને સ્પર્શે છે. એક ને એક વસ્તુનું એમાં અનેકવાર પુનરાવર્તન થાય છે; એ પુનરાવર્તન અનેક પ્રકારનું અને વિવિધ દષ્ટાંતોવાળું હોય છે. એમાં ખાસ ઝોક અમુક વિશિષ્ટ વસ્તુ ઉપર હોય છે, અને કોઈ સર્વ-સામાન્ય વસ્તુ પરત્વે એમાં કશોજ ઉલ્લેખ હોતો નથી. આ શૈલી આપણા ઉત્સાહને જાગૃત કરે છે, અને અંકુશ રાખવા માટે મન સતેજ થાય તે પૂર્વે તો આપણી ઉર્મિઓને લલચાવીને દૂર લઈ જાય છે. 'કૌતુકપ્રિય' કલાકાર પ્રથમ તો આપણને વસ્તુના એકાદ નહાના અંશની વીગતનું સૌન્દર્ય દર્શાવે છે અને ક્રમે ક્રમે આપણને એક વિશાળ અખંડ વસ્તુના જ્ઞાન તરફ દોરી જાય છે.

કલાનાં આ બે વિશિષ્ટ સ્વરૂપો મનુષ્યોમાં પણ દષ્ટિગોચર થાય છે. યંગે એના 'પૃથક્કરણ ચિત્તશાસ્ત્ર' માં વિશ્વનરે કરેલું મનુષ્યોનું વર્ગીકરણ આપેલું છે. વિશ્વનર મનુષ્યોના બે પ્રકાર વર્ણવે છે. 'વિચાર-વાદી' અને 'વસ્તુ-વાદી.' વિચારવાદી વસ્તુ કરતાં વિચારમાં વધારે રસ લે છે, અને વસ્તુવાદી વિચાર કરતાં વસ્તુને જ વધારે મહત્ત્વ આપે છે. આ બન્ને પ્રકારમાં આપણે જૂદા લેબાસમાં ઉપરોક્ત સૌષ્ઠવપ્રિય અને 'કૌતુકપ્રિય' સ્વરૂપો જ

જોઇ શકીએ છીએ. વિલિયમ જેમ્સે આ પ્રકારને તાદશ શબ્દોમાં વર્ણવ્યા છે. 'કોમલ-માનસ' અને 'કઠિન-માનસ.'. વર્તમાન ચેતનપૃથક્કરણશાસ્ત્રીઓ આ પ્રકારના અંતર્ગત વિશેષને દર્શાવવા બે નવાજ શબ્દો વાપરે છેઃ 'અંતર્મુખ' અને બહિર્મુખ. 'કોમલ-માનસ' મનુષ્ય અંતર્મુખ હોય છે, અને સ્વભાવથી જ એને વિચારશીલ, આદર્શપ્રેમી, આશાવાદી, સ્વતંત્ર ઇચ્છા યુક્ત અને અદ્વૈતવાદી બનવું ગમે છે; પરન્તુ 'કઠિન-માનસ' મનુષ્ય તો બહિર્મુખ હોય છે, અને સદાય નિશ્ચયાત્મક, પ્રયોગપ્રેમી, પ્રારબ્ધવાદી અને દ્વૈતવાદી બની રહે છે. પ્રાચીન કાળના લોકો આ બે પ્રકારને માટે 'રહસ્યવાદી' અને 'વ્યવહારવાદી' તથા 'દ્વિ-જ' અને 'એક-જ' શબ્દો યોજતા.

વર્તમાન સમયમાં હિન્દુ અને બ્રિટિશ પ્રજામાં આ બન્ને સ્વરૂપો સ્પષ્ટપણે જોઈ શકાય છે. બન્ને પ્રજાના સ્વભાવનો આ તાત્ત્વિક ભેદ સર જૉન સાયમને થોડા કાળ પૂર્વે સરસ શબ્દોમાં વર્ણવી બતાવ્યો છે. એણે કહ્યું છે કે "બ્રિટિશ સ્વભાવ દરેક વસ્તુને એના વ્યવહારિક મૂલ્યથી આંકવા પ્રેરાય છે, અને હિન્દુ સ્વભાવ એનાથી તદ્દન ઉલ્ટી રીતે, દરેક વસ્તુની પરીક્ષા અમુક એક સામાન્ય આદર્શ કે ભાવના પ્રમાણે કરે છે." શા માટે હિન્દુઓ 'અંતર્મુખ' અને 'કોમલ-માનસ' અને બ્રિટિશ લોકો 'બહિર્મુખ' અને 'કઠિન-માનસ' છે, એ તો એક કોયડો છે. એ ભેદનું મૂળ સ્પષ્ટપણે આપણે બન્નેના મગજના અમુક ભાગની રચનાના તફાવતમાં જોઈ શકીએ છીએ. એ કારણ ગમે તે હો, પરંતુ આટલું તો મને સ્પષ્ટ દીપક જેવું દેખાય છે કે હિન્દુઓ કરતાં મુસ્લીમ લોકો બ્રિટીશ લોકો તરફ વધારે ઢળે છે; કારણ કે પ્રજાકીય માનસશાસ્ત્ર પ્રમાણે મુસલમાનો 'બહિર્મુખ' છે, અને હિન્દુઓ અંતર્મુખ છે. વિએનામાં યંગે જ્યારે આ પ્રકારો વર્ણવ્યા, ત્યારે આપણા દેશના હિન્દુ મુસ્લીમ ઝઘડાનો ખ્યાલ પણ નહિ

હોય. પરન્તુ શા માટે હિન્દુઓ અને મુસલમાનો પરસ્પર ઝઘડી પડે છે, તેની સમજણુ આપણને યંગના નીચેના લખાણમાંથી મળી આવે છે.

> " કોઇ ' બહિર્મુખ ' વ્યક્તિ ભાગ્યે જ, અથવા ઘણી મુશ્કેલીથી, કોઇ ' અંતર્મુખ ' વ્યક્તિ સાથે કોઇ સૂક્ષ્મ માનસ શાસ્ત્રીય પ્રશ્ન પરત્વે સરખી સમજણુ ધરાવી શકે છે...મારે ભારપૂર્વક જણાવવું જોઇએ કે આ સ્વભાવ ભેદનો પ્રશ્ન તે આપણા માનસશાસ્ત્રનો મહત્ત્વનો પ્રશ્ન છે. આ પ્રશ્નના ઉકેલ પછી જ આપણે સાચી પ્રગતિ કરી શકશું. આ પ્રકારો વચ્ચેનો તફાવત આશ્ચર્યકારક રીતે વિશાળ છે."

આ તાત્ત્વિક તફાવત લક્ષમાં રાખીને અકબરના મિત્ર મિર્ઝા અઝીઝ કોકાએ અત્યંત વાચાળતાથી લખ્યું છે કે,

> "મનુષ્યે ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં જોઇએ–વાર્તાલાપ કરવા માટે ઇરાની સ્ત્રી; ગૃહકાર્ય માટે ખોરાસાની; બાળઉછેર માટે હિન્દુ: અને ચાબુક પ્રહાર માટે મરવરન્નહ તરફની સ્ત્રી. આને લીધે આગલી ત્રણુ પત્નીઓ એના અંકુશમાં રહે છે."

ઇરાની અને હિન્દુ સ્ત્રીઓની વચ્ચેનો તફાવત નિહાળો. ઇરાની સ્ત્રી બહિર્મુખ, પરલક્ષી, અને પોતાના ફૂલણુજી પતિના કાર્યોમાં રસ લેવાને રાજી હોય છે; અને ખરૂં કહીએ તો એ પોતાના પતિને એક અગત્યની ભરેલી વસ્તુ રૂપે જ નિહાળી રહે છે. પરન્તુ હિન્દુ સ્ત્રી તો અંતર્મુખ, આત્મલક્ષી, અને પોતાનાં સંતાનોના કાર્યમાં ગુંથાયેલી રહે છે; અને પતિના તરંગો કરતાં બાળકોની સંભાળ લેવાનું કાર્ય એને વધારે વ્હાલું અને સાચું લાગે છે.

આપણે આ માનસશાસ્ત્રીય ફરક સ્વીકારશું, ત્યારે જ આપણે 'શા માટે હિન્દુ કલાકાર કુદરતને વફાદાર નથી રહેતો', એ સત્ય સમજી શકશું. થિયોસૉફિસ્ટો જેને 'આકાર'થી જૂદું એવું

'જીવન'નું સ્વરૂપ કહે છે, એનો અનુભવ લેવા માટે હિન્દુ કલાકાર અજાણપણે મથી રહે છે. પોતાની નજરે પડતા બાહ્ય, સ્થૂળ કુદરતના વિવિધ અંગોમાંથી હિન્દુ કલાકાર કો આંતર, ગૂઢ, કુદરતનું સર્જન કરવા મથે છે. એને મન કુદરતનું 'વિચાર' સ્વરૂપ વધારે સાચુ છે — 'શક્તિ' સ્વરૂપ નહિ પરન્તુ મુસ્લીમ કલાકારને આવાં અસ્પષ્ટ સ્વપ્નો પસંદ પડતા નથી, એ તો કુદરતનું વર્તમાન, દેખીતું સ્વરૂપ સ્વીકારે છે, અને કુદરતે જ સરજેલા પદાર્થોમાંથી એનો સંદેશ ઉકેલવા મથે છે મુસ્લીમ કલાકારને 'જીવન'ના કરતા 'આકાર'નું સ્વરૂપ વધારે ગમે છે.

હિંદુ કલાકાર 'આકાર' કરતા 'જીવન'નો શોખીન વધારે હોવાથી એ કોમળ આરસ કરતા કઠણુ કાળમીંઢ પાષાણુને વધારે પસંદ કરે છે આરસની કૃતિમા તો આપણુને 'કુદરતને વફાદાર' રહ્યા વિના ચાલતુ જ નથી. ગ્રીસ દેશના મહાન શિલ્પીઓની જેમ 'કુદરતની વફાદારી'માંથી એક ડગલું આગળ વધીને આપણે ઉચ્ચતર આદર્શ મૂર્તિઓની કુદરતનો સાક્ષાત્કાર કરી શકશુ. પરંતુ એને માટે પ્રારંભ તો આપણે કુદરતની વફાદારી દ્વારા જ કરવો પડશે પરંતુ ગ્રૅનાઈટની વાત જુદીજ છે એની કઠિનતાને લીધે એમાંથી પૂરેપૂરો 'વિચાર' પ્રકટાવી શકાતો નથી, અને એ એમાજ પૂરાયલો રહે છે, એજ ગ્રૅનાઇટની (અડદિયા પાષાણુની, કાળમીંઢ પત્થરની) કિમ્મત અને ખૂબી છે. આથી જ્યારે તમે ગ્રૅનાઇટના ગ્રાઈ સ્તંભ તરફ દૃષ્ટિ કરો છો, ત્યારે એમ જ અનુભવો છો કે કે હજુ એ પૂર્ણ રીતે પ્રકટ્યો નથી આને લીધે તમે એમા કેટલીયે વણપ્રકટી પૂર્ણતાઓ નિરખી શકો છો પરન્તુ આરસનો સ્તંભ તો પ્રકટી ચૂકેલો હોય છે અને પોતાની પૂર્ણતા દર્શાવ્યા કરે છે સ્તંભોના આ બે પ્રકારોમાંથી કયો પ્રકાર તાત્ત્વિક રીતે વધારે કલામય છે, એ અન્ય કોઇ તમને નહિ કહી શકે કારણુ કે એ તો પ્રેક્ષકના સ્વભાવ ઉપર આધાર રાખે છે, તમે અંતર્મુખ હશો

તો તમને ગ્રૅનાઈટના સ્તંભો ગમશે; બહિર્મુખ હશો તો આરસના.

આ તાત્ત્વિક સ્વભાવભેદને હું હિન્દુ અને મુસ્લીમ સ્થાપત્યની ભિન્નતાનું ખરું કારણ ગણું છું. એક સ્થાપત્ય 'જીવન' સ્વરૂપ ઉપર અને બીજું 'આકાર' સ્વરૂપ ભાર મૂકે છે. દરેકમાં પોતાની વિશિષ્ટ કલા છે. કોઈ કોઈથી ઉંચું નથી, કોઈ કોઈથી નીચું નથી. કલાનો સાચો ઉપાસક તો બન્નેને એક બીજાનાં પૂરક માને છે. કલાની પૂર્ણતાનો શોધક ઉભયનાં મૂલ્ય સમજી શકે છે.

હું આગળ જણાવી ગયો છું કે સ્થાપત્ય દ્વારા કોઈ પણ પ્રજાનાં ભવિષ્યનાં સ્વપ્નાં પ્રકટ થાય છે. જ્યારે જનસમાજ આધ્યાત્મિક એકતાનું ભાન અનુભવી શકે છે, ત્યારે જ એનું સ્થાપત્ય ઉચ્ચ કોટિનું બની શકે છે. બંધારણ અને નિયમ અનુસાર ચાલતા કો સંગીન રાજકીય મંડળ રૂપે પણ આ એકતા પ્રકટી શકે. પરન્તુ રાજકીય અસ્મિતા વિના પણ એ એકતા શકય છે, એ આપણે ભૂલવાનું નથી. મોગલ સમયમાં મુસલમાનો એક રાજકીય ધ્યેયમાં પરસ્પર ગુંથાઈ ગયા હતા, તેથી મોગલ સ્થાપત્ય સ્પષ્ટ અને ચોક્કસ બની શકયું છે. પરન્તુ ભૂતકાળમાં હિન્દુઓએ એવી રાજકીય એકતા નથી અનુભવી, છતાં પણ એમનું સ્થાપત્ય વિશિષ્ટ બની શકયુ છે. કારણ કે પ્રાચીન કાળથી એઓ એક પ્રકારની સાંસ્કારિક એકતા તો અનુભવતા જ હતા. આને લીધે સારોયે દેશ ચારે દિશામાં એક ગાઢ સાંસ્કારિક અને ધાર્મિક મંડળ રૂપે ગુથાઈ ગયો હતો.

ઉભયમાં અમુક પ્રકારની એકતાનું ભાન હોવાથી હિન્દુ અને મુસ્લીમ સ્થાપત્ય વિશિષ્ટ પ્રકારનાં સ્વરૂપો પ્રકટાવી શકેલ છે. પરન્તુ છેલ્લાં સો વર્ષોમાં આપણા દેશમાં જે ઈમારતો બંધાઈ છે, તેથી જોઈ શકાય છે કે એ પ્રાચીન એકતા કમનસીબે આજે નષ્ટ-

પ્રાય થઈ ગઇ છે. દૃષ્ટાંત તરીકે મદ્રાસ શહેરની કેટલીક ઈમારતો જુઓ. ગ્રીક મંડપવાળી પચયપા કૉલેજ, અને ઇટાલિયન મંડપ વાળી તથા અન્-ઇટાલિયન ઘુમ્મટવાળી પ્રેસિડંસી કૉલેજમાં દેખાતો સ્થાપત્યનો શંભુમેળો કેવો લાગે છે? આવી ઈમારતોમાં રહીને ભણતા યુવકોમાં હિન્દુ પ્રજાની એકતાની ઉંડી સમજણ ક્યાંથી સંભવે? વળી આજે ધનિકોના મહેલોમાં વર્તમાન સ્થિતિએ રચેલા સ્તંભો નિહાળો. એ તો ફ્રેંચ અને પોર્ટુગીઝ લોકોએ હિન્દમાં દાખલ કરેલી રોમન શૈલીના સ્તંભો છે. હિન્દુ સ્થપતિઓમાં હિન્દુ શૈલીના સ્તંભો રચવાની શક્તિ નથી, એમ નથી, પરન્તુ એને માટે તો તમારે જ્યોર્જ ટાઉનની સાંકડી શેરીઓમાં, નાનાં અને નીચાં ગૃહોમાં ફરવું પડશે. એવા સ્થળોમાં ધનિકો તો પગ મૂકતાં પણ સંકોચાય છે. દક્ષિણ હિન્દમાં પરાપૂર્વથી ઘડાતા કાષ્ઠના અને ગ્રૅનાઈટના સુંદર રીતે કોરેલા સ્તંભો આપણા ધનિકો શા માટે માગતા નથી? કારણ કે છેલ્લી કેટલીક પેઢીથી આપણી પ્રજાકીય ભાવના આપણામાંથી અદૃશ્ય થઇ છે. મદ્રાસની અન્જુમન ઈમારત આ બાબતમાં અપવાદરૂપ છે; માઉન્ટ રોડ ઉપર એનું દર્શન થાકેલી આંખોને બહુજ મધુર લાગે છે; અને મોગલ જાહોજલાલીના સ્મરણથી હૃદય નાચી ઉઠે છે. પરન્તુ જ્યારે આપણે સાંભળીએ છીએ કે એ ઈમારતનું નામ 'લૉલી–હૉલ' પાડવામાં આવ્યું છે, ત્યારે આપણા આનંદ–ઉત્સાહનો ઉભરો એકદમ શમી જાય છે. વળી એ ઇમારત પણ માત્ર ઈંડાના કોટલાં જેવી છે; અંદર તો એ કેવળ કલાવિહીન અને નિરાશાજનક જ લાગે છે.

આમ પ્રજાકીય એકતાનું ભાન અદૃશ્ય થવાથી, છેલ્લાં સો વરસોમાં બંધાયલી આપણાં નગરોની ઇમારતો અત્યંત ઢંગધડા વગરની લાગે છે. આપણાં ઝાહેર બાંધકામો સરકારી–યુરોપિયન કે અંગ્રેજી ઢબે શિક્ષણ પામેલા દેશી–સ્થપતિઓ જ કરે છે; અને તેથી જ પ્રજાકીય દૃષ્ટિબિન્દુથી જોતાં પ્રજા તેમજ સ્થળ બન્નેને

માટે એ કેવળ અનુચિત નીવડે છે દુઃખની વાત તો એ છે કે સામાન્ય જનતાને તો આ અનુચિતતાનું જરા પણ ભાન નથી, અને એઓ સ્થપતિઓ પાસે આવાં કઢંગાં મકાનો બંધાવ્યે જ જાય છે.

પરન્તુ સુભાગ્યે આપણી અંદર એકતાનું ભાન ધીરે ધીરે ાધવા લાગ્યું છે. વર્તમાન રાજકીય બખેડાઓ તો એ પ્રકટવા માંડેલી ાક્ષ્મ પ્રજાકીય એકતાનું એક ચિહ્ન જ છે. હિન્દુ મુસ્લીમ ઝઘડાને iાંત કરવા માટે આ પ્રજાકીય એકતાના પૂર્ણ સાક્ષાત્કારને કેટલો ાળ લાગશે, એ તો ન કહી શકાય. આજે તો એ એકતા ધીરે ારે વૃદ્ધિ પામી રહી છે, એટલું જ આપણે કહી શકીએ. પરન્તુ થાપત્ય ઉપર એની શી અસર થશે?

એ કહેવું અશક્ય છે. જેમ અંતર્મુખ મનુષ્ય બહિર્મુખ ન ઇ શકે, અને બહિર્મુખ મનુષ્ય અંતર્મુખ ન બની શકે, તેમજ ન્દુ, સ્થાપત્ય મુસ્લીમ, કે મુસ્લીમ સ્થાપત્ય હિન્દુ બની શકે હે- ત્યારે શું બન્નેનું સંમીશ્રણ થશે? નવા દિલ્હીમાં એવો આછો ાત્ન થયો છે, પરન્તુ એ સંમીશ્રણકાર્યમાં ઉત્સાહ નથી પ્રકટયો. વિષ્યનાં સ્થપતિઓ નવા દિલ્હીને માત્ર એક ઐતિહાસિક કારસ ગણાશે. કારણ કે એમાં હિન્દી જીવનની ભાવના નથી જણાતી. ત્ર હિન્દ માટેના બ્રિટનના કાર્યની જ એમાં ભાવના છે, અને ન્દુ અને મુસ્લીમ સ્થાપત્ય તો એમાં કેવળ ગૌણ ભાગ જ ષ્વે છે.

હું પોતે તો હિન્દુ મુસ્લીમ શૈલીનું સંમીશ્રણ ઈષ્ટ કે શક્ય ી ધારતો. હું તો માનું છું કે એ બન્ને શૈલીઓ જુદી રહે રેજ એની સૂક્ષ્મ શક્તિ પૂર્ણતાથી પ્રકાશે. પરન્તુ દરેક શૈલી ાની વિશિષ્ટ રીતે અને નવે માર્ગે, નવેસરથી, વિકસવી ાએ. લખનૌ અને કાનપુરના નવા રેલ્વે સ્ટેશનો મુસ્લીમ

પત્યપરંપરા જાળવી રાખવાનો પ્રયત્ન બતાવે છે, અને થોડા દિવસ પૂર્વે, નિદમગલમ્ અને મનરગુડી વિભાગમા, મે એક હિન્દુ શૈલીનું ન્હાનકડુ રેલ્વે સ્ટેશન જોયુ છે. માત્ર સીમેન્ટથી ધોળેલુ અને કેવળ ઈંટોથી બનેલુ હોવા છતા એના રતનો દક્ષિણ હિન્દના સ્થાપત્યના સુંદર નમૂનાઓ છે. હું તો એના દર્શન માત્રથીજ હર્ષઘેલો બની ગયો હરિદ્રનધિનું એ ન્હાનકડુ પણ વિશિષ્ટ હિન્દુ શૈલીનું સ્ટેશન બાધવાની હિમ્મત કરનાર કલ્પનાપ્રધાન રેલ્વે ઈજનેરને આપણે સંપૂર્ણ સન્માનથી અમર બનાવીએ, એવી ઈચ્છા મ્હને અનેકવાર થાય છે

હિન્દનો આત્મા સૈકાઓથી સૂતેલો હતો, તેથીજ આપણી ઇમારતો આપણુને પ્રેરણા આપી શકતી નથી પરન્તુ સારોય હિન્દુસ્તાન એક પ્રજા રૂપે સાચી રીતે જાગૃત થશે, ત્યારે હિન્દુ અને મુસ્લીમ બન્ને કોમો પોતપોતાના વિશિષ્ટ સ્થાપત્યની માગણી કરશે એ મંગળ દિવસ બહુ દૂર નથી. પછી તો માત્ર ઝાહેર મકાનોમા જ નહિ, પરન્તુ આપણા ગૃહો અને ઑફિસોમા પણ સુન્દર સ્થાપત્યના દર્શન થશે જ્યારે આપણે વર્તમાન અયોગ્ય સ્થાપત્યનો શોખ ફગાવી દેશુ, ત્યારે આપણી સૂતેની સઘળી સારી શક્તિઓ સરળતાથી પ્રકટી શકશે કારણ કે રેખા અને રગની સુદરતાથી ભરેની, જીવનની દરેક વસ્તુ આપણા વિકાસમા પોષક કે બાધક થઈ શકે છે સ્થાપત્ય આપણા ચારિત્ર્ય ઉપર ઘણી સૂક્ષ્મ અસર કરી શકે છે. આપણી વર્તમાન શાળા–સમિતિઓ શાળાના મકાનોના 'પ્લાનો' મન્જુર કરતા પૂર્વે આ રહસ્ય સમજે તો કેવુ સારૂં'"

માનસશાસ્ત્ર પ્રમાણે મનુષ્યો બે પ્રકારના હોય છે, તે હુ બતાવી ગયો છુ, કોમળ–માનસ અને કઠિન–માનસ, અંતર્મુખ અને બહિર્મુખ, દ્વિ-જ અને એક–જ, વિચારવાદી અને વસ્તુ

વાદી; રહસ્યવાદી અને વ્યવહારવાદી; હું તો માનું છું કે મનુષ્યે **બન્ને** પ્રકારના સ્વભાવ ખીલવવા જોઇએ. ખરૂં છે કે એક જન્મમાં તો આ કાર્ય અશક્ય છે; ઘણા જન્મોના અંતેજ આપણે એમાં સફળતા મેળવી શકશું, છતાં આ બે પ્રકારની સમજણ વધારવા માટે આપણે **બન્નેની** કદર કરતાં તો શીખવું જ પડશે.

હિન્દુ અને મુસ્લીમ સ્થાપત્યને વિષે પણ એમજ છે. બન્ને ભિન્ન અને વિશિષ્ટ છે. સ્થાપત્ય 'થીજી ગયેલું સંગીત' છે, અને એના દ્વારા મનુષ્યો 'પ્રભુના ગુણની ગીતા' ગાય છે, એ રહસ્યનો જેને અનુભવ છે, એ તો સ્થાપત્યની આ તાત્વિક વિશિષ્ટતામાંથી પ્રબળ પ્રેરણા મેળવી શકે છે.

33

# નૈષ્કર્મ્યની ભાવના

જગતમાં અનેક પ્રકારના આદર્શવાદીઓ છે; અને અનેક નામે એઓ પોતાની ઓળખાણ આપે છે. પરંતુ એક સામાન્ય કાર્યમાં એ બધા જ સહમત છે—એ કાર્યને હું 'પ્રભુતાની મુક્તિ' કહું છું. ઘણા આદર્શવાદીઓ તો સ્પષ્ટપણે સ્વીકારે છે કે દૈવી જીવન મનુષ્યના હૃદયમાં રહેલું છે; બ્રહ્મવિદ્યા કહે છે કે મનુષ્ય અને પ્રભુ તાત્વિક રીતે એક જ છે. આજ સત્યને જૂદી રીતે વર્ણવતાં કૃષ્ણમૂર્તિ કહે છે કે 'મુક્તિ' એ કાંઈ કોઇ મહાન વ્યક્તિ ઉપર શ્રદ્ધા રાખવાનો વિષય નથી; એ તો **પોતાના સાચા સ્વરૂપને પ્રાપ્ત કરવાનો વિષય છે.**

માનવજાતિ સમક્ષ મૂકવામાં આવેલા આ આદર્શોમાં—કૃષ્ણમૂર્તિની 'મુક્તિ' અને બ્રહ્મવિદ્યાની-'પૂર્ણતા'—એક બાબત તો ઉભયમાં સામાન્ય છે. મનુષ્ય પોતે જ પોતાનો 'માર્ગ, સત્ય અને જીવન' હોવાથી એની અંદરજ મહાન પ્રકાશ રહેલો છે. આથી આપણું કર્તવ્ય આપણા માનવ બન્ધુઓની અંદર રહેલી પ્રભુતાને મુક્ત કરવાનું છે. કારણ કે મનુષ્યો તો અજ્ઞાનની સાંકળોથી બંધાયલા કેદીઓ જેવા છે; આપણું કાર્ય એમને બંધનમુક્ત કરવાનું છે.

આપણે જીવનના સઘળા વ્યપારોને ઉંડાણથી તપાસશું, તો આપણને માલમ પડશે કે વસ્તુ માત્રની વ્યવસ્થા એવી છે કે દરેક

વ્યક્તિની આંતર પ્રભુતા મુક્ત થવા માટે. આપણને જીવનમાં સુખકર વસ્તુઓ મળે છે, ત્યારે આપણે કહીએ છીએ કે પ્રભુ ભલા છે, પ્રેમાળ છે, અને પ્રેમ દ્વારા આપણો વિકાસ કરાવી રહ્યા છે. પરન્તુ જીવનમાં આપણને ઘણીવાર ઘણું અશુભ અને દુઃખકર પણ અનુભવવું પડે છે. તે પળે વધારે ઊંડાણથી અવલોકતાં આપણને જણાય છે કે દૈવી યોજના દુઃખ અને શોક દ્વારા પણ પ્રેમ અને ભલાઈનું એજ કાર્ય કરી રહે છે.

વ્યક્તિની અંદરથી તેમજ બહારથી પ્રભુતાની મુક્તિનું કાર્ય સતત ચાલ્યાં જ કરે છે. બહારથી પ્રભુતાની મુક્તિનું કાર્ય કયે માર્ગે થાય છે, એ આપણે પ્રથમ તપાસીએ.

ઘણીવાર આપણે સૌ આ નિયમબદ્ધ જગતમાં કાર્ય કરતાં કરતાં કુદરતના નિયમોનો ભંગ કરીએ છીએ, અને એ રીતે 'કર્મ'ને પેદા કરીએ છીએ. 'કર્મ'ની ઉત્પત્તિ કેટલાંક બળોની પરંપરાને જગાડે છે, અને એ રીતે વિશ્વની સમતોલતા તૂટે છે. હવે આ તૂટેલી સમતોલતા પાછી સરખી તો થવીજ જોઈએ, પરન્તુ આપણી વર્તમાન વિકાસભૂમિકા એવી છે કે આપણે પોતે તો એ સમતોલતાને પાછી આણવાને અશક્ત છીએ, કારણ કે એને માટે જોઈતું જ્ઞાન હજુ આપણે ધરાવતા નથી. આથી એ સમતોલતાને પાછી આણવા માટે કર્મના દેવતાઓ બહારથી આ પ્રશ્નને હાથમાં લે છે. એ સમતોલતાને પાછી આણવાનાં સાધનો એઓ જ આપણે માટે ગોઠવી આપે છે. દેશ, પ્રજા, કુટુંબ, ધર્મ, સંસ્કાર રૂપી આપણી પરિસ્થિતિ એઓ જ ગોઠવે છે, એને માટે એઓ આપણને અમુક જ કુટુંબમાં જન્મ આપે છે. અને આપણા વ્યક્તિગત જીવનમાં ભોગવવાનાં સારાં માઠાં કર્મો એઓજ દરેકને વહેંચી આપે છે.

કર્મના દેવતાઓની આ સઘળી વ્યવસ્થા આપણી પ્રભુતાની મુક્તિને અર્થેજ હોય છે. આપણાં 'કર્મ'ને લીધે મળેલી દરેક

મુસીબત, દરેક પીડા, દરેક વિપત્તિ—માઠાં કર્મોની દરેક લણણી—કર્મનું દેવું પતાવવાની માત્ર યાંત્રિક રીતિ જ નથી; એનો પ્રધાન હેતુ તો આપણી આંતર પ્રભુતાને મુક્ત કરવાનો છે. ખરૂ છે કે આપણને આપણી સ્થિતિ કર્મ રૂપી સિન્ધુની ભરતીમાં તરતા લાકડાનાં નિરાધાર ઢીમચાં જેવી જ લાગે છે. કારણ કે આપણે આપણા જીવન-પ્રવાહને અનધારી દિશામાં ફેરવી શકતા નથી, અને નસીબ જ આપણો માલીક બની રહે છે. પરન્તુ એ સ્થિતિમાં યે જો આપણે ઉંડા ઉતરીને જોઇ શકીએ તો આપણને માલમ પડે છે કે **આપણી પરિસ્થિતિનો હેતુ આપણી પ્રભુતાને મુકત કરવાનો છે.**

વ્યક્તિના વિકાસને માટે એક બીજી પ્રક્રિયા પણ એટલી જ આવશ્યક છે. આપણાં કાર્યો દ્વારા આપણે **અંદરથી** પણ આપણી પ્રભુતાને મુક્ત કરી શકીએ છીએ. એને માટે શું કરવું ? જ્યારે મનુષ્ય પોતાનાં બન્ધનો તોડવાને માટે પોતાના વિચારોને હથિયાર બનાવે છે, ત્યારે જ એ બની શકે છે. વિચારો—ધર્મના, વિજ્ઞાનના કે ફિલસુફીના—એનાં હથિયાર બને, ત્યારે જ એ શક્ય થાય. પાપ અથવા પુણ્યના, કે પ્રગતિ અથવા પરાગતિના, વિચારોને હથિયાર તરીકે સ્વીકારીને મનુષ્ય પોતાની આંતર પ્રભુતા મુક્ત કરી શકે છે. થિયોસોફી અથવા બ્રહ્મવિદ્યા એક વિચાર-સંગ્રહ છે. તમે પૂછશો કે થિયૉસૉફીનું મૂલ્ય શું છે ? એ કાંઈ માત્ર સુંદર માનસિક તત્ત્વદર્શન કે ફિલસુફી જ નથી; પરન્તુ એ તો સત્યતઃ તો **આપણી અંદર ગુપ્ત રહેલી આંતર પ્રભુતાને જગાડવાની શકિત આપણને આપે છે.**

આ રીતે બ્હારથી તેમજ અંદરથી આંતર પ્રભુતાને મુક્ત કરવાના પ્રયત્નો ચાલ્યાં જ કરે છે. પરન્તુ પ્રભુતાની મુકિતનું એક ત્રીજું સ્વરૂપ હજુ પૂર્ણપણે સ્વીકારવામાં આવ્યું નથી. કૈંક પણ સર્જન કર્યા વિના મનુષ્ય પોતાની પ્રભુતાને મુક્ત કરી શકતો નથી,

આપણે કહીએ છીએ કે સાચા થિયૉસૉફિસ્ટે સદા પોતાના ચારિત્ર્યને પૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરવો જ જોઈએ. હવે આ ચારિત્ર્યનું ઘડતર એ પણ એક સર્જન નહિ, તો બીજું શું છે? દરેક થિયૉસૉફિસ્ટે પોતાના ચારિત્ર્યનો ઉપયોગ કરીને એના દ્વારા સેવાનાં કાર્યો પ્રકટાવવાં જોઈએ. થિયૉસૉફિ અથવા બ્રહ્મવિદ્યાના ઉપાસકો આટલું તો સ્વીકારે છે.

પરંતુ સર્જનનો એક બીજો પ્રકાર હજુ મ્હોટા ભાગના લક્ષની બ્હાર જ રહી ગયો છે, અને આજે હું એના ઉપર જ ખાસ ભાર મૂકવા માંગું છુ. આ સર્જનપ્રકારનો હેતુ સેવા નહિ પણ મુક્તિ છે. આ બન્ને વિરોધી છે, એવું હું નથી કહેવા માગતો. હું તો માનું છું કે ઉભય અન્યોન્યનાં પૂરક છે, અને પરસ્પર આધાર રાખી રહ્યાં છે, કારણ કે સેવા મુક્તિ તરફ લઈ જાય છે, અને સેવા વિના સાચી મુક્તિ કદાપિ શક્ય નથી. મારા કથનની મતલબ એ છે કે સર્જનના બે પ્રકાર છે; એકમાં, સેવાનાં કાર્યો અન્યની પ્રભુતાને મુક્ત કરે છે, અને એના પ્રત્યાઘાત રૂપે આપણી પોતાની પ્રભુતાને પણ મુક્ત કરે છે. બીજામાં, એક જૂદી જ રીતે આપણી આંતર પ્રભુતા મુક્ત થાય છે. એ રીત કલા દ્વારા મુક્તિની છે. આજે હું બ્રહ્મવિદ્યાના ઉપાસકો સમક્ષ આ રીતિની સમજણ આપવા માગું છું.

'મુક્તિ' એટલે જ સ્વતંત્રતાની પ્રાપ્તિ. પરંતુ આપણે જાણીએ છીએ કે આપણું જીવન તો ડગલે ને પગલે બંધનો જ વધારી રહ્યું છે. વિશ્વની સમતોલતાનો ભંગ કર્યા વિના આપણે એક આંગળી પણ હલાવી શકતા નથી, અને એકવાર એ સમતોલતા તૂટે એવાં બળો આપણે પેદા કર્યાં, એટલે આપણે પોતે જ એ સમતોલતાને પાછી સ્થિર કરવી પડે છે. આપણે પાપ દ્વારા એ સમતોલતામાં ભંગ કર્યો હશે, તો દુઃખ ભોગવીને પણ : ' ~ ~

સરખી કરવી જ પડશે. આ રીતે જીવન બંધનોની એક પરંપરા જ બની રહે છે. આ પળે પણ—મારું પ્રવચન અને તમારું શ્રવણ ચાલે છે, ત્યારે પણ—આપણાં દરેક સ્મિત દ્વારા આપણે આપણી વચ્ચે બંધનો પેદા કરીએ છીએ. મારાં પ્રવચનની પ્રેરણા તમને અને મને અમુક બંધનમાં બાંધે છે.

આ રીતે જીવન હેતુપૂર્વક આપણને અનેક રીતે પરસ્પર બાંધી રહેલ છે. છતાં પણ મુક્તિ આપણું ધ્યેય છે. બંધ અને મોક્ષનો આ વિરોધ શી રીતે દૂર કરવો? આજે મુક્તિને માટે હું એક નવો જ પારિભાષિક શબ્દ યોજું છું. એનો ઉચ્ચાર તમને કર્ણમધુર નહિ લાગે, અને અનુવાદ કરવા જતાં ઘણી ભાષામાં એ અરસિક અને અસુંદર પણ લાગશે. એ શબ્દ નૈષ્કર્મ્ય છે. નૈષ્કર્મ્ય એક એવી સ્થિતિ છે, કે જેમાં ભૂતકાળનાં કાર્યો આપણી ઉપર કશીજ અસર કરી શકતાં નથી. અલબત્ત, કોઈ પણ પ્રકારનાં બળને એકવાર ઉત્પન્ન કર્યાં પછી આપણે એનો નાશ તો નજ કરી શકીએ, પરંતુ એટલું તો આપણાથી અવશ્ય થઈ શકે કે તટસ્થ ભાવે રહીને આપણે આપણી ઉપર એનો પ્રત્યાઘાત ન થવા દઇએ એનું જ નામ નૈષ્કર્મ્ય.

જ્યાં સાચી કલા છે, ત્યાં મુક્તિનો —એટલે કે આપણને સ્વતંત્ર કરવાનો-ગુણ પણ હોય છે જ. એક સરલ દૃષ્ટાંતથી તમે એની કસોટી કરી શકશો. દિલગીરી અને નિરાશા વાળા જીવન-પ્રસંગો યાદ કરો; અથવા શ્યામ વિચારોથી તમે ઘેરાઈ ગયા હો, અને કો અતલ ખીણમાં ઉતરી પડયા હો, એવી પળો કલ્પો, આ દુઃખદ સ્થિતિમાંથી બચવા માટે તમારે શું કરવું જોઈએ? એ પળે જો તમે તમારી કલામય વૃત્તિને પ્રકટ કરી શકો, તો તમે એ નિરાશાને પકડી શકો, અને એમાંથી પણ કો સુંદર કલાકૃતિ નિપજાવી શકો. એકાદ કાવ્ય રચીને પણ તમે એ કાર્ય કરી શકો છો.

તમારી નિરાશાનું વર્ણન કરનારું કાવ્ય તમે રચશો, ત્યારે તમને માલમ પડશે કે તમે તમારી નિરાશામાંથી મુક્ત થયા છો. આનો અર્થ એમ નથી કે તમારું કાવ્ય લખી રહ્યા પછી તમારા જીવનમાં દિલગીરી કે નિરાશા નહિ રહે; એ તો રહેશે જ, પરંતુ પછી તો એનું સ્વરૂપ જ એવું થઈ ગયું હશે કે એ તમને બાંધી શકશે નહિ. તમારું વાસના શરીર દીલગીર હશે, તો પણ તમે પોતે તો એમાંથી બ્હાર નીકળી ગયા હશો. કારણ કે તમારી નિરાશામાંથી તમે એક એવી વસ્તુ ઉપજાવી છે કે જે તમારાથી જૂદી રહી શકે છે. તમે તમારી સર્જનકૃતિને નિરખશો, એટલે તમને તમારી નિરાશા બાંધી શકશે નહિ.

તમારામાં શક્તિ હોય-ઇશ્વિરી બક્ષિસ હોય-તો સંગીત, કાવ્ય રચીને કે ચિત્ર ચિતરીને પણ તમે તમારી પરિસ્થિતિમાંથી કલાકૃતિ સરજી શકો છો. એ સર્જન જ તમને તમારી પરિસ્થિતિનાં બંધનોમાંથી મુક્ત કરે છે. સર્જનની પળે દરેક કલાકાર પોતાના વિષય સાથે એક થઇ જાય છે; અને સર્જનક્રિયા વધતી જાય તેમ તેમ એ વધારે અને વધારે નિરાસક્ત, તટસ્થ બનતો જાય છે.

કલાકારોની આ નિરાસક્તિ કે તટસ્થતા આર્યોના યોગને મળતી આવે છે. ધારો કે એક કલાકાર એક કુદરતી દશ્ય આલેખે છે. એ આલેખનને માટે જગતના ઘોંઘાટથી અને પરિસ્થિતિની ધમાલથી એને જૂદા (તટસ્થ) થવું પડે છે. એની પાસે પીંછી, રંગ અને ફલક હોય છે, પરન્તુ એ તો પોતાની અંદર જ એકાગ્ર થાય છે. કલાકાર પોતાની પરિસ્થિતિથી જૂદો થાય, અને સન્મુખ રહેલા પ્રાકૃતિક સૌન્દર્યને નિરખી રહે, ત્યારે જ એ પોતાને જોઇતાં તત્ત્વોની સરખામણી કે પસંદગી કરી શકે. **કલાકાર પોતાની પરિસ્થિતિથી અલગ થઈ શકે, ત્યારે જ કલાકૃતિ પ્રકટાવી શકે.**

જેમ હિન્દુ યોગી કો શાંત સ્થળે જાય છે, અને નિરાસક્ત

ભાવે ધ્યાન કરવા સારૂ પોતાના આંખ-કાન અક્ષરશઃ ' બંધ કરે કરે છે,' તેમ કલાકારે પણ કરવું જોઇએ. સારા ચિત્રકાર થવું હોય તો તમારે પણ આ નિરાસક્તિ યોગ ખીલવવો પડશે. જેમ સંન્યાસી 'આસન' જમાવીને એકાગ્ર થાય છે, તેમ ચિત્રકાર બાજોઠ પાસે બેસીને પરિસ્થિતિની અનિષ્ટ ધમાલ અને ઘોંઘાટથી અલગ થાય છે. સમીપસ્થ દૃશ્યનો સાક્ષાત્કાર કરવો હોય, તો તમારે હવાના સૂરો સાંભળવાનું બંધ કરવું જોઇએ. નિરાસક્તિની સર્વોપરિ પળે જ તમને એ પ્રાકૃતિક દૃશ્યનું સાચું દર્શન થશે; ત્યારે એ દૃશ્ય એક બારી બની જશે; અને એમાંથી તમે એક બીજા જ જગતમાં ડોકિયું કરી શકશો.

કલાની અન્ય સર્વ શાખાઓમાં પણ આમ જ બને છે. જેટલા પ્રમાણમાં કલાકાર નિરાસક્ત થઈ શકે છે, તેટલા પ્રમાણમાં એ પોતાના સર્જનની શક્યતાઓ સમજી શકે છે. આપણે કલાકારોને ઉર્મિલ વ્યક્તિઓ માનીએ છીએ, તેથી આવી નિરાસક્તિ કે તટસ્થતાની વાત આપણને નવાઈ જેવી લાગે છે. છતાં સત્ય હકીકત તો એજ છે કે સર્જનસમયે દરેક કલાકારને પોતાની ઉર્મિઓથી તત્કાળ તો-તેટલા સમય સુધી તો-અલગ થવું જ પડે છે.

હવે તમે જોઈ શકશો કે મુક્તિને માટે કલા સર્વદા આવશ્યક છે. માટે આપણે આપણા દુઃખો અને આનંદોમાંથી કલાકૃતિઓ સર્જવી જોઈએ. સર્જન દ્વારા જ્યાં સુધી આપણે આપણી જાતને મુક્ત નહિ કરીએ, ત્યાં સુધી આપણે મુક્તિ નહિ મેળવી શકીએ.

કર્મનો નિયમ કહે છે કે જો મેં કોઇને ઇજા કરી હશે, તો મ્હારે એની સેવા કરીને એ દેવું ભરપાઈ કરવું પડશે. ' ઘણો જ દિલગીર છું,' એમ કહ્યે એ કર્મબન્ધન તૂટે નહિ. મ્હારે તો કર્મબન્ધનમાંથી કેવળ મુક્ત થવું છે. પરન્તુ જ્યારે હું એનામાં, મારા શત્રુમાં, કાંઈક કલાનું તત્ત્વ જોઇ શકીશ, ત્યારે જ મારી સાચી

સ્વતંત્રતાની શરૂઆત થશે. મારી સાથે જેને સંબંધ નથી, એવું કંઇક મ્હારે એનામાં જોવું જોઇએ; ત્યારે જ મ્હારા કર્મનો અંત આવે.

મનુષ્યે મુક્તિને પંથે હંમેશાં કંઇક પણ સર્જનકાર્ય કરવું જ જોઈએ. વારંવાર આપણે આપણા જગતનું સર્જન અને નવસર્જન કર્યા કરવું જોઇએ, જ્યારે આપણે કોઈ ભવ્ય આધ્યાત્મિક સન્દેશ સાંભળીએ છીએ, ત્યારે આપણને આપણા જીવનના ચૂરા થઈ ગયા હોય, અને હવે નવેસરથી જીવનનો આરંભ કરવો પડશે, એમ નથી લાગતું ? એનું નામ જ નવસર્જન. સાચી રીતે મુક્ત થવું હોય, તો આપણે આપણા જીવનનું નવસર્જન કરવું જ જોઈએ. પરન્તુ એ નવસર્જન પણ જો કલામય રીતે થાય, તો જ આપણે એવા કલાસર્જન દ્વારા મુક્ત થઈ શકીએ.

જ્યાં સુધી મનુષ્ય પોતાના ભૂતકાળથી કેવળ અલગ નહિ થાય, ત્યાં સુધી એ સાચી રીતે મુક્તિ મેળવી શકશે નહિ. આપણો ભૂતકાળ આપણા દરેક કાર્ય, દરેક વિચાર, દરેક લાગણી ઉપર અસર કરી રહેલ છે; અને આપણે સૌ જાણીએ છીએ કે આપણો ભૂતકાળ, પૂર્વ જન્મોનો અદશ્ય ભૂતકાળ, સુન્દર તો નહોતો જ. અનેક પ્રકારની અસુંદર વસ્તુઓ આપણી પાછળ પડેલી છે, અને આજે આપણી ઉપર એનો પ્રભાવ પાડી રહી છે. પરન્તુ જ્યાં સુધી આપણે આપણા ભૂતકાળથી આપણી જાતને મુક્ત કરશું નહિ, ત્યાં સુધી આપણે કદાપિ મુક્તિના દ્વાર સુધી પહોંચી શકશું નહિ. આથી જો આપણે ભૂતકાળથી મુક્ત થવું હોય, તો આપણે આપણા સઘળા ભૂતકાળમાંથી-પરબ્રહ્મમાંથી ઉત્પન્ન થયા તે કાળથી તે ઠેઠ પૂર્ણતાને ઉંબરે પગ મૂકવાનો અવસર મળશે ત્યાં સુધી-સતત કૈં કૈં કલાકૃતિઓ સરજવી જ પડશે.

આ એક ગૂઢ વ્યાપાર છે; એનો અર્થ એ છે કે ફરી ફરીને

ભૂતકાળમાં જીવવું, અને એ રીતે એમાં પરિવર્તન કરવું. કારણ કે જ્યાં સુધી હું મારા ભૂતકાળનું પરિવર્તન ન કરું, અને એમાંથી કંઈક સુંદર કલાકૃતિ ન સરજું, અને એ રીતે મારા વર્તમાનથી વિરક્ત (અલગ) ન થાઉં, ત્યાં સુધી મ્હારે મ્હારા ભૂતકાળના ભારની સાંકળ જીવનપંથ પર ખેંચ્યા જ કરવી પડશે. જ્યાં સુધી મ્હારી સ્મૃતિમાં લાખ્ખો વર્ષો પૂર્વના ગત જન્મોના દુષ્કર્મોનાં સ્મરણો રહેશે, ત્યાં સુધી હું સાચી રીતે સ્વતંત્ર, મુક્ત થઈ શકીશ નહિ. કારણ કે મારી સનાતન સ્મૃતિ એક અને અખંડ જ હોવી જોઈએ. આથી મારે મારાં સ્મરણોમાં પરિવર્તન કરવા માંડવું જોઈએ, અને પરબ્રહ્મમાંથી હું પ્રકટયો તે કાળથી મારા ભૂતકાળમાં બનેલી દરેક કલાવિહીન વસ્તુને કેવલ બદલી નાખવી જોઈએ. મારે એ તમામનું નવસર્જન ('રિક્રિએશન') કરવું જોઈએ. જ્યારે તમામને હું એક સુંદર વસ્તુ રૂપે નવેસરથી સરજી શકીશ, ત્યારે જ હું મ્હારા ભૂતકાળથી અલગ થઈ શકીશ, અને ત્યારે જ હું મુક્તિને પન્થે આગળ વધી શકીશ.

આને માટે આત્મનિરીક્ષણની જરૂર પડશે. ત્હમે પૂછશો કે 'અંતરમાં ઊંડા ઉતરીને, ભૂતકાળની દુષ્ટ વસ્તુઓને બ્હાર ખોદી કાઢવાથી શો લાભ થશે? એથી તો આપણે ઉલટા વધારે દિલગીર અને નિરાશ નહિ બની જઈએ?' પણ આપણે અંદરના એ દુષ્કર્મોને ઢાંકીને અને 'એ હતા જ નહિ' એમ કહીને આપણી જાતને છેતરતા નથી?

આપણા ભૂતકાળથી અલગ થવાય, જૂદા ઉભા રહેવાય, એવી આત્મનિરીક્ષણની કો **નવીન** રીત આપણે શોધી કાઢવી પડશે; આ કાર્યમાં કલા આપણને અત્યંત ઉપકારક થશે. ત્હમને માઠું ન લાગે તો મ્હારી તો તમને એજ શિખામણ છે કે જ્યાં સુધી તમે પોતે ... કલાકાર — ભલે મોટા સંગીત શાસ્ત્રી કે ચિત્રકાર નહિ

—નહિ થાઓ, અને તમારા જગતનું નવસર્જન કરવાનું રહસ્ય નહિ શીખી લ્યો, ત્યાં સુધી તમે કોઈ કાળે 'પણ મુક્તિ મેળવી શકશો નહિ. ખરું છે કે જગત જેવું છે તેવું જ આપણે સ્વીકારી લેવું પડે છે; પરન્તુ ભૂલશો નહિ કે આપણે જ એ જગતને બદલાવી પણ શકીએ છીએ. બાહ્ય જગત કરતાં આંતર જગત જ વધારે મહત્ત્વનું છે; આથી જ્યારે આપણે આપણા જગતના સંવેદનો લઈને એમાંથી કોઈ સુંદર કલાકૃતિ સરજીએ છીએ, ત્યારે આપણે એ જગતને જ બદલાવીએ છીએ.

જીવનને કેવી રીતે સ્વીકારવું, અને કેવી રીતે એને બદલવું, એ પ્રશ્નનો વિચાર તો દરેક મનુષ્યે કરવો જ જોઈએ. જીવન–પરિવર્તન કે નવસર્જનના આ મહાન કાર્યમાં આપણને વિજ્ઞાન, ફિલસુફી અને કલા પણ સહાય કરી શકે છે. પરન્તુ એ પરિવર્તન કરવા માટે આપણે તટસ્થ કે અલગ થતાં શીખવું જ પડશે. જ્યારે આપણે જીવનની કરેક પરિસ્થિતિનો તથા જગતના દરેક પ્રસંગનો સાકાર કરતાં શીખશું, અને એમાંથી કંઈક સુંદર અને કલામય સર્જન કરી શકશું, ત્યારે જ આપણે તટસ્થ, નિરાસક્ત કે અલગ થઈ શકશું.

એકવાર ઓમેન તારક કૅમ્પમાં મેં એક લેખ લખ્યો હતો; એ હું તમને વાંચી સંભળાવું છું; તમને એક બીજી જ રીતે એમાંથી આ જ વિચારનું સ્પષ્ટીકરણ મળી રહેશે. ઘણા મનુષ્યો કહે છે, "હું કાંઈ કલાકાર નથી; ગાવા માંડું છું તો મુખમાંથી સુંદર સૂર પણ નીકળી શકતો નથી; પણ મને સંગીત ગમે છે ખરું." પરન્તુ તમારો સંગીતનો, સુંદર આકારનો, બાલકની કાલીઘેલી વાણીનો પ્રેમ જ તમને અમુક અંશે કલાકાર બનાવશે. સુંદર વસ્તુ પ્રત્યે પ્રેમ, એ તો શરૂઆત છે; એમાંથી જ ધીરે ધીરે કલાકાર થવાય છે.

## ફુલોનો સન્દેશ

" લોકો કહે છે કે 'જ્યારે ભગવાન ક્રાઇસ્ટે કમળો તરફ નજર કરી, ત્યારે કમળોએ જે જવાબ આપ્યો, એવાં જ સૌ પુષ્પો-પ્રભુએ બનાવેલ સઘળી કળીઓ, પાંદડીઓ, ડાંખળીઓ-બને, એવી પ્રભુની ઇચ્છા છે."

—જ્યોર્જ મૅકડોનલ્ડ.

આપણા હૃદયમાંની અનેક ઇચ્છાઓમાં એક તીવ્ર ઇચ્છા કૈંક પૂર્ણ વસ્તુને પ્રાપ્ત કરવાની છે. જેઓ અશુદ્ધિના બંધનોથી બંધાયલા છે, એઓ પૂર્ણ વિશુદ્ધિને ઝંખે છે; જેઓ ક્રોધને વશ થઇ જાય છે, એઓ પૂર્ણ સંયમની અભિલાષા સેવે છે. આપણા માનુષી સ્વભાવમાં એકસો ને એક દોષો અને ત્રુટિઓ છે; પરન્તુ એ બધા પૂર્ણતાનું પ્રતિબિંબ ઝીલે એવા એકસો ને એક સદ્‌ગુણો મેળવવાની ઝંખના આપણી અંદર જગાડે છે. એ કાંઇ એમનું ઓછું ઉપયોગી કાર્ય છે?

પરન્તુ સંપૂર્ણ પૂર્ણતા તો કોને મળે ? કયો મહાન ચિત્રકાર સંપૂર્ણ સૂર પ્રકટાવી શકે છે ? પૂર્ણતા તો સદાય આપણને હાથતાળી આપીને દૂર નાસી જાય છે. આથી જીવનને સંપૂર્ણ કરવા માટે જ્યારે આપણે પૂર્ણ ચારિત્ર્યનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણને એમજ લાગે છે કે એ અશક્ય છે—એ કદી બની શકશે જ નહિ, કારણ કે સંપૂર્ણ ચારિત્ર્યનું સ્થાન સિદ્ધ કરવા માટે તો અનેક સંપૂર્ણ સદ્‌ગુણો જોઇશે. આથી સંપૂર્ણ ચારિત્ર્યવાળી મુક્તિને મેળવવી, એ તો આપણને અશક્ય જ લાગે છે.

જ્યાં સુધી આપણે પ્રભુતાને ઉંબરે પગ ન મૂકીએ, ત્યાં સુધી એવી મુક્તિ મેળવવી અશક્ય જ છે. મુક્તિના ઉંબર સુધી પહોંચવા માટે અનુભવ રૂપી ગાઢ ગીચ જંગલમાંથી આપણે માર્ગ કાઢવો પડશે. પરન્તુ જો કે એને માટે સંપૂર્ણ ચારિત્ર્ય મેળવી લેતાં આપણને સેંકડો જન્મો જશે, તોપણ આજે આપણે જે ભૂમિકાએ છીએ ત્યાં પણ એ પૂર્ણતાની ભવ્યતાની ઝાંખી કરવી, એ ખરે જ આપણે માટે શક્ય છે. મુક્તિ માગે છે એવી પૂર્ણતા-

નો તમામ સમૂહ (વૉલ્યુમ) ભલે આજે આપણે માટે દૂર હોય, પરન્તુ આજે પણ આપણે એ પૂર્ણતાની જાત (ક્વૉલિટિ) તો જાણી અને જોઇ શકીએ.

કારણ કે મુક્તિ એટલે સદ્‌ગુણોનો ઢગલો નથી, પણ એક **સદ્‌ગુણમાં સંપૂર્ણ પૂર્ણતાનો સંસ્પર્શ છે.** ખેતરનો આવળનો છોડ પણ કો પ્રવીણ માળીના સુંદર રોપાના જેટલો જ સુંદર હોય છે; આ ખેતરમા આપણા ચરણ નીચે ચપાતા ફૂલો પણ હિન્દના સરોવરોની સોનેરી પાખડીઓ વાળા કમળોના જેટલો જ વિશુદ્ધ અને ગાઢ આનંદ આપે છે. **નાની વસ્તુઓ પણ પૂર્ણ હોઈ શકે છે,** અને એમની પૂર્ણતામાં કો મહાન કલાકારની સર્વોત્તમ કલાકૃતિ જેટલી જ દિવ્યતા ભરપૂર ભરેલી હોય છે.

ઘણીવાર કો દિવ્ય સ્ત્રીના મધુર સ્મિતને લીધે આપણા હૃદયો નાચી ઉઠે છે; પરન્તુ જો આપણે આપણા હૃદયોને ખુલ્લા રાખીએ તો ન્હાના બાળકનું સ્મિત પણ એમા એવો જ આનંદ પ્રકટાવી શકે. કો દેવીના સ્મિતની જેમ એક બાળકના સ્મિતમાં પણ એટલુ જ રાજવી ગૌરવ, અને આપણી પ્રભુતાને પ્રકટાવનારી એટલી જ ભવ્ય શકિત હોય છેજ. પૂર્ણતાની જાત (ક્વૉલિટિ) તો સર્વત્ર હોય છે જ હા, એનો સમૂહ (વૉલ્યુમ) મેળવતાં, અને આ વિશ્વને સંપૂર્ણ બનાવતાં આપણને હજુ અનેક યુગો લાગશે

આપણે ન્હાના મનુષ્યો છીએ, તો પણ આપણે પૂર્ણતા મેળવી શકશું. ભલે એનો સમૂહ અલ્પ હશે, પણ એની આંતર સુંદરતા તો અનુપમ થઈ શકશે. બુદ્ધિના શિખરે ન ચ્હડી શકે એવા સ્ત્રી પુરૂષો પણ પોતાની ન્હાની ન્હાની ફરજો બજાવીને પૂર્ણતાની ઝાંખી કરી શકે છે એક ન્હાના દુર્ગુણને પણ જો આપણે એક ન્હાનકડા સદ્‌ગુણ રૂપે ફેરવી શકીએ, તો એ પણ આપણે માટે એક ન્હાનકડી આરસી બની શકે, અને એમા આપણને વિશ્વની સકળ સંપૂર્ણતાના દર્શન થઈ શકે

**આથી આપણે આપણા ચારિત્ર્યની એકાદ નાની બાબતમાં પણ પૂર્ણતા પ્રાપ્ત કરશું, ત્યારે જ મુક્તિના**

માર્ગનો આરંભ થશે. એમ સિદ્ધ કરેલી એકાદ પૂર્ણતા પછી સમૂહમાં વધતી જશે, અને છેવટે સમગ્ર ચારિત્ર્યમાં એ છવાઇ જશે; પછી જ મુક્તિનો દિવસ સમીપ આવશે. પ્રભાતમાં ઉષાનો આછો ઉજાસ રાત્રિના અંધકારથી બહુ જૂદો નથી જણાતો, છતાં પણ સૂર્યનો ઝળહળતો પ્રકાશ એનું જ અનુસંધાન છે, એમ એક ન્હાના સદ્‌ગુણમાં પૂર્ણતા મેળવવાથી પૂર્ણ પુરૂષ બનવાનો પ્રારંભ થાય છે.

આથી ભલે આપણા જીવનમાં મર્યાદાઓ હોય, અનેક દુઃખો અને નિરાશાઓ હોય, છતાં પણ જો આપણે આપણા ચારિત્ર્યમાં, જીવનમાં, ક્યાંક પણ એક સદ્‌ગુણને પૂર્ણ બનાવી શકશું, તો આજે, હમણાં પણ આપણે માટે મુક્તિની શરૂઆત થઇ શકશે.

આટલું તો આપણે સૌ કરી શકીએ એમ છે. અનેક મર્યાદાઓમાં રહેવા છતાં, અને સાંસ્કારિક તાલીમ ઓછી હોવા છતાં પણ જ્યાં હોઈએ ત્યાં આપણે પણ કંઇક સુન્દર વસ્તુનું સર્જન કરી શકીએ. એમ ન માનશો કે માત્ર મહાન કવિઓ જ સર્જનો કરી શકે. ભલે એઓ સમગ્ર માનવજાતિને માટે મહાકાવ્યો લખે, પણ આપણે યે આપણી પોતાની જાત માટે ન્હાનાં કાવ્યો તો જરૂર લખી શકીએ. માત્ર મહાન ચિત્રકારો જ ચિત્રો ચિતરી શકે, એમ પણ ન માનશો; આપણે યે આપણે માટે ચિત્રો ચિતરી શકીએ. એને માટે આપણે પ્રયત્ન કરવો પડશે, જ્યાં હોઈએ ત્યાં રહીને આપણે આપણી આંખોને બારીક નિરીક્ષણ કરવાની, અને આપણા હાથને પાંદડાની આકૃતિઓ દોરવાની તાલીમ આપવા માંડવી જોઈએ. ઇશ્વરે આપણને પણ કંઠ આપેલ છે; એથી ધારીએ તો આપણે પણ આપણા કંઠમાંથી સુંદર સૂરો પ્રકટાવવાની તાલીમ જરૂર લઈ શકીએ. આપણે આપણી આંખોને જીવનની સુંદર વસ્તુઓ જોવાની તાલીમ આપી શકીએ; આપણા કાનને પણ બસૂરા અને સૂરીલા સ્વરો વચ્ચે વિવેક કરવાનું શિક્ષણ પણ

આપી શકીએ; આપણે ક્રમશઃ આપણી ઇન્દ્રિયોને તાલીમ આપીને એનો ઉપયોગ કરી શકીએ; અને એ રીતે ધીરે ધીરે આપણે સાચી સ્વતંત્રતાની સમજણ મેળવવાનો આરંભ કરી શકીએ.

હવે હું થિયૉસૉફિસ્ટોનો ઉદ્દેશીને બે બોલ કહેવા માગું છું. **સાચા થિયૉસૉફિસ્ટ સ્ત્રી પુરૂષો જગતમાં પ્રજ્ઞાનો પ્રચાર કરવા મથે છે.** થિયૉસૉફી એ કાંઈ માત્ર પુસ્તકોમાં લખવા જેવી કોઈ શુષ્ક ફિલસુફી નથી. એ તો **દૈવી વિચારનું સાકાર સ્વરૂપ છે;** એ તો ઉચ્ચ ભુવનોના **દૈવી સર્જનનો અભંગ આવિર્ભાવ છે.** માનવજાતિની દરેક પ્રજા પોતાની વિશિષ્ટ સર્જનાત્મક ક્રિયાઓ–સંગીત, ચિત્ર, નૃત્ય, આદિ–માં એને ઝીલવાનો પ્રયત્ન કરી રહેલ છે. વાસ્તવિક રીતે તો સૃષ્ટિનું દરેક સ્વરૂપ **દૈવી પ્રજ્ઞાની એક 'ગુપ્ત-જ્ઞાન-સંહિતા'જ છે.** બ્રહ્મવિદ્યારૂપી મહાન ફિલસુફીની સહાય મેળવવા ભાગ્યશાળી બનેલ દરેક થિયૉસૉફિસ્ટે એના માત્ર દાર્શનિક સ્વરૂપમાં જ બંધાઈ કે પૂરાઈ રહેવું જોઇએ નહિ, પરંતુ **સાચી પ્રજ્ઞા તો ઇશ્વરી જીવન છે,** એ રહસ્યનો સાક્ષાત્કાર કરવા મંડી જવું જોઇએ. **પ્રભુની પ્રજ્ઞા એ માત્ર એમનો વિચાર જ નથી, પણ એમની ક્રિયા અને શક્તિ પણ છે.** આપણે ઘણીવાર થિયૉસૉફી એટલે દૈવી પ્રજ્ઞા એમજ કહીએ છીએ; પરન્તુ સાચી હકીકત એ છે કે **થિયૉસૉફી એ તો દૈવી શક્તિ છે.** આથી એ દૈવી શક્તિના આવિર્ભાવના હજારો માર્ગો પણ સમજી લેવા જોઈએ. **એ દૈવી શક્તિના આવિર્ભાવનો એક રાજમાર્ગ કલા છે.**

થિયૉસૉફિસ્ટોએ જાણી લેવું જોઇએ કે બ્રહ્મવિદ્યાની આપણી પ્રગતિ, આધ્યાત્મિક જીવનનો આપણો વિકાસ, એક હકીકતના સ્વીકાર ઉપરજ અવલંબે છેઃ આપણે કોઈપણ પ્રકારનું કંઈક પણ સર્જન કરવું જોઇએ. વળી થિયૉસૉફિસ્ટ તરીકે આપણી ફરજ

એવડી છે; આપણે કલાદ્વારા સર્જકો બનીએ, એટલુંજ બસ નથી આપણે તો કલાકારોને પણ થિયૉસૉફીનો (પ્રજ્ઞાનો) પ્રકાશ આપવો જોઇએ. મારા કથનનો ઉંધો અર્થ ન કરશો. મારા કથન તાત્પર્ય એવું નથી કે કલાકારોને થિયૉસૉફિકલ લૉજના સભ્ય બનાવી દેવા, અથવા એમને થિયૉસૉફીનું એકાદ 'સ્વરૂપ' સ્વીકારતા કરી દેવા. આપણે તો માત્ર એમની આગળ થિયૉસૉફી રૂપ મહાજ્યોતિનો પ્રકાશજ ધરવાનો છે—એમને રૂચશે, એટલું એઓ સ્વીકારી લેશે.

કલાકારનું સ્વરૂપ પણ બેવડુંજ હોય છેઃ એમનું એક સ્વરૂપ કર્મ કે ધર્મમાં લપટાયલું છે; અને બીજું સ્વરૂપ કર્મ કે ધર્મથી પર છે. જ્યારે કલાકારનું બીજું સ્વરૂપ કાર્ય કરતું હોય, ત્યારે એને કોઈપણ મનુષ્ય કશોજ સન્દેશ આપી શકે નહિ. કારણ કે કલાકાર તરીકે એ દૈવી મન અથવા દૈવી શક્તિ સાથે **સીધો** જ સંબંધ ધરાવે છે. આથી જ્યારે કોઇ કલાકાર રૂઢિમુક્ત થઈને, અને પોતાના સ્વભાવમાં ઉંડો ઉતરીને, કૈંક અવનવું સર્જન કરવા માંડે, ત્યારે આપણે એને એના આત્માવિષ્કરણના કાર્યમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવું જોઈએ. આપણે કોઈપણ રીતે એ કલાકારને બંધનમાં રાખવાનો પ્રયત્ન ન જ કરવો જોઇએ. જગતના ન્હાના મ્હોટા સઘળા સંગીતકારો જ્યાં સુધી સાચી સહૃદયતા ધરાવતા હોય એટલે કે અંતરના ઉંડાણમાંથી સર્જનો કરતા હોય, ત્યાં સુધી એમનો સન્દેશ વિશિષ્ટ જ હોવાનો. આથી 'આ ખરૂં છે, અને આ ખોટું છે,' એવું એને કહેવાનો કોઇને પણ, મહાન કલા વિવેચકને પણ, અધિકાર ન હોવો જોઇએ. કારણ કે **કલાકાર** તરીકે કલાકાર એક એવા જગત સાથે સંબંધ ધરાવે છે કે જેનું વર્ણન કે માપ કોઈપણ દાર્શનિક નિયમોથી થઇ શકતું જ નથી; કલા અને ફિલસૂફી એ જૂદિ જ વસ્તુઓ છે. કલાકાર તરીકેના કાર્યમાં, એ સંદેશ

વાહક છે; આપણો ધર્મ તો માત્ર એ સન્દેશનો પ્રકાશ સમજવાનો અને ઝીલવાનો જ હોઇ શકે.

પરન્તુ કલાકારનું એક બીજું પણ સ્વરૂપ છે. કર્મબન્ધનમાં લપટાયલો એ પણ એક મનુષ્ય છે; અને ધીરે ધીરે, ભૂમિકાવાર એ પોતાનું આધ્યાત્મિક જીવન વિકસાવી રહેલ છે, અને મુક્તિના દ્વાર તરફ ગતિ કરી રહેલ છે. કલાકાર આપણો માનુષી બાન્ધવ છે, અને આપણી માફક જ જન્મમરણના ચક્રમાં બંધાયલો છે, આપણે બ્રહ્મવિદ્યાના ઉપાસક હોવાથી એના એ માનુષી સ્વરૂપના વિકાસમાં એને કિમ્મતી સહાય કરી શકશું. આપણે એને આપણી ફિલસુફીની ઝાંખી કરાવી શકશું. એ કાંઈ એને એના કલાસર્જનમાં કશી જ પ્રેરણા નહિ આપી શકે—કારણ કે કલાકારની પ્રેરણા કોઈ બાહ્ય ફિલસુફીમાંથી નથી આવતી, પરન્તુ એણે પ્રાપ્ત કરેલ સ્વાનુભવમાંથી જ આવે છે—તોપણ એ એને એના માનુષી સ્વરૂપમાં પ્રેરણા આપી શકશે. કારણ કે મનુષ્ય તરીકે એને પણ એનાં માઠાં કર્મોનો પાક લણવાનો હોય છે, ને જન્મ જન્માંતરનાં દેવાં પતાવવાં પડે છે. આપણી ફિલસુફી એને જીવનનાં સંકટોમાં બળ આપશે, અને પૂર્ણ વફાદારી પૂર્વક પોતાનાં કાર્યને વળગી રહેતાં શીખવશે.

આપણે સૌ એ પણ સારી રીતે જાણીએ છીએ કે ઘણીવાર કલાકારો પોતાની પ્રેરણાની પળે ઉંચા સ્વર્ગમાં ઉડી જાય છે, પરન્તુ બીજી પળે પાછા આ પૃથ્વી પર ઉતરી પડે છે. એ પ્રેરણા પછીની નિરાશાની પળે આપણે એમને બન્ધુભાવપૂર્વક મળી શકીએ, અને માનવ જીવનમાં સ્થિરતા અને હેતુપૂરકતા પ્રેરે એવી ઉંચી ફિલસુફી એની આગળ ધરી શકીએ. આપણને સૌને સુવિદિત છે કે કલાકારો અસ્થિર મનના હોય છે, અને એમનું ચારિત્ર્ય સ્થિર હોતું નથી. નિત્ય જીવનમાં ઉપયોગી થઈ શકે એવી કોઈ ઉંચી ફિલસુફી ન મળવાથી એઓ આમથી તેમ ભટક્યા કરે છે. સંભવ છે કે દૂર

દૂરના ભવિષ્યમાં, કો ભાવી મહા પ્રજામાં, કલાકારો પોતાની કલાના જગતમાંથી જ પોતાને માટે કો અનુપમ ફિલસુફી રચી શકશે; પરન્તુ આજે તો એમની પાસે એવી ઉદ્ધારક ફિલસુફી નથી, માત્ર પ્લેટોએ જ પોતાની આદર્શમૂર્તિનો સિદ્ધાંત રજુ કરીને કલાકારોને એક નવીન ફિલસુફી આપવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ પ્લેટોએ સ્વપ્નશાલીઓનું સાચું ધામ ક્યાં જોયું અને મેળવ્યું, એ પ્રશ્નનો વિચાર જ આધુનિક કલાકાર કરતો નથી.

આથી આપણે કલાકારના માનુષી સ્વરૂપને સહાય કરી શકશું, અને મનુષ્ય તરીકે એના પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી શકશું. દરેક લૉજમાં દેશના કલાકારો પ્રત્યે સહાનુભૂતિનું વાતાવરણ રચાવું જોઇએ; અને નગરના દરેક કલાકારને લૉજ તરફ નજર કરતાં એવું થવું જોઇએ કે "વિચિત્ર જણાતા આ થિયૉસૉફિસ્ટો જ અમારી સાથે મિત્રતાથી વર્તે છે,' આ દષ્ટિબિન્દુથી આપણે લૉજોમાં અને આપણા નિત્ય જીવનમાં કલાનો સત્કાર કરવો જોઇએ. જ્યારે કલાકારને દુન્યવી જીવન શુષ્ક લાગે, જગત એને નિરૂત્સાહી બનાવે, અને એનાં કર્મો એને નિરાશ કરે, ત્યારે એને એમજ લાગવું જોઇએ કે થિયૉસૉફિકલ લૉજમાં એને સાન્ત્વન અને સહાનુભૂતિ મળશે. એને ખાત્રી થવી જોઇએ કે પોતે થિયૉસૉફિસ્ટ ન હોય છતાં એને થિયૉસૉફિસ્ટો 'આવતા યુગનો પયંગબર' માનીને સત્કારશે જ. જો આપણે થિયૉસૉફિસ્ટો સમજી લઈએ કે માનવ જાતિને એના મુક્તિના પન્થ પર કલાકારો કિમ્મતી સહાય કરી શકશે, તો આપણે કૃતજ્ઞતા પૂર્વક પ્રભુના આશીર્વાદ મેળવવા માટે પુરોહિતોને જ નહિ, પરન્તુ પ્રેરણા લેવા માટે કલાકારોને પણ આવકાર આપતાં શીખવું પડશે.

આ વિષય જ એવો છે કે લાંબા વિવેચનો કરવાથી કાંઈએ સરળ બની શકવાનો નથી. મને ઘણીવાર એમ લાગે છે કે આપણે **પ્રચાર અને ભાષણ બંધ કરશું**, ત્યારે જ વસ્તુઓનું સાચું

મૂલ્ય સમજી શકશું. કૃષ્ણમૂર્તિના પ્રવચનો વખતે સંપૂર્ણ શાંતિપૂર્વક સાંભળનાર શ્રોતાઓનો પણ આવો જ અનુભવ છે, એ હું જાણું છું. કારણ કે નિઃશબ્દ શાંતિની પળે જ એમનો સન્દેશ શ્રોતાના અંતરમાં ઉંડો ઉતરી શકે છે. સર્જનનો પ્રશ્ન પણ એવો જ છે; આપણે દરેકે પોતેજ પોતાને માટે એ પ્રશ્નનો ઉકેલ કરવો પડશે. હું તો માત્ર એટલું જ કહી શકું કે કલામાં પણ ગહન રહસ્ય રહેલું છે. હું તો તમને એ સમજાવવા મથું છું કે જો તમને દૈવી **પ્રજ્ઞાનું સૌન્દર્ય મેળવવાની ઈચ્છા હોય તો એ માત્ર અભ્યાસથી કે સેવાનાં કાર્યોથી જ નહિ મળે, પરન્તુ વિશ્વનું નવસર્જન કરવાથી જ મળશે.**

પ્રભુની કૃતિઓને સુધારવાનો પ્રયત્ન કરવો, એ આપણ મનુષ્યોને માટે ધૃષ્ટતા ભરેલું છે, એમ ઘણાંને લાગશે. પરન્તુ પ્રભુ આપણી પાસે એજ માગે છે. ખરૂં છે કે એમણે આ વિશ્વને સર્જ્યું છે, પરન્તુ એથી એમને સંતોષ છે, એમ તમે ધારો છો ? પ્રભુએ તો એમજ કહ્યું છે કે, "હું આ મારા અંશોને જગતમાં મોકલું છું; અને એમની દ્વારા, એમની સહાયથી આથીયે વધારે સુન્દર વિશ્વ રચના માગું છું." ખરે જ પ્રભુ આપણો સહકાર માગી રહ્યા છે. એમની ઈચ્છા એવી છે કે આપણે આપણા વિચારો, કાર્યો અને સારી યે સંસ્કૃતિને નવેસરથી ફેરવી નાખીએ. પરન્તુ એ પરિવર્તનની ફિલસુફી, ફેરફાર કરવાની રીતિ, તો આપણને આપણા અંતરના ઉંડાણમાંથી જ મળશે.

આપણો ધર્મ આપણા ભૂતકાળનું અને સમગ્ર વિશ્વનું નવસર્જન કરવાનો છે. અંગ્રેજી ભાષામાં 'રિક્રિએશન' નામે એક ભવ્ય સૂચક ને સુંદર શબ્દ છે. એનો સામાન્ય અર્થ તો સુખદ પ્રવૃત્તિઓ થાય છે; આપણે જીવનથી થાકીએ કે કંટાળીએ, ત્યારે આપણે 'રિક્રિએશન' કે આરામ શોધીએ છીએ. આથી ધીરે ધીરે એનો અર્થ એવો થઈ ગયો કે જીવનની ઘરેડથી છૂટા થઈને કુદરતમાં જવું, અને ત્યાં જીવનનો આનંદ અનુભવવો. પરન્તુ એ શબ્દનો

ખરો અર્થ 'રિ-ક્રીએશન'—નવ-સર્જન છે. આપણે બગીચામાં જઈને નવસર્જન મેળવીએ છીએ. સંધ્યાકાળે આકાશ તરફ નજર કરીને જ્યારે આપણે તારાઓનું દર્શન અને એના સૌન્દર્યની કદર કરીએ છીએ, ત્યારે આપણે આપણી જાતનું નવ સર્જન જ કરીએ છીએ. સંગીતના જલસાને લોકો ભલે આનંદનું સ્થાન માને; ખરી રીતે તો એ પણ નવસર્જન જ છે. કલાનું દરેક સ્વરૂપ એક નવસર્જન જ છે; પરન્તુ એ નવસર્જન દુઃખ દ્વારા નહિ પરન્તુ આનંદ દ્વારા થાય છે.

ખરું છે કે આપણે આપણાં દુઃખોમાંથી એક પૂતળું ઘડી શકીએ, એક ગીત રચી શકીએ, કે એક કાવ્ય બનાવી શકીએ, પરંતુ આપણા એ સર્જનમાં ઝાઝો આનંદ નથી. આપણો ભૂતકાળ એ આપણો મોટામાં મોટો શત્રુ છે, અને એજ આપણા બીજા શત્રુ, દુઃખનો પિતા છે. જ્યારે આપણે એ મહાન શત્રુના પંજામાંથી છૂટા થઈશું, ત્યારે આપણને આપણા સર્જનમાં એક સૂક્ષ્મ પ્રકારના સંતોષનો અનુભવ થશે. સાચા સર્જનમાં કો નવીન પ્રકારનો વિજય અને આનંદ રહેલ છે. જેઓ માત્ર નામધારી નહિ પણ કાર્યકર થિયૉસૉફીસ્ટો છે, અને સતત કંઈ કંઈ નવસર્જન કર્યા કરે છે, એઓ જ એ વિજયાનંદનો અનુભવ કરી શકે છે. સાચા નવ-સર્જનનો આનંદ અંતરના ઉંડાણમાંથી જ પ્રકટે છે; એ કાંઈ પરિસ્થિતિનું, સુખી મૈત્રીનું કે કર્મની કૃપાનું પરિણામ નથી, પરન્તુ અંતરમાંથી પ્રકટેલો, ઉછળતો ઝરો કે ફુવારો છે.

આવાં અનેક સત્યો અને રહસ્યો બ્રહ્મવિદ્યા નામની પ્રજ્ઞામાં રહેલાં છે. આ પ્રજ્ઞા કો શાંત સરોવરની જેમ અક્રિય નહિ, પરંતુ સતત કાર્ય કરતી એક મહાન સર્જનાત્મક શક્તિ છે, અને આપણા મન અને હૃદય દ્વારા નવસર્જન કર્યાં કરે છે, એ રહસ્યનો સાક્ષાત્કાર [illegible]ાજને કરાવવો, એ મ્હારો મ્હોટામાં મ[illegible] આનંદ અને

શીખ છે. જો આપણે પ્રભુના સર્જન-કાર્ય સાથે એક થઈ શકીએ, તો આપણે કલાકાર બની શકીએ.

ઘણીવાર આપણી જાત તરફ દૃષ્ટિ કરતાં આપણને લાગે છે કે, "અરે, આપણે તો કોઈ પણ પ્રકારના કલાકાર નથી; આથી આપણે વળી કઇ સુંદર વસ્તુ સરજી શકીએ?" હા, પરન્તુ જો તમે પ્રેમ અને કોમળતાના ભાવપૂર્વક તમારા આદર્શને ચરણે તમારૂં સર્વસ્વ અર્પણ કરવાની ઇચ્છા સેવશો, તો તમને માલમ પડશે કે વિશ્વનો મહાન કલાકાર તમારા દ્વારા સર્જન કરવા માંડશે; ભલે તમે તમને પોતાને કલાકાર ન માનો—કલાની શક્તિ તમારામાં નથી એમ કહો—પરંતુ પ્રભુ તો તમને ય અમુક અંશે કલાકાર બનાવશે જ.

આવા અનેકાનેક આનંદો આપણા માટે રાહ જોઇ રહ્યા છે. આપણે માત્ર દુઃખો ખમનાર અને સહનાર પામર પ્રાણીઓ નથી, પરન્તુ વિશ્વને આપણે માટે, આપણા બન્ધુઓને માટે સુંદર બનાવવાની શક્તિ ધરાવનાર, અને છતાં ય જાતે સ્વતંત્ર રહી શકનાર, મહાન વ્યક્તિઓ છીએ, એવું ભાન કે જ્ઞાન જીવનનો પરમ આનંદ છે. એકવાર આપણે કોઈ સુંદર વસ્તુનું સર્જન કરીએ, પછી એ કલાકૃતિ સંપૂર્ણ વિશ્વનો એક ભાગજ બની રહે છે. કોઈને કૈં અર્પણ કરવું, જીવનમાં કૈંક સર્જન કરવું, એ જ જીવનનો પરમ આનંદ છે; એજ જીવનની સુંદરતા અને ભવ્યતા છે આપણું સર્જન કદાચ દિશા કે અવકાશમાંથી લુપ્ત થાય, પરંતુ સનાતનતામાં એ ચિરકાળ ટકશે જ. આથી જો આપણે આપણે જ્યાં છીએ ત્યાં જ અંતરમાં ઉંડા ઉતરીશું, અને કૈંક ન્હાની એવી પણ પૂર્ણ વસ્તુ સર્જીશું, તો આપણે જરૂર કો અજબ શાંતિ, શક્તિ અને આનંદ અનુભવી શકશું. બંધુઓ, ત્યારે જ કર્મનો અંત આવશે.

## ૩૪

# આદર્શમૂર્તિનું સામર્થ્ય

વર્તમાન જગતમાં આદર્શવાદીઓ જ, અમુક અંશે, આપણને દોરે છે. સામાન્ય જનસમાજથી એઓ જૂદા તરી આવે છે. એઓ જગતમાં મહાન પરિવર્તન કરવા માગે છે. આથી એઓને નેતા બન્યા વિના ચાલતું જ નથી. એમનું નેતૃત્વ સભાન કે અભાન પણ હોય છે. કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે એમને નેતૃપદની સહેજ પણ પરવા હોતી નથી; છતાં એમના જીવનનો સ્વભાવ જ એવો હોય છે કે અન્યને દોરવણી આપ્યા વિના એઓ રહી શક્તા નથી. કેટલીક વ્યક્તિઓ એવી પણ હોય છે કે જે ભાનપૂર્વક આગેવાન કે નેતાનો પાઠ ભજવવાની યોજના ઘડવા મંડી જાય છે.

આપણી પાસેથી માર્ગદર્શનની–દોરવણીની–આશા રાખનાર વ્યક્તિઓને સાચી દિશા બતાવવા માટે આપણે પ્રથમ તો આપણા સાચા સ્વરૂપને પ્રાપ્ત કરવું પડશે. આપણે સૌ જાણીએ છીએ કે આ બાબત ઉપર કૃષ્ણમૂર્તિ ખાસ ભાર દઈ રહ્યા છે. ત્હમને પ્રશ્ન થશે કે આપણા સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર શી રીતે થાય?

જગતના સઘળા મહાન ધર્મોના શિક્ષણોમાંથી આપણને આ પ્રશ્નનો ઉકેલ અમુક અંશે મળી શકે છે. 'પરંપદના પંથ પર પ્રકાશ' નામક પુસ્તકમાં અંતિમ પ્રાપ્તિની રીતિ વિષે ભવ્ય અને

સુંદર શિક્ષણ આપવામાં આવ્યું છે. એને માટે જરૂરી જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત કરવું, તે વિષે એમાં લખવામાં આવ્યું છે કે,

'પૃથ્વી, પવન અને પાણીને એમનાં ગૂઢ રહસ્યો પૂછી લે. તારી આંતર ઇન્દ્રિયો ખીલશે, તો તું એ જાણી શકીશ.
પૃથ્વીના પૂર્ણ પુરૂષોને એમનાં ગૂઢ રહસ્યો પૂછી લે. તું બાહ્ય ઇંદ્રિયો ઉપર જીત મેળવશે, તો તું એ જાણી શકીશ.
તારા અંતરાત્માને જીવનનું અંતિમ રહસ્ય પૂછી લે અનેક યુગોથી એણે તારે માટે એ સાચવી રાખ્યું છે."

ઉપરોક્ત અવતરણો સ્પષ્ટ સૂચન કરે છે કે આત્મસાક્ષાત્કાર બેવડા વ્યાપારનું પરિણામ છે. **આપણે માત્ર અંદરજ નહિ, પરન્તુ બહાર પણ જવું જોઈએ.** બહાર જઈને કુદરતનું **જ્ઞાન** મેળવવું જોઈએ; અને સાથો સાથ અંતરમાં ઊંડા ઉતરીને અંતરાત્મા અથવા **આંતરપ્રભુ** પાસેથી **એનું અંતિમ રહસ્ય** મેળવવું જોઇએ.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ આ પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે. એમાં મુક્તિની ચાવી દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે આંતર જગતમાં ઉતરીને માત્ર ધ્યાન કરવાથી કે સક્રિય પવિત્રતાથી જ નહિ, પરન્તુ બાહ્ય જગતમાં કર્મ કરવાથી મનુષ્ય મુક્તિને પ્રાપ્ત કરી શકે છે.

આ 'કર્મ' એટલે શું, એ પ્રથમ આપણે સમજી લેવાની જરૂર છે. ગીતામાં કર્મ, અકર્મ અને વિકર્મની સમજણ આપવામાં આવી છે. આ 'કર્મ'ની સમજણ ઉપરજ નેતૃપદનો આધાર છે. જગતની સુધારણામાં રસ લેનાર આપણે સૌ જાણીએ છીએ કે આપણે એમને 'અમને અનુસરો' એમ સ્પષ્ટપણે કહી શકીએ એમ નથી. કારણ કે આપણે હજુ અપૂર્ણ છીએ, અને આપણા

માર્ગદર્શનમાં ભૂલો થવાનો સંભવ છે; આથી 'અમને અનુસરો' એમ કહેવાની હિમ્મત આપણે બતાવી શકતા નથી.

ઘણી વાર તો ભૂતકાળનાં સત્કર્મોને લીધે આપણામાંના કેટલાકને નેતા કે શિક્ષકનાં સ્થાન વણમાગ્યાં આવી મળે છે. કેટલીક વાર તો અન્યને માર્ગદર્શન કરાવવાની આપણને ઈચ્છા પણ હોતી નથી, અને છતાં પણ લોકો આપણને પરાણે આગેવાન બનાવે છે. કૃષ્ણમૂર્તિને માટે પણ ભવિષ્યમાં શું બનશે, એ તમે સ્હેજે હવે કલ્પી શકશો; શિષ્યો બનાવવા નહિ, એવો એમનો દૃઢ સંકલ્પ છે; અને છતાં પણ લોકો એમને ગુરુપદે સ્થાપ્યા વિના રહેવાના નથી. આ સ્થિતિ અનિવાર્ય છે, કારણ કે જ્યારે કોઈ વ્યક્તિ ભવ્ય અને પ્રભાવશાળી બને છે, ત્યારે બીજા લોકો એનું અનુકરણ કરવાનો અને એના અનુયાયીઓ કે શિષ્યો કહેવરાવવાનો પ્રયત્ન કર્યા વિના રહી શકતા નથી.

અગર જો કે આપણે મહાપુરુષો નથી, અને આપણે માત્ર આપણાં ન્હાનકડાં વર્તુલોમાં ફરીએ છીએ, છતાં પણ અમુક અંશે નેતા કે આગેવાન થયા વિના આપણને ચાલવાનું નથી. કારણ કે આપણે આદર્શવાદી છીએ. ખરું છે કે આપણે બીજાને માટે 'નિયમો આપી' શકીએ નહિ, છતાં પણ એઓ આપણી પાસેથી માર્ગદર્શનની માગણી કર્યા વિના રહી શકશે જ નહિ. આથી આપણે એમને ખોટે માર્ગે તો કદી યે ન લઈ જઈએ, એ તો આપણે સતત સંભાળવું જોઈએ.

વળી એટલું તો સ્પષ્ટ જ છે કે ભાનપૂર્વક નેતાનું પદ ધારણ કરનાર અથવા સંજોગોને લીધે અનિચ્છાથી નેતા બનનાર વ્યક્તિએ ન્યાયાધીશ પણ બનવું પડે છે. કારણ કે લોકોની તુલના કર્યા વિના એમને સહાય કરી શકાતી નથી; અને સહાય કરવા માટે પથક્કરણ કરવાની જરૂર પડે છે. આથી લોકોમાં કાર્યકર તરીકે શી

વિશેષતા રહેલી છે, એ તો નેતાએ પ્રથમ જાણી લેવું જોઈએ. એમના ચારિત્ર્યમાં સારૂં તેમજ માઠું શું શું રહેલું છે, એ પણ એણે જાણી લેવું જોઈએ. અન્યની ઉપર પ્રભાવ પાડનાર દરેક નેતાએ બીજાંઓ તરફના પોતાના દૃષ્ટિબિન્દુની સતત વિચારણા કરવી જોઇએ, કારણ કે એને શિરે એમના જીવનની જવાબદારી રહેલી છે.

આમ એક મુશ્કેલ પ્રશ્ન આપણે વિચારવો પડશે: અન્યની સાચી તુલના શી રીતે કરવી? કારણ કે આપણે પોતે જ હજુ તો ઘણી બાબતમાં અંધકારમાં જ છીએ. વર્તમાન માતાપિતાનું દૃષ્ટાંત વિચારો. એમને પસંદ ન હોય એવાં ઘણાં કાર્યો એમનાં સંતાનો કરે છે; યુગપ્રવાહ કહે છે કે બાળકના વ્યક્તિત્વને માન આપો. ખરૂં છે કે જીવાત્મા તરીકે તો બાળકોના અધિકારોનું રક્ષણ થવુંજ જોઇએ. પરન્તુ એમના દેહો ન્હાના હોવાથી ઘણી રીતે લગભગ પશુ જેવા જ હોય છે, એ પણ સત્ય વાત જ છે. આ સ્થિતિમાં માતાપિતાએ શું કરવું? બાળકોની તુલના—એમનું માપ—કયા ધોરણે કરવી?

જુનવાણી દૃષ્ટિબિન્દુવાળા સામાન્ય મનુષ્યને માટે તો આ પ્રશ્ન જરા પણ કઠિન નથી. એ તો પોતાની પ્રજા, જાતિ કે જ્ઞાતિ પાસેથી પાપ અને પુણ્ય વિષેના અમુક વિચારો સ્વીકારી લે છે. પોતાને મળેલા નીતિનિયમો સાચા છે કે કેમ, એ વિચારવાની એ તસ્દી જ લેતો નથી. એ તો એને તરત જ આચારમાં મૂકે છે. પોતે પોતાના કર્તવ્ય પરત્વે અનિશ્ચિત હોય, ત્યારે પણ અન્યના કથન અનુસાર એ અમુક વ્યક્તિ કે પ્રસંગની પ્રશંસા કે નિંદા કરે છે.

ધર્મોના તુલનાત્મક અભ્યાસીને એક આશ્ચર્યજનક સત્ય, એ જડે છે કે **નીતિમાં પણ ફૅશનો હોય છે**; એટલે કે નીતિનાં ધોરણો પ્રજા પ્રજામાં જ નહિ, પરન્તુ યુગે યુગે પણ જૂદાં જ હોય

છે. નિત્શે એક ક્રૂર અને આકરું કથન કહી ગયો છે કે વિજયથી વેથહ **નીતિ** ભાવનામાં પરિવર્તન આણે છે. જગતની વર્તમાન સ્થિતિમાં વિચારતાં આપણને પણ એમ જ લાગે છે કે વિગ્રહ અથવા લડાઈનું મૂળ ભલે ગમે તેટલું અન્યાયી હોય, છતાં જો એ લડાઈ વિજય પામે છે, તો રાષ્ટ્રવાદના ક્ષેત્રમાં પાપપુણ્ય પરત્વે વિજેતાના વિચારોમાં પરિવર્તન થયા વિના રહેતું નથી. આ જગતમાં કોઈ દુષ્ટ પદ્ધતિ એકવાર સફળ થાય છે એટલે શાહીવાદ, રાષ્ટ્રવાદ, અને રાજકારણમાં પાપપુણ્ય પરત્વે જનસમાજના મનમાં નવીન પલટો થયા વિના રહેતો નથી.

ખ્રિસ્તી ધર્મના આરંભના કાળમાં થયેલો નીતિપલટો વિચારો. આજે તો આપણી સઘળી આર્થિક રચના સ્વીકારી લે છે કે મુડીને રાખી ન મૂકતાં વ્યાજે જ મૂકવી જોઈએ; વ્યાપારનું સૂત્ર જ એક છે કે ધનને 'બૅન્ક અને શૅર' માં રોકીને એમાંથી વ્યાજ ઉત્પન્ન કરવું જોઈએ. પરન્તુ વ્યાજ એટલે? ધીરેલા ધનની મદદથી બીજા લોકોએ કરેલા પરિશ્રમનો લાભ ઉઠાવવો તે. આપણા તમામ આર્થિક પ્રશ્નો નાણાંપદ્ધતિના આ સિદ્ધાંત પરજ આધાર રાખે છે. પરન્તુ ઉંડા ઉતરીને જોઈશું તો આપણને સ્પષ્ટ સમજાશે કે આપણી નાણાં પદ્ધતિ તો ચોકખી વ્યાજખાઉ નફાખોરી જ છે. યાહુદી લોકોને એની સ્પષ્ટ મનાઈ હતી. યાહુદી લોકો નાણાંની ધીરધારને ધર્મવિરૂદ્ધની પ્રવૃત્તિ ગણતા. હું સમજું છું ત્યાં સુધી ભગવાન ક્રાઈસ્ટે યાહુદીની એ 'ધર્મ' ભાવનાને ફેરવવા માટે કાંઈ જ કહ્યું નથી. છતાં ખ્રિસ્તી સંસ્કૃતિએ એ પ્રાચીન નિયમમાં ફેરફાર કર્યો છે. આનો અર્થ એમ નથી કે 'બૅન્ક સિસ્ટમ' ખોટી છે, કે નીતિમય નથી, અથવા તો નાણાં વ્યાજે ધીરવાં, એ પાપ છે; હું તો માત્ર એટલું જ બતાવવા માગું છું કે જગતનો વિકાસ થાય છે તેમ તેમ પાપપુણ્ય વિષેના એના વિચારો પણ બદલાતા જાય છે.

આથી એ તો સ્પષ્ટ જ છે કે બીજાઓની તુલના અને સેવા કરવાના પ્રયત્નમાં પાપપુણ્યના પરંપરાગત ધોરણો ઉપર આપણે સદા આધાર રાખી શકીએ નહિ. આને માટે તો સમય કે રૂઢિ પણ જેમાં ફેરફાર ન કરી શકે, એવું કોઈ સનાતન ધોરણ મેળવી લેવું પડશે. તુલનાનું એવું અંતિમ ધોરણ, સેવાનો એવો સાચો માર્ગ, આપણને ક્યાં મળશે?

કાર્લાઈલ, પ્લેટો અને ઇમર્સન–એ ત્રણ લેખકોએ આપણને એ ધોરણ આપ્યું છે. આ ત્રણેય તત્ત્વચિંતકોને સાચા ધોરણનું દર્શન હતું, એમ હું માનું છું. એ દર્શન અસંત પ્રેરણાપ્રદ છે.

મ્હારે તમને પ્રથમથી જ જણાવી દેવું જોઇએ કે વ્યક્તિગત દષ્ટિબિન્દુથી જ હું આ પ્રશ્નની વિચારણા કરવા માગું છું. ધારો કે હું અમુક રીતે એક નેતા છું; એ નેતૃપદ મારી માગણીનું કે અન્યની ઇચ્છાનું ફળ છે, એ પ્રશ્ન બાજુએ રહેવા દો. અમુક મનુષ્યો મારી પાસેથી માર્ગદર્શનની અપેક્ષા રાખી રહ્યા છે, એ પ્રશ્નનો જ આપણે વિચાર કરીએ. મારે એમની કઈ રીતે તુલના કરવી? મને ખાત્રી છે કે એક બાબતમાં તો એઓ જરૂર મારું અનુકરણ કરશે—હું એક કાર્યકર છું, એમ એઓ પણ કાર્યકર થવાની ઇચ્છા રાખશે. આથી તાત્ત્વિક રીતે પાપપુણ્ય શું છે, અને મારા અનુયાયીઓને સ્વર્ગ શી રીતે મળે છે, એ સામાન્ય પ્રશ્ન મારે વિચારવાનો નથી. મ્હારો પ્રશ્ન તો એ છે કે હું એક જૂનો અને અનુભવી કાર્યકર હોવાથી, મ્હારે મ્હારી જેમ કાર્યકર બનવાની ઇચ્છા ધરાવનાર મારા અનુયાયીને શી રીતે મદદગાર થવું? આટલા જ માટે હું કહું છું કે હું આ પ્રશ્નને વ્યક્તિગત દષ્ટિબિન્દુથી વિચારવા માગું છું.

કાર્લાઈલે એના ભવ્ય પુસ્તક–સાર્ટર રિસાર્ટસ–માં એક મહાન અને તેજસ્વી વિચાર રજુ કર્યો છે કે, "મનુષ્ય એટલે કાર્યમાં

ઉતરેલી ભાવના—પોતે ભૂત કાળમાં શું કર્યું હતું કે ભવિષ્યમાં કેવો થશે, તે નહિ ". આથી અન્યની તુલના કરવાનું પ્રથમ સૂત્ર એ છે કે " મનુષ્ય એટલે કાર્યમાં ઉતરેલી ભાવના." આનો અર્થ એ કે મનુષ્યના કાર્યની ભાવનાને આપણે સમજશું, ત્યારે જ આપણે એને સમજી શકશું. કાર્લાઈલનું ગહન સૂત્ર તો તો હજુ વધારે સત્ય આપણને સમજાવે છે; માત્ર ભૂતકાળનાં કાર્યોની પરીક્ષાયો અથવા ભવિષ્યના સ્વરૂપની પૂર્વકલ્પનાથી કોઈ આપણે મનુષ્યના કાર્યની ભાવનાને સમજી શકશું નહિ.

થિયૉસૉફીના આપણા અભ્યાસથી આપણે જાણીએ છીએ કે મનુષ્યનું વર્તમાન કર્મ એના ગત જન્મોના પ્રયત્નો અને નિષ્ફળતાનો સરવાળો છે. વર્તમાન કર્મથી આપણે મનુષ્યનું સાચું માપ કાઢી શકતા નથી; એ તો માત્ર એના ભૂતકાળનાં બળોનું અંતિમ પરિણામ છે. આથી ઘણીવાર આપણે ઉપરછલ્લાં અનુમાનો બાંધીએ છીએ, અને અન્યને વખોડીએ છીએ. કારણ કે આપણે માત્ર એના વર્તમાન કર્મ પરથી જ એની તુલના કરીએ છીએ, અને આપણા વિચાર પ્રમાણે એ ખોટું હોવાથી આપણે એને નિંદીએ છીએ. આપણને સંજય જેવી વિશ્વદૃષ્ટિ ન હોવાથી એના એ વર્તમાન કર્મની પાછળની ભાવના આપણે જોઈ શકતા નથી. આપણામાંથી કોને અન્યને હાથે અન્યાય નથી મળ્યો? કારણ કે લોકો આપણા કાર્યને જુએ છે, એની પાછળની ભાવનાને જોતા નથી; એઓ કાર્યનું માપ કાઢે છે, કર્તાનું નહિ. કર્તા અને કાર્ય બન્ને જૂદાં નથી. પરન્તુ એમને જૂદાં પાડવાથી જ આપણે એ બન્નેને સમજી શકશું.

એક બીજું મહત્ત્વનું સત્ય ઘણાંના લક્ષમાં નથી. વર્તમાન એ ભૂતકાળનાં બળોનું પરિણામ છે, એટલું તો આપણે તરત સમજી શકીએ છીએ; પરન્તુ ભવિષ્ય પણ વર્તમાનમાં રહેલું છે

એ સત્ય પણ આપણે હજુ સમજવાનું બાકી છે. કો અકળ રીતે, દૈવી યોજનામાં નિશ્ચિત થઇ ચૂકેલું ભવિષ્ય પણ વર્તમાનમાં પ્રતિબિંબિત થાય છે. વ્યક્તિના વર્તમાન સ્વરૂપમાં ભવિષ્યનું સ્વરૂપ રહેલું જ છે. કાર્લાઈલનું કથન આપણને આજ રહસ્ય સમજાવે છે.

જેવી રીતે વર્તમાનમાં ભૂતકાળ રહેલ છે, એવી રીતે ભવિષ્યનો પણ કેટલોક ભાગ વર્તમાનમાં ક્યારનો ય રહેલો છે, એ સત્ય સમજાશે, ત્યારે જ આપણામાં સાચી સમજ આવશે. માત્ર ભૂત અથવા વર્તમાનની હકીકતો ઉપરથી આપણે કદાપિ મનુષ્યનું માપ કાઢી શકશું નહિ. આપણે કોઈ પણ ખનિજ, વનસ્પતિ, પ્રાણી કે મનુષ્યનું ભવિષ્ય ભાખી શકીએ, ત્યારે જ આપણે વિકાસક્રમની યોજનામાં એ દરેકનું સ્થાન સમજી શકીએ. મેન્ડેલવાદી પ્રયોગો દ્વારા વર્તમાન જીવશાસ્ત્રી એ ભવિષ્યને આજથી જ ભાખવાનો પ્રયત્ન કરી રહેલ છે. કો ગૂઢ રીતે ભવિષ્ય વર્તમાનને પોતાની તરફ ઉંચે ખેંચી રહેલ છે. આપણે પણ જો એકવાર પણ આ અજબ રહસ્યનેસમજી શકશું, તો સઘળું જીવન કો નવીન અર્થથી ભરપૂર બની જશે.

એક પ્રખ્યાત ઉક્તિ દ્વારા કવિવર ગટે પણ આજ વિચાર આપણને સમજાવી ગયો છે, " પ્રભુ રૂપી પ્રિયતમા આપણને સૌને સદા ઉંચે આકર્ષે છે." પ્રખ્યાત ગ્રીક ફિલસુફ પ્લૅટોએ આધ્યાત્મિકતાના પ્રશ્નના ઉકેલમાં મોટામાં મોટો ફાળો આપ્યો છે. એણે આદર્શમૂર્તિ ( આર્કીટાઈપ ) નો ભવ્ય વિચાર આપણને આપ્યો છે. એ આદર્શમૂર્તિ એટલે વસ્તુ માત્રના નમૂના રૂપ આદિ આકાર. આ આદર્શમૂર્તિ એટલે અંતિમ સૌન્દર્ય; કારણ કે વિશ્વના સ્રષ્ટાના સ્વરૂપથી એ લગારે ભિન્ન નથી.

પ્લૅટો કહે છે કે દરેક વ્યક્તિ કે વસ્તુની પાછળ કે અંદર આ આદર્શમૂર્તિ રહેલી જ છે. મારામાં પણ આદર્શમૂર્તિ રહેલી છે; મારી આદર્શમૂર્તિ એટલે મારા ભવિષ્યના પૂર્ણ સ્વરૂપ

**વિષેના પ્રભુનો વિચાર.** આ આદર્શમૂર્તિ આપણામાંના દરેકની અંદર રહેલી છે, અને 'આપણને ઉંચે જવાને આકર્ષે છે.' કારણ કે અનેક દોષો અને વિઘ્નો વટાવીને જરૂર આપણે આપણી આદર્શમૂર્તિનો સાક્ષાત્કાર કરી શકશું; અને જેમ આત્માના ભુવન ઉપર આપણે પૂર્ણપણે પ્રકટી શકીએ છીએ, તેમ આ નીચલાં ભુવનો પર પણ પૂર્ણતાથી પ્રકટી અને પ્રકાશી શકશું.

આથી આપણી અંદર રહેલો 'પ્રભુનો તણખો'—આપણો વિશુદ્ધાત્મા ( મોનૅડ )-વિકાસક્રમને પન્થે પગલાં માંડે છે, તે પળથી જ આ આદર્શમૂર્તિ એની ઉપર અસર કરવા માંડે છે. વિશુદ્ધાત્મા ખનિજ, વનસ્પતિ અને પ્રાણી વર્ગમાંથી પસાર થઈને માનવ યોનિમાં પ્રવેશ કરે છે, ત્યારે પણ એ આદર્શમૂર્તિની અસર એના ઉપર હોય છે જ. પોતે જાણે કે ન જાણે, છતાં મનુષ્યનું ભાવી સ્વરૂપ એને સતત ઘડ્યાં કરે છે. આથી કૃષ્ણમૂર્તિના શબ્દોમાં કહીએ તો 'પોતાના 'ધ્યેય' અથવા આદર્શમૂર્તિનું દર્શન, એજ **મુક્તિનો સાચો આરંભ છે.**

આપણી આદર્શમૂર્તિ, આપણી અંતિમ પૂર્ણતાનો નમૂનો આપણા જીવનને ઘડી રહેલ છે. આ સૂત્રમાંથી એક બીજું સત્ય પણ ફલિત થાય છે: આપણે આપણા ભવિષ્યને વર્તમાનમાં ઉતારી શકીએ, અને વર્તમાનનો બોજો સહન કરવામાં એમાંથી પ્રેરણા મેળવી શકીએ. પરન્તુ ભવિષ્યને વર્તમાનમાં ઉતરવાનું આમંત્રણ આપતાં પૂર્વે આપણે એ ભવિષ્ય શું છે, તે જાણી લેવું જોઇએ. આ કાર્યમાં પ્લૅટોનાં શિક્ષણો આપણને સારો પ્રકાશ આપી શકે છે. પ્લૅટોની જેમ આપણને પણ સાક્ષાત્કાર થવો જોઇએ કે **આદર્શમૂર્તિનું જ્ઞાન જ આપણને સામર્થ્ય આપી શકશે.** એકવાર મારી આદર્શમૂર્તિનું જ્ઞાન મને થાય, તો હું એને મારા વર્તમાનમાં ઉતરવાનું આમંત્રણ આપી શકું, અને મારાં એ સનાતન સ્વરૂપના નમૂના પ્રમાણે મારાં વર્તમાનને ઘડી શકું.

અન્યની તુલના કેમ કરવી, એનું સાચું માપ કેમ કાઢવું, એ પ્રશ્નથી આપણે દૂર નીકળી ગયા. હવે પાછા આપણે એ પ્રશ્નનો વિચાર કરીએ. ધારો કે હું એક નેતા છું; અને દશ બાર કાર્યકરો મારા હાથ નીચે કાર્ય કરે છે. વળી ધારો કે એ બધા કાર્યકરો મારી પાસેથી માર્ગદર્શનની અપેક્ષા રાખે છે. એમને માર્ગદર્શન કરાવવા માટે મારે એમની તુલના કરવી જોઈએ—એમનું સાચું માપ કાઢવું જોઇએ. પરન્તુ એ તુલના અથવા માપ સાચી રીતે થાય, તે માટે શું કરવું? એને માટે એક જ માર્ગ છેઃ દરેક કાર્યકરનું **માપ એની આદર્શમૂર્તિના ધોરણથી** કાઢવું. મનુષ્યને એના ભૂતકાળ કે વર્તમાન કાળથી જ માપવો, એ તો દુનિયાનું સાધારણ માપ છે. પરંતુ મારે તો મારા કાર્યકરોની જૂદી જ રીતે તુલના કરવી જોઇએ; દરેકની આદર્શમૂર્તિ જોઈને, એ ભવિષ્ય ઉપરથી મારે એમનું માપ કાઢવું જોઈએ. એકવાર જો હું **કોઈની આદર્શ-મૂર્તિનાં દર્શન કરી શકું તો એના 'કાર્યની ભાવના'ને સમજી શકું.** આ રીતે મનુષ્યનું ભાવી સ્વરૂપ જાણવાથી, હું એનાં માત્ર વર્તમાન કાર્યોથી નહિ, પરન્તુ 'એને માટે રાહ જોઈ રહેલ ભવિષ્યની ભવ્યતા' થી એના સઘળા વિજયો અને પરાજયોનું સાચું મૂલ્ય આંકી શકીશ.

તમને સૌને હવે એક બીજો પ્રશ્ન એ થશે કે, આપણને જે વ્યક્તિમાં રસ હોય, એની આદર્શમૂર્તિ આપણને શી રીતે દેખાય? આ પ્રશ્નનો ઉત્તર તદ્દન સરળ છેઃ કલા દ્વારા. કલા તો મારો માનીતો વિષય છે, છતાં હું આજે એની ઉપર લંબાણથી વિવેચન નહિ કરૂં. સ્વલ્પમાં કહું તો, **આપણી પરાબુદ્ધિજ આપણને એ આદર્શ-મૂર્તિનું દર્શન કરાવશે; અને આપણા કલામય સ્વરૂપના વિકાસથીજ આપણે આપણી પરાબુદ્ધિની શકિતઓને જાગૃત કરી શકશું.** જ્યારે આપણી પરાબુદ્ધિ કાર્ય કરવા માંડે છે, ત્યારે આપણે દરેક વસ્તુની પાછળ કે અંદર રહેલી આદર્શમૂર્તિનાં દર્શન કરી શકીએ છીએ. એજ એક પરમ દર્શન છે.

જે નેતા માર્ગદર્શક તરીકે આવું દર્શન મેળવી શકે છે, એ તો પોતાની પરાબુદ્ધિના એક ચમકારાથી જ પોતાના દરેક અનુયાયીની આદર્શમૂર્તિ જાણી શકે છે. આ દર્શનને લીધે જ એ પોતાના કાર્યકરોની સાચી તુલના અને સાચી સેવા કરી શકે છે. આ મૂલ્યદર્શન એજ સાચી અને પૂર્ણ ટીકા છે; એ માપ ભૂલો દર્શાવે છે, પણ સાથેસાથ અનુયાયીની અંદર કો દૈવી ઉત્સાહ પણ જાગૃત કરે છે. સાચો નેતા પોતાના અનુયાયીના અંતરમાં ગાઢ ભક્તિભાવ જગાડે છે; કારણ કે એનામાં પોતાના અનુયાયી આગળ એમની આદર્શમૂર્તિઓ દર્શાવવાની શક્તિ છે. આપણે અન્યને પ્રભુ તરીકે પૂજીએ છીએ, કારણ કે એ આપણી અંદર રહેલા પ્રભુને પ્રકટ કરે છે.

હું આગળ જણાવી ગયો છું કે ખનિજ, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્યમાં સર્વત્ર આદર્શમૂર્તિઓ નિરખવી, એજ પરમ દર્શન છે. પરન્તુ એ દર્શનમાં રહેલી સંપૂર્ણ ભવ્યતા અને સત્યને પ્રકટ થવા દેવાં હોય, તો આપણે એ દર્શનને કાર્યમાં ઉતારવુંજ જોઈએ. આપણી સન્મુખ રહેલી દરેક વસ્તુની આદર્શમૂર્તિને પ્રકટાવવી, એ ઘણુંજ કઠિન કાર્ય છે. પરાબુદ્ધિનો વિકાસ થાય ત્યારેજ કોઈ નેતા પોતાના અનુયાયીની આદર્શમૂર્તિ નિરખી શકે છે. પરંતુ પોતાની અંદર આદર્શમૂર્તિ રહેલી છે, એનું ભાન એ કાર્યકરને શી રીતે કરાવવું? 'માર્ગ, સત્ય અને જીવન' અથવા આદર્શમૂર્તિ, દૈવી શક્તિ, કે 'ત્હારો યોદ્ધો અને રાજા', મનુષ્યની અંદરજ રહેલાં છે, એ સત્યનો સાક્ષાત્કાર નેતાએ પોતાના અનુયાયીઓને શી રીતે કરાવવો? 'ઓ આદર્શમૂર્તિ, ત્હારાં સંપૂર્ણ સત્ય, સૌન્દર્ય અને ગૌરવ સાથે પ્રકટ થા,' એમ મ્હારે મ્હારા અનુયાયીના આંતર સ્વભાવને કેવી રીતે કહેવું?

આ પ્રશ્નનો ઉત્તર આપતાં પૂર્વે મ્હારે થોડું વિષયાંતર કરવું પડશે. આપણને સૌને જીવનના અસ્તિત્વનો પ્રશ્ન મુંઝવે છે. એ

મુંઝવણમાંથી માર્ગદર્શન મેળવવા માટે જ્યારે આપણે તત્ત્વચિંતકોની પાસે જઈએ છીએ, ત્યારે એઓ આપણને જણાવે છે કે આ પ્રશ્નને બે સ્વરૂપો છે. એક સનાતન અને બીજું પ્રગતિમાન. સનાતન સ્વરૂપ શાંત સ્થિતિનું છે; એમાં એક પણ ક્રિયા નથી, છતાં સઘળી ક્રિયાઓની શક્યતા રહેલી છે; કો રસાયણિક મિશ્રણ અન્ય સ્વરૂપમાં પરિવર્તન પામવાની 'તૈયારી'માં હોય એવી એની સ્થિતિ છે. વળી એ સનાતન સ્વરૂપમાં સર્વ કાંઈ સમાય છે. એ સતત જાગૃત રહે છે, છતાં એ કશાને જન્માવતું નથી. પરંતુ પ્રગતિમાન સ્વરૂપ તો ચંચલ છે; સદાય કાર્યરત છે; એ તો એક વ્હેણ કે ફુવારો છે, કુંડ કે હોજ નથી.

આ જીવનના અસ્તિત્વનો પ્રશ્ન સનાતન અને પ્રગતિમાન બન્ને દૃષ્ટિબિન્દુઓથી વિચારી કે સમજી શકાય છે. હિન્દુસ્તાનમાં આ બન્ને દૃષ્ટિબિન્દુઓ વેદાન્ત અને બુદ્ધધર્મમાં દેખી શકાય છે. વેદાન્ત હંમેશાં સત્ અથવા સનાતન દૃષ્ટિબિન્દુથી જીવનના અસ્તિત્વને નિહાળે છે; અને બુદ્ધધર્મ એને સંસાર, ગતિ, વહન કે પ્રગતિમાન દૃષ્ટિબિન્દુથી નિરખે છે.

મારૂં મગજ ગહન ફિલસુફીની અમૂર્ત આંટીઘુંટીમાં પારંગત નથી. મને લાગે છે કે આ બન્ને સ્વરૂપો સનાતન અને પ્રગતિમાન અભિન્ન છે. મને વળી એમ પણ લાગે છે કે એ બન્ને સ્વરૂપો પરસ્પર ચાલુ સંબંધ ધરાવે છે. મારી કલ્પના એવી છે કે '**જીવનનું અસ્તિત્વ' એટલે સનાતન સ્વરૂપમાંથી પ્રગતિમાન સ્વરૂપનું પ્રકટીકરણ.** વળી પ્રકટતાં વેંતજ એ પ્રગતિમાન સ્વરૂપ સનાતન રૂપ ધરે છે; અને ફરીથી પાછું એ નવું સનાતન સ્વરૂપ પોતામાંથી બીજું પ્રગતિમાન સ્વરૂપ પ્રકટાવે છે. બીજી રીતે વર્ણવું તો જેને આપણે 'વર્તમાન' કહીએ છીએ, એમાં આપણે એકવાર બની ગએલ 'ભૂતકાલ'જ સમાવતા નથી, પરંતુ હવે પછી બનનારા 'ભવિષ્ય' ને પણ સમાવીએ છીએ.

હવે આપણે આ તત્ત્વચર્ચાનો વ્યવહારિક ઉપયોગ વિચારીએ. **સનાતન સ્વરૂપ પ્રગતિમાન સ્વરૂપને પ્રકટાવે છે**, એટલે શું ? આને માટે આપણે એક ભલા મનુષ્યનું દૃષ્ટાંત લઇએ. એ મનુષ્યમાં માત્ર સામાન્ય વ્યવહારમાં દેખાય છે, એવી કહેવાતી 'ભલાઇ' નથી. 'પરંતુ ધારો કે ભલાઈ એના સ્વભાવમાં વણાઈ ગઇ છે. આવો મનુષ્ય જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં અન્યની ભલાઈનેજ પ્રકટાવે છે. એની ભલાઈનું સ્વરૂપજ એવું છે કે જ્યારે કોઇ મનુષ્ય એના પરિચયમા આવે છે, ત્યારે એનું સનાતન સ્વરૂપ સામી વ્યક્તિમાં ગુપ્ત રહેલી ભલાઈ ને પ્રગતિમાન સ્વરૂપે પ્રકટાવે છે. કો વીર પુરૂષ અન્યને વીર. પ્રેમી મનુષ્ય અન્યને પ્રેમી, અને ફિલસુફ અન્યને ડહાપણશાલી કેમ બનાવી શકે છે, એનું રહસ્ય હવે તમને સમજાશે. હંમેશા **સિન્ધુ સિન્ધુને આમંત્રે છે; આદર્શ-મૂર્તિ આદર્શમૂર્તિને** જગાડે છે. કારણ કે આપણામાં તો દરેક જણ પોતે પણ આ **સનાતન** અને **પ્રગતિમાન** એવાં બે સ્વરૂપો એકી સાથે ધરાવે છે. આથી જ્યારે અન્યનું સનાતન સ્વરૂપ આપણને પ્રકટવાનું આમંત્રણ આપે છે, ત્યારે આપણે આદર્શમૂર્તિ રૂપે પ્રકટ થઈએ છીએ, અને આપણી ગૂઢ ભલાઈ અને સૌન્દર્ય વ્યક્ત કરીએ છીએ.

'સિન્ધુ સિન્ધુને આમંત્રે છે', એ તો જીવનનું એક પરમ રહસ્ય છે. આપણે પ્રાપ્ત કરેલ સાક્ષાત્કારના ઉંડાણ દ્વારા આપણે દરેક પળે દરેક કંકર અને પત્થરને, તૃણ અને વૃક્ષને, ગાઢ નિદ્રા-માંથી જગાડીએ છીએ, અને એને એના ભવિષ્યની ભવ્યતાની ઝાંખી કરાવીએ છીએ. મને જો જીવનમાં સાચો વિજય મળ્યો હશે, તો હું મારી હાજરીથીજ એ કંકરને વનસ્પતિ બનવાના એના ધ્યેયમાં એક પગલું આગળ જવામાં સહાય કરી શકીશ; તેમજ એક છોડને પ્રાણી બનવાના ધ્યેયમાં મદદગાર થઈ શકીશ. મારૂં

સનાતન સ્વરૂપ પથ્થર કે છોડના સનાતન સ્વરૂપને મુક્ત કરે છે અને એને પ્રગતિમાનરૂપે પ્રકટવાની પ્રેરણા આપે છે.

કુદરત, પર્વતો અને સાગરો, વૃક્ષોની શાખા અને પર્ણમાળા હલાવતા પવનો, માર્ગપર ઉગી નીકળેલા ફુલછોડો, વાદળાના ઝાંખા ઘેરા રંગો–આપણને પ્રેરણા અને ઉદ્‌બોધન આપી શકે છે, એનું કારણ પણ આજ છે કારણ કે 'પ્રભુના વાઘા' રૂપ સમગ્ર કુદરત પરબ્રહ્મનુ એક સનાતન સ્વરૂપ જ છે જ્યારે આપણે કુદરતની લીલાના નિરીક્ષણમા લીન થઈએ છીએ, ત્યારે એ આપણા સનાતન સ્વરૂપમાથી એક પ્રગતિમાન સ્વરૂપ પ્રકટાવે છે, અને એ પ્રગતિમાન સ્વરૂપ અગાઉના કરતા એક નવીન વિશુદ્ધ, ડહાપણશાલી, અને પ્રબળ સનાતન સ્વરૂપ ધારણ કરે છે. આમ સિન્ધુ સિન્ધુને આમત્રે છે.

હવે આપણે આપણા મહાપ્રશ્નનો ફરીથી વિચાર કરીએ. મ્હારો સિન્ધુ તમારા સિન્ધુને કઈ રીતે આમત્રી શકે? મારો આંતર સંગીતશાસ્ત્રી તમારી અંદર દૈવી સગીત શી રીતે જગાડી શકે? જીવન એ કાંઇ શુભ–અશુભ કે પાપપુણ્યની બાબત નથી, હું નિદ્રાધીન અને મૂક છુ, કે જાગૃત છુ અને અન્યને પોતાનુ સ્વરૂપ પ્રકટવાનું આમંત્રણ આપી રહ્યો છુ, એજ જીવનનો સર્વોપરિ વિષય છે. એનું નામજ સાચું જીવન અન્યના સિન્ધુને જગાડવાનો એક જ માર્ગ છે–મ્હારે પોતે મ્હારા સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર કરી લેવો.

આજે કૃષ્ણમૂર્તિ આ માર્ગ ઉપરજ ખાસ ભાર દઈ રહ્યા છે. એઓ કહે છે કે આપણુ ધ્યેય, સુખનું સામ્રાજ્ય, આપણી મુક્તિ આપણી સમીપ રહેલ છે. એઓ કહે છે કે ધ્યેયનું દર્શન એજ મહત્ત્વની બાબત છે. પુનર્જન્મનો સિદ્ધાત સાચો છે કે ખોટો, અથવા તો પૂર્ણપુરૂષોનું અસ્તિત્વ સત્ય છે કે ભ્રમ, એ બધા તો ગૌણ પ્રશ્નો છે. માનસિક ખાત્રીને એઓ 'દર્શન' નથી કહેતા.

એમને મન તો ધ્યેયનું દર્શન એટલે ધ્યેયનો સાક્ષાત્કાર, ધ્યેય સાથેની એકતા.

આથી એકવાર તમને ધ્યેયનું દર્શન થાય, પછી એક બાણ પોતાના લક્ષ્ય પ્રતિ જાય એવો સીધો માર્ગ ત્હમારે સેવાનો ન્હે છે; બીજો માર્ગજ નથી. તમારી ગતિ અથવા વેગ એ કાંઈ મહત્ત્વનો વિષય નથી; કારણ કે વેગ તો કાળ સાથે સંબંધ રાખે છે. ખરી મહત્ત્વની બાબત તો એ સીધાપણું, એ માર્ગ પરનું સીધું પ્રયાણ જ છે. ધ્યેયપ્રાપ્તિમાં લાગતો સમય એ કાંઈ મહત્ત્વની વસ્તુ નથી. અસ્ત્ર કમાનમાંથી છૂટે છે કે બન્ધૂકમાંથી, એ કાંઈ મહત્વની બાબત નથી; તેમજ ગતિ કે વેગ પણ મહત્વની બાબત નથી. પરંતુ જીવનયાત્રાની પળે પળે એ ધ્યેયમાં રહેલી પ્રેરણાદાયક શક્તિ એ બાણને મેળવી લેવી હોય, તો એણે જીવનનો બધોજ ઝોક એ માર્ગના સીધાપણાં ઉપર જ રાખવો જોઈએ.

આથી મનુષ્ય મુક્તિના ઉંબર ઉપર ઉભો છે કે તાજેજ પશુયોનિમાંથી મનુષ્યયોનિમાં આવ્યો છે, એ મહત્ત્વની બાબત નથી. કારણકે મુક્તિને ઉંબરે ઉભેલો મનુષ્ય પણ એ સીધા માર્ગથી ઉતરી પડે, તો ધ્યેયની અજાયબી અને ભવ્યતા ગુમાવી બેસે; અને મુક્તિને હજુ ૭૦૦ જન્મોની વાર હોય, એવો બાળ જીવાત્મા પૂર્ણતાના પન્થ ઉપર દરેક પગલે, પહેલાજ જન્મથી, ધ્યેયના આશ્ચર્ય અને આનંદ અનુભવવા લાગે. જો મનુષ્યને ધ્યેયનું માત્ર દર્શનજ થાય, જો એને પોતાની આદર્શમૂર્તિનું સાચું ભાન થાય, તો વિકાસક્રમનું એનું કાર્ય સિદ્ધ થાય છે. પૂર્ણતાની પ્રાપ્તિ પૂર્વે લાખ્ખો વર્ષ વીતી જાય, તો પણ એ કાંઈ મહત્ત્વની બાબત નથી. ધ્યેય અથવા આદર્શમૂર્તિનો સાક્ષાત્કાર, એજ મહત્ત્વની બાબત છે– ગુરૂદેવો અને પયગંબરોની પૂજા નહિ.

આપણા ઉપનિષદોમાં આજ શિક્ષણ આપેલું છે. ઉપનિષદો

કહે છે કે ધ્યેયપ્રાપ્તિનો એકજ સીધો માર્ગ છે, કારણ કે આ વિશ્વમાં એકજ આત્મા છે, બે નથી. મારામાં રહેલો આત્મા, એજ બીજામાં રહેલો આત્મા છે. બીજા અને હું—અમે બન્ને—પરમાત્મા જ છીએ. આ આત્મા-પરમાત્માની એકતાની ચાવી જ શ્વેતકેતુને આપવામાં આવી હતી. આથી પ્રાચીન ઉપનિષદોના શિક્ષણોમાં ધર્મોએ કહેલા સાકાર પ્રભુની, આત્મા પરમાત્માની વચ્ચે રહેલા મધ્યસ્થની, વાત જ નથી. હું પોતેજ સાક્ષાત્ ઇશ્વર કે પ્રભુના ઉદ્ભવ રૂપ પરબ્રહ્મ હોઉં, તો મારી મુક્તિને માટે મારાથી જૂદા એવા કોઈ પણ ઇશ્વર કે પ્રભુની મ્હને શી જરૂર છે?

આ આત્મા-પરમાત્માની એકતાના સિદ્ધાંત ઉપરથી હિન્દુ રહસ્યવાદમાં સીધા માર્ગને યોગ્ય મુક્તિની એક નવીન રીત આપવામાં આવી છે. એમાં અમુક ઉક્તિઓ કે કથનોના ઉચ્ચારણ કે રટણ ઉપર ખાસ ભાર દેવામાં આવ્યો છે. सोऽहम्—હું તે છું; तद्ब्रह्म तदस्मि—તે બ્રહ્મ હું છું; વગેરે. પરંતુ આપણી ત્રુટિઓ પ્રતિ નજર કરતાં આ કથનો સાચાં છે, એમ કેવી રીતે કહી શકાય? 'હું બ્રહ્મ છું', એ કથનનો જાપ કર્યો પછી બીજી જ પળે કો અસંજમથી અલકાઈને હું દૂર નાસતો હોઉં, તો એ રટણનો અર્થ શો? મારામાં હજુ પાપી વૃત્તિઓ રહેલી છે, એટલે 'હું બ્રહ્મ છું' એમ કહેવું એ જુઠ્ઠાણું નથી? મારાં કાર્યો મારે માટે તેમજ બીજાંઓના માર્ગે વિઘ્નો નાખતાં હોય તો, મેં સીધે માર્ગે પગલાં માંડ્યાં છે, એમ કેમ કહેવાય? મને મારી આદર્શમૂર્તિનું દર્શન થયું હોય, પણ જો હું હજુ અપૂર્ણ મનુષ્ય હોઉં, તો હું અન્યની આદર્શમૂર્તિને જગાડી શકું ખરો?

તમે બ્રહ્મ છો અને છતાં પ્રભુની જેમ નહિ પણ મનુષ્યની જેમ કેમ કાર્યો કરો છો, એ કોયડાનો ઉકેલ હું તમને નહિ આપી શકું. હું તો માત્ર તમને એક પદ્ધતિ સૂચવી શકું. એ પદ્ધતિને જો

અનુસરશો, તો અન્યની આદર્શમૂર્તિને પ્રગતિમાન સ્વરૂપે પ્રકટાવી શકશો. કવિવર ઈમર્સને સુન્દર શબ્દોમાં એ પદ્ધતિ બતાવી છે. "આત્માની વિશુદ્ધ ક્રિયામાં સઘળા સદ્‌ગુણો સ્વાભાવિક હોય છે-મનુષ્યના હૃદયને સંદેશ આપતાં શીખો-એટલે મનુષ્ય તરતજ સદ્‌ગુણી બનશે."

પરન્તુ જીવનના કડવા અનુભવોથી આપણે જાણીએ છીએ કે આપણા સદ્‌ગુણો નહિ, પરન્તુ દુર્ગુણોજ આપણને સ્વાભાવિક લાગે છે. મહાપ્રયત્ને આપણે સદ્‌ગુણો મેળવી શકીએ છીએ; અને તે પણ ધીરે ધીરે, એકદમ નહિ છતાં એ પણ સાચી જ વાત છે છે કે આપણે આદર્શમૂર્તિ હોવાથી સઘળા સદ્‌ગુણો ખરેખર આપણી અંદર પૂર્ણપણે છે જ. કારણકે પરમાત્મા સર્વગુણ સંપન્ન છે; અને સઘળી આદર્શમૂર્તિઓ એમનામાં જ જીવે છે, ફરે છે અને રહે છે.

તમને શંકા થશે, કે ત્યારે એ બાબતમાં ફિલસુફીના સિદ્ધાંત અને વ્યવહારમાં વિરોધ નથી? હા, છે, પરન્તુ એનો ઉકેલ આપવાનો પ્રયત્ન હું નહિ કરું. એકવાર તમે તમારી આદર્શમૂર્તિનાં દર્શન કર્યાં હોય, અને તમે એ આદર્શમૂર્તિનો સાક્ષાત્કાર કરવા પાછળજ મંડયા હો, પછી હું નથી ધારતો કે વિરોધો લગારે મહત્ત્વનાં હોય. એકવાર તમને તમારા સાચા સ્વરૂપની-એને ધ્યેય કહો કે આદર્શમૂર્તિ કહો-ઝાંખી થઈ, પછી તમારા 'સાચા તમે'માં તો કોઈ વિરોધ હોય જ નહિ. એ વિરોધ તો તમારા 'ખોટા તમે'માં છે. કારણકે 'ભૂત-તમે' કે 'વર્તમાન-તમે' કે એ બન્ને તમારા 'ભવિષ્યના તમે'ને પ્રકટવામાં વિઘ્નરૂપ છો.

હવે આપણે ઇમર્સને કહેલો, લોકોને 'એકદમ સદ્‌ગુણી' બનાવવાનો ચમત્કાર કેવી રીતે કરવો, તે વિચારીએ. ઈમર્સન તો કહે છે કે 'એના હૃદયને સન્દેશ આપો.' એ કેમ બને? મને લાગે

છે કે એને માટે બે માર્ગ છે, ગમે તે માગે તમે એ કાર્ય કરી શકશો

હું ધારું છુ કે માનવજાતિને બે વર્ગોમા વહેચી શકાય : એક તો જેમના હૃદયો મૃત્યુ પામ્યા છે, અને પુનર્જન્મ માગી રહ્યા છે, એ વર્ગ, અને બીજો જેમના હૃદયો ઘરડા થયા છે, અને પુનર્જીવન માગે છે, તે વર્ગ અન્યના હૃદયને સન્દેશ આપવા માટે કાતો આપણા મૂએલા હૃદયોને પુનર્જન્મ આપવો જોઈએ, અથવા તો ઘરડા હૃદયોને પુનર્જીવન દેવુ જોઇએ.

પ્રથમ વર્ગના લોકોને જીવનમા નિરાશા મળેલી હોવાથી એઓ દરેક પ્રાણી કે પદાર્થ પ્રતિ ટીકાની દૃષ્ટિથી જ નિરખે છે. આ ટીકાખોર વૃત્તિને લીધે એમના હૃદયો કઠોર બની જાય છે. અભિપ્રાય બાધવામા પહેલા જે નરમાશ હતી, તે કડક ટીકા રૂપે ફેરવાઈ જાય છે કેટલાક તો નિરાશ થઈને સુદર અને કોમળ વસ્તુ પ્રત્યે પણ શકાની દૃષ્ટિએ જોવા લાગે છે જીવનમા ફરીથી છેતરાવાનો પ્રસગ ન આવે માટે એઓ સદા જાગૃત રહે છે આથી એઓ હમેશા મુશ્કેલ કામો જ કરવા માડે છે. કારણકે એમને એમ લાગે છે કે સરળ વસ્તુ તો આખરે દુખજ આણે છે એમનુ હૃદય મરી જાય છે, અને એને લીધે એઓ જીવનના કેટલાક કોમળ સ્વરૂપોથી ભય પામ્યા કરે છે

બીજા વર્ગના મનુષ્યોના હૃદયો કેવળ મરેલા હોતા નથી, પરતુ થાકી ગયેલાં હોય છે એઓ કઠોર નથી હોતા, એઓ તો હૃદયની યુવાની અને તાજગી ફરીથી જીવવાને માટે ઝખે છે પરતુ એમને ખેદપૂર્વક એવુ ભાન થાય છે કે જીવનનુ વ્હેણ એમની દરકાર રાખ્યા વિના આગળ વહી ગયુ છે. આમ એઓ જીવનથી હારીને મૃત્યુની રાહ જોતા બેઠી રહે છે. એમને લાગે છે કે ઉર્મિઓનુ

ઢળી ગએલું પૂર, અને એળે ગયેલી સંસ્કાર-ગ્રાહકતા હવે કદી પણ પાછાં આવશે નહિ. આથી હૃદયથી વૃદ્ધ થઇને એઓ ધીરજ-પૂર્વક જીવનના અંતની વાટ જોયાં કરે છે.

મને લાગે છે કે આપણામાંના ઘણા ખરા આ બે વર્ગોમાંથી એકાદમાં તો હોઈશું જ. આથી આપણે ગમે તે પ્રકારે ફરીથી હૃદયનું જીવન પ્રાપ્ત કરી લેવું જોઈએ. એ શી રીતે મળે, એ તો કર્મનું એક ગહન રહસ્ય છે. પરન્તુ આટલું તો ખરૂં છે કે જ્યારે **આપણે આપણાં હૃદયને ફરીથી સજીવન કરી શકશું, ત્યારેજ આપણે અન્યનાં હૃદયને સન્દેશ આપી શકશું**, અને એમને 'એકદમ સદ્‌ગુણી' બનવાની પ્રેરણા આપી શકશું. હૃદય મરણ પામ્યું હશે, તો સર્વશ્રેષ્ઠ ફિલસુફ પણ દુષ્ટ મનુષ્યને સદાચરણી બનવામાં સહાયક થઈ શકશે નહિ; પણ ન્હાના બાળકમાં ય જો હૃદયની તાજગી હશે, તો એ આ દુષ્કર લાગતું કાર્ય સરળતાથી કરી શકશે.

મનુષ્યનો પ્રશ્ન, એજ 'ધર્મ'નો મુખ્ય પ્રશ્ન છે; ધર્મે સદા મનુષ્યના હૃદયના પુનર્જન્મ કે પુનર્જીવનનો જ વિચાર કરવાનો છે. તમારૂં હૃદય સજીવન હશે, અને તમે અવનવા સ્વપ્નાંથી ઉભરાતા અને ઉછળતા હશો, તો તમે **મનુષ્ય માત્રને પ્રભુ રૂપે** નિરખી શકશો. ત્યારેજ તમે અન્યના હૃદયને સન્દેશ આપી શકશો, અને એમને 'એકદમ સદ્‌ગુણી' બનાવી શકશો. આ પળે મને પ્રયાગમાં બનેલો એક પ્રસંગ યાદ આવે છે. એક સભામાં કોઇએ કૃષ્ણમૂર્તિને પ્રશ્ન કર્યો, "તમે પ્રભુને જોયા છે?" આપણે પ્રશ્ન પૂછનારનું માનસ સમજી શકીએ છીએ. સૂક્ષ્મ ભુવનમાં વસનાર અને ગૂઢ અનુભવ દ્વારા જાણી શકાય એવા કો સાકાર પ્રભુની સંકુચિત અને મર્યાદિત માન્યતાવાળી રૂઢિમાં એ ઉછર્યો હતો. આવી રીતે 'પ્રભુનાં દર્શન' કરનાર તો લાખ્ખો સાધુઓ હિન્દમાં વસે છે. કૃષ્ણમૂર્તિએ આ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. કારણકે અંગત પ્રશ્નોના

ઉત્તરો દેવાની એમની ઇચ્છા નહોતી. પરન્તુ પેલો પ્રશ્ન પૂછનાર તો વારંવાર એ જ પ્રશ્ન પૂછવા લાગ્યો. 'તમે પ્રભુને જોયા છે?' ત્યારે કૃષ્ણમૂર્તિએ એક ચમકારા શો મિતાક્ષરી ઉત્તર આપ્યો, "હા, કારણ કે મેં તમને જોયા છે !'

જ્યારે મનુષ્યને ધ્યેયનાં દર્શન થાય છે, અને પોતાની આદર્શમૂર્તિની ઝાંખી થાય છે, ત્યારે એ પ્રભુ વિષે પ્રશ્નો પૂછતો નથી કે ચર્ચા કરવા બેસતો નથી. એને માટે મનુષ્ય જ પૂરતો છે—મનુષ્ય જ એને પરમ રહસ્ય લાગે છે. આધ્યાત્મિક સાક્ષાત્કારને પન્થે આખરે એક ભૂમિકા એવી આવે છે કે જ્યારે સાધકને મનુષ્ય જ પૂરતો લાગે છે. વહેલાં કે મોડાં આપણુ સૌને એ ભૂમિકાએ ચઢવું પડશે. આનો અર્થ એમ નથી કે જગતમાં પ્રભુ છે જ નહિ. પરન્તુ જ્યારે તમે હૃદયમાં જીવતાં શીખશો, ત્યારે તમને માલમ પડશે કે તુચ્છતા અને દુર્ગુણોથી ભરેલો આપણો ક્ષુદ્ર માનુષી સ્વભાવ પણ અનેક રીતે પરમ રહસ્યોથી ભરેલો છે, અને જીવનના ગૂઢ પ્રશ્નોના ઉકેલને માટે તમારે સ્વર્ગપ્રતિ ઉંચે જોવાની જરૂર નથી, પણ પૃથ્વી પ્રતિજ દૃષ્ટિ કરવાની છે. પછી તમને પ્રભુપ્રાર્થનાની જરૂર નહિ રહે; તમારે કોઇની સહાય માગવી નહિ પડે. તમે મનુષ્યોનું અવલોકન કરવા મંડી જશો. મહાપુરૂષો કે પયગંબરોમાં નહિ, પરન્તુ બાલભાવવાળા ન્હાના મનુષ્યોમાં, અને પાપીઓમાં તમને રસ પડવા લાગશે. અંધકારમાંથી પ્રકાશમાં જવા ફાંફાં મારતાં, અને વારંવાર પ્રકાશમાંથી અંધકારમાં લપસી પડતાં, અજ્ઞાની મનુષ્યો તમને વ્હાલાં લાગશે. એકવાર જ્યારે તમને મનુષ્યના હૃદયની સાથે વાત કરતાં, એને સન્દેશ આપતાં આવડશે, ત્યારે માત્ર મનુષ્ય જ તમને પૂરતો લાગશે. તમને અનુભવ થશે કે પ્રભુ વિષે જે કાંઇ કલ્પી શકાય છે, તે બધુંજ મનુષ્યમાં રહેલું જ છે.

મારા વિચાર-પ્રવાહને સ્પષ્ટ કરવા એકવાર ફરી

સંનની સહાય લઉં છું. :માત્ર ચાર જ પંક્તિમાં એ આ પ્રશ્નનો સાર આપે છે.

'સ્વર્ગ એટલું બધું' આપણી પાસે છે,
અને પ્રભુ એટલા બધા મનુષ્યની નજીક છે,
કે જ્યારે ફરજ ધીમેથી કહે છે કે 'ત્હારે' કરવું જ પડશે.'
ત્યારે યૌવન જવાબ આપે છે કે, 'હું કરીશ.'

આ કાવ્યમાં સનાતન યૌવનની સાચી ભાવના છે. જ્યારે આપણે સનાતન યૌવનની ભાવના ઝીલી શકીએ, ત્યારે જ આપણો દિવ્ય અંતરાત્મા કહે છે કે 'હું કરી શકીશ'. પછી 'સ્વર્ગ એટલું બધું આપણી પાસે લાગે છે કે આપણને પ્રભુની શોધ માટે ઉંચે જોવાની જરૂર પડતી નથી. કારણ કે આપણી આસપાસ ચોતરફ પ્રભુ મનુષ્ય રૂપે રહેલો જ છે. આ સનાતન યૌવન અથવા આપણો અંતરાત્મા જ આપણને સામર્થ્ય અને પ્રેરણા આપી શકે છે.

પરન્તુ આ સનાતન યૌવન એટલે શું? એ તો દરેકે પોત પોતાને વિશિષ્ટ માર્ગે શોધી લેવાનું છે. એકવાર આ સનાતન યૌવનને વર્ણવવા માટે મ્હેં એક શબ્દપ્રયોગ યોજ્યો હતો: "ધર્મપુત્ર"- 'વિસ્મય બાલક'. તમે એને વિસ્મય યુવક, કે વિસ્મય યુવતી પણ કહી શકો છો. તમે એને ગમે તે નામ આપી શકો છો. પરન્તુ જ્યારે તમે તમારી અંદર રહેલા આ વિસ્મય બાલક, વિસ્મય યુવક કે વિસ્મય યુવતીને શોધી શકશો, ત્યારે તમને અખૂટ શક્તિ અને સામર્થ્યનો એક ઝરોજ પ્રાપ્ત થશે. પછી તમને માલમ પડશે કે તમારૂં સનાતન સ્વરૂપ તમારા સ્વભાવમાંથી વ્યક્ત થઈને અન્યને આશીર્વાદ આપે છે, અને ઉદ્ધારે છે.

આમ જ્યારે આપણે એક કાર્યકર કે સેવક તરીકે જીવનને નિરખતાં શીખશું. ત્યારે આપણને આપણી આદર્શમૂર્તિનાં દર્શન થશે.

અને એને લીધે આપણે અન્યમાં રહેલી આદર્શમૂર્તિઓને જગાડી શકશું. જ્યારે આપણી આદર્શમૂર્તિમા છે, તે બધી જ વિસ્મયકારક અને સનાતન યાવનવાળી વસ્તુઓનો સાક્ષાત્કાર કરશું-જીવનમાં વણી અને જીવી બતાવશું-ત્યારે પાપપુણ્ય અને શુભ-અશુભના પ્રશ્નો આપણે માટે તો ઉકેલાઈ જશે. પછી આપણે કોઈ પણ મનુષ્યનું મૂલ્ય એનાં કાર્યથી નહિ આંકીએ, એ તો અન્યાય-દૃષ્ટિ છે. પરન્તુ એ કેવા બનવાની આશા રાખે છે, એ ઉપરથી આપણે એનું માપ કાઢશું, એ જ ખરી ન્યાયદૃષ્ટિ છે. કારણ કે 'મનુષ્ય એટલે કાર્યમાં ઉતરેલી ભાવના—પોતે ભૂતકાળમાં શું કર્યું હતું, અને ભવિષ્યમાં કેવો થશે, તે નહિ.'

## ૩૫

# સૌન્દર્યનું તત્ત્વ

ભગવાન બુદ્ધના એક કથનમાંથી આપણને આપણા સાચા સ્વરૂપની શોધના માર્ગની ચાવી મળી આવે છે. ધમ્મપાદના આરંભમાં જ ઉપદેશવામાં આવેલ છે કે,

> "આપણે આપણા વિચારોની જ કૃતિઓ છીએ. આપણું વર્તમાન સ્વરૂપ આપણા વિચારોએ જ ઘડ્યું અને બનાવ્યું છે જો કોઈ મનુષ્ય બુરા વિચારોનું સેવન કરશે, તો જેમ બળદની પાછળ રથનું ચક્ર ચાલ્યા વિના રહેતું નથી, એમ એના જીવનમાં દુઃખ આવ્યા વિના રહેશે નહિ.
>
> આપણું આજનું સઘળું સ્વરૂપ આપણા વિચાર અને સંકલ્પનું ફળ છે. આપણા વિચારો જ આપણને ઘડે છે. જો કોઈ મનુષ્ય પવિત્ર વિચારોનું સેવન કરે, તો એના પોતાના પડછાયાની જેમ આનંદ એને અનુસરે જ."

એક પ્રાચીન કહેવતમાં પણ મન અને ચારિત્ર્યનો આવો જ સંબંધ દર્શાવવામાં આવ્યો છે—'**જેવી ભાવના, એવી જ સિદ્ધિ**'. અનેક ગુરૂઓ પણ આપણને આજ સત્ય શીખવે છે કે આપણું જીવન અને આચરણ આપણા વિચારો પ્રમાણે જ હોય છે.

સઘળા ધર્મો, વિજ્ઞાનો અને ફિલસૂફીઓના મૂળમાં પણ આજ [illegible] રહેલી છે. દરેક ધર્મ, વિજ્ઞાન કે ફિલસૂફી

આપણા મનની આગળ વિશ્વના સ્વરૂપની પોતાની વિશિષ્ટ સમજણ રજુ કરે છે, અને વિશેષમા ઉમેરે છે કે આપણે સૌએ એ વિવિધ સમજણોના પાયા ઉપર આપણા જીવનની ઈમારત બાંધવી જોઈએ. એક ધર્મ કહે છે કે જીવનનો મર્મ, ધર્મ અથવા ફરજ છે, બીજો કહે છે કે પ્રભુની ઇચ્છાનો સ્વીકાર છે. વિજ્ઞાન કહે છે કે કુદરતના નિયમોનું અવલોકન કરવું, અને એની શકિતઓનો માનવ-કલ્યાણ માટે ઉપયોગ કરવો, એ જીવનનો મર્મ છે. સર્વ પ્રકારની ફિલસુફીઓ પણ આપણને શીખવે છે કે આપણા મન દ્વારા વસ્તુ માત્રનું સાચું સ્વરૂપ વ્યકત કરવું, એ જીવનનો મર્મ છે.

આ દરેક કથનની સાચી સમજણ આપણે મેળવવી જોઇએ. એ કથનોને જ આપણે આપણા વર્તનનો પાયો બનાવવો જોઇએ. વળી જીવનના આપણા પ્રયાધાનોમા એ કથનોને જ આપણે માર્ગ-દર્શક સિદ્ધાંત તરીકે વાપરવા જોઈએ. એ કથનોને આધારે આપણે આપણાં વ્યક્તિગત અને સમૂહગત જીવનોમા એવુ તો પરિવર્તન કરવુ જોઈએ કે એમાંથી આપણી સંસ્કૃતિના ઉચ્ચતર સ્વરૂપો જ વ્યક્ત થાય.

આપણને મળેલા શિક્ષણોનો સાર એ છે કે "પ્રભુ સર્વ શક્તિમાન છે, અને આપણે એમની આજ્ઞાનુ પાલન કરવું જોઈએ." અથવા "કુદરત નિયમ રૂપ છે અને આપણે એ નિયમોનું પાલન કરવું જોઈએ." ભૂતકાળમા માનવજાતિએ ધર્મ અને ફિલસુફીની સમજણ પ્રમાણે પૂજા અને ફરજ રૂપી પ્રધાન સૂરોવાળી સંસ્કૃતિઓ સરજી છે. વળી વર્તમાન કાળમા માનવજાતિ વિજ્ઞાનની સમજણ પ્રમાણે એક નવીન પ્રકારની સંસ્કૃતિ ઘડી રહી છે, એના પ્રધાન સૂરો આત્માવિષ્કરણ અને કુદરત ઉપરનો કાબુ છે.

પરંતુ જીવનના સ્વરૂપ વિષેની એક તદન જૂદી જ સમજણ

છેક પ્લૅટોના સમયથી શરૂ થઈ છે. કારણ કે પ્લૅટો કહી ગયેલ છે કે **જીવનનો મર્મ પૂર્ણ સૌન્દર્ય** છે. પ્લૅટોને મન **સૌન્દર્ય** એજ પ્રભુ છે; અને **પોતાની** સૃષ્ટિ દ્વારા પ્રભુ સતત પોતાની જાતને પ્રકટાવી રહેલ છે. ધાર્મિક મનુષ્યને મન દરેક પ્રસંગનો અંતિમ મર્મ '**પ્રભુની પૂજા**' છે, અને વર્તમાન વૈજ્ઞાનિકને મન એ એક '**પવિત્ર ગણિતશાસ્ત્રી**' છે; એ ગણિતશાસ્ત્રીનું પ્રખર મન વસ્તુ માત્રમાં કાર્ય કરી રહેલ છે. એવી જ રીતે પ્લૅટોના અનુયાયીઓ માને છે કે જીવનના સર્વ પ્રસંગો સૌન્દર્યના સ્વરૂપની શોધ તરફ આપણને લઈ જાય છે.

જો આપણે પ્લૅટોની જીવન-સમજણ સ્વીકારીએ કે '**પ્રભુ સૌન્દર્ય સ્વરૂપ** છે, અને એમાં પેલી પ્રાચીન સમજણો પણ ઉમેરીએ કે '**વસ્તુમાત્ર પ્રભુ જ છે**,' તો આપણે એમજ સ્વીકારવું પડે કે સૌન્દર્યનું તત્ત્વ દરેક સ્થળે હોવું જ જોઈએ. વળી પ્રભુ સિવાય તો કંઈ અસ્તિત્વ ધરાવી શકે નહિ, એવી આપણી માન્યતા હોવાથી એમજ ફલિત થાય છે કે દરેક **વસ્તુ દરેક પળે સૌન્દર્યને જ પ્રકટાવી રહેલ છે.**

પરન્તુ કોઈને શંકા થશે કે શું આ સિદ્ધાંત સર્વ રીતે સાચો હશે? શું કુદરતમાં "લોહીની લાલાશ અને ન્હોરનો જુલમ" નથી? શું આપણે કુદરતમાં પ્રાણી પ્રાણી વચ્ચે અને જાતિ જાતિ વચ્ચે ભયંકર વિગ્રહ ચાલી રહેલો નથી નિરખતા! કુદરતમાં સર્વત્ર સંહાર ચાલી રહ્યો છે, અને નાશ પામતાં પ્રાણીઓ અપાર વેદના સહી રહ્યા છે. હા, ક્યાંક ક્યાંક પુષ્પો અને પંખીઓમાં આપણે કુદરતને સૌન્દર્ય પ્રકટાવતી નિહાળી શકીએ છીએ. પરન્તુ આપણી આંખને એકાદ પ્રાકૃતિક પદાર્થ સુંદર અને આકર્ષક લાગે, ત્યારે દશ પદાર્થો તો બેડોળ અને ધૃણાજનક જ લાગે છે. ત્યારે પ્લૅટોનો સિદ્ધાંત કેવી રીતે સાચો હોઈ શકે?

આ એક મહાન પ્રશ્ન આપણે વિચારવાનો છે, ધર્મની બાબતમાં

પણ આવો જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ધાર્મિક મનુષ્ય કહે છે કે પ્રભુ પ્રેમ સ્વરૂપ છે, પરન્તુ પ્રભુ ક્રૂર લાગે, એવા અનેક દષ્ટાંતો કોણ નહિ બતાવી શકે? પરન્તુ એ દષ્ટાંતો પ્રભુ ક્રૂર છે, એમ સાબીત કરી શકે એમ નથી; એનાથી તો માત્ર એટલું જ પુરવાર થાય છે કે પ્રભુના પ્રેમના કેટલાક આવિર્ભાવો આપણે સમજી શકતા નથી. એવી જ રીતે જગતમાં સર્વત્ર સૌન્દર્ય છવાઈ રહ્યું છે; અને આપણને સાચી રીતે નિરખતાં આવડે તો વિરૂપ વસ્તુઓમાં પણ એ દેખી શકાય છે.

સૌન્દર્યની શોધ માટે મનુષ્યે બે ગુણો ખીલવવા પડશે. પ્રથમ તો એણે **સૌન્દર્યને ઝીલતાં, એની કદર કરતાં શીખવું પડશે,** અને બીજું, **સૌન્દર્યને કેવી રીતે પ્રકટાવવું,** એ પણ એણે જાણવું પડશે. આ સૌન્દર્યની શોધનો પહેલો ભાગ તો મનુષ્યના મન અને લાગણીઓની તાલીમ ઉપર આધાર રાખે છે. કારણ કે એવી તાલીમ મળે, ત્યારે જ એની આંખને પહેલાં જ્યાં માત્ર ઝાંખપ અને વિરૂપતા જ દેખાતાં, ત્યાં સૌન્દર્યનાં દર્શન થઈ શકે.

પ્રથમ માનયુક્ત ભયની વૃત્તિથી અને પછી આશ્ચર્યની વૃત્તિથી જંગલી મનુષ્ય કુદરતના પ્રસંગોનો જવાબ વાળે છે. જંગલી મનુષ્યને કુદરત પ્રથમ તો ભયપ્રેરક જ લાગે છે. કો જળધોધના નિરીક્ષણમાં એ શક્તિનો આવિર્ભાવ નિહાળે છે; અને એકાદ નાનું જન્તુ પોતાનો ભક્ષ કરી જનાર મોટા પ્રાણીને જે વૃત્તિથી જોઈ રહે, એ વૃત્તિથી જ એ જળધોધને નિહાળે છે. જંગલી મનુષ્યને જંગલ અત્યંત ભય રૂપ લાગે છે; અને ગર્જના, વીજળી, સંહારાત્મક તુફાનો અને રેલો એને માત્ર ભયનો જ સન્દેશ આપે છે. આમ ભયનું ભાન એની પહેલી ભૂમિકા છે. બીજી ભૂમિકા પર એનામાં **આશ્ચર્યની વૃત્તિ** પ્રકટે છે; અને ત્યારે એ કંઈક સુખનો આછો રસાસ્વાદ કરી શકે છે. પરન્તુ એ સુખનું સ્વરૂપ એના સામાન્ય

સુખો કરતાં કંઈક જૂદા જ પ્રકારનું હોય છે. એનાં સામાન્ય સુખો તો અત્યંત અંગત પ્રકારનાં જ હોય છે; એણે પોતે જ એમને મેળવવાને માટે મથન કર્યું હોય છે. જ્યારે એને એ સુખો પ્રાપ્ત થાય છે, ત્યારે એ સુખો એની આસપાસ ફરી વળે છે અને એ અનુભવે છે કે "હું રાજી છું; હું સુખી છું." પરન્તુ જ્યારે એનું સુખનું ભાન નિઃસ્વાર્થ બને છે, ત્યારે જ એનું સૌન્દર્યનું ભાન શરૂ થાય છે. પછી કો જળધોધ આગળ એને આશ્ચર્યનું ભાન થાય છે, એનું કારણ એ હોય છે કે એ ક્ષણ પુરતો તો એ જંગલી પુરુષ પોતાની જાતને સર્વ રીતે ભૂલી જાય છે.

આ આશ્ચર્યની વૃત્તિને આપણે ધીરે ધીરે ખીલવવી જોઈએ. આ કાર્યમાં ઉર્મિઓ આપણને સહાય રૂપ થાય છે. જંગલી મનુષ્યની ઘણી લાગણીઓ તો સ્વાર્થથી ભરેલી જ હોય છે; પરન્તુ કોઈ કોઈ પ્રસંગે એ રહેજસાજ નિઃસ્વાર્થ ઉર્મિ પણ અનુભવે છે. એમાં જ્યારે શાંત, સંવાદી આંદોલનવાળી ગંભીરતા ઉમેરાય છે, ત્યારે ભલે તે એક ક્ષણવાર ટકે, તો પણ એના ઉર્મિમય સ્વભાવમાં આશ્ચર્ય અનુભવવાની શક્તિ પ્રકટે છે. પછી જ્યારે વિકાસ પામતા મનની સહાયથી ઉર્મિઓનાં તુફાનો શાંત થાય છે, ત્યારે ધીરે ધીરે એની ઉચ્ચતર રસિકતા વૃદ્ધિ પામે છે; સૌન્દર્યનું ભાન વધારે તીવ્ર અને સ્વાભાવિક બને છે. અમુક પદાર્થ શા માટે સુંદર છે, એ મન સમજાવી શકે, તે પૂર્વે એની રસેન્દ્રિય એ પદાર્થમાં સૌન્દર્યનાં દર્શન કરી શકે છે.

જે વ્યક્તિને સૌન્દર્યની વૃત્તિની ખીલવણીની ઇચ્છા હોય, તેણે હવે સૌન્દર્ય પ્રકટાવવાનું—સર્જન કરવાનું—કાર્ય હાથ ધરવું જોઈએ. જ્યારે કોઈ નિઃસ્વાર્થ ઉર્મિ તંગ થાય, એટલે કે વીંટી લીધેલી કમાનની જેમ એમાં ગતિપ્રવણતાનો ગુણ દેખાય, ત્યારે એ ઉર્મિ કો કલાત્મક આકારમાં ઢળ્યા વિના રહેતી નથી.

વીંટેલી. કમાન છૂટવા માંડે, ત્યારે કંઈક કાર્ય તો થાય જ; એ ઊર્મિ કોઈ સુન્દર કૃતિને પ્રકટાવે જ. એ જંગલી મનુષ્યને પોતાને આશ્ચર્ય લાગે એવી એ માત્ર સ્વરપરંપરાજ હોય, અને કો રાગનો જન્મ સૂચવે; અથવા તો નૃત્યની કો 'ગતિ રૂપે કે કાવ્યમય વાક્ય ખંડો રૂપે પણ એ પ્રકટે.

સૌન્દર્યની કદર અને સર્જન વચ્ચેના ધીમા અને સ્થિર સંઘર્ષણથી, પ્રેમ, ભલાઈ કે પવિત્રતા સિવાય કો જૂદો અને નવોજ જીવન-નિયમ મનુષ્ય મેળવી શકે છે. એ સૌન્દર્યનો નિયમ છે. જ્યારે મનુષ્યની આધ્યાત્મિક આંખો પ્રભુના સૌન્દર્ય-સ્વરૂપને નિરખી શકે છે, ત્યારે એને કો નવીન જીવનગીતા પ્રાપ્ત થાય છે. પ્રભુના પ્રેમ, શિવ, નિયમ (સત્ય) અને મંગળ સ્વરૂપોનો સાક્ષાત્કાર મનુષ્યને સત્ય અને સુખ તરફ લઈ જાય છે; પરન્તુ જ્યારે એના જીવનમાં પ્રભુનું સૌન્ર્ય સ્વરૂપ પણ પ્રવેશે છે, ત્યારે એના જીવ- અને આચરણના સાક્ષાત્કારમાં એક નવું જ પરિમાણ ઉમેરાય છે.

'સિન્ધુ સિન્ધુને બોલાવી રહેલ છે,' એ જીવનનું એ: પરમ રહસ્ય છે. "અપૂર્ણ સ્વરૂપ મનુષ્ય અને પૂર્ણ સ્વરૂપ પ્ર બે નથી પણ એક જ છે," એ સત્યની ઘોષણા પ્રાચીન સમયથ સન્તવાદ કરી રહેલ છે. હિન્દુ ધર્મનું એક રહસ્યવચન પણ એ જ શીખવે છે કે 'હું બ્રહ્મ છું.' સંત પૉલે પણ 'તમારી ભવ્ય તાની આશા રૂપ ક્રાઈસ્ટ' એ શબ્દોથી એજ રહસ્ય ઉચ્ચાર્યું છે

આટલા માટે જ—'સિન્ધુ સિન્ધુને બોલાવી રહેલ છે' તેથી— ધર્મો, પ્રાર્થનાઓ અને ક્રિયાકાંડો દ્વારા મનુષ્યને આ રહસ્યનું સ્મરણ કરાવે છે, જીવનના પ્રશ્નને ધર્મ પ્રભુની ઇચ્છા રૂપે સમજાવે છે અને મનુષ્યને એને આધીન થવાની તાલીમ આપે છે. દિવસભરમ અમુક વખત એણે પ્રભુપ્રાર્થના કરવી જોઈએ, અને એમની કૃપા દૃષ્ટિનું સ્મરણ કરવા માટે અમુક પ્રકારની વિધિક્રિયા કરવી જોઈએ

મનુષ્યની ઇચ્છા પ્રભુની ઇચ્છાનું દર્પણ બને, એટલા માટે દરેક ધર્મ એને આવા માર્ગો બતાવી રહેલ છે. સાચો મુસ્લીમ પણ પોતાના મન અને હૃદયથી દિવસમાં પાંચ વખત ઉચ્ચારે છે કે 'પ્રભો, ત્હારી ઇચ્છા પાર પડો.' કેટલીક વાર પ્રભુની ઇચ્છા અનેક પ્રકારનાં દુઃખો અને સંકટોથી જીવાત્માને એટલો તો છુંદી નાખે છે કે એ અસહ્ય દુઃખના ભારથી થાકીને મૃત્યુની માગણી કરે છે. આવે પ્રસંગે પણ જો મનુષ્ય સંકલ્પપૂર્વક એમ કહી શકે કે 'પ્રભો, ત્હારી ઇચ્છા પાર પડો,' તો એની ઇચ્છા, શક્તિના તત્ત્વની દૃષ્ટિએ પ્રભુની ઇચ્છાથી લગારે ભિન્ન નથી. વ્યાધિની પથારી પરથી એક કવિએ પણ નીચેની પ્રખ્યાત પંક્તિઓ દ્વારા આજ રહસ્યને પ્રકટ કર્યું છે.

'હું મારા નસીબનો માલીક છું,
હું મારા આત્માનો નાયક છું.'

જ્યારે કો પ્રભાવશાળી પ્રતીતિ રૂપે જીવનનું રહસ્ય પ્રકટ થાય છે, ત્યારે મનુષ્ય ન્હાનાં ન્હાનાં કાર્યોમાં પણ પોતાના સમગ્ર જીવનને એ પ્રતીતિનું દર્પણ બનાવવાનો પ્રયત્ન રાત દિવસ કરવા માંડે છે. મનુષ્ય જ્યારે ભાનપૂર્વક પોતાના જીવનને કો વિશાળ જીવનના દર્પણ રૂપ બનાવે છે, ત્યારે જ એ વિશાળ જીવનની પ્રજ્ઞા અને શક્તિ પોતાની કરી શકે છે.

પ્રભુના સૌન્દર્ય સ્વરૂપના શોધકે પણ આમજ કરવું જોઇએ. સાક્ષાત્ પ્રભુની ઉર્મિઓ અને વિચારોનું દર્પણ થાય, એવી તાલીમ એણે પોતાની ઉર્મિઓ અને વિચારોને આપવી જોઈએ. મનુષ્ય એક ન્હાનો સિન્ધુ છે, અને એણે પ્રભુ રૂપી મહાન સિન્ધુને આમંત્રવો જોઈએ. આને માટે એણે સૌન્દર્ય-શાસ્રનો અભ્યાસ કરવો જોઇએ અને કલા દ્વારા સુન્દર સર્જનો પ્રકટાવવાં જોઈએ. જેમ ધાર્મિક મનુષ્ય દર કલાકે પ્રભુની ઇચ્છાને આધીન થઇને સમર્પણ ભાવે જીવન જીવે છે, એમ સૌન્દર્યપ્રેમી વ્યક્તિએ પોતાની જાતને

એવી તાલીમ આપવી જોઈએ કે ચોતરફ, જીવનની દરેક પળે, એને સકળ પદાર્થોમાં પ્રભુના ગૂઢ સૌન્દર્યનાં દર્શન થાય.

મનુષ્યે ક્રમે ક્રમે સૌન્દર્યની સીડી પર ચઢવું જોઈએ. પ્રથમ તો એણે દરેક સ્થળે કુદરતની ન્હાની ન્હાની વસ્તુઓમાં સૌન્દર્યનાં દર્શન કરવાં જોઈએ. માર્ગ પરનું જંગલી પુષ્પ પણ સૌન્દર્યનું દર્પણ નથી? એકવાર મનુષ્ય સૌન્દર્યની શોધ આદરે છે, પછી કુદરત સઘળો વખત એની સમક્ષ પોતાનો સૌન્દર્ય ભંડાર પ્રકટ કર્યાજ કરે છે. દરિયાઈ છીપોનું ગણીતશાસ્ત્રની ઝીણવટવાળું રેખામય સૌન્દર્ય, વૃક્ષમાળાનું સપ્રમાણ સૌન્દર્ય, પશુપંખી અને પત્રપુષ્પનું રેખા, આકૃતિ અને રંગની વિવિધતાથી ભરેલું સંવાદી સૌન્દર્ય—આ બધું કુદરતમાં સર્વ સ્થળે ભરચક ભર્યું છે. પછી આગળ જતાં સૂર્યાસ્ત અને સૂર્યોદયનું સૌમ્ય સૌન્દર્ય, જળધોધનું તુફાની સૌન્દર્ય, તેમજ પર્વત માળનું શબ્દાતીત ભવ્ય સૌન્દર્ય—એ સૌ આપણી ઉર્મિઓને દિવ્ય સન્દેશ આપે છે, અને કો ગૂઢ ભેદક શક્તિથી મનથીયે પર એવી આધ્યાત્મિક પરાબુદ્ધિને સતેજ કરે છે. વળી એથીયે આગળ જતાં શબ્દોનું કાવ્યમય સૌન્દર્ય, રાગ રાગિણીનું સુમધુર સૌન્દર્ય અને નૃત્યનું ડોલનમય સૌન્દર્ય આપણે ઝીલતાં શીખવું જોઈએ. એથીયે આગળ અને ઉંચે જીવાત્માની દૃષ્ટિ ચઢી શકે. તો એની આંખો બાળકો, યુવકો અને યુવતિઓનાં વદન પર દિવ્ય સૌન્દર્ય નિરખી શકે

એકવાર મનુષ્યની સૌન્દર્ય ઝીલવાની શક્તિ ખીલવા માંડે છે, પછી એ એની સૌન્દર્યની કદર ઇન્દ્રિયાતીત બની જાય છે. એનું મન પછી સૂક્ષ્મ જ પ્રદેશમાં સૌન્દર્યનાં દર્શન કરવા માંડે છે. વિચારોનું વ્યાપક સૌન્દર્ય, ચારિત્ર્યનું મોહક સૌન્દર્ય, અને યોજના અને પ્રાપ્તિની પદ્ધતિઓનું વન્ય સૌન્દર્ય એ જોઈ શકે છે.

આ ભૂમિકાએ પહોંચ્યા પછી સૌન્દર્યપ્રેમી વ્યક્તિ સુંદર પદાર્થોવાળી પરિસ્થિતિની માગણી કરે છે, કારણ કે જ્યારે મનુષ્યને

પોતાના આંતર સિન્ધુનું ભાન થાય છે, ત્યારે એને સમજાય છે કે સાચી રીતે જીવન જીવવું હોય તો એણે સમયની દરેક પળે બાહ્ય સૌન્દર્યને પણ સ્વીકારવું જોઈએ. મનુષ્યે શોધેલ આંતર સ્વરૂપ કેવું છે, તે કાંઈ મહત્ત્વની વસ્તુ નથી. ધાર્મિક મનુષ્યને થાય છે એવું એ પવિત્રતા, ધર્મ કે સ્વાપર્ણનું ભાન પણ હોય. પછી જેમ પ્રકાશમાં ચાલનાર વ્યક્તિનો પડછાયો એની પાછળ પાછળ ચાલ્યાં કરે છે, એમ બાહ્ય વિશાળ સિન્ધુનું દર્શન એની ઇંદ્રિયો, મન અને પરાબુદ્ધિને સતત, સર્વ સ્થળે, સર્વ કાળે થયાં જ કરે છે. આથી એને પ્રાર્થના ( પ્રભુપ્રશંસા ) અનિવાર્ય લાગે છે; પરન્તુ કોઈ પુરોહિત એને માટે પ્રાર્થનાઓ રચી કે કરી આપે, એ કાંઈ જરૂરી નથી. પોતાના ધર્મમાંથી એને યોગ્ય પ્રાર્થનાઓ નહિ મળે, તો એ પોતાના હૃદયના ઉભરામાંથી જાતેજ પ્રાર્થનાઓ રચી કાઢશે. એના હૃદયની આરઝૂ એની પ્રાર્થનાઓને કાવ્યના ઢાળામાં ઉતારશે, અને પ્રભુના અદૃશ્ય જગતની લીલાઓને નાટકના સ્વરૂપમાં એની સમક્ષ રજુ કરશે. પરિણામે એ કો ભવ્ય ક્રિયાકાંડ દ્વારા આ પૃથ્વી પર ભજવી શકાય એવું એકાદ નાટક એમાંથી સરજશે.

આવીજ કો આરઝૂથી સૌન્દર્યનો ઉપાસક ' જીવન ! વિશેષ જીવન ! ' નો પોકાર કરે છે; અને દિવ્ય સૌન્દર્યનું પ્રતિબિંબ ઝીલી શકે એવા અનેક દર્પણોવાળી પરિસ્થિતિ રચવાનો પ્રયત્ન કરે છે. એની જરૂરીઆતની દરેક માનુષી કૃતિમાંથી, એના ગૃહના ઉપસ્કર ( ફર્નીચર )માંથી, એના રસોડાનાં પાત્રોમાંથી, વપરાશ અને શોભાની ન્હાની મ્હોટી તમામ વસ્તુઓમાંથી, ઘરમાં, ઓફિસમાં, કારખાનામાં, એ હંમેશાં રેખા, આકૃતિ અને રંગના સૌન્દર્યની ઝંખના કરે છે. એની પરિસ્થિતિમાં, ગૃહમાં, નગરમાં, માર્ગોમાં, બાગોમાં, એના ઓરડાઓમાં એને સૌન્દર્યનાં દર્શન નથી થતાં, ત્યારે એ આવતી કાલનાં કપરાં કામો માટે શક્તિ આપનારી થોડી તાજગીની શોધમાં એક ' ભૂખ્યા ભૂત 'ની જેમ ભટકે છે.

પરન્તુ સૌન્દર્યના પરિચયનો આધાર સૌન્દર્ય સર્જવાની શક્તિ ઉપર રહેલો છે, જંગલી મનુષ્યની ઇંદ્રિયો પણ સૌન્દર્ય પારખી શકે છે, પરન્તુ સૌન્દર્યને અનેક આવરણો હોય છે, અને ઇંદ્રિયો તો માત્ર પહેલું આવરણ જ ભેદી શકે છે. એ પ્રથમ આવરણને ભેદીને અંદરના અન્ય આવરણોને નિરખવાની તાલીમ આપણી ઇંદ્રિયોને આપવાની જરૂર છે. આ કાર્ય માટે સર્જનશક્તિ અનિવાર્ય છે. સુંદર વસ્તુના દરેક સર્જન–કાર્યની સાથેજ આપણી સૌન્દર્યની કદર કરવાની શક્તિ વૃદ્ધિ પામે છે.

સૌન્દર્ય પ્રકટાવવાની શક્તિ રૂપી દૈવી બક્ષિસ આપણા સૌમાં રહેલી જ છે. કારણ કે સૌન્દર્ય એ તો આત્માનો ગુણ છે; અને જ્યારે આપણે ઉચ્ચતર સન્દેશ ઝીલવાને માટે જીવનનાં દ્વાર ઉઘાડાં રાખીએ છીએ, ત્યારે એ શક્તિ આપણા ભૂતાત્મા સુધી નીચે ઉતરે છે. ખરૂં છે કે જગતના મહાન અને પ્રવીણ સર્જકો સામાન્ય જીવોથી તદ્દન જૂદાજ પ્રકારના જીવાત્માઓ છે. એમને તો વિધાતાએ જન્મથીજ અલૌકિક સર્જન–શક્તિની બક્ષિસ કરેલી છે. પોતાની સર્જક શક્તિથી એઓ જગતના નેતા થઇ શકે છે. એટલુંજ નહિ પણ અન્યને સૌન્દર્યના રહસ્યનું જ્ઞાન પણ આપી શકે છે. બીથોવન અને શેકસપીઅર, હોમર અને ડૅન્ટે, ફિડિયાસ અને ગિઑટ્ટો, એ બધા જીવો તો સૃષ્ટિના આદિ કાળથીજ પોતાની અંદર રહેલી વિશિષ્ટ કલાની પ્રતિભાના બીજ સાથેજ પ્રકટયા છે. દરેક મનુષ્યમાં એવી પ્રતિભા હોઇ શકે નહિ. સામાન્ય જનસમુદાય ગમે તેટલી સૌન્દર્ય–સર્જનની કલા ખીલવશે, તો પણ પ્રભુના સૌન્દર્ય સ્વરૂપના એ ભવ્ય ઉત્પાદકોની ઉચ્ચોચ્ચ કક્ષાએ કદાપિ પહોંચી શકશે નહિ. આમ છતાં આપણે સૌ જીવાત્માઓ છીએ, અને આપણા 'પિતાના હૃદયમાં' વસીએ છીએ, તેથી અમુક અંશે તો આપણે પણ એમનું સૌન્દર્ય પ્રકટાવી શકીએ.

આપણામાં સાચી સંસ્કારગ્રાહકતા પ્રગટે–આપણી આંખો

સાચી રીતે નિરખી શકે, અને આપણાં કાનો સાચી રીતે સાંભળી શકે–ત્યારે ક્યા ન્હાના ન્હાના માર્ગે આપણે ન્હાનાં ન્હાનાં સર્જન-કાર્યો આરંભી શકીએ, એનો સન્દેશ કુદરત આપણા કાનમાં કહી જાય છે. કૂચ વખતનું આપણા શરીરનું ડોલન આપણને ડોલનમય શબ્દમાળા ગુંથવાનું સૂચન કરે છે; તેમજ કો પંખીના ગાનનો એકાદ અંશ આપણા અંતરમાં એકાદ રાગની પ્રથમ પંક્તિને જગાડે છે. અતિ પ્રાચીન કાળમાં કો જંગલી મનુષ્ય અમુક જાતના હરણુની ચેષ્ટાઓ અવલોક્યાં કરતો, અને કોઇવાર આનંદનો ઉભરો ઉઠતાં, એ જનાવરની છબી એકાદ હાડકાં ઉપર કોતરી કાઢતો, અથવા તો એની ગુફાની દિવાલ ઉપર રંગીન માટીથી એનું ચિત્ર દોરતો. જ્યારે સાચી દૃષ્ટિ અને સાચી ઉર્મિથી આપણી કલ્પનાશક્તિ જાગૃત થાય છે, ત્યારે એકાદ નાટકીય કૃતિ સર્જવાની, કે એકાદ કાવ્ય રચવાની, અથવા તો અમુક પ્રસંગનું તાદશ વર્ણન કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. એ દરેક કલાકૃતિ સૂચવે છે કે પ્રેક્ષક પોતે પ્રસંગ સાથે પરમ તાદાત્મ્ય અનુભવી રહેલ છે.

દૂર દૂરના ભવિષ્યમાં જ્યારે માનવજાતિમાં જીવનના સાચા મર્મની સમજણ પ્રકટશે, ત્યારે આપણા પ્રવીણ સર્જકો-કાવ્ય, ચિત્ર, શિલ્પ, નાટક, ગીત, નૃત્ય આદિના પ્રતિભાસંપન્ન તેમજ માનવ ગગનમંડળના તારક સમ કલાકારો–સૌન્દર્ય સ્વરૂપ પ્રભુએ એમને આપેલું બેવડું જીવનકાર્ય છેવટે સમજી શકશે. જાતે સર્જન કરવું, અને અન્યને સર્જન-કલાનું શિક્ષણ આપવું, એવું બેવડું એમનું જીવનકાર્ય છે. એ ભવિષ્યના સમયમાં, નવે અવતારે ન્હાનાં બાળકો બનીને, જ્યારે આપણે નિશાળામાં ભણવા જશું, ત્યારે ત્યાં આપણે માત્ર સાહિત્ય, ગણિત, ભૂગોળ, ઇતિહાસ અને બીજા વિષયોના પ્રવીણ અને પદવીધારી શિક્ષકના હાથ નીચેજ પાઠો શીખતા નહિ હોઈએ, પરન્તુ આપણા દેશનો મહાન રાજ-કવિ પોતાનું કવિમંડળ મોકલીને આપણને કાવ્યો રચવાની કલા શીખ-

વશે, અને સ્વરસંગ ( સિમ્ફની )નો પ્રવીણ સર્જક એનું સંગીતકાર મંડળ મોકલીને આપણને સંગીતનું રસાસ્વાદન અને સર્જન કરતાં શીખવશે. બાલપણથીજ આપણા હાથને ચિત્રકલાની રેખાઓ દોરવાનો આનંદ મળશે; અને એક સાદી રેખા (લીટી)માં જીવનનું તત્ત્વ કેવી રીતે ઉતારાય, અને એને કુદરતના વિશાળ જીવનનું દર્પણ કેમ બનાવાય, તેની પણ તાલીમ મળશે. આજે તો આપણે બાળવયમાં કેટલું બધું શીખ્યા વિના જ રહી જઈએ છીએ, તેનું ભાન બહુ થોડાને જ છે. વળી એ જ્ઞાનને અભાવે, જ્યારે અવનવા જીવનપ્રસંગો રોજ રોજ ખડા થાય, અને આપણી પાસે ઉકેલ માગી રહે, ત્યારે આપણે એનો જવાબ વાળવામાં કેટલા ગુંચવાઈ જઈએ છીએ, એનું જ્ઞાન પણ કેટલા થોડાને છે ?

ઘણા થોડા કલાકારો જ આપણને સૌન્દર્યમાં રહેલું રહસ્ય સમજાવી શકે એમ છે. કારણ કે કલાકાર ભાગ્યે જ શિક્ષક થઈ શકે છે; અને ફિલસુફ તો એ કવચિત્ જ બની શકે છે. કલાકારનું **જીવનકાર્ય સર્જન કરવાનું છે; સમજૂતી આપવાનું નથી.** પોતાની કલાકૃતિનો મર્મ એ કદાપિ પૂર્ણ રીતે સમજાવી શકતો નથી. એ કાર્ય તો બીજાઓને જ કરવું પડે છે, 'ફૌસ્ટ'નો સર્જક ગટે જ્યારે વૃદ્ધ થયો, ત્યારે કોઈએ એને એ મહાન નાટકનો આંતર મર્મ સમજાવવાની વિજ્ઞપ્તિ કરી; 'જાણે મ્હારે પોતે એ જાણવો જોઇએ !' એ એનો જવાબ હતો. જ્યારે હૅન્ડેલને પૂછવામા આવ્યું કે 'પયગંબર' લખતાં તમને શો અનુભવ થયો હતો, ત્યારે એણે માત્ર આટલો જ જવાબ આપ્યો હતો કે "મ્હને લાગ્યું કે મેં મ્હારી નજરે સમગ્ર સ્વર્ગનાં દર્શન કર્યાં, અને સાક્ષાત્ પ્રભુને પણ નિરખ્યા."

સૌન્દર્યના આંતર મર્મને સમજાવવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિઓમાં કદાચ ઇરાનનો સુફી કવિ જામી જ સૌથી વધારે સફળ થયો છે. સુફીવાદ પર પ્લૅટોના સિદ્ધાંતોની કેટલી અસર થયેલી

છે, એ પ્રશ્નનો ઉત્તર પંડિતો હજુ આપી શકયા નથી; પરન્તુ આટલું તો સુવિદિત છે કે સુફી ગુરૂઓ મુસલમાન હતા, તો પણ એમણે આત્મા અને પરમાત્માના ગૂઢ યોગનો—ઈસ્લામ ધર્મમાં નથી એવો—સિદ્ધાંત જગતને શીખવ્યો છે. પરમાત્મા અને આત્માનો સંબંધ માશુક અને આશકના જેવો છે. અને આત્મા રૂપી આશક પ્રભુરૂપી માશુકની ભક્તિમાં પોતાનું જીવન ખર્ચી નાખે છે. આ બે વ્યક્તિની ગૂઢ મસ્તી 'શરાબ'ના સંકેત દ્વારા વર્ણવાઈ છે. એનાં પાનથી આત્મા પોતાની પ્રભુ રૂપી માશુકના સમાગમમાં આવે છે.

યુસફ અને ઝુલેખાના પ્રેમના વર્ણનવાળું કવિ જામીનું એક કાવ્ય હું અહીં ઉતારૂં છું:

"સૌન્દર્ય કોઇ ખૂણામાં કે પડદામાં સંતાઇ કે ઢંકાઇ શકે નહિ;
તેમજ વણદેખ્યું કે વણવખાણ્યું પણ રહી શકે નહિ.
સઘળાં બન્ધનો તોડીને એ પોતાના પિંજરમાંથી બ્હાર આવે
છે, અને જગતને પોતાનું સૌન્દર્ય બતાવે છે.
ઉપલા મેદાનોમાં આવેલાં 'ટ્યુલિપ' નામનાં પુષ્પો નિહાળો,
શીતળ વસંત ઋતુમાં એ સુંદર શણગાર ધારણ કરે છે.
કાંટાળી ડાળીઓમાં વસતું જંગલી ગુલાબ પણ પાંદડીઓ
વિકસાવીને પોતાનું લાવણ્ય પ્રગટ કરે છે.
જ્યારે કો વિરલ વિચાર, સુંદર કલ્પના કે ગહન રહસ્ય,
ત્હારા આત્મામાં ઉદય પામે છે, ત્યારે,
તું પણ એ નિરર્થક ચાલી જાય, એ સહી શકતો નથી,
પણ એને ઝીલી લે છે, અને
વાણી કે કલમમાં ઉતારીને એની દ્વારા જગતને મુગ્ધ કરવા
મથે છે.

× × +

ગમે ત્યાં હોય, છતાં સૌન્દર્યનો સ્વભાવ જ એવો છે.
અમુદીપો એ એનો અનુપમ વારસો છે.

પવિત્રતાના પ્રદેશમાંથી એ પ્રકટ છે, અને તમામ ભુવનો
અને જીવાત્માઓને અજવાળે છે.
આપણા વિશ્વ ઉપર અને દેવદૂતો ઉપર,
એનું એક આંખો નાંખે એવું કિરણ પડયું, અને ફુદડી ફરતા
ખગોળની જેમ,
એ દેવદૂતોની ઇન્દ્રિયો ચક્કર ચક્કર ભમવા લાગી.
દરેક દર્પણમાંથી એ સૌન્દર્યના ભિન્ન ભિન્ન આકારો પ્રકટી
નીકળ્યા,
અને સર્વત્ર નવાં ગીતોમાં એની પ્રશંસા ગવાવા લાગી.

× × ×

પદાર્થના દરેક પરમાણુને પ્રભુએ દર્પણ જેવો ઘડયો છે;
દરેકમાંથી પ્રભુની આકૃતિનું સૌન્દર્ય ઝબકે છે.
ગુલાબ પુષ્પમાંથી એમનું સૌન્દર્ય પ્રકટે છે, અને એનું
દર્શન બુલબુલ પંખીને પ્રેમ-પાગલ બનાવે છે.
દીપકની પ્રભા ફુદાંને મરણ તરફ પ્રેરે છે.
સૂર્ય ઉપર પ્રભુનો પ્રકાશ પડયો કે તરતજ કમળે જગત-
તમાંથી પોતાનું મસ્તક ઉંચું કર્યું.
લયલાની કાન્ત કેશાવલિએ મજનૂનના હૃદયનું આકર્ષણ કર્યું.
કારણ કે કો દૈવી કિરણનું પ્રતિબિંબ લયલાના વદન ઉપર
પડતું હતું.
પ્રભુએ જ શિરીનના ઓષ્ઠો પર મધુરતા સિંચી હતી;
એ માધુર્યની શક્તિથી પર્વીઝનું હૃદય ચોરાઇ ગયું,
અને ફરહાદનો પ્રાણ હરી ગયો.
આ રીતે સર્વત્ર એમનું સૌન્દર્ય પ્રકાશી રહ્યું છે.
અને દુન્યવી સુન્દર આકારોમાં એઓ પોતાનું રૂપ સંતાડી
રાખે છે.
જોસેફના ડગલામાંથી એમનુંજ વદન ઝળકતું હતું,
અને ઝુલેખાની શાંતિમાં વિઘ્ન નાંખતું હતું.
આકાર રૂપી ઘુંઘટની પાછળ એમનું જ સૌન્દર્ય સંતાયલું છે.

પ્રણયઘેલાં ઉરોમાં એઓજ માધુર્ય ભરે છે.
એમના પ્રેમથી જ આપણાં હૃદયોમાં જીવન ધબકે છે.
એમને પામવા માટે જ આત્મા વિજયો વાંછે છે.
વિશ્વની રૂપવંતીઓને ચાહનાર હૃદય એમનાં જ રૂપને ચાહે છે."

× × ×

સર્વસ્વાર્પણના ઉચ્ચતમ ધ્યેયને પન્થે ચાલતાં મનુષ્ય ઘણી ભૂલો કરે છે, એવો આપણુ સૌનો અનુભવ છે. મનુષ્યની ઈચ્છા પવિત્ર હોય છતાં પણ એ ભૂલ કરી બેસે છે. એને અસત્યમાં સત્યનો, અને ક્ષણિકમાં અવિનાશી તત્ત્વનો આભાસ થાય છે. હેતુની વિશુદ્ધિથી કાંઈ આપણે ભયંકર ભૂલોમાંથી બચી શકતા નથી; એને માટે તો પ્રજ્ઞા અને વિવેકની પણ જરૂર પડે છે. તો જ આપણે ઓછામાં ઓછું દુઃખ ભોગવીને આપણા ધ્યેયને પામી શકીએ છીએ. સૌન્દર્યના માર્ગમાં જેટલી ભૂલો થવાનો સંભવ છે. એટલો તો બીજા કોઈ પણ માર્ગમાં નથી. કારણ કે મનુષ્ય જેને સૌન્દર્ય તરીકે સ્વીકારે છે અને પૂજે છે, તે કાંઈ એની ઉચ્ચોચ્ચ કલ્પના અને મહેચ્છા ઝંખે છે, એવું સનાતન સૌન્દર્ય હોય જ, એમ નથી બનતું. ફ્રેન્ચ ભાષામાં સૌન્દર્યના ખોટા દેખાવને 'સેતાની સૌન્દર્ય' નામક તાદશ શબ્દોથી વર્ણવવામાં આવે છે. યૌવન અને નૂતનતાનું ક્ષણિક સૌન્દર્ય જ ઇંદ્રિયોને મંત્રમુગ્ધ કરે છે, આપણી જીવનભાવનાને માર્ગપરથી ચલિત કરે છે, અને ભયંકર પરિણામો નિપજાવે છે.

કુદરતનું દરેક સ્વરૂપ સુંદર જ હોય, એમ કાંઈ બનતું નથી. જ્યારે કુદરતની સામાન્ય ક્રિયા એની યોજના વિરૂદ્ધનાં બળોથી ખંડિત થાય છે, ત્યારે ઘણીયે વાર રાક્ષસી કૃતિઓ ઉત્પન્ન થાય છે. આરોગ્યના નિયમો અને ડહાપણ પૂર્વકની કસરતોથી માનુષી શરીર નીરોગી અને સુંદર બને છે. પરન્તુ મનુષ્યના મગજમાં રહેલી આજ્ઞા-ગ્રંથિમાં ફેરફાર થવાથી, એના વદનનાં હાડકાં અને હાથ-

પગની લંબાઈ વધવા માંડે છે, વર્તમાન ડૉક્ટરો એને 'ઉંચાઈ-વૃદ્ધિ'નો વ્યાધિ કહે છે; એ રોગનું ઔષધ હજુ સુધી કોઈને જડયું નથી. કુદરતમાં આવો વિચિત્ર બનાવ બને છે, એ ખરું છે, પરન્તુ કોઈ શિલ્પી એવા રાક્ષસી શરીરની પાષણમૂર્તિ ઘડે, તો આપણે એને ભાગ્યે જ અભિનંદન આપશું. કલાકાર પોતાની સર્જનશક્તિથી માત્ર કુદરતને ' છે તેવો જ ' આલેખે, તેથી કાંઈ એ કલાકૃતિ કલાત્મક બની શકે નહિ. કલાકાર કુદરતને 'છે તેવી' દર્શાવનાર માત્ર ફોટોગ્રાફર જ નથી. જ્યારે સમગ્ર કુદરત એની કલ્પના રૂપી કુલડીમાં ઉતરે, અને એના તાપમાં એનું સુવર્ણ વિશુદ્ધ થાય, ત્યારે જ એ સાચો કલાકાર થઇ શકે. ' સેતાની સૌન્દર્ય ' અનેક વેશમાં દર્શન દે છે; માટે જ્યાં સુધી આપણી ઇંદ્રિયો આપણને માત્ર ક્ષણિક, આકર્ષક રૂપને બદલે સનાતન સત્યનાં દર્શન કરાવી શકે નહિ, ત્યાં સુધી આપણે એને સતત સૌન્દર્ય-દર્શનની તાલીમ આપવી જોઇએ. શિખાઉ કલાકારે પ્રથમ જોવું જોઈએ કે એની ઇચ્છાઓને બગાડનાર કો સૂક્ષ્મ વિષ એની કલ્પનામાં પ્રવેશ ન પામે. આપણી કલ્પના સર્જે છે, એ બધું જ કાંઈ કલાત્મક નથી હોતું.

આમ કલ્પના અને ઇંદ્રિયો સનાતન સૌન્દર્યની શોધમાં સાચું માર્ગદર્શન કરાવી શકે એમ નથી. માટે પવિત્ર, સંયમી અને પ્રમાળ જીવન, સૌન્દર્યની શોધને માટે, અનિવાર્ય ઠરે છે. કારણ કે એ સદ્‌ગુણો આપણી ઈંદ્રિયોના પ્રત્યાઘાતોને સંસ્કારી બનાવે છે, અને એને લીધે જ્યારે કુદરત આપણને એનાં પરિવર્તનોનાં દર્શન કરાવે છે, ત્યારે આપણે સરળતાથી સાચું અને ' સેતાની ' સૌન્દર્ય પારખી શકીએ છીએ. જ્યાં સાચી આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષા હોય, જ્યાં કલાકાર પોતાનું સર્વસ્વ-જીવન પણ-હોમી દેવાને તૈયાર હોય, અને જ્યાં કલાકારનો આત્મા એક જ્વાલાની જેમ સનાતન સૌન્દર્ય તરફ ગતિ કરી રહ્યો હોય, ત્યાં એ ' સેતાની સૌન્દર્ય 'થી ભૂલાવામાં પડે તો પણ એની ભૂલનાં પરિણામ બહુ ખરાબ નથી

નીવડતા. ભલે એ સાચા માર્ગથી દૂર ગયો હશે, તો પણ એ ફરીથી પાછો એ માર્ગ પર આવી શકશે આપણે સત્ય, ભલાઈ, પવિત્રતા, સૌન્દર્યના ઉપાનકો છીએ જો આપણે સત્ અને અસત્ વચ્ચે વિવેક કરી શકીએ, અને વસ્તુઓની માયાના આકર્ષણમા લોભાઈએ નહિ, તો આપણો જીવનપંથ આટલો બધો કઠિન ન બને આમ છતાં આપણી મહત્વાકાક્ષામાં સ્વાર્થનો અંશ પણ ન હોય, તો પરિણામ સદા ય સારૂં જ આવે જો મનુષ્યની ઇચ્છાઓ વિશુદ્ધ હોય, તો એ કદી લામા કાળ સુધી અવળે માર્ગે ન જઈ શકે જગતના બે મહાન કલાકારોએ આપણને આ સત્ય સમજાવ્યુ છે ગેટેના ફૌસ્ટમા પ્રભુ મેફિસ્ટૉફલીસને સમજાવે છે કે સારો મનુષ્ય અવળે માર્ગે જાય, તો પણ પ્રભુપન્થે પાછો ફરે છે

> "મ્હારી સેવાના કાર્યો પરત્વે એને સૂઝ ન પડે તો પણ
> હુ એને વેળાસર સારો દિવસ દેખાડીશ
> ફલઝાડને માત્ર મ્હોરજ આવ્યો હોય, ત્યારે પણ એનો માળી
> ભવિષ્યના એના સુદર પુષ્પો અને ફળો જોતો નથી?"

પ્રભુની સેવાનાં કાર્યો કોને કહેવા એ વિષે મનુષ્યની દૃષ્ટિ શા માટે રુંધવાતી હશે? શા માટે આપણે ખોટા સૌન્દર્યને સાચુ માનીને મુઝવણમા પડતા હોઈશુ? કવિવર ડૅન્ટે આનુ કારણ સમજાવે છે એના 'સ્વર્ગ'મા પ્રજ્ઞારૂપ બીએટ્રીસ સમજાવે છે કે જ્યારે કોઈ ભાવનાશાળી જીવ આડે માર્ગે જાય છે, ત્યારે એને ભૂલાવામા નાખનાર વસ્તુમા પણ સત્યનો એકાદ અશ તો હોય છે જ

> "ત્હારા મનમા સનાતન જ્યોતિ કયારનોય પ્રકાશે છે,
> એ હુ પૂર્ણરીતે જાણુ છુ એના દર્શન માત્રથીજ એ
> પ્રેમને જાગૃત કરે છે જો કે પણ ત્હારા પ્રેમને લલચાવીને
> અવળે માર્ગે દોરતુ હોય તો તે અધૂરૂ સમજાતુ, પણ
> એજ જ્યોતિનુ, એમા પ્રકાશી રહેલુ કિરણ છે"

 જામીના સૌન્દર્યગીતનો છેલ્લો વિચાર આપણને કો નવીન પ્રદેશનાંજ દર્શન કરાવે છે. એ કહે છે કે 'જે હૃદય આ જગતની સુંદર વ્યક્તિઓને ચાહે છે, એ પ્રભુને જ ચાહે છે.' પ્લેટોનો પણ એજ સન્દેશ છે. એ કહે છે આપણા દુન્યવી માનુષી પ્રેમને પ્રભુપ્રાપ્તિની સીઢી બનાવી શકાય છે. જે દિવસથી પ્લેટોએ પ્રભુપ્રાપ્તિનો આ **નવીન** માર્ગ બતાવ્યો છે, તે દિવસથી જ આદર્શ પ્રેમની શક્તિ ધરાવનાર સઘળી વ્યક્તિઓ પ્લેટોનિક પ્રેમ શું છે, એ સમજવાનો પ્રયત્ન કરે છે. પ્લેટો શબ્દ જ આદર્શ પ્રેમનો પર્યાય બની ગયો છે. '**પ્લેટોનિક પ્રેમ**' એટલે '**સંસારી સ્નેહનું સ્વર્ગીય પ્રેમ રૂપે પરિવર્તન**'. વળી જાણવા જેવું તો એ છે કે **પ્રભુ–પ્રાપ્તિનો** આ નવો માર્ગ કોઈ પુરૂષે નથી શોધ્યો. ગ્રીસ દેશના ડાહ્યામાં ડાહ્યા મનાતા મહાત્માની **સોક્રેટીસે** પણ પોતાના ઉંડા ચિંતનથી એની શોધ નથી કરી. એની શોધ કરનાર ડિયોટિમા નામે એક **સ્ત્રી–જ્યોતિષી** હતી; એણે જ એ માર્ગ વિષે **સોક્રેટીસને** જ્ઞાન આપ્યું હતું. જે કંડિકા (ફકરા) માં આ માર્ગ વિષે વર્ણન આવે છે, તે સાહિત્ય જગતમાં પ્રખ્યાત છે. સોક્રેટીસનું 'વ્યાખ્યાન ગુચ્છ' આ આદર્શ પ્રેમના વર્ણન માટે જ વિખ્યાત છે. સૌન્દર્યનો જે ઉપાસક ખાસ જીગરથી માને છે કે સઘળું સૌન્દર્ય આખરે એક **પરમ સૌન્દર્ય** તરફ જ લઈ જાય છે, તેના માર્ગનું વર્ણન ડિયોટિમા નીચે પ્રમાણે આપે છેઃ

> " જે મનુષ્ય સાચી રીતે સૌન્દર્યની પ્રાપ્તિ વાંછે છે, એણે **યુવાવસ્થાથીજ સુંદર આકારોની શોધ કરવી જોઈએ**, અને પહેલા તો એણે એકજ સુંદર આકાર ઉપર પ્રેમ રાખવો જોઈએ, અને **ઉમદા વિચારોથી એની સેવા કરવી જોઇએ**. પછી એને માલમ પડશે કે એક આકારનું સૌન્દર્ય બીજા આકારના **સૌન્દર્યને મળતુંજ** છે. માટે જો એ પરમ સૌન્દર્યના સ્વરૂપનીજ શોધ કરવા માગતો હોય, તો સર્વ આકારોના સૌન્દર્યને એકજ વસ્તુ તરીકે એણે સ્વીકારવું પડશે.

આટલો સ્વીકાર કર્યા પછી એ **સર્વ સુંદર** આકારોનો એ **પ્રેમી બનશે**, અને માત્ર એકજ આકાર ઉપરના એના રાગને એ શાંત કરશે માત્ર એક ન્હાની વસ્તુ ઉપર રાગ રાખવો, એ એને તુચ્છ લાગશે.

આ પ્રમાણે આગળ વધતાં એ જોઇ શકશે કે **આત્માનુ સૌન્દર્ય કોઈપણ બાહ્ય આકારના સૌન્દર્ય કરતાં વધારે કિમ્મતી છે** પછી એને કોઈ અસુંદર દેહવાળી પણ સુંદર આત્માવાળી વ્યક્તિ મળશે, તો એ એને **વફાદાર** રહેશે એને **માટે ઉપયોગી અને સહાયક વિચારોનું જ** સેવન કરશે, ધીરે ધીરે એ પોતાના પ્રેમપાત્રને **કાર્યો અને નિયમોનું સૌન્દર્ય** જોતા શિખવશે, અને એને સમજાશે કે ખરી રીતે સઘળુ **સૌન્દર્ય** સરખુંજ છે, અને દેહ અથવા આકારનું સૌન્દર્ય તો કશાજ મહત્ત્વનુ નથી પછી ક્રિયામાથી એને **વિજ્ઞાનોના સૌન્દર્ય** પ્રતિ લઇ જશે, અને વિજ્ઞાનો કેવાં સુંદર છે, એ જોવાની એનામા ટેવ પાડશે આ રીતે સૌન્દર્યના વિવિધ સ્વરૂપો જોવાથી એ કોઇ **અમુક સૌન્દર્ય કે અમુક નિયમનો ગુલામ નહિ થાય** પરન્તુ **સૌન્દર્ય**ના સિન્ધુમા જીવનનૌકા વ્હેતી મૂકીને, અને કોઇપણ પ્રકારના રાગદ્વેષ વિના **દર્શનશાસ્ત્રો**મા સુંદર અને ભવ્ય વિચારો અને વિચાર-મૂર્તિઓ નિરખીને, પોતે જીવનનો વિકાસ કર્યે જશે પછી એને માલમ પડશે કે જીવનમાં માત્ર એકજ વિજ્ઞાન છે, અને તે **અનંત સૌન્દર્યનુ** વિજ્ઞાન

આમ જેનામા પ્રેમની સમજણ હશે, અને પ્રેમપૂર્વક અને સાચી રીતે જેણે સુંદર આકારો નિરખ્યા હશે, તે ધીરેધીરે સુન્દર વસ્તુઓના અન્ત સુધી પહોચશે, અને ત્યાંજ એને એક **અજબ સૌન્દર્યવાળા તત્ત્વનાં દર્શન થશે** એને જ માટે એણે જીવનમા આટલો પરિશ્રમ ઉઠાવ્યો હતો એ **પરમ સૌન્દર્યશાળી તત્ત્વ** નો આકાર સનાતન છે, એ જન્મમરણથી રહિત છે, એમા વૃદ્ધિ કે વિનાશ નથી, એમા સુંદર કે અસુંદર એવા કશાજ પરિવર્તનો થતા નથી. આપણા કરચરણ કે

નયનવદન પ્રમાણે એના સૌન્દર્યની કલ્પના કરી શકાતી નથી. કોઇ વાણી કે શાસ્ત્ર દ્વારા એનું વર્ણન થઇ શકતુ નથી. એ કોઇ વાણી અથવા શાસ્ત્રમાં, તેમજ કોઇ પશુ પંખી કે મનુષ્યમાં, અથવા પૃથ્વી કે આકાશમાં પણ વસતું નથી. પરન્તુ એ તો એક **સ્વતંત્ર સનાતન, પરમ સૌન્દર્ય જ** છે. જો કે સઘળી સુંદર વસ્તુઓ એના ભાગો છે, અને વૃદ્ધિ અને વિનાશ પામે છે, પરન્તુ એ તો કોઇપણ પ્રકારની વધઘટ કે પરિવર્તન વિના સનાતન રૂપે અવિચળ જ રહે છે. જે કોઈ વ્યક્તિ **માનુષી પ્રેમદ્વારા આગળ વધે છે, એ આ સૌન્દર્યનાં દર્શન કરી શકે છે;** અને એવી વ્યકિત, મને લાગે છે કે, જીવનના ધ્યેયથી દૂર નથી. "

માનુષી સુખની ક્ષણભંગુરતા વિષે પ્લૅટોએ આપેલું આ શિક્ષણ એના 'વિચારો' કે 'આદર્શમૂર્તિઓ'ના સિદ્ધાંત સાથે જોડાયેલું જ છે. વસ્તુમાત્રની પાછળ અમુક 'વિચાર' રહેલો છે, અને સામાન્ય રીતે એ પોતાના જ કો ઉચ્ચ પ્રદેશમાં વસે છે. સર્વ પ્રકારના શકય ત્રિકોણોની પરીક્ષા આપણને તે 'ત્રિકોણત્વ' નામે એક અમૂર્ત વિચાર તરફ દોરી જાય છે. પરન્તુ પ્લૅટો પ્રમાણે તો એ 'ત્રિકોણત્વ'જ એક સનાતન શાશ્વત સત્ય છે, અને દૈવી મનમાં 'વિચાર' રૂપે રહે છે; આ 'ત્રિકોણત્વ'ની 'આદર્શમૂર્તિ' કે 'વિચાર'ને લીધેજ પૃથ્વી પરના સઘળા ત્રિકોણો શકય બને છે. એજ પ્રમાણે પૃથ્વી પરનો દરેક પદાર્થ દૈવી મનમાં રહેલા એના 'વિચાર'ને લીધેજ આ દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે. પ્લૅટોના આ 'વિચારો'ને પાછળના લેખકોએ 'આદર્શમૂર્તિઓ' એવું નામ આપેલું છે.

સઘળી આદર્શમૂર્તિઓ પૂર્ણ સૌન્દર્ય રૂપ પ્રભુતાનાં જ પ્રતિબિંબો છે; આથી દરેક પદાર્થમાં કશેહાંક પણ સુન્દરતા જોઈ શકાય છે. કારણ કે દરેક પદાર્થમાં એની આદર્શમૂર્તિનો કંઇક ગુણ તો હોય છે જ. તેથી જ્યારે આપણે કોઈ પદાર્થમાં સૌન્દર્યનાં દર્શન કરીએ છીએ, ત્યારે એની આદર્શમૂર્તિની જ ઝાંખી કરીએ

છીએ. આમાંથી 'સંસ્મૃતિ' નામે પ્લેટોનો પ્રખ્યાત સિદ્ધાંત ફલિત થયો છે. આત્મા તરીકે તો આપણે સૌએ સૌન્દર્યના પ્રદેશમાંથી જ આવ્યા છીએ. ત્યાં હતા, ત્યારે આપણે સતત આપણી આદર્શમૂર્તિ કે આદર્શસ્વરૂપના જ ચિંતનમાં મશગુલ રહેતા. 'આપણો જન્મ એ તો એક નિદ્રા અને વિસ્મૃતિ છે;' એ કવિ વર્ડ્ઝવર્થનું કથન તદ્દન સાચુ છે. પરન્તુ જ્યારે આપણે **સૌન્દર્યનો સત્કાર** કરીએ છીએ, ત્યારે આપણે આપણા **સનાતન** ગૃહનું 'સ્મરણ' કરીએ છીએ. આથી સૌન્દર્યનાં દર્શન કરવાં, એટલે આ દુનિયામાં અસંતોષી તથા દુઃખી બનવું, અને આપણે આપણા 'સ્વગૃહે' પહોંચીએ નહિ ત્યાં સુધી સતત અધીરાઈ અને વેદના અનુભવવી.

પરમ તત્ત્વને લિંગભેદ નથી–એમાં સ્ત્રીતત્ત્વ ઓછું છે કે પુરૂષત્વ ઓછું છે, એમ પણ કહી શકાય એમ નથી. છતાં એનાં (સ્ત્રી કે પુરૂષ રૂપે) દર્શનનું જે ધ્યેય ડિયોટિમાએ આપણને બતાવ્યું છે, તે આર્યાવર્તના પ્રાચીન ઋષિમુનિઓએ પણ દર્શાવ્યું જ છે.

> " આ વિશ્વમાં એ એકલોજ આવે છે અને જાય છે; એજ અગ્નિ છે; એજ જળમાં વ્યાપેલો છે એને સાચી રીતે જાણનાર મરણરૂપી સિન્ધુને તરી જાય છે; એને પામવાનો અન્ય એકકે માર્ગ નથી.
>
> એનો આકાર આપણી દૃષ્ટિથી પર છે; ચર્મચક્ષુથી કોઈ એને નિરખી શકતું નથી. હૃદયમાં વસેલો છતાં ય એ હૃદય અને મનથીય અગોચર છે. આમ જાણે છે, એજ અમર બને છે.
>
> ત્યા આ સૂર્ય, ચંદ્ર, તારાઓ ઝળહળતા નથી; આ વીજળીઓ ચમકતી નથી; આ અગ્નિ પ્રકાશતો નથી. સઘળા પદાર્થો એના પ્રકાશની જ નકલ કરે છે. એ બ્રહ્મના પ્રકાશથીજ સઘળું આંહી પ્રકાશી શકે છે."

પ્લેટો કહી ગયેલ છે, અને ઉપનિષદો ગાઈ ગયેલ છે, એનાથી એ જુદું એક બીજુંજ દર્શન શકય છે. જ્યારે સર્વ પ્રકાશના મૂળ રૂપ અને કલ્પનાતીત પ્રદેશમાં વસનાર એ સર્વશ્રેષ્ઠ કૈંક—

ડિયોટિમાનું તત્ત્વ અને ઋષિમુનિઓનું બ્રહ્મ—આ પૃથ્વી પરના આપણા કોઈ પ્રિયજનમાં પોતાની ભવ્યતા વ્યક્ત કરે છે, ત્યારેજ એ દર્શનની આપણને ઝાંખી થાય છે. સૌન્દર્ય, શક્તિ અને ભવ્યતાના મૂળ રૂપ, તથા સૃષ્ટિના સઘળા આવિર્ભાવોના સમગ્ર જીવનરૂપ એ પરમાત્મા એકાદ અલ્પ મનુષ્યમાં કેવી રીતે ઉતરતા, વસતા, પૂરાતા, બંધાતા હશે? એજ એક ભવ્ય ચમત્કાર છે. જેરૂસલેમમાં જ્યારે ભગવાન ક્રાઈસ્ટ મનુષ્યોની વચ્ચે-મનુષ્યની જેમ જ-વિચરતા હતા, મનુષ્યના જેવું જીવન જીવતા હતા, અને એમની બોલી બોલતા હતા, ત્યારે થોડી વ્યક્તિઓએ એ વિરલ ચમત્કાર નજરોનજર નિહાળ્યો હતો. એઓ એમના ચરણમાં પડીને આનંદની મસ્તીમાં પોકારી ઉઠયા હતા કે, "મ્હારા સ્વામી, મ્હારા પ્રભુ". જો એ સર્વાત્મા ક્રાઈસ્ટમાં ઉતરી શકયા, તો બધામા પણ કેમ ન ઉતરી શકે?

સાચી વાત તો એ છે કે એ પરમ તત્ત્વ સૌમાં પ્રકટે છે. પરન્તુ એ ભવ્ય પ્રસંગ નિરખવાની આપણને આંખો નથી. અને એ ક્યાં લઇ જાય છે, તે સમજવાની કલ્પના નથી. પરન્તુ જ્યારે આપણો પ્રેમ દુન્યવી મટીને દિવ્ય બને છે, ત્યારે આપણને નવી આંખો પ્રાપ્ત થાય છે. પછી આપણા પ્રેમ-પાત્ર દ્વારા એના સ્થૂલ શરીરમાં, પરબ્રહ્મનો ભવ્ય પ્રકાશ ઝળહળી રહે છે.

જ્યાં પ્રિયજન-યુવતી, મનુષ્ય, ગુરૂ કે બાળક-બારી રૂપ બની રહે, અને જ્યાં પરમાત્માનું ઝળહળતુ સૌન્દર્ય આ અવની ઉપર ઉતરે, એ ભવ્ય રસયોગનું દર્શન આ જગતમાં હજુ સુધી ભાગ્યેજ કોઈને થયું હશે. એવી વ્યક્તિ પ્રિયજનને ચરણે પડીને, પરમ ભક્તિભાવથી પુકારી ઉઠે છે કે 'મ્હારા સ્વામી, મ્હારા પ્રભુ'. આ સાંતમું સ્વર્ગ આજે તો થોડી વ્યક્તિઓને જ પ્રાપ્ત થયું છે; પરન્તુ એક દિવસ એ જરૂર સૌને મળશે.

---

## ૩૬

# પ્રજ્ઞાની પ્રેરણા

જગતમાં ઘણા કલાકારો એવા છે કે જેઓ થિયૉસૉફિસ્ટ પણ છે. અને થિયૉસૉફીમાંથી એમને બહુજ પ્રેરણા મળે છે. થિયૉસૉફીમાંથી કલાને માટે કયો સંદેશ એ લોકો પ્રાપ્ત કરે છે?

કલા બે રીતે વ્યક્ત થાય છે : સમજૂતિ અને આવિર્ભાવ. દરેક કલાકૃતિ સાચા વાસ્તવિક જીવનની સમજૂતિ આપે છે. જીવનનાં ઉંડાણો, એ ઉંડાણોનાં ગુપ્ત અર્થો અને એ જે પ્રેરણા આપે છે, એ બધું યે કલા દ્વારા વ્યક્ત થાય છે. પછી તે કલા ગમે તે પ્રકારની હોય : કોઈ ચિત્રકારનું બનાવેલું ન્હાનું ચિત્ર હોય, કે કુદરતે રચેલ કો પર્વતમાળાનું ભવ્ય દૃશ્ય હોય, કે કોઈ ઉત્તમ સંગીતશાસ્ત્રીનો સ્વરસંગ હોય, કે કોઈ ન્હાના પંખીનો કિલકિલાટ હોય. કલા એ હંમેશાં દરેક વસ્તુના નવા અર્થો વ્યક્ત કરે છે, અને એ અર્થો પણ ધર્મ, તત્ત્વજ્ઞાન કે વિજ્ઞાનની સમજૂતિઓ જેટલી જ જીવનના વ્યાપારોની સાચી સમજૂતિ છે. કલાની સમજૂતિ એ બધી સમજૂતિઓ કરતાં નિરાળી છે, છતાં એ બધી સમજૂતિઓ સાથે સંબંધ ધરાવે છે.

કલાનું એક બીજું સ્વરૂપ છે, જેને આપણે આવિર્ભાવ કહીશું. કલા એ માત્ર સાચી વાસ્તવિક વસ્તુનીજ સમજૂતિ નથી. પણ જે વસ્તુ બનવાની છે, એ જેવી બનવી જોઈએ, એનું નવસર્જન પણ છે. દરેક કલાકાર એ નવસર્જન કરે છે. દરેક

પ્રકટાવે છે, અને એ રીતે આજસુધી આકાશમાં નથી ઉતરી શકી, એવી નવી નવી ખુબીઓ વ્યકત કરે છે.

સૌન્દર્યના સર્જનના આ તત્ત્વજ્ઞાનની ઝાંખી થિયૅાસૅાફીમાં થાય છે. દુનિયાઓ, રાજ્યો અને વ્યક્તિઓ આ સૌન્દર્યની કોઈ મહાન્ ભાવનાથી ઘડાતાં દેખાય છે. કારણ કે વિકાસ પામતી સૃષ્ટિની પ્રક્રિયાઓ એ કોઈ ચિત્રકારના ફલક ઉપરના રંગોમાંથી પ્રકટતી સુંદર કલાકૃતિ જેવી છે. દરેક બનાવની પાછળ (પછી ભલે એ કોઈ તારકનો જન્મ હોય, કે કોઈ પુષ્પનું મરણ હોય) પૂર્ણ સૌન્દર્યમાંથી જન્મેલી આ ભાવના રહેલીજ છે. આવી દરેક ભાવના એક આદર્શમૂર્તિ છે. પોતાના તાત્ત્વિક સ્વરૂપનો એ અમુક આકારમાં અવતાર છે, અને એવા અનેક આકારોના આત્મારૂપે, તે ગૂઢ રીતે, ઉચ્ચ ભુવનો ઉપર એ રહે છે.

આવી ભાવનાઓ અને આદર્શમૂર્તિઓ નિરખવી, એ કલાકારનું કાર્ય છે. એક પ્રાકૃતિક દૃશ્ય, માનવજીવનનો કરુણ પ્રસંગ, મન કે હૃદયની ક્ષણિક સ્થિતિ, એ દરેક એ સમય માટે તો આદર્શમૂર્તિનું પ્રતિબિમ્બ ઝીલનાર દર્પણ બની જાય છે, ત્યારે આપણા કલાકારની સંસ્કાર ગ્રાહકતા એ એક બીબાં જેવી બની જાય છે, અને એની અંદર કો દૈવી કલાકાર તેજસ્વી અને સ્વર્ગીય ધાતુનો રસ રેડવા માટે તૈયાર થાય છે. થિયૅાસૅાફીએ આપેલી મનુષ્યની સ્હમજણ અને વિકાસક્રમની યોજનાનું જ્ઞાન પ્રભુનાં સૌન્દર્યસ્વરૂપનાં બળોની ગુપ્ત લીલા પ્રત્યે કલાકારની સંસ્કારગ્રાહકતાને વેગવતી બનાવે છે.

જેવી રીતે ઉત્તર તરફના પ્રદેશનો કોઈ ચિત્રકાર સમશીતોષ્ણ પ્રદેશમાં આવતાં, નવી પ્રેરણા મેળવે છે, ત્યાં પ્રકાશ અને છાયાની નવી રમત જુએ છે, અને પૂર્વે ન કલ્પેલી એવી રંગની તાદૃશ્યતા નિહાળે છે, તેવી રીતે જે કલાકાર થિયૅાસૅાફીના સંબંધમાં આવે છે, તે-પછી તે ભલે કવિ હોય, ચિત્રકાર હોય, શિલ્પી

હોય, કે સંગીતકાર હોય–જીવનની નવી પ્રેરણા મેળવે છે. જીવનનું 'સમગ્રરૂપે' દર્શન, એ થિયૉસૉફીની અસરોમાંની એક છે. મનની ક્ષિતિજનો વિસ્તાર થતાંજ કલાકારમાં કલાત્મક પ્રેરણાનાં નવાં ઝરણો ફૂટે છે. જ્યારે કલાકાર એક થિયૉસૉફિસ્ટની જેમ જીવન તરફ દૃષ્ટિપાત કરે છે, ત્યારે જીવન, વધુ સૂક્ષ્મ, વધુ સુંદર, અને છતાંય સંપૂર્ણ સાક્ષાત્કારની શકયતાથી 'પર', બની રહે છે. પછી એ એક ગુંચવણભરી યોજના જુએ છે. એ યોજના કોમળતાથી ભરપૂર છે, પ્રજ્ઞા પ્રકટ કરે છે, અને પરમ સૌન્દર્યથી રંગાયેલી છે.

કલાકાર જેમ જેમ થિયૉસૉફીના સત્યો વધારે સમજતો જાય છે, તેમ તેમ એની કલ્પના પર પડેલી અસરના કરતાં વધારે અસર એના ચારિત્ર્ય ઉપર થવા માંડે છે. ચારિત્ર્ય એ તો આપણું જીવન ઘડવાનું સાધન છે. જ્યારે થિયૉસૉફી કલાકારે નહિ કલ્પેલી એવી જીવનની વિશાળ રૂપરેખા એને બતાવે છે, ત્યારે એ કલાકારને પોતાને પણ વધારે વિશાળ બનાવે છે. થિયૉસૉફી એ માત્ર મોહક કે આકર્ષક વિચારોનો જ સમૂહ નથી; એનું દરેક સત્ય એ કુદરતનો એક નિયમ છે, અને એ કુદરતના કાર્યની રીતિ દર્શાવે છે. એથી થિયૉસૉફીનું સત્ય આપણા ચારિત્ર્યમાં એકદમ એક શકિત બની જાય છે.

થિયૉસૉફિકલ સિદ્ધાંતોની સમજણથી કલ્પના, જીવનને બધી બાજુએથી જોઈ શકે છે, એટલુંજ નહિ, પણ જીવનને ઘડવાની નવી રીતિ (ટેક્નીક) પણ જાણી શકે છે.

કલાકાર કલાની નવી શકયતાઓ જોઈ શકે છે, અને વિશેષમાં એને વ્યક્ત કરવાની નવી શકિતઓ ખીલવે છે. એ સાચું છે કે માત્ર થિયૉસૉફિસ્ટ થવાથી કલાકાર મહાન સર્જકની ભૂમિકાએ પ્હોંચી શકતો નથી; એક મહાન્ કલાકાર ચમત્કારથી બનવા જેટલો વિકાસ એકદમ આવતો નથી. પણ જ્યારે કલાકાર બહુ ઉંડાણથી

અને ચોક્કસાઈથી જીવનનો અનુભવ કરે છે, ત્યારે શંકાનાં એનાં બધાં વાદળ વિખેરાઈ જાય છે, અને એ પ્રવીણ બનવાના પંથે મ્હડે છે. પછી, એનામાં આત્મશ્રદ્ધા, ભાવનાવાદ તેમજ સૌન્દર્યને વધારે વ્યક્ત કરવાની શક્તિ જન્મે છે.

એક ફ્રેન્ચ કલાકારે કહ્યું છે કે " કલા, એટલે પેલો તારો; હું એને જોઉં છું; ત્હમે નથી જોતા." આના જેવું મહાન સત્ય કદી ઉચ્ચારાયું નથી. કારણ કે કલા એ માત્ર વ્યક્ત થયેલી જ નહિ, પણ હજી વ્યક્ત થનારી વસ્તુ જ રહેવી જોઈએ. કલાકાર એ બધી પૂર્ણતા જુએ છે, ને જાણે છે, પણ એનું સર્જન કરવા જતાં એ નિરાશ થઈ જાય છે. કલાકાર આગળ થિયૉસૉફી આ દૈવી નિરાશા રજુ કરે છે. જેમ જેમ કલાકાર પોતાની કલાને વધારે સારી રીતે વ્યક્ત કરવાની તાલીમ લે છે, તેમ તેમ એને અનુભવ થતો જાય છે કે એનાથી સાચું સ્વરૂપ હજુ વ્યક્ત થઇ શકતું નથી. છતાં આવી નિરાશા એના જીવનમાં ખરી નિરાશા નહિ પણ એક પ્રકારનો આનંદ લાવે છે. કારણ કે પૂર્ણ સૌન્દર્યનાં સતત દર્શનથી મરણ આવતું હોય તોપણ કયો કલાકાર એનાથી આઘો જશે?

સર્જનનો આનંદ સાચા કલાકારને પુષ્કળ દુઃખ અને ત્યાગનો અનુભવ કરાવે છે. જ્યારે એને થિયૉસૉફીનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે એ દુઃખ અને ત્યાગ એથી હજારગણાં વધારે આકરાં બની જાય છે. જીવન હવે વધારે સૂક્ષ્મતાથી અનુભવાય છે, અને તેથીજ એ મ્હોટા દુઃખનું કારણ બને છે. પણ એથી તો જીવન વધારે વિશાળ, વધારે પૂર્ણ, વધારે સુંદર અને એમ વધારે મહાન અને વધારે આકર્ષક વસ્તુ બની જાય છે. કારણ કે જેવી રીતે કલા એક કાર્ય છે, એમ દૈવી પ્રજ્ઞા એ પણ એક કાર્ય છે. જે કલાકાર પ્રજ્ઞાપ્રેમી બને છે, તે એને લીધે વધારે મહાન્ કલાકાર બની શકે છે.

---

૩૭

# પ્રજ્ઞા અને કલા

થિયૉસૉફીદીધી પ્રજ્ઞા અને કલા વચ્ચે શો સંબંધ છે? સૌ કોઈ જાણે છે કે થિયૉસૉફી પુનર્જન્મ, કર્મ, મહાત્માઓનું અસ્તિત્વ, અને એવા અન્ય મહાન્ સિદ્ધાંતોવાળી ફિલસુફી જગત આગળ રજુ કરે છે. પણ પ્રજ્ઞાના આવા સિદ્ધાંતોને કલા કે કલાકારો સાથે શો સંબંધ છે?

આ પ્રશ્નનો ઉત્તર સરળ છે, થિયૉસૉફિસ્ટોના અનેક ઉદ્દેશો માંનો એક ઉદ્દેશ એ છે કે દરેક વ્યક્તિ અને દરેક પુરૂષ, સ્ત્રી તેમજ બાળકને કલામય બનાવવાનો પ્રયત્ન કરવો. કોઈ થિયૉસૉફિસ્ટ જેમ જેમ થિયૉસૉફીનો ઉંડો અભ્યાસ કરતો જાય છે, અને એના જીવનસિદ્ધાંતોને પોતાના આચરણમાં ઉતારતો જાય છે, તેમ તેમ એને અનુભવ થતો જાય છે કે કલાના સાચા સ્વરૂપની સમજણ વિના એના જીવનની સમજણ અધૂરીજ રહેશે.

દરેક વ્યક્તિને કલામય બનાવવાની અભિલાષા સાચા થિયૉસૉફિસ્ટો સેવી રહ્યા છે આનો અર્થ એમ નથી કે દરેક વ્યક્તિ હોમર કે ડેન્ટે જેવો મહાન્ કવિ, બૉટ્ટિસેલ્લી જેવો મહાન્ ચિત્રકાર, કે બીથોવન જેવો મહાન સંગીતકાર બની જાય થિયૉસૉફિસ્ટોનો એવો ઉદ્દેશ છેજ નહિ, અને હોય તોય એ તો અશક્ય જ છે. મહાન કલાકારો તો પ્રતિભાસપન્ન વ્યક્તિઓ હોય છે. વળી

પ્રતિભા તો ઈશ્વરદત્ત ભવ્ય સર્જનશક્તિ છે; અને અનેક જન્મોના મહાન પ્રયત્નો પછીજ મનુષ્યને એ મળી શકે છે. બીથોવન કાંઈ કુદરતનો અણધાર્યો ચમત્કાર નથી. કુદરતમાં ચમત્કાર જેવું કશું છેજ નહિ; બધું જ અમુક નિયમોની ગતિ પ્રમાણે જ બની રહ્યું છે. લાખ્ખો વર્ષો કે જન્મો પૂર્વે બીથોવનમાં જંગલી મનુષ્યોની જેમ ડોલન અને માધુર્યની શક્તિ બીજ કે અંકુર રૂપેજ હતી. પ્રભુદીધી એ ન્હાનકડી ભેટને એણે અનેક જન્મો સુધી તાલીમ આપીને વિકસાવી, અને આખરે એ સંગીતપ્રતિભારૂપે એનામાં પ્રકટી નીકળી. બીથોવન તમામ વર્તમાન તેમજ ભૂતકાળના સંગીતશાસ્ત્રીઓનો શિરોમણિ છે. એનું કારણ એ છે કે અન્ય સકળ સંગીતશાસ્ત્રીઓ કરતાં આ પૃથ્વી ઉપર એણે વધારે જન્મો લીધા છે, અને પ્રબળ પ્રયત્નો કર્યા છે. આવા અથાગ પ્રયત્ને જ માનવી મહાન કલાકાર બની શકે છે. એકાદ પ્રતિભાશાળી વ્યક્તિને જન્માવતાં કુદરતને લાખ્ખો વર્ષો લાગે છે. આ કૅલિફૉર્નિયાનાં સાયપ્રસનાં રાક્ષસી વૃક્ષો જુઓ. એમનો આવો ભવ્ય વિકાસ કરાવવામાં કુદરતને જરૂર ૩૦૦૦ વર્ષો લાગ્યાં હશે, એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ આપણને કહી રહ્યા છે.

વળી મહાન કલાકારો એકાદ વિશિષ્ટ પ્રકારની સંસ્કારગ્રાહકતાની સાથેજ જીવનનો આરંભ કરે છે, અને જન્મ જન્માંતરના અવિરત પરિશ્રમે એને વિકસાવે છે. સઘળા મનુષ્યોમાં કાંઈ આવી ઈશ્વરી બક્ષિસ હોતી નથી, તાત્ત્વિક રીતે સૌ મનુષ્યો સરખાં જ છે, કારણ કે દરેકમાં પ્રભુતાનો સ્વભાવ રહેલો છે. છતાં પણ મનુષ્યોમાં ભિન્નતા પણ છે, કારણ કે સૌની આંતર પ્રભુતા ભિન્નભિન્ન માર્ગે પ્રકટ થાય છે. કેટલાક જીવો સ્પષ્ટ વિચારણારૂપી દૈવી ભેટના અંકુર સાથે જીવનનો આરંભ કરે છે; કેટલાકમાં પ્રબળ ભક્તિનાં બીજ હોય છે; વળી કેટલાકમાં નેતૃત્વના ગુણનાં મૂળ હોય છે, અને એમનામાં કાર્યદક્ષતા પણ છુપાયલી હોય છે.

પરન્તુ દરેકની આ બીજરૂપ શક્તિ અનેક જન્મોના અનુભવ અને પ્રયત્નથી જ ખીલે છે. વિશ્વના લાખ્ખો જીવોમાંથી બધાજ કાંઈ કલાકાર કોટિના નથી.

પરન્તુ પૂર્ણતાની પ્રાપ્તિ માટેની આ લાંબી જીવનયાત્રામાં દરેક જીવને કલાકારના જેવી સંસ્કારગ્રાહકતાની જરૂર પડે છે. જેવી રીતે વિકાસને પન્થે મનુષ્ય બુદ્ધિમત્તા અને સહાનુભુતિનાં લક્ષણો ખીલવે છે, તેમ એણે કલામયતા પણ ખીલવવી જોઈએ. ત્હમે પૂછશો કે મુક્તિ અથવા પૂર્ણતા માટે કલામય થવાની શી જરૂર? આપણા વર્તમાન ધર્મો આપણને આ પ્રશ્નનો ઉત્તર નથી આપતા. હું તો માનું છુ કે સ્વર્ગના દ્વારપાસે દરેક જીવને પૂછવું જોઈએ કે "ભાઇ, પૃથ્વી પર હતા, ત્યારે તમે કલામય હતા ખરા?" હિન્દુ ધર્મ સિવાયના લગભગ બધા જ ધર્મો કલા અને ધર્મ વચ્ચે કશો જ સંબંધ જોતા નથી. વળી હિન્દુ ધર્મમાં પણ કલાની માત્ર એક જ શાખા, નૃત્યકલા, સાથે જ ધર્મનો ગાઢ સંબંધ સ્વીકારવામાં આવ્યો છે. ઘણાંને લાગે છે કે વળી નૃત્યકલામાં તે આધ્યાત્મિકતા શી રીતે સંભવે?

હિન્દુ ધર્મમાં પ્રભુને ત્રિમૂર્તિ સ્વરૂપે વ્યક્ત થતા માન્યા છે. એ ત્રિમૂર્તિ એટલે બ્રહ્મા, વિષ્ણુ અને શિવની ત્રિપુટિ. શિવ અથવા મહાદેવનાં પણ અનેક સ્વરૂપો છે, અને એને લીધે એમની અનેક પ્રકારની મૂર્તિઓ જોવામાં આવે છે. એમાં એમની નટરાજ તરીકેની મૂર્તિ બહુજ જાણીતી છે. એક ચરણ જમીન પર, અને બીજો હવામાં રાખીને શિવજી નૃત્ય કરે છે. હિન્દુઓ માને છે કે **સમગ્ર સૃષ્ટિ શિવનું નૃત્યજ છે;** અને જ્યારે શિવ નૃત્ય બંધ કરે છે, ત્યારે વિશ્વનો પ્રલય થાય છે.

વિષ્ણુના કૃષ્ણાવતારની કથા પણ કંઇક આવીજ છે. કૃષ્ણે કિશોર-વય વટાવીને યુવાવસ્થામાં પ્રવેશ કર્યો, ત્યારે તમામ બાગીઓ

એમનાં રૂપથી ઘેલી બની. પછી વૃન્દાવનમાં એક શરત્પૂર્ણિમાએ કૃષ્ણે બંસીનાદ શરૂ કર્યો. ભક્તિભાવથી ઉભરાતી ગોપીઓ એમને મળવા દોડી ગઇ, અને સૌએ રાસલીલામાં ભાગ લીધો. રાસમાં જેટલી ગોપીઓ હતી, તેટલા કૃષ્ણનાં સ્વરૂપો હતા. દરેક ગોપીને એમજ લાગતું કે કૃષ્ણ 'મ્હારાજ' છે. કૃષ્ણભક્તો આજે પણ કહી રહ્યા છે કે કરૂણાળુ ભગવાન શોધક જીવ સમક્ષ સદાય પૂર્ણપણે જ પ્રકટ થાય છે.

ઉપરોક્ત બે અપવાદો સિવાય જગતના સઘળા ધર્મો, ધર્મ અને કલા વચ્ચે કશોજ સંબંધ સ્વીકારતા નથી. પરન્તુ ગ્રીસ દેશમાં આમ ન હતું.

યૂરોપીય મધ્યયુગમાં ખ્રિસ્તી ધર્મના વિકાસની સાથોસાથ કલાનાં ઘણાં સ્વરૂપો-ચિત્ર, શિલ્પ, ધર્મસંગીત, અને સ્થાપત્ય-ખીલ્યાં હતાં, એ વાત સાચી છે. પરન્તુ તે કાળના કલાકારો અને પુરોહિતોની ભાવના એમ હતી કે કલા એ ધર્મની દાસી છે. આ વિચાર ધર્મ કરતાં કલાને ગૌણ ગણે છે, અને એમજ કહે છે કે કલા પાસે માનવજાતિને માટે કશો જ સન્દેશ નથી.

પરન્તુ હું જો થિયૉસૉફિકલ સ્વર્ગનો દ્વારપાલ હોઉં, તો દરેક જીવને એક જ પ્રશ્ન પૂછું, "ભાઈ, તમે પૃથ્વી પર હતા, ત્યારે કલામય બન્યા હતા?" જો એનો ઉત્તર એમ હોય કે, "હું ભક્ત હતો; અને મેં કલામયતા તો કાંઈ ખાસ ખીલવી નથી" તો હું એને જરૂર કહું કે, "ત્યારે તો ભાઇ, પૃથ્વી પર પાછા પધારો, થોડા વધારે જન્મો ગાળો; તમારા જીવનને કલામય બનાવો, અને પછી જ સ્વર્ગમાં પાછા આવજો." તમે પૂછશો કે હું કલામયતાને શા માટે થિયૉસૉફિકલ સ્વર્ગમાં પ્રવેશ પામવાનો આવશ્યક ગુણ માનું છું?

કારણ કે મારી માન્યતા પ્રમાણે થિયૉસૉફિકલ સ્વર્ગ એ

કાંઈ માત્ર ભલાઇ અને ભક્તિનું જ ધામ નથી. એ એક એવું સ્થળ છે કે જ્યાં દૈવી મન પૂર્ણપણે વ્યક્ત થાય છે. પ્લૅટો અંતિમ સત્યને સત્ય, શિવ અને સુન્દર એવી ત્રિપુટિ રૂપે વર્ણવે છે. થિયૉસૉફિકલ સ્વર્ગ પ્લૅટોના આ સ્વપ્ન જેવું છે. કારણ કે સ્વર્ગમાં ભલાઇનો દરેક સદ્ગુણ, તેમજ સ્નેહ અને સુકોમળતાનું દરેક સ્વરૂપ રહેલાં છે, એમજ નથી. એ સ્વર્ગમાં તો કલાકારો શોધે છે એ સૌન્દર્યનું દરેક શક્ય સ્વરૂપ, વૈજ્ઞાનિકો શોધે છે એ સત્યનો દરેક પ્રકાર, તેમજ આ વિશ્વના અસ્તિત્વ દરમ્યાન ભવિષ્યમાં બીજાઓ પણ જે કાંઈ શોધશે, તે સઘળું રહેલું જ છે.

આથી સ્વર્ગ કે મુક્તિના દ્વારમાં પ્રવેશતી વખતે તમે માત્ર પવિત્ર અને કોમળ હૃદયવાળા જ હશો, અને તમે કશો પણ માનસિક કે કલાવિષયક વિકાસ નહિ સાધ્યો હોય, તો જીવન વિષેની તમારી સમજણ અધૂરી જ રહી હશે, અને તમારો વિકાસ માત્ર એકદેશીય બની ગયો હશે. કારણ કે સ્વર્ગમાં પણ વિકાસક્રમ તો છેજ. એમ ન હોય તો સ્વર્ગ પણ શુષ્ક લાગે અને થોડા કાળમાં જ એની ભવ્યતા આપણને અળખામણી લાગવા માંડે. મનુષ્ય માત્ર ભલો જ હોય, તો એ પ્રભુની માત્ર ભલાઇ જ ઓળખી શકશે, પરન્તુ પ્રભુ તો દૈવી બુદ્ધિ રૂપે આ વિશ્વને અનેક સ્વરૂપોમાં કો અજબ રીતે વિકસાવી રહેલ છે. આથી પ્રભુનું એ પ્રજ્ઞા સ્વરૂપ પામવા માટે મનુષ્યે પોતાની બુદ્ધિનો પણ ખૂબ જ વિકાસ કરવો જોઇએ. વળી પ્રભુ આ વિશ્વમાં દરેક સ્થળે ભવ્ય સૌન્દર્ય રૂપે પણ વ્યક્ત થઈ રહેલ છે સ્ફટિકમાં, નાજુક પુષ્પમાં, પરમાણુની રચનામાં, સાગરમાં, જળધોધમાં, સૂર્યાસ્તમાં, સંગીતમાં, સ્ત્રીમાં, પુરુષમાં, કે બાળકમાં, સર્વમાં કો અજબ સુન્દરતા વિલસી રહી છે. આથી એમની એ અનુપમ સુન્દરતાનો પણ સાક્ષાત્કાર કરવો હોય, તો મનુષ્યે કલાકારોની જેવી સૌન્દર્યગ્રહણની શક્તિ પણ ખીલવવી

જોઇએ. આથી જો તમે જીવનનાં તમામ આવિર્ભાવોને પૂર્ણ પણે સમજવા માગતા હો, તો તમારે તમારા સ્વભાવને એવી રીતે ખીલવવો જોઇએ કે એ **ભલાઈ દ્વારા પ્રભુના શિવ સ્વરૂપને, સત્ય શોધક બુદ્ધિથી એમના સત્યં સ્વરૂપને,** તથા કલામયતાથી **એમના સુન્દર સ્વરૂપને** વ્યક્ત થતું જોઈ શકે, અને એનો પ્રભાવ ઝીલી શકે.

પ્લેટોથી માંડીને દરેક ફિલસુફે કલાનું સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કરેલો છે. તત્ત્વચિંતકો માને છે કે સૌન્દર્યગ્રહણની શક્તિ મનુષ્યના ચારિત્ર્યનું તાત્ત્વિક સ્વરૂપ છે. વળી એઓ એમ પણ માને છે કે સૌન્દર્યના સ્વરૂપની વિચારણા વિનાની સઘળી ફિલસુફીઓ અપૂર્ણ જ છે. પરન્તુ ફિલસુફીનો સૌન્દર્ય અને કલાને લગતો વિભાગ વ્યાખ્યાનોમાં સરળતાથી રજુ કરવાનું કાર્ય શકય નથી. એને માટે તો લાંબા નિબંધો લખવા પડે, અને ધીરે ધીરે એ રીતે જ કલા, એ તાત્ત્વિક રીતે શું છે, એની તમને સમજણ આપી શકાય. માઉં બાકીનું પ્રવચન કંઇક કઠણ બની જાય, તો મને માફ કરજો, અને ધીરજથી મારું કથન સાંભળજો. મારો વિષય બની શકે તેટલો સરળ બનાવવા હું બનતો પ્રયત્ન કરીશ. છતાં પણ તમને 'હવામાં જ રહી ગયા'નું ભાન થાય, તો મને માફ કરજો. તેમજ તમારાં ચરણો પૃથ્વીને જ ચોંટી રહે, અને મારી સંગે ઉંચે ઉડવાને અશક્ત નીવડે, તો હું પણ તમને માફ કરીશ.

આપણે વિચાર કરવાની શક્તિ મેળવીએ છીએ, ત્યારથી તે મરણ પર્યંત એક મહાન પ્રશ્ન આપણી આગળ ખડો જ રહે છે. એ છે **જીવનનો પ્રશ્ન.** જીવન શું છે? જીવન આપણને શું આપશે? જીવન આપણું શું લઈ જશે? આવા પ્રશ્નો સભાન કે અભાનપણે આપણે અનેક વાર અનેકને દરરોજ પૂછીએ છીએ. કોઇ પણ વ્યક્તિ જીવન પરત્વે બેપરવા બની શકે એમ જ નથી. બહારથી આવતા

આઘાતોનો જવાબ આપ્યા વિના કોઈનેય ચાલે એમ નથી. દરેક પળે આપણે જીવનનો જવાબ વાળવો (રી-એક્ટ) જ પડે છે. મનુષ્ય **જીવનને** જવાબ આપતો અટકે, એ તો મરણ સમીપ જતા આત્માનું જ ચિહ્ન છે.

મનુષ્ય બ્હારથી આવતા જીવનનો અનેક રીતે જવાબ વાળે છે. એ પ્રત્યાઘાતના બે પ્રધાન માર્ગો છે એક **ઉર્મિનો**, અને બીજો **મનનો.** પ્રથમ આપણે જીવનનો ઉર્મિમય પ્રત્યાઘાત તપાસીએ. માનવજાતિનો મ્હોટો ભાગ બધો વખત અંગત રીતેજ જીવનની વિચારણા કરે છે. પોતાનું અંગત સુખ વધે, ત્યારે એ જીવનને સારૂં કહે છે. પોતાને દુઃખનો અનુભવ થાય, ત્યારે એને 'માઠું' કહે છે. વ્યવહારની ચીજોને લગતાં તોલમાપનાં ધોરણોથી તો આપણે સૌ પરિચિત છીએ. 'હું'પણું-અંગત જરૂરીઆતો, સુખો, દુઃખનો વિરોધ-એજ એમનું જીવનધોરણ છે. રાગ અને દ્વેષ—'મને ગમે છે' અને 'મને ગમતું નથી'–રૂપી બે પ્રકારની ઉર્મિઓમાં એમનું જગત વ્હેંચાઈ જાય છે. આ પ્રકારના મનુષ્યો સમગ્ર જગતને ઉર્મિના ત્રાજવામાં જ તોળે છે.

જીવનની સમજણનો કોઇ બીજો પણ માર્ગ હોઈ શકે, એવું આવાં મનુષ્યો કલ્પી પણ શકતા નથી. જે પદાર્થ કે પ્રસંગના સંસર્ગથી એમનામાં સુખ કે દુઃખની લાગણીઓ જાગતી નથી, તે પદાર્થ કે પ્રસંગ એમને મન અસ્તિત્વમાં જ નથી. ગગનનો દરેક તારક ખગોળશાસ્ત્રીને અર્થપૂર્ણ લાગે છે, પરન્તુ ઘણાં મનુષ્યોને મન તારકોનું અસ્તિત્વ કશા જ લેખામાં નથી. તારકદર્શનથી એમના ઉરમાં સુખ કે દુઃખની ઉર્મિઓ ઉઠતી જ નથી.

આમ છતાં આવા ઉર્મિમય પ્રત્યાઘાતથી જ એઓ જીવનની સમજણ મેળવે છે. એ સમજણ એમને દુઃખમાંથી દૂર રહેવામાં અને સુખ પ્રત્યે આકર્ષાવામાં મદદગાર થાય છે. જીવનયાત્રામાં સામેથી સુખો જ મળ્યાં કરે અને દુઃખો દૂર રહે, તો એમનું જીવન

સુખી બને છે. પરન્તુ સંસારની ઘટના જ એવી છે કે આ જગતમાં એમની ઇચ્છાઓ કરતાં દુઃખોનું પ્રાબલ્ય મ્હોટું છે. આથી સમગ્ર જીવન એમને મન એક મહાન કોયડા રૂપ જ રહે છે. આથી એઓ સદાય ક્રોધી કે નિરાશ બનીને જીવન વીતાવે છે.

પરન્તુ જીવનનો જવાબ વાળવાનો, એના વિવિધ પ્રત્યાઘાતો ઝીલવાનો એક બીજો પણ માર્ગ છે. એ માર્ગ **મનનો** છે. આ માર્ગ પર 'હું'પણું જીવનનું ધોરણ નથી બનતું. ગગનમાં ગાજવીજ અને કડાકા થવા માંડે, ત્યારે તમારી ઉર્મિઓ ભયગ્રસ્ત બને છે; પરન્તુ તેજ પળે તમારૂં મન તીવ્રપણે જીજ્ઞાસુ બની જાય છે, અને વિદ્યુતનો સંચાર કેવી રીતે થાય છે, તેમજ ધ્વનિનાં આંદોલનો કેવી રીતે ગર્જનાને ઉત્પન્ન કરે છે, તે શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. જીવન તરફના આવા **માનસિક** પ્રત્યાઘાતમાં મનુષ્યની અંગત ઉર્મિઓ સમજણની ઇચ્છાને અધીન રહે છે, અને ભૂતાત્માના રાગદ્વેષને ગણકારતી નથી. ઉર્મિપ્રધાન પુરુષ જીવનને એક મિઠાઇનો થાળ માને છે, અને એમાંથી બની શકે તો સૌથી વધારે ચોસલાં પોતાને માટે લઇ લેવા મથે છે; પરન્તુ વિચારપ્રધાન મનુષ્ય તો એ મિઠાઇના થાળને પોતાના જીવનથી અલગ માને છે, અને એના અવલોકન અને અભ્યાસથી કુદરતના કાયદાઓ સમજી લેવાનો, અને એમના માર્ગદર્શન પ્રમાણે જીવન જીવવાનો પ્રયત્ન કરે છે.

જીવન તરફના આવા નિઃસ્વાર્થ પ્રત્યાઘાત દ્વારા જ આપણને વિજ્ઞાન નામક એક વિશાળ સત્યરાશિ મળ્યો છે. ઉર્મિમય પ્રત્યાઘાતથી માનસિક પ્રત્યાઘાત એક ડગલું આગળ છે, એ વિષે તો બે મત હોઈ શકે જ નહિ. અલબત્ત, આમાં પણ કેટલાક અપવાદો હોય છે. કેટલીક વાર ઉર્મિપ્રધાન મનુષ્યોનાં હૃદયો ઉંડાણથી હલમલી રહે છે, ત્યારે એઓ મહાન પરાક્રમો પણ કરી શકે છે, પરન્તુ વિચારપ્રધાન મનુષ્યો તો એકાદ પ્રશ્નની તુલના કરવામાં જ

મહાન પરાક્રમની તક ગુમાવી બેસે છે. ઘણીવાર એમ પણ બને છે કે ઉર્મિઓના બળથી મનુષ્યો મનને અગમ્ય એવાં મહાન સત્યો પણ શોધી શકે છે. પરન્તુ આ અપવાદો બાદ કરીએ તો ઉર્મિ-પ્રધાન મનુષ્યોનાં પ્રત્યાઘાતો કરતાં વિચારપ્રધાન મનુષ્યોના પ્રત્યાઘાતો દ્વારા એમનું જીવન વધારે સંપૂર્ણ, ડહાપણયુક્ત અને ઉપયોગી બની શકે છે.

એક જંગલી મનુષ્ય અને એક વૈજ્ઞાનિકની સરખામણી કરી જુઓ. એ બન્ને વ્યક્તિઓ જીવન વિષે લાગણીમય અને માનસિક પ્રત્યાઘાતોની નમૂનેદાર પ્રતિનિધિ છે. એ એમાંથી જીવનનો મર્મ વધારે સંપૂર્ણતાથી કોણ સમજે છે, એ તો સૌ કહી શકે એવો પ્રશ્ન છે.

સાચું છે કે ઉર્મિમય પ્રત્યાઘાત કરતાં માનસિક પ્રત્યાઘાતથી જીવન વધારે પૂર્ણ અને સત્ય બને છે, પરન્તુ એ બન્ને પ્રકારથી વધારે સારો એક **ત્રીજો** પણ પ્રત્યાઘાત છે. એ પ્રત્યાઘાત **પરા-બુદ્ધિનો** (ઇન્દુર્દર્શનનો) છે. મનુષ્ય જ્યારે 'કલામય' બને છે, ત્યારે જ **પરાબુદ્ધિ** દ્વારા જીવનનો જવાબ વાળી શકે છે. **કલામય બનવું, એટલે જીવનમાંથી વધારે જીવન પ્રકટાવવાની સર્જન-શક્તિ ખીલવવી.** હવે આપણે મન અને **પરાબુદ્ધિનો** તફાવત સમજી લઇએ. **પરાબુદ્ધિ** રૂપી ગૂઢ શક્તિનું સ્વરૂપ સમજાવવું, એ એક ભારે કઠિન વિષય છે.

પ્રથમ તો, **પરાબુદ્ધિ** વિચારણાનું કોઈ દૂરનું સ્વરૂપ નથી; વાસ્તવિક રીતે તો એ વિચારણાનું સ્વરૂપ જ નથી. આમ છતાં એ એક જ્ઞાનનું સ્વરૂપ તો છેજ, અને મન કરતાં જીવનની **વધારે સાચી** સમજણ મેળવી શકે છે. આપણું મન અનુમાન કે નિર્ણય ઉપર શી રીતે આવે છે, તે આપણે તપાસીએ. પોતાની સમક્ષ પડેલી હકીકતોની પરીક્ષા કરીને, તેમજ એની ઉપર વિચાર કરીને, મન પોતાનાં અનુમાનો બાંધે છે. મનની સમક્ષ **તમામ** હકીકતો

હોય, તોજ આ ક્રિયા સંપૂર્ણ બની શકે. પરન્તુ જગતમાં એમ થવું તદ્દન અશક્ય જ છે. કેટલીક મહત્ત્વની હકીકતો મનની આગળ ન પણ હોય, અથવા એ હકીકતોનું સ્વરૂપ જ એવું હોય કે એ મન સમક્ષ રજુ ન પણ થઈ શકે. તમારૂં પોતાનું જ દૃષ્ટાંત લ્યો. તમારા મિત્રો તમારે વિષે સતત અનુમાનો બાંધ્યા કરે છે. તમને ઘણી વાર લાગતું હશે કે એઓ તમને અન્યાય કરી રહ્યા છે. આમ શાથી થતું હશે? એમનો ઈરાદો તમને અન્યાય કરવાનો નથી હોતો; ઉલટું એઓ તમને ન્યાય જ આપી રહ્યા છે, એવો એમનો દાવો છે. પરન્તુ તમને થતા અન્યાયનું કારણ એ છે કે એઓ માત્ર પોતાનાં મનનાં અવલોકનોથી જ તમને ન્યાય આપી રહ્યા છે. તમને તો ખાત્રી જ છે કે આ મિત્રો તમારે વિષે સંપૂર્ણ સત્ય જાણતા જ નથી. વળી કમનસીબે એ સંપૂર્ણ સત્ય એટલું તો અટપટું છે કે તમે એમનાં મનને એ સમજાવી પણ શકતા નથી. આથી તમારી અને તમારા વર્તનની એમની માનસિક નોંધ અપૂર્ણ, તેમજ તમને અન્યાય કરનારી જ રહી જાય છે. બીજા શબ્દોમાં કહું તો એઓ તમારૂં બાહ્ય સ્વરૂપ જોઇને જ તમારે વિષે અનુમાનો બાંધે છે. તમારૂં સાચું સ્વરૂપ કેવું છે, આંતર સ્વરૂપે તમે કેવા છો, એતો એઓ જાણતા જ નથી.

પરન્તુ જ્યારે પરાબુદ્ધિ કાર્ય કરવા લાગે છે, ત્યારે એનાં અનુમાનો બાહ્ય તેમજ આંતર બન્ને સ્વરૂપો પરથી બંધાય છે. તમે જે નથી સમજાવી શકતા, એ તમારા પ્રેક્ષકની પરાબુદ્ધિ સરળતાથી જાણી શકે છે. કો અકળ, ગૂઢ રીતે એ તમારી સાથે તાદાત્મ્ય અનુભવવાની શક્તિ ધરાવે છે, અને એને લીધે એ 'બાહ્ય-તમે' અને 'આંતર-તમે' બન્નેને જાણી શકે છે. આથી મન કરતાં પરાબુદ્ધિનું અનુમાન વધારે સાચું નીવડે છે. કારણ કે પરાબુદ્ધિ તો મન પણ જેની પરીક્ષા નથી કરી શકતું, એવી તમામ હકીકતોની પરીક્ષા કરી શકે છે. આનો અર્થ એમ નથી કે પરા-

બુદ્ધિ અને મનનાં અનુમાનોમાં પરસ્પર વિરોધ જ હોય. ઘણે ભાગે તો બન્ને અનુમાનો સરખાં જ હોવાનાં. પરન્તુ જ્યારે બન્ને વચ્ચે વિરોધ જણાય, ત્યારે પરાબુદ્ધિનું અનુમાન વધારે સાચું ગણવું જોઈએ. કારણ કે પરાબુદ્ધિ પ્રશ્નની દશ્ય તેમજ અદશ્ય **તમામ** હકીકતો તપાસીને જ નિર્ણય ઉપર આવે છે.

મનુષ્યો જ્યારે જંગલી દશામાં હતા, તે સમયનો ઈતિહાસ વિચારો. તેઓ માત્ર આવેશ અને લાગણીથી ભરેલાં પ્રાણીઓ હતાં, અને એમના તમામ પ્રત્યાઘાતો અસંત અંગત રહેતા. રાગ ('મને ગમે છે') અને દ્વેષ ('મને ગમતું નથી') નો ભાવ જ નિર્ણય માટે એમને પૂરતો લાગતો. ધારો કે એ કાળે એક જંગલી મનુષ્ય એમના કરતાં વધારે સ્પષ્ટતાથી અને શાંતિથી વિચાર કરવાની શક્તિ ધરાવે છે. એ મનુષ્ય પોતાના જીવનને રાગદ્વેષથી નહિજ ચલિત થવા દે. એ તો નિર્ણય ઉપર આવતાં પૂર્વે, પૃથક્કરણ કરવાની, અને નિઃસ્વાર્થપણે સમજણ મેળવવાની જ ઈચ્છા રાખશે. પરન્તુ આવા ડાહ્યા મનુષ્યને બીજાઓ વિકૃત, મૂર્ખ અને સમાજશત્રુ જ માનશે. એ સમાજમાં એ બિચારાની સ્થિતિ ઘણી જ કફોડી હશે. પોતાના માનસિક વ્યાપાર એ પોતાના મિત્રોને નહિ સમજાવી શકે. માત્ર આવેશ અને લાગણીની ભૂમિકાવાળા જંગલીઓ એ સમજી શકે એમ જ નથી. જેવી રીતે એ અપવાદમય જંગલી મનુષ્યના માનસિક વ્યાપાર એના લાગણીમય મિત્રોના કરતાં વિકાસપન્થે એક ડગલું આગળ છે, એવી જ રીતે પરાબુદ્ધિનો વ્યાપાર એનાથી પણ આગળ છે. સમગ્ર માનવજાતિની એ **હવે પછીની** ભૂમિકા છે. પરાબુદ્ધિ રૂપી આત્માની એક નવીન શક્તિ ધીરે ધીરે પ્રકટવા લાગી છે; લાખ્ખો મનુષ્યોમાંથી થોડી વિરલ વ્યક્તિઓમાં *જ આજે તો એ ખીલી રહી છે. થિયૉસૉફી મનની શક્તિને મનસ્* અને પરાબુદ્ધિને બુદ્ધિ કહે છે.

પરાબુદ્ધિ એ કાંઈ આવેશ નથી. આવેશ તો વાસનાદેહમાંથી પ્રકટે છે, અને વાસનાદેહ તો મનથી પણ નીચલી ભૂમિકાપર રહે છે. પરન્તુ પરાબુદ્ધિ મનથી પણ ઉંચી ભૂમિકા પરથી પ્રકટે છે. આ આવેશના માર્ગદર્શનને પરાબુદ્ધિની પ્રેરણા માનવાની ભૂલ કદાપિ કરશો નહિ આવેશમાં ઉભરો કે ધમાલ હોય છે, અંગત તૃષ્ણાઓ એમાં તરવરે છે, અને એ વારંવાર તમને કાર્ય પ્રતિ ધકકેલે છે, પરન્તુ પરાબુદ્ધિ તો શાંત અને ગંભીર હોય છે, કોઈ અંગત વાસના એમાં હોતી નથી, અને એ માત્ર એકજ વાર તમને કાર્ય પ્રતિ પ્રેરે છે 'એકજ વાર કથન કે ઉત્તેજન,' એ પરાબુદ્ધિનું સર્વોત્તમ અને જીવંત લક્ષણ છે. આપણી ન્યાયકચેરીઓમાં જેમ અપીલની ઉપલી અદાલત છેવટનો ચુકાદો એકજ વાર અને સદાને માટે આપી દે છે, એમ પરાબુદ્ધિ પણ આખરી સન્દેશ આપે છે. તમે એને અવગણશો, તો એ ફરીથી નહિ જ સંભળાય. વળી એનો નિર્ણય મનથી સમજાતો નથી, કારણ કે મનને તો દશ્ય હકીકતોથી જ અનુમાન બાંધવાનો આવડત છે પરાબુદ્ધિની આ પદ્ધતિ વિષે મહાકવિ શેક્સપીઅરે એક સુન્દર દષ્ટાંત આપેલું છે. એની એક નાયિકાને પ્રશ્ન કરવામાં આવે છે કે અમુક મનુષ્યને વિષે એ અમુક જ કેમ ધારે છે, એ જવાબ આપે છે કે, "હું એને એવો ધારૂં છું, કારણ કે હું એને એવો ધારૂં છું." આ સભાગૃહના સ્ત્રીશ્રોતાઓ શેક્સપિઅરની આ નાયિકાનું આ સિત્તાક્ષરી સૂત્ર સરળતાથી સમજી શકશે કારણ કે ઘણીવાર સ્ત્રીઓની પરાબુદ્ધિ સતેજ હોય છે.

તમને શંકા થશે કે સાંભળનારને ઝોકાં આવે એવી પરાબુદ્ધિની કડાકૂટો હું મારા વ્યાખ્યાનમાં શા માટે કરૂં છું? કારણ કે કલા, એ પરાબુદ્ધિ દ્વારા આત્માએ વાળેલો જીવનનો જવાબ છે. માનવજીવનમાં કલા મહત્ત્વની છે, કારણ કે એ આપણને જીવનની એક નવીન સમજણ આપે છે. આજ સુધીની

આપણી ઉર્મિમય કે માનસિક સમજણોથી એ સમજણ ઉંચી કોટિની છે. આનો અર્થ એમ નથી કે દરેક કલાકાર કોઇપણ વૈજ્ઞાનિક કે તત્ત્વવેત્તાથી ચઢિયાતો છે. આજનો કલાકાર તો માત્ર આવતી કાલની નવી માનવજાતિનો પ્રતિનિધિ છે. વર્તમાન સામાન્ય કલાકારોને સહેજ પણ અન્યાય કર્યો વિના હું કહું છું કે આજનો કલાકાર ભવિષ્યની માનવજાતિનો માત્ર ન્હાનકડો અને ઓપ વિનાનો એક નમૂનો જ છે.

હું આગળ કહી ગયો છું કે માનવજાતિના ભૂતકાળમાં આવેશમય જંગલીઓ વચ્ચે વસતો બુદ્ધિશાળી પુરૂષ કદાચ પાગલ અને સમાજ–શત્રુ મનાયો હશે. કારણ કે એ ઉર્મિઓને જીવનનાં ધોરણ તરીકે નહી સ્વીકારતો હોય–એણે તો એથીયે વધારે ઉચ્ચ ધોરણ પ્રાપ્ત કર્યું હશે. આજે વર્તમાન કલાકારની આવી જ કંઈક સ્થિતિ છે. આજના ધર્મો અને વિજ્ઞાનોનાં બધાં મન્તવ્યો એ સ્વીકારી શકતો નથી; અને ઘણીવાર સમાજે નક્કી કરેલા નીતિના નિયમો સ્વીકારવાની એ સ્પષ્ટ ના પાડે છે. એને એમજ લાગે છે કે કલાકાર તરીકેની એની સર્જનશક્તિએ એને તમામ ધોરણો ફેંકી દેવાનો અધિકાર આપ્યો છે. આથી સમાજનાં નીતિનાં ધોરણો સ્વીકારનાર સ્ત્રી–પુરૂષો કલાકારોને અનીતિનાજ સંપૂર્ણ ઉપાસકો માને છે.

સાચી વાત તો એ છે કે આજના કલાકારો નવી માનવ જાતિના પુરોગામીઓ છે. કુદરતમાં પણ કોઈ નવીન નમૂનો પ્રકટે છે, ત્યારે એને એક વર્ગ રૂપે સ્થિર થતાં અનેક વર્ષો લાગે છે; કેટલીક વાર તો જૂના આકારો ફરીથી પ્રકટવા માંડે છે. એવા સંક્રાન્તિકાળમાં ઉત્પન્ન થતો વર્ગ તદ્દન જૂની ઢબનો પણ નથી હોતો, અને તદ્દન નવી ઢબનો પણ નથી લાગતો. રસાયણશાસ્ત્રની પરિભાષા વાપરીને વર્ણવું, તો એ પ્રોપાણના સઘળા એન્ડેલીઅન તત્ત્વો 'અણીની સ્થિતિ' માં હોય છે. વર્તમાન કલાકારોની આજ-

તમાં પણ આમ જ છે. જીવનનો એનો પ્રત્યાઘાત પૂરેપૂરો ઊર્મિમય કે પૂરેપૂરો માનસિક નથી; એ તો પ્રત્યાઘાતનો એક નવો પ્રયોગ કરી રહેલ છે, અને પ્રયોગદશાની અચોક્કસ સ્થિતિમાં કાર્ય કરી રહેલ છે. એના તમામ જ્ઞાનતંતુઓ 'અણીની સ્થિતિ'માં છે, કારણ કે પરાબુદ્ધિની સંસ્કારગ્રાહકતા એનામાં હજુ હવે ખીલવાની છે. આને લીધેજ કલાકારો ઘણીવાર આપણને અસ્થિર (ઢંગધડા વગરના) લાગે છે. સામાન્ય મનુષ્યો કરતાં એમના જ્ઞાનતંતુઓ વધારે નાજુક અને આળા હોય છે, અને એથી એઓ ઘણીવાર 'સામે પાટલે' બેસી જાય છે. નવીન પ્રકારના જ્ઞાનતંતુઓવાળી કલાકાર વ્યક્તિ પોતાની કલાની શાખામાં મહાન્ હોય છે, પરન્તુ **પતિ કે પત્નીના સંબંધમાં** એની સાથે જીવન ગાળવું ઘણીવાર બહુજ મુશ્કેલ પડે છે; કારણ કે એનો આત્મા નવીન પ્રકારની માનવજાતિનો છે, પરન્તુ એના જ્ઞાનતંતુઓ હજુ જૂની પરંપરાગત ભૂમિકાના જ છે.

કલા અનેક સ્વરૂપે વ્યક્ત થાય છે. એનું સૌથી જૂનું સ્વરૂપ **નાટ્ય** સંવાદનું છે. કાવ્ય, ચિત્ર, નૃત્ય, નાટક, ગીત, સ્થાપત્ય, સંગીત વગેરે એનાં સ્વરૂપો છે, કલાનાં એ સર્વ સ્વરૂપોની વીગતમાં હું આજે નહિ ઉતરૂં. પરન્તુ કલાના દરેક સ્વરૂપને **જીવન સાથે ગાઢ સંબંધ છે. કલાકારની કલા એ એના વિશ્વ તરફનો પ્રત્યાઘાત છે. બીથોવનનાં** સંગીતકાવ્યો લ્યો; દેખીતી રીતે એનું સંગીત કેવળ અમૂર્ત અને જીવનથી તદ્દન વિરક્ત લાગે છે. છતાં એમાં એની પરાબુદ્ધિનો જીવન-પ્રત્યાઘાત છે. એની જીવનભાવના એટલી તો ભવ્ય છે કે આપણે માત્ર એના મર્મના કેટલાક અંશો ક્યાંક ક્યાંક આછા આછા સમજી શકીએ છીએ. એના સંગીતકાવ્યોમાં માત્ર તમારા કે મારા આનંદોની કથા નથી; એ તો સાક્ષાત્ આનંદને જ વિશ્વસિદ્ધાંતરૂપે વર્ણવે છે. શોક, આશા, નિરાશા, આનંદ, પરાક્રમ, સ્વાર્પણ-સ્વલ્પમાં જીવનનાં

ામ સ્વરૂપો-એ ચ્યારહી ૧સે વર્ષે ૨ે એનો એ અાહેષરો
ધસ્તિગત નથી, પણ સનાતન સૌન્દર્યના પ્રકાશરૂપ, વિશ્વવ્યાપક.
નાતન સત્યો કે સિદ્ધાંતો રૂપે જ રહ્યુ સાર છે.

પોતાના અર્વાતીત સ્વરૂપને લીધે સંગીત સર્વકલાઓની રાણી
નાય છે. આમ છતાં દરેક કલા પરાબુદ્ધિના જીવન-પ્રવાહોનનું
કથન હૃદય કે મનના કથનો કરતાં વધારે સાચું હોય છે.
ાફ્રિકામાં તાજેતરમાંજ બની ગયેલા એક પ્રસંગને યાદ કરો.
વાન વારૉન્સેવૅાસનું એ ભવ્ય પરાક્રમ છે. આજે તો માત્ર
ર્તમાનપત્રોજ એની ગુણગાથા ગાય છે, અને આપણે સૌ માત્ર
ેની માનસિક નોંધજ લઈએ છીએ. પરન્તુ જ્યારે ભવિષ્યનો
ાઈ કવિ પોતાની શક્તિથી વારૉન્સેવૅાસના પરાક્રમ સામે એક
શે, અને પળવાર તો પોતે જ એ યુવાન વિભૂતિ બની જશે, ત્યારે
ે આ પરાક્રમ વિષે એકાદ અમર કાવ્ય સર્જશે. કાવ્યમાં ઉતરેલી
ે પરાક્રમકથા પછી સદાય માનવજાતિના સ્મરણમાં રહેશે. ભવિષ્યના
ા કવિની પરાબુદ્ધિમાંથી પ્રકટેલું એ કાવ્ય વિશ્વના દરેક તારકના
હેવાસીઓને પણ પ્રેરણા આપી શકશે.

મેં આગળ કહ્યું છે તેમ કલાનું કાર્ય જીવનમાંથી વધારે
જીવન પ્રકટાવવાનું છે. કાવ્ય, શિલ્પ, સંગીત, નૃત્ય, સ્થાપત્ય,
ંગીત, એ સૌ જીવનના કો નવીન પ્રદેશનાં દર્શન કરાવનારી
ારીઓ છે. ઉડવાની શક્તિ વિનાની, માત્ર પેટે જ ચાલી શકતી
ેક કીડીને એક સપાટી પર વિચરતી કલ્પો. પછી એને એક
ારસના ઘન ઉપર ફરવા દો. એ ઘનની દરેક સપાટી પર એ
રશે, અને એમજ માનશે કે આ જગત એક સપાટ જગત જ છે.
રન્તુ પળવાર એ કીડીને પાંખો આવતી કલ્પો. અદ્ધર હવામાંથી

× આ પરાક્રમકથાની વીગત માટે આ પ્રકરણની પાછળ આવેલી
રવણી જુઓ.

એને એ ધન કેવો લાગશે? એક નવાજ પરિમાણ દ્વારા ધનરૂપી જગતને એ નિરખશે, અને એને એકવારનું પોતાનું સપાટ જગત કાંઇક જુદુંજ અને અદ્ભૂત લાગશે.

આ રીતે જ કલાનો પ્રત્યાઘાત આપણને જગતનાં નવદર્શન કરાવે છે. પરન્તુ એને માટે આપણામાં સાચી સંસ્કારગ્રાહકતા ખીલવી જોઈએ. કો ભવ્ય પૂતળાંનો વિચાર કરો. એના દ્વારા તમે કો માનુષી આકૃતિના સનાતન સૌન્દર્યનાં દર્શન કરી શકશો. તમારે માટે એ પૂતળું બારી બનશે. એવીજ રીતે કલાની દરેક કૃતિ કો વધારે વિશાળ, વધારે સુન્દર જગતનાં દર્શન માટેની બારી બની જાય છે.

એ જગત વધારે વિશાળ કે વધારે અદ્ભુત છે, એમજ નથી; એ તો તમારી સનાતનતાનું જગત છે. જો તમે કલાનાં આવિર્ભાવોનો સાચો જવાબ વાળી શકો, કલાનો રસસન્દેશ ઝીલી શકો, તો **એની સહાય દ્વારા તમે તમારી અમરતાનો પણ સાક્ષાત્કાર કરી શકો.**

હવે માત્ર એકજ બાબત કહીને હું મારું આજનું કઠિન વ્યાખ્યાન પૂરું કરીશ. **કલા અને નીતિની** વચ્ચે ગાઢ સંબંધ છે. ઘણીવાર કલાકાર આપણી સમાજ–વ્યવસ્થાની પ્રણાલિકાઓનો ભંગ કરે છે, અને કલામય સર્જનના આવેશના અનુભવમાં અનેક પ્રકારની આહાર–વિહારની અતિશયતામાં પડી જાય છે. પરન્તુ કલાકાર એક મનુષ્ય છે, અને અન્ય સઘળા મનુષ્યો સાથે એ સંકળાયલો છે, એ વાત એણે કદી વિસરવી જોઈએ નહિ. અન્ય વ્યક્તિ તરફના એના અન્યાયી કે ક્રૂર કાર્યનો પ્રત્યાઘાત જરૂર એની કલાને અધમ બનાવશે. જગતમાં બહુ થોડા કલાકારો જ શાકાહારી છે; વળી પશ્ચિમના ઘણાયે કલાકારો પ્રાણીઓને થતી પીડાનો વિચાર પણ કરતા નથી. માંસાહાર પશુઓના પરમાણુઓ

એમના શરીરમાં ભરી મૂકે છે. આનું પરિણામ એ આવે છે કે એમની કલાકૃતિઓમાં માંસાહારની સૂક્ષ્મ છાપ પડ્યા વિના રહેતી નથી. કેટલાકને મારું આ કથન વિચિત્ર અને મૂર્ખાઈ ભરેલું લાગશે. કેટલાક કહેશે કે કોઈ સંગીતશાસ્ત્રી માંસાહારી હોય, તેથી એના સંગીતમાં શો ફરક પડે? ખરું છે કે સંગીતનો શ્રોતા પણ જો માંસાહારી હશે, તો એ ફરકને ઓળખી શકશે નહિ. પરન્તુ ભવિષ્યમાં જ્યારે સઘળી માનવજાતિ માંસાહારનો ત્રાસદાયક વિચાર છોડી દેશે, ત્યારે સંસ્કારી પરમાણુઓવાળી એમની જ્ઞાનતંતુરચના તરતજ કહી શકશે કે કયો કલાકાર શાકાહારી હતો, અને કયો માંસાહારી હતો. કારણ કે માંસાહારી કલાકારની કલાકૃતિમાં એમની રસેન્દ્રિય ભાવ, પ્રકાશ છાયા કે રેખાની અમુક પ્રકારની અધમતા જોઈ શકશે. એવી અધમતાને લીધે એ કલાકૃતિની પૂર્ણતા અમુક અંશે જરૂર ખંડિત થવાની, અને રહેવાની.

આ રીતે કલાકારના દરેક વિચાર, લાગણી અને કાર્ય એની કલામાં કયાંક પણ પ્રકટ થયા વિના રહેતાં નથી. **'કલાને ખાતર કલા,' એવી કોઈ વસ્તુ છે જ નહિ.** જીવન અથવા તો માનવ જાતિથી કલાને કદી છૂટી પાડી શકાય જ નહિ. કલાકાર એક મનુષ્ય છે, અને જ્યારે એ સર્જન કરે છે, ત્યારે માનવજાતિનું સંઘજીવન એની મારફત વહેવા લાગે છે.

કલાકારની સાચી ભવ્યતા એ છે કે ગમે તેટલી અમૂર્ત હોય, માનવ સંબંધોથી ગમે તેટલી અલગ દેખાતી હોય, તો પણ એની કલા દ્વારા કલાકાર સર્વ મનુષ્યો સાથે સંકળાઈ જાય છે. પ્રભુરૂપી મહાન કલાકાર-સર્જક અને વિચારક-વાણી તથા વર્તનમાં કલામય બનવા મથતા મનુષ્યોની વચ્ચે મધ્યસ્થનું કાર્ય કરી શકે છે. કલાકાર સમગ્ર માનવજાતિનો મહાપુરોહિત છે; પરાબુદ્ધિના જીવન-પ્રત્યાઘાતના નવા પાઠો એ માનવજાતિને શીખવે છે; અને

સંવાદ અને સૌન્દર્યથી ભરેલું બાહ્ય જગત તથા અમરતા અને પ્રભુતાથી ભરેલું આંતર જગત સર્જવામાં એને મદદગાર થાય છે.

આપણે મનુષ્યો તો પ્રભુતાયુક્ત સનાતન આત્મારૂપે જીવન-વિકાસ કરવાની હજુ હમણાં જ શરૂઆત કરીએ છીએ. માનવ વિકાસની એક ભૂમિકાયે આપણે માત્ર ઉર્મિઓથી જ જીવનનો જવાબ વાળતા હતા. પછીની બીજી ઉંચી ભૂમિકાએ આપણે કંઈક ગતિમાન બન્યા, કુદરતનાં બળોના ગુલામ થતા અટક્યા, અને ધીરેધીરે કુદરતના માલીક બની શક્યા. કારણ કે એ ભૂમિકાએ આપણી બુદ્ધિ અથવા મનના કાર્યની શરૂઆત થઈ, અને સમજણ માટે ઝંખતા મન દ્વારા આપણે જીવનનો જવાબ વાળવા મંડ્યા. આજે સર્વ મનુષ્યો નવા યુગની ઉષાનાં દર્શન કરી રહ્યા છે; તે યુગમાં મનુષ્યો પરાબુદ્ધિથી જીવનના આઘાતોનો જવાબ વાળશે. આપણા કલાકારો જ આપણને એ નવા નન્દનવનમાં પ્રવેશ કરાવશે.

કલાકાર આવતા યુગનો પડઘો ઝીલે છે, અને માનવસમુદાયને નવા નન્દનવનમાં દોરી જાય છે, એ પ્રજ્ઞાનો કલાને સન્દેશ છે. મનુષ્યોને નન્દનવનમાં લઈ જવા માટે, અને ક્યાંક અજાણી ભૂમિમાં ભૂલા પડતા અટકાવવા માટે, કલાકારે પોતાના વિજયધ્વજનો મહામંત્ર માત્ર 'સુન્દરતા' જ નહિ, પરન્તુ 'સદ્‌ગુણ' પણ રાખવો જોઈએ.

પ્લેટોની જેમ જ્યારે વર્તમાન કલાકાર સદ્‌ગુણ, સત્ય અને સૌન્દર્યની એકતા સ્વીકારશે, ત્યારેજ એ માનવજાતિને મુક્તિનો નવો માર્ગ બતાવી શકશે. કારણ કે 'મુક્તિ' એ કાંઈ કોઈ સ્થાન નથી, પરન્તુ મન અને હૃદયની એક સ્થિતિ છે, અને સર્વત્ર પ્રભુતાનાં દર્શન, એ મુક્તિનો સાર છે. સાચી આધ્યાત્મિકતા આપણને પરમ વિશ્વજીવનનાં રહસ્યો સમજાવે છે, એ

વિશ્વજીવન સદાય દિવ્ય, સનાતન અને આશિષવર્ષક છે; અને એનો પ્રત્યેક આવિર્ભાવ અત્યંત સુન્દર હોય છે. સિદ્ધાંતો અને વિધિઓવાળા ધર્મનો ઉપદેશ કરવો, એ કલાકારનો ધર્મ નથી; તેમજ આપણી બુદ્ધિને રૂચે એવી ફિલસુફી આપવી, એ પણ એનું કાર્ય નથી. કલાકારનો ધર્મ તો માનવજાતિનાં મનહૃદયને પવિત્ર કરવાનો છે, અને સર્વત્ર પ્રભુના દર્શન કરાવવાનો છે. એ પ્રભુને કલાની પરિભાષા પરમ સૌન્દર્ય રૂપે વર્ણવે છે.

જેને પરમ સૌન્દર્યનાં દર્શન થાય છે, તેને પ્રભુનુંજ દર્શન થાય છે. વર્તમાન કલાકારો આ રહસ્ય સમજતા નથી, કારણ કે એ પ્લૅટોનાં પુસ્તકોનો અભ્યાસ કરતા નથી. આજના કલાકારો પરંપરાગત નીતિએ માનેલા, અને ધર્મે મનાવેલા, મન હૃદયનાં બન્ધનો સામે બંડ કરી રહેલ છે. એમને એમ લાગે છે કે સાચું સર્જન કરવા માટે એટલે કે જીવનને સુન્દર આકારોમાં પ્રકટાવવા માટે વધારે સ્વતંત્રતા મળવી જ જોઈએ.

પરન્તુ આપણા કલાકારો આવું બંડ જગાવવા જતાં સૌન્દર્ય અને સદ્ગુણ, તેમજ સૌન્દર્ય અને સત્ય વચ્ચેની એકતા ભૂલી ગયા છે. આને લીધે કલાનાં સૌ વર્તમાન સ્વરૂપો—સંગીત, કાવ્ય, નાટક, ચિત્ર, શિલ્પ, ગીત, અને નૃત્ય—આપણને રસાનંદ આપી શકે છે, પરન્તુ આધ્યાત્મિક દર્શન તો ક્વચિતજ કરાવી શકે છે.

કલાકારો ધારે તો જરૂર આપણને આધ્યાત્મિક દર્શનો આપી શકે. જેવી રીતે કોઈ સંત માત્ર પોતાની હાજરીથી જ જનસમાજને આધ્યાત્મિક બનવાની પ્રેરણા આપી શકે છે, તેવી રીતે કલાકારો પણ પોતાની કલાકૃતિઓ દ્વારા આપણને જીવનના ઉચ્ચતર પ્રદેશોની ઝાંખી જરૂર કરાવી શકે. પ્લૅટોએ કહ્યું છે કે "કલાકારની દૃષ્ટિ તો સનાતન અવિનાશી તત્ત્વને નિરખી શકે છે. એને નમૂના રૂપે રાખીને એનાં સ્વરૂપ અને સ્વભાવને કલાકૃતિમાં ઉતારવાનો પ્રયત્ન

કરે છે. આને લીધે એનાં સર્જનો સર્વદા સુંદર અને સંપૂર્ણ જ બને છે. પરન્તુ જે વ્યક્તિ માત્ર વિનાશી અને પરિવર્તનશીલ વસ્તુને નિરખે છે, અને એના જેવા આકારો જ ઘડે છે, તે કદાપિ સુન્દર અને સંપૂર્ણ કૃતિ બનાવી શક્તો નથી." કલાકારના આવા ભવ્ય ધર્મ વિષે પ્લૅટોએ અહર્નિશ સ્વપ્નો સેવ્યાં છે. પ્લૅટો કલાકરને 'ફિલસુફ' માનતો. કારણકે ગ્રીસના લોકો સત્ય, સદ્‌ગુણ, અને સૌન્દર્યની એકતા સારી રીતે સમજતા હતા, અને એ દેશના કલાકારો ફિલસુફીનો પણ અભ્યાસ કરતા હતા. માનવજાતિના પુરોહિત અને નેતા ફિલસુફો હોવા જોઈએ, એ પ્લૅટોનો સિદ્ધાંત હતો. ફિલસુફ એટલે 'પ્રજ્ઞાનો મિત્ર' : ફિલસુફ એટલે પરમ સૌન્દર્યના સ્વરૂપનો જાણકાર.

પરબ્રહ્મને ધર્મ પ્રભુ કહે છે, અને કલા સૌન્દર્ય કહે છે. આપણા કલાકારો આપણને એ પરમ તત્ત્વનાં દર્શન જરૂર કરાવી શકે. પરન્તુ આપણને સહાય કરતાં પહેલાં એમણે પોતે જ એ દર્શન કરી લેવું જોઈએ. માત્ર કલાકૃતિઓના સર્જનથી નહિ, પરન્તુ સદ્‌ગુણોના પાલનથીજ કલાકાર એ સૌન્દર્યદર્શન કરી શકશે. ચારિત્ર્યની વિશુદ્ધિથી, મનુષ્ય અને કુદરત તરફ વિશાળ સહાનુભૂતિનો અનુભવ કરવાથી જ કલાકાર ધીરેધીરે પ્રભુતાનાં દર્શન કરી શકશે.

પ્લૅટો, એના વ્યાખ્યાનગુચ્છોમાં પરમ સૌન્દર્યરૂપ પ્રભુનું સ્વરૂપ, અને એમને પામવાનો માર્ગ સારી રીતે વર્ણવે છે. નવાઈ જેવું તો એ છે કે જોકે ગ્રીસમાં સ્ત્રીઓનું સ્થાન બહુ ઉચું નહોતું, છતાં પણ પ્લૅટોનું સર્વોત્તમ શિક્ષણ એક સ્ત્રીએ, ભવિષ્યવેત્તા મેન્ટીનીએ જ, આપણને આપેલ છે. એણે જ સોક્રેટીસને સૌન્દર્યની પૂજા શીખવી છે. દરેક આકારના સૌન્દર્યને ચાહવાથી, પ્રથમ લઘુ અને પછી ભવ્ય સૌન્દર્યની કદર કરવાથી જ, આપણે ક્રમે ક્રમે પરમ સૌન્દર્યરૂપ પ્રભુને પામી શકશું.

હોય, તો કેવું સારું! આજે તો આપણા કલાકારો પોતાને કે પોતાના જીવનકાર્યને લગારે સમજતા નથી. આ સ્થિતિમાં પ્રાચીન બ્રહ્મવિદ્યા અને એની પ્રજ્ઞાનો અભ્યાસ એમને ખૂબજ મદદગાર થઈ શકશે. એ પ્રજ્ઞાનો પ્રકાશ જ એમને પોતાનાં જીવનકાર્યની અને કલાપ્રદેશની સાચી સમજ આપશે; અને ત્યારે જ એઓ માનવજાતિને સત્ય, શિવ અને સુન્દર સ્વરૂપ પ્રભુને ચરણે લઈ જઈ શકશે.

### પૂરવણી

### વારકૅાન્સેલૅાસનું પરાક્રમ

"રાયો ડી જનેરોનું એક પત્ર લખે છે કે, આ પ્રસંગ બ્રાઝિલના વિક્ટોરીઆ નગરમાં ૧૯૩૪ના મે માસમાં બન્યો હતો. એ નગરમાં 'રંગરૂટો'ને લશ્કરી તાલીમ અપાતી હતી. એક દિવસ મેદાનમા ધોધમાર વરસાદ પડતો હતો. આથી લશ્કરી શિક્ષક વારકૅાન્સેલૅાસ પોતાના વિદ્યાર્થીઓને લશ્કરી બરાકના એક ખંડમાજ બૅાબ્મની બનાવટ વિષે શિક્ષણ આપતો હતો. એક તરફ રંગરૂટો હતા; બીજી તરફ લશ્કરી કૅાલેજમાથી પાછી ફરેલી ટુકડી હતી. મૃત્યુના આ ભયંકર સાધન—બૅાબ્મ-વિષે રંગરૂટો એક ધ્યાનથી શિક્ષકનુ પ્રવચન સાભળી રહ્યા હતા. બરાકોના લશ્કરી જીવનથી હજુ અજાણ્યા હોવાથી એમનાં હૃદયો કૈંક ભયની લાગણી પણ અનુભવતાં હતાં.

પ્રવચન દરમ્યાન વારકૅાન્સેલૅાસે એકવાર મેજ પર પડેલો બૅાબ્મ પોતાના હાથમા લીધો; હાથમાં નજર પડતાં જ એણે જોયું કે દેખીતી રીતે શાંત અને નિર્દોષ લાગતો એ પદાર્થ ફૂટવાની અણી ઉપર છે. (કો અકળ કારણે એની કમાન છટકી ગઈ હતી). ત્રાસ અને ભયની આ ક્ષણે પણ શિક્ષકે શાન્તિ ન ખોઈ.

બૅાબ્મ એના જમણા હાથમાં હતો. એણે ચોમેર નજર કરી લીધી. વરસાદને લીધે તમામ બારીઓ બંધ હતી, અને એમાંથી એકાદ બારીને ઉઘાડીને બૅાબ્મને બ્હાર ફેંકી

દેવાનો સમય ન હતો. એ 'અણીનો પ્રસંગ' હતો. એક પળમાં જ શિક્ષકે સઘળો વિચાર કરી લીધો. પરમ નિશ્ચય અને એકાગ્રતાથી એણે પોતાના જમણા હાથમાંથી બૉમ્બને ડાબા હાથમાં લીધો; ડાબો હાથ હવામાં ઉંચો કર્યો; અને સૈનિક શિષ્યોને લશ્કરી ઢબે આજ્ઞા આપી: 'મેજ નીચે જલ્દી!' આજ્ઞા સુણતાં જ સૈનિક શિષ્યો મેજ નીચે ભરાઇ ગયા. એક ભયંકર અવાજ થયો; બૉમ્બ ફૂટયો; અને ચોમેરની બરાકો ધણધણી ઉઠી. ચોમેરથી લશ્કરી અમલદારો અને સિપાઇઓ અભ્યાસ ખંડમાં ધસી આવ્યા.

રંગરૂટો અને અમલદારો યુવાન શિક્ષક વાર્સૉન્સેલૉસની આસપાસ ફરી વળ્યા. એણે સૌનાં જીવન બચાવ્યાં હતાં. બૉમ્બે એના અરધા હાથના ચૂરા કરી નાખ્યા હતા. સૌ એને હૉસ્પીટલમાં લઈ ગયા. અનેક હૃદયો સ્નેહ અને ઉપકાર-ભીની આંખે એને નિરખી રહ્યા. એની ઉમ્મર માત્ર બાવીશ વર્ષની જ હતી."

× × ×

વાર્સૉન્સેલૉસ પોતાનું એ શૌર્યભર્યું કાર્ય નીચે પ્રમાણે વર્ણવે છે—

"જ્યારે તમામ શિષ્યો આવી ગયા, ત્યારે મેં કબાટ ઉઘાડયું; ત્યારે દરરોજ શિક્ષણ પ્રસંગે વપરાતો બૉમ્બ મેં એમાં ન જોયો. પરન્તુ અભરાઈ ઉપર એક બીજો બૉમ્બ હતો. એ ખાલી જ હશે, એમ માનીને મેં એને હાથમાં લીધો; પણ કમનસીબે એની કમાન છટકી ગઇ. મને લાગ્યું કે હવે થોડા ક્ષણમાં જ બૉમ્બ ફુટશે. કેટલાક શિષ્યોએ એ જોયું પણ ખરૂં, અને જમીન પર ચત્તા સુઇ ગયા; પરન્તુ બીજા બધા કિંકર્તવ્ય મૂઢ બનીને ઉભા જ રહ્યા.

ભયનો માર્યો હું બૉમ્બને બારીની બ્હાર ફેંકી દેવા ઇચ્છતો હતો. પરન્તુ જમણી બાજુએ એક ટુકડી કવાયત કરતી હતી, અને ડાબી બાજુએ આવેલા રેડિયો સ્ટેશનમાં

અનેક સાર્જન્ટો હતા. મારા ખંડના આગલા ભાગમાં એક અમલદાર પોતાની ટુકડી સાથે આરામ લઇ રહ્યા હતા. એથી દૂરની પરસાળ આગળ અનેક મનુષ્યો દાદર પર ચઢ ઉતર કરી રહ્યા હતા. મારી તો 'સૂડી વચ્ચેના સોપારી" જેવી સ્થિતિ હતી. જો હું કોઇ પણ દિશામાં બૉમ્બને ફેંકી દઉં, તો અનેકનો કચ્ચરઘાણ નીકળી જાય; મારા હાથમા રાખી મૂકું, તો એકાદ ક્ષણમાં જ એ ફૂટે, અને હું મરણ . ...

એક પળમાં, માત્ર ચાર જ સેકન્ડમાં, આ બધા વિચારો મારા મગજમાંથી પસાર થઈ ગયા. આ ભયંકર પરિસ્થિતિમાં, ઉભા રહેલા શિષ્ય સૈનિકોને મેં સૂઈ જવાની આજ્ઞા આપી. બૉમ્બને મેં મારા ડાબા હાથમાં લીધો, હાથ ઉંચો કર્યો અને વધારે નુકશાન ન કરે માટે બૉમ્બને મુઠીમાં જોરથી ઝાલી રાખ્યો. ભાગ્યે જ બૉમ્બ મારા જમણા હાથમાંથી ડાબા હાથમાં ગયો હશે, ત્યાં તો આખો ખંડ કાન તોડી નાખે એવા ભયંકર ધડાકાથી મુજી ઉઠયો. મને લાગ્યું કે મારા હાથના ચૂરા ચોમેર ઉડી રહ્યા છે. કેટલાક શિષ્યો તો મૂર્છા પામ્યા.

તે ક્ષણે તો મને લગારે દુઃખ લાગ્યું નહિ, અને ધડાકાથી બ્હેર મારી ગયેલો હું દાદર ઉતરીને દવાખાને ગયો. રસ્તે મને એક અમલદાર મળ્યો. મેં એને ધોધમાર લોહી નીકળતા મારા હાથને ટેકો આપવા કહ્યું. આ રીતે એમની સહાયથી હું હૉસ્પીટલમાં પહોંચ્યો, અને ત્યાં ડૉ. લુનોએ મારી સારવાર કરી. "

## ૩૮

# પ્રજ્ઞાનો પ્રકાશ

મનુષ્ય જેમ જેમ વિચાર અને ઊર્મિની મહાન શક્તિઓ કેળવતો જાય છે, તેમ તેમ એના જીવનમાં કલાનું સ્થાન વિશેષ અગત્યનું થતું જાય છે. સંસ્કૃતિ જેમ જેમ ઉચ્ચતર બનતી જાય છે, તેમ તેમ તેમાં કલાની અસર વધારે બળવાન બને છે. મનુષ્યની કલામય ભાવનાઓ તથા એને પ્રદર્શિત કરવાની એની શક્તિ અનેક રીતે એના વિકાસની સિદ્ધિને માપવાનું ધોરણ બને છે. બ્રહ્મવિદ્યાના દૃષ્ટિબિન્દુથી કલા શું છે, એ આપણે તપાસશું, એટલે આનું કારણ આપણને સમજાશે.

આપણું સમગ્ર જીવન કાર્ય પ્રતિ વહી રહ્યું છે; ઊંડા ધ્યાનમાં પણ મનુષ્ય કાર્ય કરી રહ્યો છે. સામાન્ય બાહ્ય ક્રિયાઓથી મનુષ્ય સ્થૂળ કુદરતની સમતોલતાને હલાવે છે, પરન્તુ ધ્યાનની અસર તો ખરી રીતે એથી યે અનેકગણી પ્રબળ હોય છે. દરેક કાર્ય માનસિક કે ઊર્મિવિષયક બળોનું અંતિમ પરિણામ હોય છે. સામાન્ય રીતે કાર્યનો જન્મ વિચારમાંથી થાય છે. એ વિચારને અસત્ય નહિ, પણ સત્ય વસ્તુઓ સાથે જ સંબંધ હશે, તો તે કાર્ય ડહાપણયુક્ત અને ન્યાયી બનશે. વિચાર જો સત્યમાં જ સુદૃઢ થયેલો હશે, તથા કુદરતની હકીકતોને સર્વ રીતે બંધબેસ્તો થતો હશે, તો તે કાર્ય સારું બનશે, અને વ્યક્તિ તેમજ સમાજ ઉભયને હિતકર

અનેક સાર્જન્ટો હતા. મારા ખંડના આગલા ભાગમાં એક અમલદાર પોતાની ટુકડી સાથે આરામ લઇ રહ્યા હતા. એથી દૂરની પરસાળ આગળ અનેક મનુષ્યો દાદર પર ચઢ ઉતર કરી રહ્યા હતા. મારી તો 'સૂડી વચ્ચેના સોપારી" જેવી સ્થિતિ હતી. જો હું કોઇ પણ દિશામાં બૉમ્બને ફેંકી દઉં, તો અનેકનો કચ્ચરઘાણ નીકળી જાય; મારા હાથમાં રાખી મૂકું, તો એકાદ ક્ષણમાં જ એ ફાટે, અને હું મરણ.. ...

એક પળમાં, માત્ર ચાર જ સેકન્ડમાં, આ બધા વિચારો મારા મગજમાંથી પસાર થઈ ગયા. આ ભયંકર પરિસ્થિતિમાં, ઉભા રહેલા શિષ્ય સૈનિકોને મેં સૂઈ જવાની આજ્ઞા આપી. બૉમ્બને મેં મારા ડાબા હાથમાં લીધો, હાથ ઉંચો કર્યો અને વધારે નુકશાન ન કરે માટે બૉમ્બને મુઠીમાં જોરથી ઝાલી રાખ્યો. ભાગ્યે જ બૉમ્બ મારા જમણા હાથમાંથી ડાબા હાથમાં ગયો હશે, ત્યાં તો આખો ખંડ કાન તોડી નાખે એવા ભયંકર ધડાકાથી ધ્રુજી ઉઠ્યો. મને લાગ્યું કે મારા હાથના ચૂરા ચોમેર ઉડી રહ્યા છે. કેટલાક શિષ્યો તો મૂર્છા પામ્યા.

તે ક્ષણે તો મને લગારે દુઃખ લાગ્યું નહિ, અને ધડાકાથી બ્હેર મારી ગયેલો હું દાદર ઉતરીને દવાખાને ગયો. રસ્તે મને એક અમલદાર મળ્યો. મેં એને ધોધમાર લોહી નીકળતા મારા હાથને ટેકો આપવા કહ્યું. આ રીતે એમની સહાયથી હું હૉસ્પીટલમાં પહોંચ્યો, અને ત્યાં ડૉ. બુનોએ મારી સારવાર કરી."

---

## ૩૮

# પ્રજ્ઞાનો પ્રકાશ

મનુષ્ય જેમ જેમ વિચાર અને ઉર્મિની મહાન શક્તિઓ કેળવતો જાય છે, તેમ તેમ એના જીવનમાં કલાનું સ્થાન વિશેષ અગત્યનું થતું જાય છે. સંસ્કૃતિ જેમ જેમ ઉચ્ચતર બનતી જાય છે, તેમ તેમ તેમાં કલાની અસર વધારે બળવાન બને છે. મનુષ્યની કલામય ભાવનાઓ તથા એને પ્રદર્શિત કરવાની એની શક્તિ અનેક રીતે એના વિકાસની સિદ્ધિને માપવાનું ધોરણ બને છે. બ્રહ્મવિદ્યાના દૃષ્ટિબિન્દુથી કલા શું છે, એ આપણે તપાસશું, એટલે આનું કારણ આપણને સમજાશે.

આપણું સમગ્ર જીવન કાર્ય પ્રતિ વહી રહ્યું છે; ઉંડા ધ્યાનમાં પણ મનુષ્ય કાર્ય કરી રહ્યો છે. સામાન્ય બાહ્ય ક્રિયાઓથી મનુષ્ય સ્થૂળ કુદરતની સમતોલતાને હલાવે છે, પરન્તુ ધ્યાનની અસર તો ખરી રીતે એથી યે અનેકગણી પ્રબળ હોય છે. દરેક કાર્ય માનસિક કે ઉર્મિવિષયક બળોનું અંતિમ પરિણામ હોય છે. સામાન્ય રીતે કાર્યનો જન્મ વિચારમાંથી થાય છે. એ વિચારને અસત્ય નહિ, પણ સત્ય વસ્તુઓ સાથે જ સંબંધ હશે, તો તે કાર્ય ડહાપણયુક્ત અને ન્યાયી બનશે. વિચાર જો સત્યમાં જ સુદૃઢ થયેલો હશે, તથા કુદરતની હકીકતોને સર્વ રીતે બંધબેસ્તો થતો હશે, તો તે કાર્ય સાચું બનશે, અને વ્યક્તિ તેમજ સમાજ ઉભયને હિતકર

નીવડશે. મનને વિશુદ્ધ કરીને અને તાલીમ દ્વારા એને સત્યનિષ્ટ બનાવીને, સાચાં કાર્યો પ્રકટાવવાં, એ વિજ્ઞાનનું કર્તવ્ય છે.

પરન્તુ બીજી બાજુએ કલાનું કર્તવ્ય સાચી ઉર્મિઓ દ્વારા સાચાં કાર્યો ઉત્પન્ન કરાવવાનું છે. સાચી કલા ઘણી રીતે મનુષ્યના સર્વોત્તમ આવિર્ભાવોનો સમન્વય છે, એથી એટલું તો સ્પષ્ટ જ છે કે આપણી લાગણીઓમાં રહેલી ઉચ્ચતર ઉર્મિઓ દ્વારા આપણે મન કરતા પણ વધાર ઝડપથી સત્યને શોધી શકીએ છીએ. પોતાની કેટલીક વાસનાઓને લીધે મનુષ્યનો ઉર્મિમય સ્વભાવ પશુને મળતો આવે છે; છતાં પણ એનામાં એવી પણ કેટલીક ઉર્મિઓ રહેલી છે, કે જે શક્તિનો એક ગુપ્ત હોજ પ્રકટ કરે છે, અને એને સંજોગોનો સંપૂર્ણ સ્વામી બનાવે છે. આવી ઉમદા ઉર્મિઓ સાથે જ કલાનો સંબંધ છે. સર્વોત્તમ સૌન્દર્યની તીવ્ર સંસ્કાર-ગ્રાહકતા એકજ પળમાં આપણા ગત જન્મના અનુભવોને એકીકરણ-પૂર્વક જાગૃત કરે છે, અને તેમને આપણી ઉર્મિઓ સમક્ષ વિશાળ, વ્યાપક, સર્વસામાન્ય નિયમ રૂપે રજુ કરે છે અમુક ભાવવાળી સંગીતની એકજ કડી આપણને આપણા ઇચ્છિત કે ગુમાવેલા સ્વર્ગની ઝાંખી કરાવી શકે છે. અનંત સત્યની શોધ કરનારી ફિલસુફીઓ આપણને જ્યાં દોરી જાય છે, ત્યાં મનુષ્યની મુખમુદ્રાનું સૌન્દર્ય પણ આપણને દોરી જવાને સમર્થ છે. બુદ્ધિના સર્વોત્કૃષ્ટ વિકાસથી પ્રદર્શિત થયેલાં આવાં અંતિમ સત્યો આપણને આપણી ઉર્મિઓ પણ વધારે પ્રમાણમાં અને ઉંડાણ પૂર્વક તેમજ સાચી રીતે આપી શકે છે.

થિયૉસોફીની પ્રજ્ઞા આપણને કલાને માટે આવશ્યક એવી સાચી ઉર્મિઓનો વ્યાપાર સમજાવે છે. મનુષ્યની અંદરથી જોઈએ તો ઉર્મિ માત્ર ક્ષણિક વૃત્તિ જ છે; પરન્તુ બ્હારથી જોઇએ તો એ સૂક્ષ્મ-નિવાળા વાસના શરીરની ગતિને પ્રકટાવનાર એક શક્તિ છે.

મનુષ્યની ઉર્મિઓનું સ્વરૂપ પ્રકૃતિની પવિ
અને વાસનાદેહની સંસ્કારગ્રાહકતાની ઉપર
એમાંથી જ એની કલામય શક્તિ ખીલે છે.
પ્રજ્ઞાનો ઉપયોગ, એટલેજ ઉર્મિઓની
વાસના શરીરના સર્વ સંવેદનોનો મુખ્ય આધાર સ્થૂલ ...
મળતા ઉત્તેજનો ઉપર રહેલો છે; આથી સ્થૂલ શરીરની શુદ્ધિ પ્રથમ અગત્યની છે. જેવો **આહાર તેવુંજ શરીર** બંધાય છે. માંસાહાર શરીરને જડ બનાવે છે, અને એની અસર વાસના-શરીરને પણ થયા વિના રહેતી નથી. પવિત્ર અને ઉમદા ખોરાક સ્થૂલ શરીરની પ્રકૃતિને સંસ્કારી બનાવે છે, અને વાસના શરીરમાં પણ કોમળતા અને પવિત્રતા પ્રસરાવે છે. ખરું છે કે ઘણા ય મહાન કલાકારોનાં શરીરો હલકી પ્રકૃતિનાં હતાં, છતાં પણ એઓ કલાના મહાન સર્જકો બની શક્યા છે. પરન્તુ આનો અર્થ એ છે કે મલિન અને જડ બનેલ સ્થૂલ શરીર દ્વારા એમની સર્જનશક્તિના કેટલાક અંશનો વ્યય ન થયો હોત, તો એમનાં સર્જનો એથી યે વિશેષ ઉમદા બની શક્યાં હોત. મનુષ્ય પોતાની ઇચ્છા-શક્તિથી કુદરતના નિયમોનું ઉલ્લંઘન કરી શકે છે. પરન્તુ સામાન્ય સિદ્ધાંત તો એ જ છે કે સ્થૂલ શરીર વિશેષ પવિત્ર હશે, તો ઉર્મિઓ વિશેષ **તીવ્ર** અને સંસ્કારગ્રાહક બની શકશે. એમ થાય ત્યારે જ મહાન કલાત્મક શક્તિ પ્રકટે છે.

વળી, ઉર્મિઓને પણ પવિત્ર બનવાની તાલીમ આપવી જોઈએ; એટલે કે આપણી ઉર્મિઓ મલિનતા પ્રત્યે ઉદાસીન, અને પવિત્રતા પ્રત્યે તીવ્ર રીતે સંસ્કારગ્રાહક બનવી જોઈએ. તમને તરતજ પ્રશ્ન થશે કે પવિત્રતા એટલે શું? નૈતિક સદ્‌ગુણ રૂપે પવિત્રતા શું છે, એ પ્રશ્ન આપણે બાજુએ મૂકશું. હું તો માનું છું કે **કલાના ક્ષેત્રમાં પવિત્રતા એટલે સૌન્દર્યની સાચી કદર** અચલ ધોરણ રૂપ આદર્શ સૌન્દર્ય શું છે, તેનો વિચાર આપણે અત્યારે નહિ કરીએ.

નીવડ્યું કે જગતમાં એ આદર્શ સૌન્દર્યનું કૈંક જ્ઞાન તો છે જ; અને જીવનના વ્યવહારિક કાર્યોમાં સુન્દરતા, સામાન્યતા અને વિરૂપતાનો વિવેક કરવો કઠણ નથી. પરન્તુ આટલું સમજવાની ખાસ જરૂર છે કે આપણા કલામય સ્વરૂપનો વિકાસ કરવા માટે વિરૂપતાના નિશ્ચયપૂર્વક ત્યાગની, તેમજ સુન્દરતાના સતત સેવનની પરમ આવશ્યકતા છે. ગૃહમાં તેમજ શેરીમાં રહેલા પદાર્થોની રેખાઓ આપણા વાસના-શરીર તેમજ ઉર્મિમય સ્વભાવ પર કેવી અસર કરે છે, તેનો આપણને લેશ પણ ખ્યાલ નથી. રંગ અને ધ્વનિનો વિસંવાદ, રેખા અને આકૃતિનિ અશુદ્ધિ આપણા સ્વભાવની નૈતિક નિર્બળતાને વધારે, અને મનોબળને ઘટાડે, એવો એક તાર આપણામાં દાખલ કરે છે. મનુષ્યોને સદ્‌ગુણી થતું વિકટ લાગે છે, એનું મુખ્ય કારણ એ છે કે એમની આસપાસ વિરૂપતાનું વાતાવરણ જામી ગયું છે. જેમ ધૂળ અને હવામાં રહેલા જન્તુઓ, અને વૃક્ષના રસને ચુસી લેનાર જીવડાંઓ ભિન્ન ભિન્ન પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે, અને મનુષ્ય તેમજ વનસ્પતિની જીવનશક્તિ ઓછી કરે છે, તેમજ અદૃશ્ય-પણે અને એટલીજ હાનિકારક રીતે ઉર્મિમય ભૂમિકાના જન્તુઓ —રેખાઓ, આકારો, રંગો અને ધ્વનિઓની વિરૂપતા—આપણી ઉર્મિઓ ઉપર અસર કરે છે, ભયાનક નૈતિક રોગ પેદા કરે છે, અને આત્માની જીવનશક્તિ ચૂસી લે છે. વર્તમાન સંસ્કૃતિ આ છૂપા ચેપની ગંભીરતા હજુ જાણતી નથી. આપણી આસપાસ આ સૂક્ષ્મ ચેપ ફેલાઈ રહ્યો છે. આપણને એનું ભાન નથી, કારણ કે આપણે એનાથી ટેવાઈ ગયાં છીએ. પરન્તુ આત્માનો સ્વભાવ જ એવો છે કે એને કદી પણ ખરાબ અને કઢંગી ટેવ પડી શકે નહિ. આંતર દબાણ બાહ્ય ખીજવાટમાં પ્રદર્શિત થાય છે. જેમ બાળકના ચીડીઆપણાંનું કારણ અયોગ્ય રીતે આપવામાં આવેલો ખોરાક, અથવા તો શરીરમાં ટાંકણી ભોંકાયાથી થયેલી વેદના હોય છે, તેમ પાપ તરફની વૃત્તિ વિષે એમજ સમજવું. મનુષ્યોના

ગુન્હાઓને માટે જીવનની દૃશ્ય કે અદૃશ્ય વિરૂપતા જ જવાબદાર છે. અને કેટલીક વાર તો તે તેમની ગુન્હેગાર વૃત્તિઓ કરતાં પણ વધારે જવાબદાર હોય છે.

આપણી પરિસ્થિતિનો દરેક પદાર્થ આપણી ઉર્મિઓની શક્તિને નિષ્ઠુર અને જડ બનાવે છે, અથવા તો વધારે સંસ્કારગ્રાહક અને ગંભીર બનાવે છે. આથી જીવનમાં કલાના સ્થાનનો વ્યવહારિક અર્થ એ જ છે કે દરેક **મનુષ્યની પરિસ્થિતિની સંપૂર્ણ પુનર્ઘટના થવી જોઈએ.** ખાસ કરીને બાળકો માટે આવી જાતની પુનર્ઘટના ઘણી જ આવશ્યક છે; કારણ કે બાળકો તેમજ યુવાનોનાં વાસના-શરીરો વડિલોનાં સૂક્ષ્મ શરીરોનાં કરતાં બાહ્ય અસરોને વધારે પ્રમાણમાં ગ્રહણ કરી લે છે. જન્મકાળથી જ બાળકોની પરિસ્થિતિનો દરેક પદાર્થ સૌન્દર્યયુક્ત જ હોવો જોઇએ. ભીંત, છત તેમજ ઉપસ્કર (ફર્નીચર) ની રેખાઓ, વળાંકો અને રંગોની રચના જ ઇરાદાપૂર્વક એવી થવી જોઇએ કે બાળકોની ઉર્મિઓ ઉપર એની ભવ્ય અસર પડે. માર્ગમાં વેરાયલી બેડોળ વસ્તુઓ અને ઉકરડાના ઢગલાઓ, જમીનના વાંકાચુંકા ટુકડાઓ, તેમજ વિસંવાદી સૂરો, આપણી નહિ તો આપણાં બાળકોની ખાતર પણ, આપણાં શહેરોમાંથી દૂર કરવા જોઇએ. આપણાં સ્થૂળ શરીરોના સંરક્ષણ માટે આપણે આરોગ્ય ઉપર ભાર દઇએ છીએ, તો આપણા ઉચ્ચ સૂક્ષ્મ શરીરોની સંસ્કારગ્રાહકતા તેમજ તંદુરસ્તી જાળવી રાખવા માટે આપણી નૈતિક સ્વચ્છતા ઉપર એટલો જ ભાર ન દેવો જોઇએ?

*આ પ્રમાણે વિશુદ્ધિ, એ સાચી લાગણીનું એક અંગ છે; એનું* બીજું અંગ સહાનુભૂતિ છે. જ્યાં સુધી મનુષ્યોનાં દુઃખો અને આનંદોનું વિશાળ જગત કોઈ લાગણીમાં પ્રતિબિંબિત થાય નહિ, ત્યાં સુધી એને સાચી લાગણી કહી શકાય નહિ. કલાને પ્રકટાવનાર

ઉચ્ચતર સંસ્કારગ્રાહકતા પ્રાપ્ત કરવી હોય, તો પ્રત્યેક લાગણીમાં સમસ્ત માનવજાતિની એવી જ લાગણીઓનો પણ સમાવેશ અમુક પ્રમાણમાં થવો જ જોઇએ. 'કલાને ખાતર કલા', એમ કહેવાનું તાત્પર્ય એવું જ હોય કે કલા અને સૌન્દર્યના જગતને માનવજગત સાથે કશો જ સંબંધ નથી, તો મારે કહેવું જોઇએ કે 'કલાને ખાતર કલા,' એવી કોઇ ચીજ છે જ નહિ. સર્વોત્કૃષ્ટ કલાની શાખાઓ ભલે એનાં પુષ્પોને સ્વર્ગ સુધી ઉંચાં ધરી શકે, પરન્તુ એનાં મૂળ તો જાણ્યે અજાણ્યે મનુષ્યના હૃદયમાં જ રહેલાં છે. બીથોવનના સ્વરસંગની અમૂર્ત સંગીતમય પંક્તિઓનું પ્રતિબિંબ મનુષ્યોની લાગણીઓમાં જ રહેલું છે. કલાકારની લાગણીઓ મનુષ્યોનાં દુઃખો, આશાઓ અને સ્વપ્નાંઓ સાથે જેમ જેમ વધારે અનુકંપા અનુભવતી જાય છે, તેમ તેમ એની ક્ષિતિજ વધારે વિસ્તારવાળી બનતી જાય છે, અને એનાં કલામય સર્જનો વધારે ને વધારે સમજાતાં જાય છે. આથી એટલું સિદ્ધ થાય છે કે કલાકારે અવલોકન, ધ્યાન, પ્રવાસ તથા વ્યવહારિક સેવા વડે પોતાની સહાનુભૂતિને ખીલવવી જોઇએ. પોતાની વિશુદ્ધ લાગણીઓને પોતે ઈરાદાપૂર્વક પોતાની કલાના હથિયાર રૂપે વાપરીને, એણે એને પોતાની વિશુદ્ધ બુદ્ધિનો ટેકો પણ આપવો જોઇએ. આ કાર્યમાં થિયૉસૉફીની પ્રજ્ઞા કલાકારને મહાન આશીર્વાદ રૂપ થઈ શકશે; કારણ કે એ મનુષ્યોની વ્યાપક લાગણીઓ અને 'મનુષ્યો માટેની ઈશ્વિરી યોજના' શું છે, એ થિયૉસૉફી એને સમજાવે છે. આ વિષયનું મનન પ્રજ્ઞા અને પવિત્રતાનું શાશ્વત મૂળ છે.

કલાત્મક સ્વભાવ આપોઆપ જ વિકસે, એવું ભાગ્ય તો થોડા મનુષ્યોનું જ હોય છે; પરન્તુ જેનામાં કલાત્મક અનુભવ અને આવિર્ભાવની કંઇક ચોક્કસ શક્તિ ન હોય, એવું એક પણ મનુષ્ય –સ્ત્રી, પુરૂષ કે બાળક–જન્મતું જ નથી. સૌન્દર્યની કદર કરવાની

ગુપ્ત શક્તિ દરેક બાળકમાં રહેલી છે; આપણે એને હરેક પ્રયત્ને જાગૃત કરવા મથવું જોઇએ. બાળકની આસપાસ સુંદર પદાર્થો મૂકવામાં આવે, એટલું જ બસ નથી; **સુન્દર પદાર્થો શી રીતે ઉત્પન્ન કરવા**, એનું શિક્ષણ એને મળવું જોઇએ. નૃત્ય દ્વારા એના સ્થૂળ શરીરની શક્તિઓને ડોલનનો મર્મ સમજાવવો જોઇએ. ચિત્ર દ્વારા એનાં નેત્ર અને મગજને કેળવવું જોઇએ. ભાષા અને સંગીત દ્વારા પવિત્ર ઉચ્ચારનું સ્વરૂપ એને સમજાવવું જોઇએ. વળી કાવ્ય અને અમૂર્ત સંગીત દ્વારા એની કલ્પના શક્તિને ખીલવવી જોઇએ. બાળકોનાં શરીરો નીરોગી છે કે નહિ, એની તપાસ રાખવી, એ જેમ માતપિતાની ફરજ છે, તેમ એમની 'અભિરૂચિ' ( ટેસ્ટ ) સંસ્કારી છે કે નહિ, એની તપાસ રાખવી, એ પણ એમની જ ફરજ છે. બાળકોની તીવ્ર લાગણીઓ અને અદૂષિત સ્વભાવ સમક્ષ સર્વોત્કૃષ્ટ 'રૂચિ'વાળા જ પદાર્થો રજુ કરવામાં આવે, તો એનામાં રહેલ દૈવી આત્માના વિકાસને અત્યંત ઉત્તેજન મળી શકે. કારણુ કે **કલા આત્માની એક શક્તિ છે**, એના કરતાં વધારે તો **એની આંતર રચનાનું એક અંગ જ છે**. વિકાસક્રમની યોજનામાં વનસ્પતિની સંસ્કારગ્રાહકતા આગળ પત્થરની જડતા જેમ દબાઈ જાય છે, પશુવર્ગના ઉછળતા વિકારો આગળ વનસ્પતિની અસ્પષ્ટ લાગણીઓ જેમ હારી જાય છે, અને મનુષ્યના સંકલનાબદ્ધ વિચારો આગળ પશુઓના ત્રુટક વિચારો પરાભવ પામે છે, તેમ મન દ્વારા પ્રાપ્ત થયેલી મનુષ્યની સમજણ-શક્તિ **પરાબુદ્ધિ** ( ઇન્ટ્યુઇશન )થી પ્રાપ્ત થતા જ્ઞાન આગળ ગૌણ ગણાવી જોઇએ. ઘણા મનુષ્યોમાં આ પરાબુદ્ધિ હજુ જાગૃત થયેલી નથી; કેટલાકને એનો કૈંક આછો અને ઝાંખો અનુભવ હોય છે; પરન્તુ **પરાબુદ્ધિના પૂર્ણ પ્રકાશથી જીવનની સમજણ મેળવવી, એ માનવ વિકાસનું હવે પછીનું પગથિયું** છે. તેથી જ કલાત્મક સ્વભાવની ખીલવટ દરેક મનુષ્ય માટે અગત્યની જણાય છે. વિચાર આપી શકે એના કરતાં

વધારે વેગવંત અને પૂર્ણ પદ્ધતિથી પરાબુદ્ધિ મનુષ્યને એનું જીવન-કાર્ય સિદ્ધ કરવાને શક્તિમાન બનાવે છે. સાચું છે કે વિચાર જ્યારે કેવળ નિઃસ્વાર્થ હોય, અને સેવાની વૃત્તિથી રંગાયલો હોય, ત્યારે એ પરાબુદ્ધિના પ્રદેશને સ્પર્શી શકે છે. કલામાં પ્રતિબિંબિત થતી પરાબુદ્ધિ જે અંતર્જ્ઞાન (ઈન્સાઇટ) આપે છે, તે જ જ્ઞાન મહાન તત્ત્વચિંતકો પણ પ્રકટ કરે છે. પરન્તુ મનુષ્યને વિચારોમાં નિષ્પક્ષપાત બનાવવો, એના કરતાં એની લાગણીઓને પવિત્ર અને અનુકંપાવાળી બનાવવી, એ કાર્ય વધારે સરળ છે. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન માનવ શિક્ષણ માટે અગત્યના છે, પરન્તુ સંસ્કારિતાની ખીલવણી તો મનુષ્યોની કલામય વૃત્તિઓને સતેજ કરવાથી ઝડપથી થઈ શકે છે.

મનુષ્યની આસપાસ સૌન્દર્યનું વાતાવરણ રાખ્યાથી, તથા એનો જવાબ વાળવાની તાલીમ આપવાથી, એની પરાબુદ્ધિ જાગૃત થાય છે, અને વિજ્ઞાન પ્રકટ કરે છે, એના કરતાં વધારે ઉચ્ચ અને અવિનાશી સત્યો એ શોધી શકે છે. પરાબુદ્ધિ વડે પ્રાપ્ત કરેલ સત્યના મહાન દર્શનનો એક મહાન લાભ એ છે કે તે હંમેશાં એકતાપ્રેરક હોય છે. પરાબુદ્ધિ વડે જડેલું દરેક જીવન સત્યા સત્યની સમગ્રતા સાથે સંકળાયલું હોય છે; અને એની સહાયથી મનુષ્ય એક અખંડ સીધે માર્ગે પ્રયાણ કરીને પોતાની વિશેષ શોધો આગળ વધારી શકે છે. ઉચ્ચતર પવિત્ર માનસિક વ્યાપાર કરતાં પરાબુદ્ધિ વડે મનુષ્ય એક કેન્દ્રમાં રહી શકે છે, અને વસ્તુઓને વિશેષ સ્પષ્ટતાથી નિહાળી શકે છે.

કલાનું આંતર બળ સમજાય, અને એનો લક્ષપૂર્વક ઉપયોગ થાય, તો આપણા જીવનમાં એના જેવી માનવતાપ્રેરક અસર બીજી કોઈ વસ્તુ ભાગ્યે જ પેદા કરી શકશે. કલા દ્વારા ઉત્પન્ન થતી દરેક લાગણી કો વિશ્વવ્યાપક લાગણી રૂપી વર્તુળના એકાદ ખંડ

જેવી છે; અને સારીયે માનવજાતિની લાગણીઓ એમાં સમાઈ જાય છે. દરેક કલામય સર્જન — માત્ર કલ્પનાતરંગ નહિ પરન્તુ વિચારોના દૈવી જગતની બારી રૂપ દરેક સાચું સર્જન — એના સર્જકને સર્વ મનુષ્યો સાથે એક કરે છે; સારી યે માનવજાતિ સાથે એને સાંકળી દે છે. વિચારજગત કે ઉર્મિપ્રદેશના ગમે તે ક્ષેત્રમાં એકાદ કલાકૃતિ પ્રકટાવનાર જીવાત્મા પોતાની કલાત્મક શક્તિના પ્રમાણમાં સારી યે માનવજાતિ સાથે સંયુક્ત થાય છે. વળી મહાન કવિ, ચિત્રકાર, શિલ્પી કે સંગીતકાર મનુષ્યનો પ્રભુ સાથે પણ યોગ કરાવે છે, અને માનવજાતિના સનાતન ધર્મગુરૂ સમાન બની રહે છે. એકતારતા પ્રકટાવવાની કલાની આ શક્તિને મનુષ્યો હજુ સંપૂર્ણપણે સમજી શક્યા નથી. જ્યારે દરેક સંસ્કૃતિ સ્વભાવથી જ કલામય બનશે, ત્યારે અનુદારતા અને વૈરવૃત્તિ જગતમાંથી સદંતર નાશ પામશે. કારણ કે **કલાને ચાહવી, એટલે જે સમગ્ર તત્ત્વના આપણે રજ જેટલા અંશ છીએ, એની જ ઉપાસના કરવી.**

અંતમાં, કલામય સ્વભાવના વિકાસ દ્વારા મનુષ્ય એક એવી શોધ કરે છે કે જે શોધકના જીવનમાં અવનવું પરિવર્તન પેદા કરે છે. ઉપર જણાવ્યા મુજબ, **જ્યાં લાગણીની વિશુદ્ધિ અને સહાનુભૂતિ હોય છે, ત્યાં જ સાચી કલા પ્રકટે છે; અને જ્યારે કલા સર્જનાત્મક બને છે, ત્યારે એ એક ભવ્ય નિઃસ્વાર્થતાને જન્મ આપે છે.** વૈજ્ઞાનિક મનુષ્ય વિચાર દ્વારા જે 'સ્વાર્થનો નાશ' પ્રાપ્ત કરે છે, તે કલાકાર પણ પોતાના સર્જન દ્વારા મેળવી શકે છે. સઘળા મહાન કલાકારો એક મતે કહે છે કે પ્રેરણાની ભવ્ય પળોમાં પોતાના હલકા સ્વરૂપના તમામ વિચારો અદશ્ય થઈ જાય છે. કલાકારનો હલકો સ્વભાવ આમ જ્યારે અદશ્ય થઈ જાય છે, ત્યારે કો અવર્ણનીય વ્યક્તિ — એક વિશાળ આત્મા એના જીવનમાં પ્રવેશે છે. આ વિશાળ આત્મા કલાકારની કલાનો

સ્વામી અને પ્રજ્ઞાનો પ્રભુ છે; એની શોધ એજ એના જીવનનો ભવ્ય પ્રસંગ છે. સમાધિના મસ્ત આનંદ દ્વારા ધર્મો મનુષ્યને એની સનાતન નિર્ભયતા અને અવિનાશી સ્વરૂપનો જે સાક્ષાત્કાર કરાવવા મથે છે, તે જ 'મુક્તિદાયક' સાક્ષાત્કાર કલાકાર પણ અનુભવે છે. પોતાના સર્જનાત્મક જીવનની વિરલ પળોએ જ કલાકાર કદાચ આ મહાન શોધ કરી શકતો હશે. પરન્તુ એ શોધની દરેક પળ એના સનાતન કલાજીવનમાં એક સીમાચિહ્ન બની રહે છે. જીવનમાં માત્ર એકજ વખત આ વિશાળ આત્માનો પરિચય થવો, એટલે 'માનુષી ચક્ષુઓ કરતાં બીજાં વિશાળ ચક્ષુઓ' વડે સમગ્ર જીવનને જોવાના કાર્યનો આરંભ કરવો.

જે કલાકારોને આ દર્શન થાય છે, તેઓ એક યુગના નહિ, પરન્તુ સર્વ'કાળના બની જાય છે; અને આ નશ્વર જગતના શ્યામ બનાવો ઉપર પોતાના નવરંગી કિરણોનો પ્રકાશ પાડતું એક 'આદર્શ જગત' તેમની આમપાસ ભમવા લાગે છે. આ જગત હંમેશાં આપણી આસપાસ જ હોય છે, પરન્તુ એની ભવ્યતા અને સમગ્રતા કેવી છે, એ તો માત્ર મહાન કલાકાર જ વર્ણવી શકે છે. છતાં દરેક મનુષ્ય જેટલા પ્રમાણમાં પોતાની લાગણીઓને પવિત્ર, અનુકંપામય તથા જ્ઞાનનિર્ઝરતી કરી શકશે, તેટલા પ્રમાણમાં એને એ દિવ્ય જગતની ઝાંખી થશે. પોતાના હૃદયની પ્રમાણિકતા અને જીવનની નિર્દોષતા વડે એક બાળક પણ અમુક વખત એની ઝાંખી કરી શકે છે, અને તેટલો વખત સાચો કલાકાર બની રહે છે. વાદળાંઓના રંગોમાં, સમુદ્રની ભૂરાશમાં, અને મોજાંઓના ઘુઘવાટમાં એની ઝાંખી થઈ શકે છે. પર્વતમાળા એનું પ્રતિબિંબ ઝીલે છે; અને દરેક સરોવર અને તળાવ દ્વારા, સંધ્યાના પ્રકાશથી છવાયલાં ખેતરો દ્વારા, જંગલો અને ઝાડીઓ દ્વારા એ જ જગત આપણા મન અને હૃદયમાં પ્રવેશ કરી રહ્યું છે. મિત્ર અને પ્રિયતમાનું વદન પણ એનું જ દર્પણ છે; સંગીતના સંવાદી સૂરો પણ

આપણને ફરી ફરીને એનું જ ભાન કરાવે છે. આપણા અમર સ્વરૂપનાં મૂળ જેમાં રહેલાં છે, એ પરમ સત્ય દૂર છે, અને માત્ર મૃત્યુ પછી જ એનો સાક્ષાત્કાર થઈ શકે, એમ ન માનશો. સર્વ વિરહ અને મૃત્યુના કારણ રૂપ તેમજ સર્વ સાન્ત્વનના મૂળ રૂપ એ પરમ તત્ત્વ હંમેશાં આપણી પાસે જ છે — **આંહી** છે, અત્યારે છે. જેઓ આ ભવ્ય અનુભવનું પ્રવેશ-દ્વાર શોધે છે, એમને એ દ્વારની ચાવી પણ કલા પાસેથી જ મળશે.

૩૯

## પ્રજ્ઞાનો સન્દેશ

જીવનનો સારામાં સારો ઉપયોગ કરવાની વૃત્તિ દરેક મનુષ્યમાં રહેલી છે. આરંભથી અંત સુધી સુખના દિવસો કાંઈ સૌના લલાટમાં લખેલા હોતા નથી. ઘણી વાર સંકટો આપણને ઘેરી વળે છે, ત્યારે જીવનનો સારામાં સારો ઉપયોગ કરવાનું કાર્ય કપરું બને છે. જીવનને તો 'છે એવું જ' આપણે સ્વીકારવું પડે છે. ઘણી વાર આપણી સ્થિતિ તો પરિસ્થિતિની મહાન ભરતીમાં તણાતાં નિરાધાર લાકડાના ઢીમચાં જેવી છે; આપણા પ્રસંગો ઉપર આપણો સહેજ પણ કાબુ હોતો નથી. ઘણા ખરા બનાવો તો આપણને દુઃખ જ આપે છે; અને જીવન એક સતત મંથન બની જાય છે.

આ મહા મુઝવણમાં જીવનની કેટલીક સમજણો આપણી મદદે આવે છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન અને કલા એ તમામની સમજણ આપણને મદદગાર થાય છે. એ દરેક આપણને જીવનનો સર્વોત્તમ ઉપયોગ કરતાં શીખવે છે. પ્રથમ આપણે ધર્મ દ્વારા મળતી સમજણની જ્યોતિનો વિચાર કરીએ.

સામાન્ય રીતે પૂર્વ અને પશ્ચિમના સઘળા ધર્મના શિક્ષણોનું વલણ જગત પ્રત્યે અવિશ્વાસ રાખવાનું છે. ધાર્મિક મનુષ્યનું દૃષ્ટિબિન્દુ જગતને ધિક્કારે છે, કારણ કે એ તો આદર્શ જગત—સ્વર્ગ—ની જ શોધમાં પડેલો છે. પશ્ચિમમાં ખ્રિસ્તી લોકોનું

જીવન તરફનું દષ્ટિબિન્દુ એકજ વાક્યથી સમજી શકાય છે; એમાં વસ્તુમાત્રનું 'જગત, શરીર અને શયતાન' રૂપે વર્ણન છે. આ સિદ્ધાંત પ્રમાણે તો આ વાસ્તવિક જગતની તો કશી જ કિમ્મત નથી; એનું અસ્તિત્વ તો આપણને લલચાવે છે, અને વિમાર્ગે દોરી જાય છે. બુદ્ધ ધર્મ પણ એમજ માને છે. 'દુઃખ, અનિત્ય અને અનાત્મ,' એ ત્રણ શબ્દોમાં બુદ્ધધર્મીઓનો જીવનનો સાર આવી જાય છે; સારૂં યે જગત એ ત્રણ ગુણોથી ભરેલું છે. હિન્દુ ધર્મની માન્યતા તો તમે સૌ જાણો છો; એ તો સ્પષ્ટ જ કહે છે કે આ સમગ્ર જગત એક માયા, ભ્રમ છે.

આથી સઘળા ધર્મો એકજ માર્ગ બતાવે છે કે જીવનનો સારામાં સારો ઉપયોગ કરવો હોય, તો મનુષ્યે જીવનમાંથી **નાસી** છૂટવું જોઈએ. ક્ષણિક સ્વર્ગમાં રહેવાની, કે સનાતનતામાં પેસવાની, અથવા મોક્ષ કે નિર્વાણ મેળવવાની ઈચ્છા આપણે રાખીએ છીએ. આમ ધર્મ આપણને આ સંસારમાંથી નાસી છૂટવાની વાતો કરી રહેલ છે. હિન્દુ ધર્મમાં सर्वं इदं — આ વ્યક્ત જગત — ને तद् ब्रह्म— તે બ્રહ્મ — કરતાં ઘણું જ હલકું ગણવામાં આવ્યું છે. ડાહ્યા મનુષ્યે સંસારને તજીને બ્રહ્મને મેળવવા માટે જ મથવું જોઇએ, અને આ વ્યક્ત જગત તરફ પીઠ કરીને મનુષ્યે तद्ब्रह्म — તે બ્રહ્મની શોધ પાછળ લાગી જવું જોઈએ, એમ હિન્દુ ધર્મ આપણને શિખવે છે.

પરન્તુ સહેજ ઉંડા ઉતરીને 'વિશ્વનું અસ્તિત્વ શા માટે હશે?' એ પ્રશ્નનો વિચાર કરવાની જરૂર છે. આપણે સ્વીકારવું જ પડશે કે મન્થન અને હરિફાઈથી ભરેલા જીવનનો સંસારત્યાગ સિવાય કોઈ બીજો પણ અર્થ છે. પ્રભુ અથવા દૈવી નિયમ કે દૈવી હેતુ કદી યે હેતુશૂન્ય ક્રિયા કરે નહિ, અને અસહાય હોય નહિ. સંસારત્યાગ સિવાય કોઈ બીજો જ અર્થ આ વિશ્વના સર્જનનો હોવો જ જોઇએ.

સ્ત્રીઓ તેમજ પુરુષોએ સંસારનો ત્યાગ કરવો, એવો ક્ષુદ્ર અર્થ આ વિશ્વના સર્જનનો હોય, એમ હું માની શકતો નથી. આ સંસાર એક મહાન લાલચ છે, અને આત્માની આંખોને વિમાર્ગે દોરનાર ઘોર અંધકાર છે, માટે એનો આપણે ત્યાગ કરવો જોઇએ, એ માન્યતા હું સ્વીકારતો નથી. ત્યારે આ વ્યક્ત જગતનો અર્થ કે મર્મ શો હશે?

જીવનનો આંતર મર્મ, એના ગૂઢ અર્થની સમજણની રીતિ આપણને વર્તમાન વિજ્ઞાનમાંથી મળે છે. ઘણાંને જીવનની સમજણ માટે વિજ્ઞાનનું શરણ લેવું નહિ ગમે, એ હું જાણું છું. બન્ધુ યદુનન્દન પ્રસાદે એમના વિજ્ઞાન વિષેના વ્યાખ્યાનમાં બતાવી આપ્યું હતું કે આજે વૈજ્ઞાનિકો એક સત્ય સ્વીકારવા લાગ્યા કે વિજ્ઞાન એટલે હકીકતોના સંગ્રહ ઉપર માત્ર વિચારણા જ નથી, પણ ડાહી વિચારણા છે. વૈજ્ઞાનિક સમજણ એ તો જગતને નિરખવાની એક આંતરં શક્તિ છે; એ આપણને માત્ર નિયમોનું જ્ઞાન જ નથી આપતી, પરંતુ નિયમોના મર્મની સમજણ આપે છે. વર્તમાન વિજ્ઞાનનું વલણ માત્ર કુદરતનાં સ્થૂળ બળોનું પરિણામ નિરખવા તરફ નથી. એ તો સ્થૂળ તેમજ સૂક્ષ્મ બન્ને પ્રકારનાં બળોનું પરિણામ નિહાળે છે, અને વિશ્વયોજનામાં કો આદર્શ હેતુની શોધ કરે છે. આ રીતે જો આપણે વર્તમાન વિજ્ઞાનને જોઈશું, તો એની મારફત આપણને આ વ્યક્ત જગત, सर्वं इदं ના મર્મની કાંઇક ઝાંખી થશે.

વિજ્ઞાનનો એક સિદ્ધાંત આપણને શિખવે છે કે જીવન એક ભૂમિકા પરથી બીજી ભૂમિકા પર સતત આગળ વધે છે—ઉંચે ચ્હડે છે. વિશ્વયોજનાનો અર્થ એ છે કે કુદરત હંમેશા જીવન અને ચૈતન્યના ઉત્તરોત્તર ચ્હડિયાતા આકારો જ પ્રકટાવ્યા કરે છે. આપણે વિશ્વના મૂળ જડ પદાર્થને 'અજીવ' કહીએ છીએ, પરંતુ એ કાંઈ વિશ્વનો અંત નથી. કુદરતનો ગૂઢ વ્યાપાર આગળ વધે છે,

અને અજીવ જગતને સજીવ જગત રૂપે ફેરવી નાખે છે. ખનિજમાંથી વનસ્પતિ વર્ગની ઉત્પત્તિ થાય છે. ખનિજના કરતાં વનસ્પતિ પોતાની પરિસ્થિતિનો ઉચ્ચતર જવાબ વાળી શકે છે; અને એને લીધે એમાં ખનિજના કરતાં નવું જ જીવન મુક્ત થાય છે. વનસ્પતિ કરતાં પ્રાણી પોતાની પરિસ્થિતિનો વધારે સારો જવાબ વાળી શકે છે. આથી પ્રાણી વર્ગમાં જીવનની વધારે શક્તિઓ મુક્ત થાય છે. **મનુષ્ય તો કુદરતની પરિવર્તન કલાનું શિખર છે;** અને પ્રાણી વર્ગ કરતાં એનામાં ઘણી શક્તિઓ વધારે છે. મનુષ્ય વિચારક પ્રાણી છે; એનામાં વિશેષ ચૈતન્ય છે; એ ભાવનાવાદથી ભરપૂર છે; કલાને જન્મ આપનાર ક્રીડાની સુંદર શક્તિ એ ધરાવે છે; અને પ્રભુની ભવ્યતા સૂચવનાર સ્વાર્પણની ભવ્ય શક્તિ પણ એ ધરાવે છે. પ્રારંભમાં આપણને કુદરતનું કાર્ય આંધળું લાગે છે, પરન્તુ પરિવર્તન-વ્યપારથી એ આખરે ખનિજમાંથી મનુષ્યને પ્રકટાવે છે, અને એ રીતે ચૈતન્ય અને આદર્શવાદને વધારે પ્રમાણમાં મુક્ત કરે છે.

આમ આ વ્યક્ત જગત સતત પોતાની જાતનું પરિવર્તન કરી રહેલ છે. પરિવર્તન-ક્રિયામાં લાખો વર્ષો વીતી જાય છે, પરન્તુ એ પરિવર્તનો જ જીવનમાં સૌન્દર્ય અને સ્વાર્પણને વધારે અને વધારે પ્રમાણમાં મુક્ત કરે છે. અલબત્ત, એ મુક્તિના વ્યાપારમાં ભયંકર વેદના અને ક્રૂરતા રહેલી છે; અને કુદરતમાં આપણે 'લોહીની લાલાશ અને નહોરોનો જુલમ' જોઈએ છીએ. પરન્તુ એ બધા તો જીવન-સંગીતના છૂટક સૂરો છે; અને જતે દિવસે એમાંથી ભવ્ય, સુંદર સંગીત પ્રકટશે. કુદરતનાં પરિવર્તનો કેવી રીતે વધારે શક્તિઓ પ્રકટાવે છે, એનો આપણે અવલોકન પૂર્વક ઊંડો અભ્યાસ કરવો જોઈએ.

વિજ્ઞાને કુદરતમાં બતાવેલો હેતુ આપણા ચારિત્ર્યમાં પણ જોઈ શકાય છે. આપણો વિકાસ એજ **અનુભવનું પરિવર્તન**

નથી ? આપણે પણ અનુભવ દ્વારા વિકાસક્રમની સીડીનાં પગથિયાં ચ્હડીએ છીએ. એક બાળક સાથે તમારી જાતની સરખામણી કરો. તમે પોતે એકવાર બાળક હતા, પછી યુવક થયા, અને આજે કાર્યરત મનુષ્ય બન્યા છો. તમને માલમ પડશે કે અનુભવોનું પરિવર્તન કરવાથી જ તમે એ ભૂમિકાઓ ચ્હડી શકયા છો. એ આરોહણમાં વેદના તો હતી જ, પરન્તુ એથી તમારો આત્મા વધારે મુક્ત થઈ શકયો છે; જીવનની વધારે સમજણ, વધારે આનંદ, વધારે સ્વાર્પણ તમે મેળવી શકયા છો, હજાર રીતે આપણે રોજ જીવન–પરિવર્તન કરીએ છીએ, અને ક્રમશઃ વિકાસની ભૂમિકાઓ ચ્હડીએ છીએ. કેળવણીનો હેતુ શો છે ? જીવનનું પરિવર્તન જ્ઞાનપૂર્વક અને ઝડપથી કરવામાં કેળવણી આપણને સહાય કરે છે. આમ ઉંડા ઉતરીને નિરખશો તો તમને માલમ પડશે કે જીવન સતત પોતાનું પરિવર્તન કરી રહેલ છે. માનવમણિ રૂપ એકાદ ઋષિનું દષ્ટાંત લ્યો. એ શું કરે છે ? સાચા ઋષિ સંસારમાંથી નાસી જતા નથી, પરન્તુ જીવનની ક્ષણિક વસ્તુઓને પકડી લે છે, અને એને નિત્ય કે સ્થાયી રૂપે પરિવર્તન કરે છે.

સંભાળ પૂર્વક તપાસ કરશું તો આપણને જીવનનો સારામાં સારો ઉપયોગ કરવાની રીત મળી આવશે. વિજ્ઞાન એક રીત બતાવે છે; ધર્મ બીજી બતાવે છે; અને ફિલસુફી વળી ત્રીજી જ રીત બતાવે છે. જીવનસિદ્ધિ શી રીતે થાય ? અસતમાંથી સતને પારખતાં આવડે, તો એ કાર્ય સરળતાથી થઈ શકે. 'જીવનનો સારામાં સારો ઉપયોગ' એ વાકય–ખંડને એકજ શબ્દથી વર્ણવીએ તો કહી શકાય કે 'કલા'. કલા એટલે જીવનનો સર્વોત્તમ ઉપયોગ નહિ, તો બીજું શું છે ? દશ્ય અને અદશ્ય જીવનનો પૂર્ણપણે સર્વોત્તમ ઉપયોગ કરવો, એ જ કલા છે.

કલા એ કાર્ય શી રીતે કરી શકે છે, તે આપણે જોઇએ.

આપણી પરિસ્થિતિમાં અસંખ્ય આકારો છે. આપણે એથી મુંઝાઈ જઈએ છીએ. આપણને લાગે છે કે અહીં તહીં બે, ત્રણ કે સો આકારો તો સરખા જ છે. છતાં એમાં સમાનતા થોડી છે, અને તફાવતો તો લાખ્ખોગણા છે. આમાં આપણે શું કરવું? 'સર્વોત્તમ શોધવું.' પણ કેવી રીતે?

તમારા બગીચાનાં ગુલાબો જુઓ. એ સેંકડો ગુલાબોમાંથી સર્વોત્તમ શી રીતે શોધવું? ગુલાબનું ચિત્ર દોરવાનો પ્રયત્ન કરો, અથવા કાષ્ઠ કે પાષાણમાં એને કોતરવા માંડો. તમને માલમ પડશે કે એમ કરતાં ધીરે ધીરે તમારા મનમાં એક ગુલાબનો 'વિચાર' ઉદય પામે છે; એ 'વિચાર' તમારી સન્મુખ રહેલા ગુલાબનો જ નથી હોતો. આ તો માત્ર શરૂઆત થઇ. પરન્તુ એમ ઘણાં છૂટક ગુલાબો ચિતર્યા પછી, તમારા મનમાં **સર્વોત્તમ** ગુલાબનો 'વિચાર' પ્રકાશશે; **એ વિચાર દિશા અને કાળથી પર છે**; અને એ ગુલાબ કાંઈ એક જ વસંત કે ગ્રીષ્મનું નથી, પરંતુ એ તો સનાતન વસંત અને સનાતન ગ્રીષ્મમાં પોતાનું સૌન્દર્ય પ્રકટ કરે છે. સ્વલ્પમાં જ્યારે તમે ત્હમારી સર્જન શક્તિથી ગુલાબનું ચિત્ર દોરો છો, ત્યારે તમને ધીરે ધીરે ભવિષ્યનું 'દર્શન' થાય છે; એ દર્શન સનાતન, અવિનાશી ગુલાબનું, આદર્શમૂર્તિનું છે. જ્યારે આપણે સુંદર ગુલાબનું ચિત્ર દોરતાં શીખીએ, ત્યારે આપણા મનમાં ગુલાબનો **અંકમય કે રેખામય સંકેત** પ્રકટે છે. આમ ગુલાબનાં ચિત્રો દોરવાથી આપણે વિશ્વનું સનાતન અને સર્વોત્તમ ગુલાબ શોધી શકીએ છીએ.

કલા દ્વારા જગતની સમજણ મેળવવાનો પ્રયત્ન આવા જ પ્રકારનો છે. તમારી પરિસ્થિતિમાંના પદાર્થોને તમારી કલાશક્તિથી સમજવાનો પ્રયત્ન કરવાથી, તમે એમનું **પરિવર્તન** કરો છો; અને *એ પરિવર્તન દ્વારા તમને ધીરે ધીરે અમુક, નશ્વર પદાર્થોની* પાછળનું, પૂર્ણ સનાતન દર્શન થવા લાગે છે.

કલા એ તો ધર્મનું સર્વોત્તમ સ્વરૂપ છે, કારણ કે સંન્યાસનું રહસ્ય પામ્યા વિના તમે આદર્શ, પૂર્ણ ગુલાબને નહિ ચિતરી શકો. સન્યાસનો અર્થ જ ત્યાગ અથવા નિરાસક્તિ થાય છે. સર્જન કરવાની વસ્તુથી અલગ થયા વિના તમે એને પૂર્ણ રીતે કલામય નહિ બનાવી શકો. કારણ કે દરેક કલાકારે–ચિત્રકાર, શિલ્પી, સંગીતકાર કે સ્થપતિ, દરેકે–કાર્યનો આરંભ કરતાં પૂર્વે આલેખ્ય પદાર્થથી તટસ્થ થતાં શીખવું જોઇશે. વિરક્તિનો ગુણ દરેક કલાકારમાં હોવો જ જોઇએ. કારણ કે જેટલો એનો સંન્યાસ વધારે, જેટલી એની વિરક્તિ વધારે, એટલો વહેલો એ વસ્તુનું પૂર્ણ સ્વરૂપ પકડી શકશે, અને સર્વોત્તમ કલાકૃતિ સરજી શકશે.

વળી કલાકાર જ્યારે તટસ્થ થઈને જીવનનું સર્વોત્તમ સ્વરૂપ શોધવા માંડે છે, ત્યારે સાચી રીતે તો એ જીવન સાથે વધારે પ્રમાણમાં તાદાત્મ્ય અનુભવે છે. ધર્મ આપણને સંસારનો ત્યાગ કરવાનું કહે છે; અને કલાકાર તો અનાસક્તિને માર્ગે જીવન સાથે વધારે અને વધારે તાદાત્મ્ય અનુભવે છે. ખરું છે કે સાચો સન્ત ત્યાગ દ્વારા, સંસારથી નાસી જઈને, મુક્તિ મેળવે છે. પરન્તુ કલાકાર પણ પલાયન દ્વારા નહિ, પણ વિજય દ્વારા મુક્તિને પામે છે. જીવન પર પ્રભુત્વ મેળવીને કલાકાર પોતાનો મોક્ષ કે નિર્વાણ મેળવે છે. આમ સન્ત પુરુષ વૈરાગ્ય દ્વારા અને કલાકાર પ્રભુત્વ દ્વારા મુક્તિ મેળવે છે.

આ રહસ્ય સામાન્ય રીતે બહુ થોડા મનુષ્યો જ સમજી શકે છે. સ્વાનુભવ વિના એ સમજણ સરળ પણ નથી. કલા કેવી રીતે આપણને જીવનપર પ્રભુત્વ આપે છે, એ તમને હું એક દૃષ્ટાંતથી સમજાવવા માગું છું. જ્યારે તમે દુઃખથી કચરાઈ ગયા હો, અને કોઈ પણ મનુષ્યની સહાનુભૂતિ તમને સાંત્વન આપી શકે નહિ, ત્યારે તમારી વેદનાને કાવ્યમાં ઉતારવાનો પ્રયત્ન કરજો. કાવ્ય રચી રહ્યા

પછી તમને માલમ પડશે કે તમે તમારા દુઃખ ઉપર પ્રભુત્વ અથવા વિજય મેળવ્યો છે. આ રીતે તમે અનાસક્તિ દ્વારા જગત કે પરિસ્થિતિ ઉપર કાબુ કે સ્વામિત્વ મેળવી શકો છો. કારણ કે દુઃખથી થોડો કાળ અલગ થયા વિના કાવ્ય રચી શકાય નહિ, ચિત્ર દોરી શકાય નહિ, કે સંગીત ગાઈ શકાય નહિ. પરન્તુ જે પળે તમે તમારા દુઃખમાંથી એકાદ કલાકૃતિ પ્રકટાવો છો, તે પળેજ તમને જીવન પર વિજય મળે છે, અને તમને તમારા દુઃખમાંથી મુક્તિ મળે છે. આમ કલા દ્વારા મુક્તિ, એ પણ ત્યાગ દ્વારા મુક્તિના જેવોજ જીવનસિદ્ધિનો ભવ્ય માર્ગ છે.

કલા, ક્રિયા, કારીગરી, એ બધા લગભગ એકજ અર્થના શબ્દો છે. આથી કલા એ તો કોઈ પણ કાર્ય કરવાની રીત છે. માત્ર ચિત્રાલેખન કે સંગીતગાયન જ કલા નથી. કોઈ પણ કાર્ય કરવાની 'કલામય રીત'નાં લક્ષણો શાં હશે? એનું એક લક્ષણ તો દર્શન છે. શબ્દોમાં એ ઉતરી શકતું નથી. કારણ કે કલાનું દર્શન શબ્દોમાં ઉતારવા જતાં માત્ર શબ્દો જ રહે છે. સૂર્યાસ્તને શબ્દોથી શી રીતે વર્ણવી શકાશે? બહુ તો તમે એટલું કરી શકો કે લોકોને સૂર્યાસ્તના દૃશ્ય સન્મુખ લઈ આવો અને કહો, "જુઓ અને લખાણો."
કલાકારનું દર્શન પણ એવું જ છે.

કલાકારની આત્મ–સાક્ષાત્કારની ભૂમિકા પ્રમાણે એ દર્શન પણ ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે. કલાકારો કહે છે કે સર્જન–સમયે એમને એવું ભાન થાય છે કે કોઈ અન્ય બળ કે વ્યક્તિ એમની મારફત કાર્ય કરી રહેલ છે. પરમ પ્રેરણાથી પૂર્ણ એવું ફૉસ્ટ નામે અદ્ભૂત કાવ્ય લખી રહ્યા પછી કવિવર ગેટેને કોઈએ પૂછ્યું કે 'મને એ કાવ્ય સમજાવો.' ગેટેએ ઉત્તર આપ્યો, "જાણે હું એ કાવ્ય સમજાવી શકું!" કાવ્યનું સર્જન કવિ નથી કરતો. અનુભવીઓ કહે છે કે સર્જનના હેતુને માટે તો આદ્યપ્ર, નિરક્ષ -

ભવ્ય કવિ તેટલો સમય એ લેખકનો ઉપયોગ કરે છે. આપણને એમજ લાગે છે કે પ્રેરણાની સર્વોત્તમ પળે કોઈ વ્યક્તિએ વૅગ્નરને દૂર કર્યો, અને એના મગજ દ્વારા મહાન કલાકૃતિ પ્રકટાવી દરેક કલાકારનું — ભલે એ રંગ અને પીંછી વાપરનાર ચિત્રકાર હોય કે છીણી અને હથોડી વાપરનાર શિલ્પી હોય — દર્શન એજ છે. દરેક કલાકાર અનુભવે છે કે એના માનુષી સ્વરૂપ કરતાં કલાકાર સ્વરૂપ કાંઇક જૂદુંજ છે.

આમ વ્યક્તિગત કાર્યકર તરીકે નહિ, પરંતુ એક આદર્શ કાર્યકર સાથે સહકાર પૂર્વક કાર્ય કરવાની રીતિ એટલે કલા. કેટલાક ધર્મો આ આદર્શ કાર્યકરને પ્રભુ કહે છે. પ્રભુએ આ સૃષ્ટિ સરજી છે, એમ ધર્મ આપણને શીખવે છે. એમ હોય તો પ્રભુ તો પ્રથમથી જ જાણતા હશે કે આ સૃષ્ટિ અપૂર્ણ જ થવાની; કારણ કે આપણા જેવી સ્વતંત્ર ઇચ્છા-શક્તિવાળા મનુષ્યોને પણ એમાં સ્થાન છે; અને જ્યાં સુધી આપણી ગૃઢ,આંતર પ્રભુતા ધીરે ધીરે પૂરેપૂરી પ્રગટ ન થાય, ત્યાં સુધી પૂર્ણ સમજણના અભાવને લીધે આપણે એ અપૂર્ણતા મિટાવી શકશું નહિ. આથી સૃષ્ટા જાણે છે કે જ્યાં સુધી સૌની પ્રભુતા પૂર્ણપણે વિકસે નહિ, ત્યાં સુધી આ સૃષ્ટિ અપૂર્ણ રહેશે જ. પરન્તુ અપૂર્ણતાના યુગમાં પ્રભુ કાંઇ શાંત બેસી રહેતા નથી. પોતે પૂર્ણ હોવાથી એમનાથી અપૂર્ણતા સાંખી શકાય જ નહિ. પોતાની સમક્ષ સંપૂર્ણ વિશ્વની યોજના રાખીને, એઓ સતત કાર્ય કર્યા કરે છે; અને જ્યાં સુધી દરેક પદાર્થ, વસ્તુ, આત્મા ક્રમશઃ એમના દૈવી મનના આદર્શનો સાક્ષાત્કાર ન કરે, ત્યાં સુધી એઓ એમને વારંવાર નવેસરથી, નવી રીતે, નવા સ્વરૂપે' ઘડયાં જ કરે છે. જે મનુષ્ય ઇશ્વરી યોજનાની અનુપમ સુન્દરતાની ઝાંખી કરે છે, અને આ પૃથ્વી ઉપર એને મૂર્તિમંત કરવાનો પ્રયત્ન કરે છે, એજ સાચો કલાકાર ... પોતાની વિરક્તિ અને સર્વોત્તમ કલાકૃતિ દ્વારા કલાકાર જીવન

ઉપર પ્રભુત્વ મેળવવા માંડે છે. વળી પોતાના જીવન પરના પ્રભુત્વ દ્વારા એ કલાકાર પ્રભુ રૂપી પૂર્ણ કલાકારની શક્તિ, આનંદ અને વિજયની એક પ્રણાલિકા બની રહે છે.

આ સામાન્ય વિચારોના પ્રકાશથી કલા એટલે શું, અને કલા અને એની શાખાઓ પ્રત્યે થિયૉસૉફિસ્ટોનું દષ્ટિ-બિન્દુ કેવું હોવું જોઇએ, એ તમે હવે સારી રીતે સમજી શકશો. કલાની વિવિધ શાખાઓમાં ચોતરફ આપણે અનેક કલાકારો જોઈએ છીએ. એમના તરફ આપણું દષ્ટિબિન્દુ કેવું જોઈએ ? આપણે પણ એમની જેમ કંઈક સર્જન કરવું જોઈએ. જેમ એઓ સ્થૂળ સામગ્રીમાંથી સર્વોત્તમ સર્જનો કરે છે, એમ આપણે પણ આપણા વિચારો, ઉર્મિઓ અને ક્રિયાઓમાંથી સર્વોત્તમ કૃતિઓ જ પ્રકટાવવી જોઇએ. વિચાર, વૃત્તિ અને ક્રિયાની પૂર્ણતા એ જ આપણું કાર્ય છે. એ પૂર્ણતાને પદાર્થના કદ સાથે કશો જ સંબંધ નથી. અપૂર્ણ વસ્તુમાંથી સુન્દરતા પ્રકટાવવાની કલા, એજ પૂર્ણતા છે. માટીના પીંડા જેવો આકારરહિત પદાર્થ લઇને, તમે એમાંથી કોઈ સુંદર આકૃતિ સરજી શકો. નજીવી માટીમાંથી ઘડેલી તમારી નાની શી મૂર્તિ કો શિલ્પીએ ઘડેલી આરસની વિશાળ મૂર્તિના જેટલી જ પૂર્ણ અને ભવ્ય હોઈ શકે.

આપણા અંતરમાં પૂર્ણતાની ઝંખના હોય, તો આપણે સૌ પોતપોતાની ભૂમિકાએ આપણા વિચારો અને ઉર્મિઓ દ્વારા પૂર્ણતા પ્રકટાવી શકીએ. બાળ તેમજ પ્રૌઢ બન્ને પ્રકારના જીવાત્માઓ માટે પૂર્ણતાનું સર્જન શકય છે. એને માટે અમુક સમયે અને અમુક સ્થળે કેવી રીતે સર્વોત્તમ સર્જન કરવું, એનું જ્ઞાન તમારે મેળવવું જોઇએ. આ પૂર્ણતાની સમજણ વધારે સ્પષ્ટ કરવા હું તમારી સમક્ષ રસ્કિનનું એક અવતરણ વાંચવા માગું છું. ચિત્ર અને સંગીત

દ્વારા આપણે કેવી રીતે પૂર્ણતા પ્રકટાવી શકીએ, એ વિષે એણે આપણને સારી સમજણ આપી છે. બાળક હતા ત્યારે આપણે સૌ ઓછેવત્તે અંશે ગાઈ શકતા. પરન્તુ આપણે ગાયનની શક્તિ મોટપણે ખોઈ નાખી છે, અને આજે તો આપણે આપણા કર્કશ અવાજથી શરમાઈએ છીએ. બાલપણ એતો કલાની ભૂમિ છે; ત્યારે સૌ કોઈ ગાઈ શકે છે. રસ્કિન આપણને સર્વોત્તમ સંગીતની ચાવી બતાવે છે. કેટલાક માને છે કે ઉસ્તાદોના ચરણ સેવ્યા વિના, અને હજારો રૂપિયા ખર્ચ્યા વિના સારી રીતે ગાતાં ન જ આવડે, અને કો ચિત્ર શાળાનો આશ્રય લીધા વિના પૂર્ણ રીતે ચિતરતાં પણ ન આવડે. હવે રસ્કિન શું કહે છે, તે સાંભળોઃ

> "તમારા અવાજને સંયમી અને સ્પષ્ટ બતાવો; અને અસર કે આવિર્ભાવનો નહિ, પણ માત્ર ચોકસાઈનો જ વિચાર કરો. તમારા અંતરાત્મામાં આવિર્ભાવ પામવા જેવું કૈં પણ હશે, તો એ આપોઆપ તમારા સંગીતમાં પ્રકટયા વિના રહેશે નહિ. કમનસીબે, આવિર્ભાવ માગે એવી ઊર્મિઓ તમારી અંદર બહુ જ થોડી હોય છે. ખરી રીતે તો તમારે તમારા જીવનને બીજાઓ માગે છે એવું, અને સ્પષ્ટ સૂરવાળું નાનકડું વાજીંત્ર બનાવી દેવું જોઈએ. ચિત્રમાં પણ જ્યારે તમે કોઈ પણ પદાર્થનો સાચો આકાર પ્રકટાવી શકશો, એની ખૂબી કોઈને પણ સમજાવી શકશો, અથવા તો એકાદ બાળકની આગળ એનો સ્પષ્ટ અને રસિક આકાર ધરી શકશો, તો તમે કલાને ખાતર કલાનો આનંદ અનુભવી શકશો; અને સ્મૃતિ આદિ તમારા મનની તમામ શક્તિઓ ખીલશે, અને ચોક્કસ બનશે. પરન્તુ તમે કીર્તિને ખાતર ભપકાદાર ચિત્રો ચિતરશો, અથવા તો કેવળ રમૂજને ખાતર હલકાં ચિત્રો દોરશો, તો તમને પોતાને તમારા ચિત્રોમાં સાચો રસ પડશે નહિ, અને એમાંથી તમારી ગૂઢ શક્તિઓને કશું જ શિક્ષણ મળશે નહિ."

કારીગર કે કલાકાર થવું હોય, તો રસ્કિને આપેલા સિદ્ધાંતો

...પણે સ્વીકારવા અને સમજી લેવા જોઇએઃ નરી સાહૃદયતા અને ...કસાઈ. તમારે એકાદ પુષ્પનું ચિત્ર દોરવું હોય, તો બને એટલા ...કસ થજો; અને કે ગાવું હોય તો બને એટલી ચોકસાઈથી ...વા માંડજો. અઘરૂં પડે કે ન ફાવે, તો પણ મંડયા રહેજો. હું ...ત્રીપૂર્વક કહું છું. કે ઘણી વાર મને તો તાલીમ પામેલા ...ને સિદ્ધકંઠના ઉસ્તાદો કરતાં ન્હાનાં બાળકોના ગીતોમાં ...રે રસ પડયો છે. પ્રવીણ ગાયકો પોતાની શાસ્ત્રીય ઢબથી કોઈ ...ય અલગ થઈ શકતા નથી. ન્હાનાં બાળકો તાલીમ કે ઢબ ... કે સમજતાં નથી, પણ એમનામાં દેહ અને આત્માની જૂદાઈનું ...ન નથી, આથી એમના ગાયનમાં સ્વભાવિક મનોહરતા હોય ... આપણે સૌ પણ ધારીએ તો એવી જ સ્વાભાવિક મનોહરતા ...ટાવી શકીએ. આથી જો આપણામાં સચ્ચાઈ અને સહૃદયતા ..., અને કીર્તિ કે માનની લાલસા નહિ પણ આપણું સર્વોત્તમ ...ટાવવાની જ ધગશ હશે, તો ધીરે ધીરે આપણે પણ આપણી ...કૃતિમાં પૂર્ણતા પ્રકટાવી શકશું.

જ્યારે તમે ખરેખરી પૂર્ણ વસ્તુ—ન્હાનું ગીત કે ભવ્ય પૂતળું— ...જશો, ત્યારે એમાં એક પ્રકારની અંતિમતા ( છેડો ) દેખાશે. ...જ વસ્તુમાત્રનું સાચું સ્વરૂપ છે; દિવ્ય પદાર્થ છે. તમે સરજેલી ... કલાકૃતિ કરતાં વધારે પ્રભુતા કશામાં હોઈ શકે જ નહિ. હા, ...ચું સર્જન એ તો પૂર્ણ સ્વાર્પણ, દિવ્ય પ્રેમ અને સંપૂર્ણ ...કેતભાવનું કાર્ય છે. તમારી કૃતિ એ દિવ્ય ગુણોનું ફલ હોય, ... તમારી કૃતિની પૂર્ણતામાંથી જ તમને પરંપદનો એક માર્ગ ...શે. જ્યાં કલા પ્રવેશે છે, ત્યાં માયા હોતી જ નથી. ...ણ કે જ્યારે તમે કોઈ પૂર્ણ વસ્તુને પ્રકટાવો છો, ત્યારે તમે ... એવા આંતર સ્થાનમાં પહોંચો છો, કે જ્યાં માયા હોતી જ નથી.

કાલીદાસે પણ સુંદર રીતે વર્ણવી બતાવ્યું છે કે કલા દ્વાર

આપણે સત્યના ઉચ્ચતમ આવિર્ભાવનાં દર્શન કરી શકીએ છીએ. જગતમાં હકીકતો છે, એ તો કાર્લાઇલ પણ કહે છે, અને સ્વીકારે છે. પરન્તુ માત્ર શુષ્ક હકીકતનો કશો જ અર્થ નથી. આપણને તો એ હકીકતનો મર્મ જાણવાની અભિલાષા હોય છે. આપણે સૌ દુઃખ ભોગવીએ છીએ; એમાં તો કાંઈ જ નવીન નથી. પરન્તુ **મારાં દુઃખનો મારે માટે અને જગતને માટે મર્મ શો છે, એ જ મહત્ત્વનું છે.** હકીકતોનો સનાતન મર્મ કે અર્થ શો હશે ? કાર્લાઇલ આપણને સહેજ સૂચના આપે છે કે કલા દ્વારા આપણે વસ્તુમાત્રના આત્માને ઓળખીએ છીએ. આદર્શ વિચારકને એ 'શ્રેષ્ઠ કલાકાર' માને છે, અને કહે છેઃ

> "શ્રેષ્ઠ કલાકાર વિચાર કરશો, તો એને તરત જ માલમ પડશે કે સાચી કલા એ તો, સર્વ સમર્થ, સર્વ શક્તિમાન પ્રભુને માટે એક ઉચ્ચતર પર્યાય છે; એ **સ્વર્ગમાંથી ઉતરી આવે છે.** એ બહુ જ કઠિન શબ્દ છે; આપણે એ વાંચી શકતા નથી. જ્યારે આપણુ ઉચ્ચ મત ખીલે છે, ત્યારે જ એ સમજી શકાય છે. શ્રેષ્ઠ કલાકારનું અને એની કુદરતી બક્ષિસનું સાચું કાર્ય એ જ છે. ઉંડો વિચાર કરશો, તો એને જણાશે કે સાચી 'કલા'ની હકીકત સિવાય બીજી વ્યાખ્યા કરવી શક્ય જ નથી; અથવા સાચી 'કલા' એટલે 'હકીકતનો મુક્ત થયેલો આત્મા'. એની સરખામણીમાં કવિતા કે અન્ય કલાઓ તુચ્છ જ છે."

'હકીકતનો મુક્ત આત્મા !' રહસ્યવાદીઓ એનાં જ દર્શન કરે છે; યોગીઓ એને જ પ્રાપ્ત કરે છે; સન્તો એની જ પૂજા કરે છે. અસંખ્ય હકીકતો આપણી આસપાસ વેરાયલી પડી છે, પરન્તુ 'હકીકતનો મુક્ત આત્મા' કેવો હશે ? ત્હમે સૌ શ્રોતાઓ પ્રભુ-તાના અંશો છો; પરંતુ મ્હારે માટે ત્હમારા સૌનો અર્થ શો હશે ? ત્હમને સૌને સમજવા, અને હકીકતોના મુક્ત આત્માને મેળવવા માટે જ હું સતત શોધ કરી રહ્યો છું. જીવનનાં સઘળાં બળોનો

આત્મા શો હશે ? જ્યાં સુધી હું આ નિર્દિની દરેક હકીકતનો આત્મા શોધી શકું નહિ, ત્યાં સુધી મ્હને મુક્તિ મળી શકે નહિ.

કલા દ્વારા આપણે હકીકતનો આત્મા શોધીએ છીએ, એ સત્યનો સાક્ષાત્કાર સમજુ થિયૉસૉફિસ્ટને તો હોવો જ જોઇએ. કારણ કે કલાનું વિશિષ્ટ કાર્ય એ બરાબર સમજી શકે છે. જે મનુષ્ય ન્હાની કે મ્હોટી પરંતુ પૂર્ણ વસ્તુને સરજે છે, તે પ્રભુતાની સમીપ જઈ રહ્યો છે. આપણે થિયૉસૉફિસ્ટો જગતથી નાસીને જંગલ કે ગુફામાં વસતા નથી; પરન્તુ આપણે તો 'જગતના ચોકની વચ્ચે' નાગરિકો તરીકે જીવન ગાળીએ છીએ. આથી દરેક સ્થળે સાચી કલ્પનાને પોષવી, એ આપણી સુખકર ફરજ છે.

પરન્તુ કલાને પોષવી, એટલે શું ? પ્રદર્શનો અને સંગ્રહ-સ્થાનોમાં જવું ? એથી કાંઈ આપણે કલાને પોષી શકશું નહિ. કલાના ભવ્ય યુગની એ તો ઝાંખી ઉપા છે. જ્યારે પ્રજાની દરેક વ્યક્તિ જાણતાં કે અજાણતાં ય સર્વોત્તમ વસ્તુને ઓળખતાં શીખે, પોતાની ઉંડી પરાબુદ્ધિથી સત્ય-અસત્યનો અને સુંદર-અસુંદરનો વિવેક કરી શકે, અને દરેક બાળક કે કલાકાર ખેતરમાં તેમજ કલાશાળામાં જીવનનું સર્વોત્તમ જ પ્રકટાવે, ત્યારે જ તમે કલાને પોષી, એમ કહી શકાય. કલાયુગમાં એ બધું જ શક્ય થશે.

પોતાથી જૂદી માનીને એના માત્ર આશકો જ નહિ રહે. પરન્તુ કલાને એના સાચા સ્વરૂપમાં પિછાણશે; કારણ કે એઓ કલા સાથે એક થઈ ગયા હશે.

આ કલાયુગની ઉષાને વ્હેલી આણવી, એ થિયૉસૉફિસ્ટોની ફરજ છે. કારણ કે થિયૉસૉફિસ્ટનો સર્વોત્તમ ધર્મ એ છે કે મનુષ્યની પ્રભુતાને મુક્ત કરે એવી દરેક ક્રિયા કે પ્રવૃત્તિને પોષવી. આથી મનુષ્યના સર્વોત્તમ તત્ત્વને પ્રકટાવવા માટે, અને એને જીવનમાંથી કૈંક સર્વોત્તમ સર્જન–કાર્ય શિખવવા માટે, આપણા થિયૉસૉફિસ્ટોએ કલા અને કારીગરીને પોષણ અને ઉત્તેજન આપવું જોઇએ, અને એને માટે આપણી આસપાસ સર્વદા સુન્દરતાનું જ વાતાવરણ રાખવું જોઇએ. એકવાર બનારસ કન્વેન્શનમાં મેં તમને માત્ર બે જ પાઈની જૂજ કિમ્મતવાળો માટીનો લોટકો બતાવ્યો હતો, એ પ્રસંગ તો તમને સૌને યાદ હશે. એટલી નજીવી કિમ્મત છતાં, એ લોટકો સુંદરતાનો અજબ નમૂનો હતો. હજુ પણ હું એને એક કાચના ઘરમાં સાચવી રાખું છું, કારણ કે એમાંથી સૌન્દર્યનો પ્રકાશ વહે છે. આપણે ઉઘાડી આંખે ફરીએ, તો આજે પણ હિન્દમાં સ્થળે સ્થળે ખરેખરી સુંદર વસ્તુઓ જોઇ શકીએ, અને આપણા ખંડોમાં ઘૂસી ગયેલી વિરૂપ, વિદેશી વસ્તુઓને દેશવટો આપી શકીએ. માત્ર સો રૂપિયામાં જ તમે તમારા ઘરમાં આ પ્રાચીન દેશની સર્વોત્તમ કારીગરીવાળી સુંદર વસ્તુઓ વસાવી શકો. સાચી સુંદર વસ્તુઓ ક્યાં છે, તે જોવાની આપણને દૃષ્ટિ નથી; અને એને લાવીને ઘરમાં વસાવવાની આપણને વૃત્તિ નથી.

હું તો વર્ષોથી થિયૉસૉફિસ્ટોને એક અરજ સતતપણે કરતો આવ્યો છું, કે પ્રભુતાના સાક્ષાત્કારનું એક અંગ એમણે બરાબર સમજી લેવું જોઇએઃ જ્યારે આપણે આપણા વિચારો, શબ્દો અને કાર્યોમાં સૌન્દર્ય પ્રકટાવીને મહાન કલાકાર બનશું, ત્યારે જ આપણે

પ્રભુતાનો સાચો સાક્ષાત્કાર કરી શકશું. દરેક કાર્ય-હમણાં જ તમે ગાયું તે સંઘગાન, કે ગમે તે-સચ્ચાઈથી કરતાં શીખશો, ત્યારે તમારી અંદર રહેલું તમારું કલાકાર સ્વરૂપ પ્રકટ થવા માંડશે; અને જીવનનું સર્વોત્તમ 'કૈંક' વધારે પ્રમાણમાં તમે શોધી શકશો. નજીવા લાગતા સંઘગાનનું પણ એવું ભવ્ય પરિણામ આવે છે, એનો તમને અનુભવ થશે.

કલાના પોષણ વિષે રસ્કિને દર્શાવેલા વિચારો હું તમારી આગળ વાંચી બતાવવા માગું છું:

> "સાચી કલા મેળવવાનો માત્ર એક જ માર્ગ છે; સરળમાં સરળ અને કઠણમાં કઠણ એ માર્ગ છે: કલામાં રસ લેવાથી જ કલાની પ્રાપ્તિ થાય છે. પ્રજાઓનો ઇતિહાસ જોશો, તો આ કથનનું સત્ય સરળતાથી અને સ્પષ્ટતાથી તમને સમજાશે. જે પ્રજા કલાના સેવનથી રસેન્દ્રિયને પોષતી, એના પ્રકાશમાં નિત્યસ્નાન કરતી, એના દર્શનથી હરખાતી, એના આનંદથી નાચી ઊઠતી, અને એને ખાતર લડતી, યુદ્ધ કરતી, અને મૃત્યુને શરણ થતી, તે પ્રજા જ સાચી કલા પ્રકટાવી શકી છે. ખરી કલાપૂજક પ્રજા કલાને સંઘરતી; આપણે એથી ઊલટું કરીએ છીએ: એને વેચીએ છીએ."

વર્તમાન કાળમાં સમાજ કલાકારને 'અણમાનીતો પુત્ર' માને છે; નજીવી રોટીને માટે એને ફાંફાં મારવાં પડે છે. પત્ની અને સંતાનનું પોષણ કરવા માટે એને એની કલાકૃતિઓ વેચવી પડે છે. પ્રાચીન ભારતવર્ષમાં બ્રાહ્મણવર્ગ ગરીબ હતો, પરન્તુ સમાજ એને સન્માનતો. કલાયુગમાં કલાકાર પણ એવું જ સન્માન પામશે; લોકો એના જીવનની જરૂરિયાતો પૂરી પાડશે, અને એને સર્જનની સામગ્રીઓ લાવી આપશે. પછી કલાકારના કલામંદિરમાંથી ભવ્ય અને મહામૂલી કલાકૃતિઓ પ્રજાના દરેક ઘરમાં પ્રવેશ કરશે. આ સુન્દર દિવસની ઉષાનાં આપણે-મ્હારે અને તમારે-સ્વપ્નાં સેવવાં

જોઇએ. બન્ધુઓ, ખાત્રી રાખજો; શંકા ન કરશો; ભવિષ્યમાં એવો મંગળ દિવસ જરૂર આવશે.

હવે એક છેલ્લો વિચાર રજુ કરીને હું મારું પ્રવચન સમાપ્ત કરીશ. આપણે સૌ મર્ત્ય મનુષ્યો છીએ. આપણને સૌને પરિવર્તનની ભીતિ રહે છે; વિનાશ અને મરણ આપણે શિર સદા ભમ્યાં કરે છે. પરન્તુ કોઈ વાર પરિવર્તન અને અનિત્યતાના એ પડદાઓ ખસી જાય છે, અને આપણને જીવન આનંદપૂર્ણ લાગે છે. કો અકલ, ગૂઢ રીતે આપણને સત્યના સાક્ષાત્કારનું ભાન થાય છે, અને આનંદ આપણા જીવનને ભરી દે છે. આ પ્રાસંગિક અનુભવ આપણે ધારીએ તો ચિરકાળ પણ ટકી શકે. જો આપણને જીવનમાંથી સર્વોત્તમ સર્જન કરતાં આવડે, તો અમરતાનું અને વસ્તુમાત્રના આનંદનું ભાન આપણે ચિરકાળ ટકાવી શકીએ. એક જાપાનીઝ કલાકારના શબ્દોથી આ કથન તમને વધારે સ્પષ્ટતાથી સમજાશે. કલાકાર જાણે છે કે દેહ તો ક્ષણભંગુર છે, છતાં પણ અનંત અમરતાનાં દર્શન એ કરી શકે છે. જે કલાકારને પોતાના કલાસ્વરૂપનું દર્શન છે, એ મરણને દેખતો જ નથી. હોકુસૈ જાપાનનો એક મહાન ચિત્રકાર હતો; જાપાને એની દરેક કૃતિ સાચવી રાખી છે. એ કહે છે;

"હું છ વર્ષનો હતો, ત્યારથી મને વસ્તુઓની રૂપરેખાઓ દોરવાનો શોખ હતો. પચાસ વર્ષનો થયો તેટલામાં તો મેં અનંત કૃતિઓ પ્રકટ કરી હતી. પરંતુ સિત્તેર વર્ષની મારી ઉમ્મર પહેલાંની કૃતિઓમાં તો કશો જ માલ નથી. તોત્તેર વર્ષની ઉમ્મરે ઝાડ–પાન, પશુ–પંખી, મત્સ્યો–જન્તુઓ કુદરતી પદાર્થોની સાચી રચના વિષે મને કૈંક જ્ઞાન ... જ્યારે હું એંશી વર્ષનો થઇશ, ત્યારે હું કૈંક ખરી શકીશ. નેવું વર્ષની વયે હું વસ્તુ માત્રનું રહસ્ય સો વર્ષની વયે હું ખરે જ એક ભવ્ય ...

અને એકસો દશ વર્ષની વયે હું જે કાંઈ-બિન્દુ કે રેખા-ચિતરીશ, તે જીવંત બનશે. જેઓ એટલાં વર્ષો જીવશે, તેઓ જરૂર મારા આ કથનનું સત્ય જોઈ શકશે. હું મારા શબ્દો જરૂર સાચા પાડીશ. પંચોતેર વર્ષની વયે હું આ શબ્દો લખી રહ્યો છું. એકવાર હું હોકુસે નામે ઓળખતો; આજે ગ્વાકિયો રોજીન નામથી જાણીતો છું. કેટલાક મને ચિત્રઘેલા વૃદ્ધ પુરુષ તરીકે જ ઓળખે છે."

વૃદ્ધવયે હોકુસૈએ ઉપર પ્રમાણે લખ્યું હતું; પરન્તુ એને એનાં અમરતાનું દર્શન હતું. સાચી અમરતાનું ભાન આપણને કોઈ બાહ્ય પ્રભુ તરફથી નથી મળતું. જગતના કલાકાર તરીકે અને જાતે જ મહાન કાર્યકરો હોવાથી, જ્યારે આપણે પોતે જ અમરતાની માગણી કરીએ છીએ, ત્યારે જ આપણને એનું ભાન અંદરથી જ થાય છે. જ્યારે તમે વિચાર, વાણી અને ક્રિયામાંથી સ્વાર્પણભાવે અવનવી સુંદર કૃતિઓ પ્રકટાવશો, ત્યારે અમરતાના સાક્ષાત્કારની શરૂઆત થશે. પૂર્ણ વફાદારીથી સર્જનકાર્ય કર્યે જજો; તમારું સ્થૂલ શરીર જીર્ણ અને વૃદ્ધ થશે, પરન્તુ આધ્યાત્મિક વસ્તુઓનું તમારું ભાન તીવ્ર બનવા માંડશે; અને આખરે દરેક વસ્તુ, દરેક રજકણ, તમને જીવન વિષે કૈંક ભવ્ય સન્દેશ આપી શકશે. પછી જ્યારે ચિતાએ ચડવાનો સમય આવશે, ત્યારે ન્હાનાં બાળકની જેમ તમને વસ્તુમાત્ર સર્વાતીત પરમ સૌન્દર્યયુક્ત જ લાગશે.

આપણે આપણા પાડોશીઓને, નાગરિક બન્ધુઓને, દેશબાન્ધવોને, માનવબન્ધુઓને, તમામને શાંતિ અને ગાંભીર્યનું ભાન કરાવવું જોઈએ. પરન્તુ શાંતિ અને ગાંભીર્ય કરતાં ય વધારે જરૂર તો વિજયના ભાનની છે. એ વિજયનું ભાન પણ એમની અંદર જ રહેલું છે; આપણે એને જગાડવું જોઈએ. ત્યારે જ દરેક પતિત કે દલિત, ગરીબ કે અજ્ઞાન વ્યક્તિ પણ જીવનમાં વિજયનું ભાન

અનુભવી શકશે. સર્વને એ વિજયના ભાનની જ જરૂર છે. કર્મના અંતરાયોથી મુંઝાઇને આપણે આપણી નિરાધારતાનો શોક કરીએ છીએ, અને કો બાહ્ય પ્રભુને આપણી મદદે આવવા, તથા નિરાશા, અજ્ઞાન અને પાપમાંથી આપણને ઉગારવા માટે આપણે પ્રાર્થીએ છીએ. બન્ધુઓ, કલાનું શરણ લ્યો; કલા જ તમને તમારી અંદર રહેલા વિજયનું ભાન કરાવશે.

કલાકાર તરીકે કંઇક સર્વોત્તમ સરજીને તમે જીવનથી વિરક્ત બનો છો, અને સાથોસાથ જીવન સામે તાદાત્મ્ય પણ અનુભવો છો. તમારે માયા તથા એની તમામ ભ્રામક અને ક્ષણિક સુન્દરતાનો સત્કાર કરવો જોઇએ; અને એમાંથી જ માયાના સહેજ પણ અંશ વિનાની અમર કૃતિનું સર્જન કરવું જોઈએ. કલા આપણને જીવન તરફ પાછા લાવે છે, અને જીવન ઉપર વિજય અપાવે છે.

પ્રભુના બાલકો તરીકે આ **વિજયનો સાક્ષાત્કાર**, તો આપણો જન્મસિદ્ધ અધિકાર છે. એક થિયૉસૉફિસ્ટ તરીકે હું મારા વિચારો અને સ્વપ્નોમાંથી કંઈક સર્જન કરું છું. આથી મને એક એવા યુગનું સ્વપ્ન આવે છે કે જ્યારે મનુષ્યોમાં માત્ર **શાંતિ અને ગાંભીર્ય** જ નહિ હોય, પરન્તુ આનંદ અને વિજય પણ હશે. વિજયની મસ્તીમાં એઓ આનંદનાં ગીતો ગાતા હશે; અને **નવાં વિશ્વો સર્જવાની તૈયારી** કરતા હશે. હું તો માનું છું કે આ જ કલાને પ્રજાનો સન્દેશ છે.

## ૪૦

# ' સૌષ્ઠવપ્રિય ' અને ' કૌતુકપ્રિય '

કલાના ક્ષેત્રમાં 'સૌષ્ઠવપ્રિય' અને 'કૌતુકપ્રિય' એ બે શબ્દોની વ્યાખ્યા કરવા માટે ઘણી લાંબી ચર્ચા ચાલ્યા કરે છે. પરન્તું આપણે થિયૉસૉફીએ દર્શાવેલા, કુદરતના વિવિધ ભુવનોનો સંબંધ વિચારશું, તો આ મહત્ત્વના પ્રશ્ન પરત્વે ઘણો પ્રકાશ મળી શકશે.

સાથેની આકૃતિમાં (પાનું ૪૫૦) ચાર ભુવનો–સ્થૂળ, કામિક, માનસિક અને બુદ્ધિક–દર્શાવવામાં આવ્યા છે. એ આકૃતિની વિગતો તપાસશું, તો આપણને માલમ પડશે કે સ્થૂળ ભુવન દ્વારા આપણે જ્ઞાનતંતુઓનાં સંવેદનો પ્રાપ્ત કરીએ છીએ; આપણી ઇંદ્રિયો વિશ્વના 'વિષયો'–ના સંબંધમાં આવે છે, ત્યારે એમને આકાર, રંગ, પોત, કદ, સ્થળ અને કાળનાં સંવેદનોનો અનુભવ થાય છે. કામિક ભુવનનો પ્રત્યાઘાત બે પ્રકારનો હોય છે; કારણ કે બાહ્ય ઉત્તેજના કાં તો આપણા નીચલા અથવા તો ઉપલા કામિક દેહને અસર કરે છે. આ ઉભય પ્રકારનો ફરક સ્વરૂપમાં વર્ણવીએ, તો એમ કહી શકાય કે નીચલો કામિક પ્રત્યાઘાત ભોગાસક્ત (સેન્સ્યુઅલ) અને ઉપલો કામિક પ્રત્યાઘાત રસાસક્ત (સેન્સુઅસ) હોય છે. ભોગાસક્ત પ્રત્યાઘાતોમાં જાતીય વાસના (સેક્સ) મુખ્ય ભાગ ભજવે છે, અને રસાસક્ત પ્રત્યાઘાતો જાતીયતાથી કેવળ પર હોય છે. ભોગાસક્ત પ્રકાર રસાસક્ત કરતાં ઘણો જ હલકો

| | કલાની ઉન્નતિ અને અવનતિ |
|---|---|
| બૌદ્ધિક | સૌષ્ઠવપ્રિય કલા · વ્યાપક વિચાર-ઊર્મિઓ · કૌતુકપ્રિય કલા |
| માનસિક | વ્યાપક વિચારો દર્શનશાસ્ત્ર<br>અમુક વિચારો ચિંતકાવાદ |
| કામિક | રસાસક્ત<br>ભોગાસક્ત |
| સ્થૂળ | અ બ ક ૧ કાનતન્તુ-સંવેદનો ઞ ષ ફ ઙ |

આકૃતિ ૩

છે. વળી રસાસક્ત પ્રત્યાઘાતમાં નિર્મળ રસાસ્વાદ હોય છે, પરન્તુ એમાં ઊમઓનું ઉંડાણુ હોય જ, એમ કાંઇ કહી શકાય નહિ.

માનસિક ભુવનમાં પણ નીચલું અને ઉપલું એવા બે વિભાગો જોઈ શકાય છે. અધોમન (અસત્ મન) નો પ્રત્યઘાત અમુક છૂટક (પર્ટિક્યુલર) વિચારો પ્રકટાવે છે. એ વિચારો એક સામાન્ય ભાવનામાં ગુંથાયલા હોય છે, પરન્તુ એ સંબંધ સામાન્ય રીતે ગૂઢ હોય છે, અને સરળતાથી પારખી શકાતો નથી. જ્યારે આપણું ચૈતન્ય ઉચ્ચ માનસિક ભુવન પર કાર્ય કરે છે, ત્યારે આપણે છૂટક વિચારોની પાછળની સર્વસામાન્ય (યુનિવર્સલ) ભાવના જોઈ શકીએ છીએ. ઉચ્ચ મન (સત્ મન) ના સર્વ વિચારોનું એક પ્રધાન લક્ષણ આ સર્વવ્યાપકતા છે. સ્વલ્પમાં કહીએ તો નીચલા મનની માનસિક સિદ્ધિ એટલે વિતંડાવાદ અથવા **શાસ્ત્રચર્ચા** (સ્કૉલૅસ્ટિસિઝમ); અને ઉપલા મનની માનસિક સિદ્ધિ એટલે **તત્ત્વદર્શન** અથવા **ફિલસુફી** (ફિલૉસૉફી).

હવે જ્યારે આપણે બુદ્ધિક ભુવનનું વર્ણન કરીએ છીએ, ત્યારે આપણે ઉંડી મુંઝવણમાં પડી જઇએ છીએ. કારણ કે બુદ્ધિક અનુભવનાં લક્ષણો વર્ણવવાને માટે આપણી પાસે યોગ્ય પરિભાષા જ નથી. ઘણાને લાગે છે કે ઉચ્ચ માનસિક ભુવનના સર્વવ્યાપક વિચારો કરતાં અને ઉચ્ચ કામિક ભુવનની **નિર્મલ ઉર્મિઓ** કરતાં કે પણ ઉચ્ચતર હોઈ શકે જ નહિ. બુદ્ધિક ભુવનના અનુભવની વાતો એમને કલ્પનાતીત લાગે છે.

બુદ્ધિની ખરી ખાસીઅત ઘણી દીર્ઘોક્તિ સિવાય મનની આગળ સ્પષ્ટ કરી શકાતી નથી; કારણ મન તો બુદ્ધિના કરતાં નીચલા ભુવન પર કાર્ય કરે છે. પરન્તુ બુદ્ધિનું ભુવન મન કરતાં ઉંચું હોવાથી, અને ઉચ્ચ વસ્તુમાં સર્વદા નીચલી વસ્તુ સમાય છે, એ એક વિશ્વ-નિયમ હોવાથી, માનસિક જગતની સર્વોત્કૃષ્ટ આખતો બુદ્ધિમાં સમાઈ જાય છે. બુદ્ધિનું સાચું સ્વરૂપ વ્યક્ત કરવું

અઘરૂં હોવાથી, મેં એને માટે એક વિચિત્ર શબ્દ-પ્રયોગ શોધી કાઢ્યો છેઃ 'વ્યાપક વિચાર-ઉર્મિઓ'. મારા કથનનું તાત્પર્ય એ છે કે બુદ્ધિનો આવિર્ભાવ એ કાંઈ કેવળ વિચાર કે ઉર્મિ નથી, પરન્તુ એમાં તો એ બન્ને સમાઈ જાય છે અને એથી વિશેષ પણ કંઈક હોય છે.

બુદ્ધિનું સ્વરૂપ એના પોતાના ભુવન પર કેવું છે, એ તો એ ભુવન પર સભાનપણે કાર્ય કરી શકનાર જ જાણી શકે છે. પરન્તુ આટલું તો ખરૂં છે કે જ્યારે બુદ્ધિ કાર્ય કરવા માંડે છે, અને માનસિક ભુવન પર ઉતરે છે, ત્યારે ત્યાં એ વ્યાપક વિચારો રૂપે વ્યક્ત થાય છે; વળી જ્યારે એ નીચે ઉતરે છે, અને ઉચ્ચ કામિક ભુવન ઉપર પોતાનું પ્રતિબિંબ પાડે છે, ત્યારે એ કોમલતમ અને ગાઢ ઉર્મિઓ રૂપે વ્યક્ત થાય છે. બુદ્ધિ વિષે એક વિચિત્ર વાત તો એ છે કે વ્યાપક વિચાર અને ગાઢ ઉર્મિ રૂપ એના આવિર્ભાવો ક્રમિક નથી હોતાં, પરંતુ એકી સાથે પ્રકટ થાય છે. આથી જ્યારે બુદ્ધિક ભુવનને લગતી ખરી પરાબુદ્ધિ (ઈન્ટુઈશન) મનુષ્યમાં પ્રકટ થાય છે, ત્યારે એ એક વ્યાપક અને સર્વ સામાન્ય સિદ્ધાંત કે દાર્શનિક ભાવના રૂપે વર્ણવી શકાય છે, અને બીજી રીતે અત્યંત સુંદર ગાઢ ઉર્મિ રૂપે પણ અનુભવી શકાય છે.

કલાનો મ્હારો અનુભવ મ્હને શિખવે છે કે કલાનો સાચો પ્રદેશ તો બુદ્ધિક ભુવન છે. કારણ કે સાચી કલાત્મક કૃતિનો જવાબ મનુષ્ય બે રીતે વાળે છેઃ ગાઢ ઉર્મિથી અને ગહન વિચારથી. આ બન્ને છેડાની વચ્ચે માનુષી પ્રત્યાઘાત આમથી તેમ ઝબકર્યાં કરે છે. છતાં ભલે આપણે આ પ્રત્યાઘાતને વ્યાપક વિચાર કે ગાઢ ઉર્મિ રૂપે વર્ણવીએ, તો પણ બુદ્ધિનું ખરૂં સ્વરૂપ તો એમાં અંશતઃ જ પ્રકટે છે; કારણ કે બુદ્ધિ તો એ બન્ને કરતાં કંઈક વિશેષ અને ઉચ્ચ [illegible] ી તમામ કલા-કૃતિઓમાં

આ દ્વિવિધ સ્વરૂપ દષ્ટિગોચર થાય છે. આથી જ હું કહું છું કે કલા આપણને ઉચ્ચ માનસિક ભુવનથી પણ ઉંચે લઈ જાય છે; અને બુદ્ધિક ભુવન એજ કલાની સાચી ભૂમિ છે.

સૃષ્ટિનાં ભુવનો વિષે આટલી પ્રાસ્તાવિક માહીતી મેળવ્યા પછી આપણે હવે બુદ્ધિક ભુવનમાં પ્રવેશ કરવાની બે રીતિઓનો અભ્યાસ કરીએ. જ્યાં સુધી મનુષ્ય આ સ્થૂળ ભુવન ઉપર વસે છે, ત્યાં સુધી જ્ઞાનતંતુઓનાં સંવેદનો એની અનુભવ-યાત્રાનું કેન્દ્ર બને છે. એ સંવેદનો મગજમાં પ્રવેશે છે, અને એના આકાશિક ભાગ દ્વારા કામિક ભુવન પર પહોંચે છે. કામિક દેહ અધોમાનસિક દેહને એનો સન્દેશ પહોંચાડે છે; ત્યાંથી એ સન્દેશ ઉચ્ચ માનસિક ભુવન પર કારણ દેહમાં વસતા જીવાત્માને પહોંચે છે. પછી જીવાત્મા એનો પ્રત્યુત્તર મોકલે છે; જીવાત્મા મનને, મન કામિક શરીરને, અને કામિક શરીર આકાશિક તત્ત્વ (ઈથર) દ્વારા સ્થૂળ મગજને એ જવાબ પહોંચાડે છે. પછી સ્થૂળ મગજ જ્ઞાનતંતુચક્રને ગતિમાં મૂકે છે, અને સ્થૂળ ભુવન પર ઈષ્ટ વ્યવસ્થા કરી લે છે. નીચેથી ઉંચે અને ઉંચેથી નીચે આવજા કરતો આ કઠિન મનોવ્યાપાર એક ચમકારામાં જ બની છે. આમ છતાં એ વ્યાપારના અંકોડા અતૂટ જ રહે છે. દાખલા તરીકે, હું એક બન્દૂકનો અવાજ સાંભળું છું; મારાં શ્રવણ-સંવેદનો એ ખબર મારા મગજને પહોંચાડે છે; મગજ એ કામિક શરીરને મોકલે છે; કામિક શરીર લાગણી રૂપે એનો જવાબ વાળે છે, અને કંઈક જોખમકારક અને ભયકારક સ્થિતિની માનસિક શરીરને ખબર આપે છે. માનસિક શરીર એ સન્દેશ સ્વીકારે છે, અને એમાં પોતાના અનુભવનો ફાળો ઉમેરે છે, અને કહે છે કે બન્દૂકનો અવાજ તો મરણ સૂચવે છે. આ સન્દેશ જ્યારે જીવાત્માને (ઇગોને) પહોંચે છે, ત્યારે એ તરત જ આજ્ઞા કરે છે કે "કૂદકો માર". માનસિક શરીર એ સન્દેશ કામિક શરીરને, અને કામિક શરીર મારા મગજને પહોંચાડે છે, અને સ્થૂળ શરીરમાં

રહેલો હું તરત જ કૂદકો મારું છું. આ બધી ક્રિયા એક ક્ષણમાં જ બની જાય છે, છતાં આમ એક વિચિત્ર અવાજનો તાત્કાલિક જવાબ વાળવામાં બધાં ભુવનો પર ચૈતન્યની ક્રિયા ચાલવા માંડે છે.

ચૈતન્યની આ સતત ચઢ-ઉતર જીવનની નાનામાં નાની બાબતમાં પણ બને છે. કામિક દેહને પહોંચતાં જ ઘણાં જ્ઞાનતંતુ-સંવેદનો તો નાશ પામે છે, અને મનને તો માત્ર આછી ખબર જ પહોચે છે, અને જીવાત્માને તો એટલો ઝાંખો અસ્પષ્ટ અહેવાલ પહોચે છે કે એ તો એને વિષે કશી જ ચિંતા કરતો નથી, અને માત્ર મનજ એનો જવાબ વાળે છે. આ રીતે હજારો નજીવા વિચારો વિષે જીવાત્મા કશી જ દરકાર રાખતો નથી. સિદ્ધાંત રૂપે તો પવનથી આપણા કેશ ફરકે, ત્યારે પણ દરેક વાળના મૂળને ચૈતન્ય આછો એવો પણ જવાબ વાળે છે જ.

કલાનાં સંવેદનો એ માર્ગે પ્રયાણ કરે છે. આકૃતિ નં. ૩ માં પહેલો માર્ગ 'અ' અક્ષરથી દર્શાવવામાં આવ્યો છે. આ માર્ગમાં જ્ઞાનતંતુ સંવેદન સ્થૂળ શરીરથી શરૂ થાય છે. પરન્તુ એનું સ્વરૂપ જ એવું છે કે કામિક શરીરમાં કંઈ પણ ઉર્મિ જગાડ્યા વિના એ સીધુ નીચલા માનસિક ભુવન પર પહોચી જાય છે. એ નીચલા માનસિક ભુવન પર પ્રકટેલો વિચાર ઉચ્ચ પ્રકારનો હોય છે, તો એ ઉંચે ચ્હડે છે અને ઉપલા અને નીચલા માનસિક ભુવન વચ્ચે એક છિદ્ર પાડે છે. આ છિદ્ર દ્વારા મન ઉંચે જુએ છે, અને ઉચ્ચ માનસિક ભુવન ઉપરના એક સર્વ વ્યાપક વિચારને નિરખે છે. જ્યારે મનુષ્ય ઉંડાણથી ધ્યાન કરે છે, ત્યારે હંમેશાં આમ જ બને છે, કારણ કે એમાં કોઈ પણ ઉર્મિનો ઉપયોગ થતો જ નથી.

પરન્તુ કલામાં તો ઉર્મિનું તત્ત્વ અત્યંત આવશ્યક છે. આથી ઉંચે જતા વિચારની સાથે ગાઢ ઉર્મિ પણ પ્રકટે છે, ત્યારે એક નવીન વસ્તુ સ્થિતિ ઉત્પન્ન થાય છે. નીચલા માનસિક ભુવનનો

વિચાર ઉપલા માનસિક ભુવનને ભેદે છે, અને એના ઉચ્ચોચ્ચ પેટા ભુવન દ્વારા માનસિક ભુવનને વટાવીને છેક બુદ્ધિક ભુવનમાં પ્રવેશ કરે છે. આ ઉર્ધ્વ યાત્રામાં જાણવા જેવી વાત એ છે કે સ્થૂળ ભુવન પરથી નીચલા માનસિક ભુવન પર કૂદકો મારવો પડે છે. જો કે કામિક ભુવન પરથી પસાર તો થવું જ પડે છે, પણ એમાં કોઈ પણ પ્રકારની પ્રક્રિયા થતી નથી.

જ્યારે જ્યારે આપણે બુદ્ધિક ભુવનમાં પ્રવેશ કરીએ છીએ, ત્યારે ત્યારે એકદમ બુદ્ધિનું પૂર ચૈતન્ય પર વર્ષવા માંડે છે. સાચી કલામાં હંમેશાં આવો બુદ્ધિના પૂરનો અવતાર હોય છે જ.

બુદ્ધિમાં પ્રવેશવાનો **બીજો** માર્ગ સાથેની આકૃતિમાં 'અ' અક્ષરથી સૂચવ્યો છે. આમાં પણ શરૂઆત તો જ્ઞાનતંતુ-સંવેદનથી જ થાય છે. પરન્તુ પ્રથમ તો આ ઉર્ધ્વ યાત્રામાં નીચલી કામિક પ્રકૃતિ જાગૃત થાય છે. ત્યાંથી એ ઉત્તર તરત જ ઉપલી કામિક પ્રકૃતિને પહોંચાડવામાં આવે છે હવે ગુપ્ત જ્ઞાનના અભ્યાસથી આપણે જાણીએ છીએ કે ઉપલા કામિક ભુવનને, અને ખાસ કરીને એના સાતમા પેટા ભુવનને બુદ્ધિક ભુવન સાથે વિચિત્ર સંબંધ હોય છે. એક ઉપમાથી એ સંબંધ વર્ણવી શકાશે. જ્યારે ગગનમાં ચન્દ્ર પ્રકાશતો હોય, અને પૃથ્વી પરનું સરોવર-જળ સંપૂર્ણ રીતે શાંત પડેલું હોય, ત્યારે એમાં ચંદ્રની છબી સ્પષ્ટ-પણે નિરખી શકાય છે. જળમાં દેખાય છે, એ કાંઈ ચંદ્ર નથી, પણ ચંદ્રની છબી છે; છતાં આપણા દુન્યવી વ્યવહાર માટે એ છબી ચંદ્રનો ઉપયોગી પ્રતિનિધિ છે. અલબત્ત, સરોવર-જળ તદ્દન શાંત હશે, તો જ ચંદ્રનું ગોળ બિંબ બરાબર જોઇ શકાશે. જળમાં સહેજ પણ ખળભળાટ થતાં જ ચંદ્રની છાપીની આકૃતિ વિકૃત થઇ જશે, અને આપણે માત્ર આછી ચંદ્રિકા જ જોઈ શકશું.

એજ રીતે, જો ઉચ્ચ કામિક પ્રકૃતિ વિશુદ્ધ હોય, સંસ્કાર-

ગ્રાહક હોય છતાં સ્વાર્થથી કેવળ પર હોય, અને સાથોસાથ બાળકની જેમ કોમળ અને આનંદપ્રદ હોય, તો એ બુદ્ધિનું દર્પણ બની શકે છે. આપણા ઉચ્ચ કામિક સ્વરૂપની કોઈ પણ વિશુદ્ધ અને નિઃસ્વાર્થ ઉર્મિ, બુદ્ધિક ભુવનમાં પ્રવેશવાની બારી બની શકશે.

વિશુદ્ધ ઉર્મિઓ સર્વદા ઉંચે ઉડી શકે છે. જો કે સ્વરૂપે જ પોતે ઉર્મિ હોવાથી, કદાપિ માનસિક ભુવનમાં પ્રવેશ કરી શકતી નથી, કે ત્યાં કંઈ પણ અસર કરી શકતી નથી, છતાં એ કંઈક ઉપયોગી અને કિમ્મતી કાર્ય કરી શકે છે. એ ઉર્મિ પોતે બુદ્ધિનું દર્પણ બની શકે છે. નિઃસ્વાર્થ, ગાઢ ઉર્મિ ઉપર બુદ્ધિનો પ્રકાશ ઉતરે છે. આમાંથી જ કલાનું સર્જન થાય છે.

આમ આપણે બુદ્ધિક ભુવનને પ્રવેશવાના બે માર્ગો જોઈ ગયા. બન્ને માર્ગ સ્થૂળ ભુવનથી શરૂ થાય છે. પ્રથમ માર્ગ સ્થૂળ ભુવનથી શરૂ થઈને સીધો નીચલા માનસિક ભુવનને સ્પર્શે છે, અને ઉપલા માનસિક ભુવનને ભેદીને આખરે બુદ્ધિક ભુવનમાં પ્રવેશ કરે છે. બીજો માર્ગ પણ સ્થૂળ ભુવનથી શરૂ થાય છે, કામિક ભુવનની પ્રકૃતિને જાગૃત કરે છે, અને એ ઉર્મિઓ ઉચ્ચ અને વિશુદ્ધ હોય તો ચંદ્ર જેમ સરોવર જળમાં ઉતરે છે અને પ્રકાશે છે, એમ બુદ્ધિ એના ઉપર પોતાનો પ્રભાવ અને પ્રકાશ રેલાવે છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ ઉભય માર્ગો કલાના ક્ષેત્રમાં 'સૌષ્ઠવપ્રિય' અને 'કૌતુકપ્રિય' એવાં પારિભાષિક નામોથી ઓળખાય છે.

કલા એટલે બુદ્ધિક ભુવનનો પ્રકાશ, એ વિચાર આપણે એકવાર સ્વીકારીએ, એટલે 'સૌષ્ઠવપ્રિય' અને 'કૌતુકપ્રિય' નામે ઓળખાતા, કલાત્મક સર્જનના બન્ને માર્ગો આપણે આકૃતિ નં. ૩ માંથી બરાબર સમજી શકશું. હવે એ આકૃતિમાંની 'બ' અક્ષરની સંજ્ઞા જુઓ, સૌષ્ઠવપ્રિય કલામાં બુદ્ધિનો અવતાર પ્રથમ 'વ્યાપક

વિચારો' વાળા ઉચ્ચ માનસિક ભુવન ઉપર થાય છે; ત્યાંથી એ પ્રવાહ નીચલા માનસિક ભુવન ઉપર ઉતરે છે. એ નીચલા માનસિક ભુવન ઉપર તો ઉપરોક્ત દરેક વ્યાપક વિચાર હજારો છૂટક, અમુક, વિશિષ્ટ વિચારો રૂપે વ્યક્ત થાય છે. પછી કલાનો આવેશ ક્રમશઃ નીચે ઉતરીને કામિક અને સ્થૂળ ભુવન પર પહોંચે છે.

તમામ સૌષ્ઠપ્રિય કલામાં તાત્વિક નિયમો અને સિદ્ધાંતો પ્રતિ સૂક્ષ્મ અને સતત ધ્યાન રાખવામાં આવે છે. સૌષ્ઠવપ્રિય કલાનું ઍપાલૅાનું પૂતળું 'મોડેલ' તરીકે બેઠેલા કો વ્યક્તિગત યુવકની તાદૃશ પ્રતિમા નથી, પરન્તુ મનુષ્યને મળતી દૈવી પ્રેરણાના આધ્યાત્મિક સિદ્ધાંતના એક 'વ્યાપક વિચાર'ની, કે કો નૈતિક અને દાર્શનિક ભાવનાની, પાષાણમાં ઉતરેલી મૂર્તિ છે. શિલ્પ, સંગીત, કાવ્ય, આદિ કોઈ પણ કલાની સૌષ્ઠવપ્રિય ઢબની આછી કલાકૃતિ સમક્ષ આપણો ઉચ્ચ કામિક કે રસાસક્ત સ્વભાવ આછી રીતે જાગૃત થાય છે; કારણ કે એના વિના તો કલાનો રસાસ્વાદ કેવળ અશક્ય જ છે. પરન્તુ આ માર્ગમાં આપણો ખરો આનંદ તો મ્હોટે ભાગે માનસિક જ છે; કારણ કે આપણું મન નીચલા માનસિક ભુવનનો જવાબ વાળે છે, ત્વરાથી એ ભુવનને છેડે પહોંચી જાય છે, અને એની કોર પરથી ઉચ્ચ માનસિક ભુવનની કો ભાવનાને કે 'વ્યાપક વિચાર' ને નિરખે છે. એના દ્વારા આપણે કો 'વ્યાપક વિચાર-ઉર્મિ' નું દર્શન પામીએ છીએ.

સૌષ્ઠવપ્રિય કલાની રીતિ (ટેકનીક) એ છે કે એમાં આપણે નીચલા મનને રૂચે એવાં, અને પછી કો વ્યાપક વિચાર રૂપે એકીકરણ કરી શકાય એવાં, તત્ત્વોને સંભાળથી પસંદ કરીએ છીએ. એ તત્ત્વો થોડાંજ હોવાં જોઈએ; એની કલામય ગુંથણી દ્વારા મન એકદમ કોઈ સર્વવ્યાપક સિદ્ધાંત પારખી કાઢે છે. સૌષ્ઠવપ્રિય કલામાં ઝોક (એમ્ફૅસિસ) અનિષ્ટ ગણાય છે. કારણ કે ઝોકથી

તો આપણો ઉર્મિમય સ્વભાવ જાગે છે; ગંભીર મનને એની કશી અસર નથી થતી. આથી આ રીતિનો મુખ્ય સિદ્ધાંત અપનયન ( એલિમિનેશન ) નો છે. જે પળે નીચલું મન ઉપલા મનના વ્યાપક સિદ્ધાંતને સ્પર્શે છે, તે પળે જ આપણા વિશુદ્ધ ઉચ્ચ મનને બુદ્ધિનું દર્શન થાય છે. સૌષ્ઠવપ્રિય કલાને ઘણીવાર 'શુષ્ક' કહેવામાં આવે છે; કારણ કે એમાં કામિક પ્રકૃતિ આછી રીતે જ જાગૃત થાય છે. સ્થૂળ ભુવન પર ઉતરેલી માનસિક રજુઆત પ્રેક્ષકનું ચૈતન્ય આનંદપૂર્વક સમજી શકે એટલા પૂરતી જ કામિક પ્રકૃતિને જાગૃત કરવામાં આવે છે.

આકૃતિ નં. ૩ ના 'च' અક્ષર પરથી તમે કૌતુકપ્રિય કલાની રીતિ ( ટેકનીક ) સમજી શકશો, એમાં બુદ્ધિનો જવાબ પ્રથમ ઉચ્ચ કામિક અથવા આપણા રસાસક્ત સ્વભાવ પર ઉતરે છે, અને ત્યાંથી સ્થૂલ ભુવન પર પહોંચે છે. આમ છતાં ઉચ્ચ કામિક ભુવન પરથી એ પ્રવાહ, સહેજ આછા સ્વરૂપમાં, નીચલા માનસિક ભુવન પર પણ કૂદકો મારે છે. આથી કૌતુકપ્રિય કલામાં માનસિક અસર ઓછી જ હોય છે, કારણ કે એનો ઉદ્દેશ તો મ્હોટા પ્રમાણમાં વિશુદ્ધ ઉર્મિઓને જગાડવાનો છે. આવી કૌતુકપ્રિય કલામાં ઝોક અનિવાર્ય મનાય છે. ઉચ્ચ પ્રકારનો ઝોક ઘણી વાર એટલો તો સૂક્ષ્મ, કોમળ અને વૈવિધ્યયુક્ત હોય છે, કે એમાં ઝોકનો જાણે અભાવ જ લાગે છે. પરન્તુ ઉંડા ઉતરીને તપાસ કરતાં માલમ પડે છે કે એમાં ઝોક તો હોય છેજ. કારણ કે એક વિષય અનેક રીતે રજુ કરી શકાય છે. કૌતુકપ્રિય કલાનો ઉદ્દેશ ગાઢ ઉર્મિલ ઉત્સાહ જગાડવાનો હોય છે; કારણ કે એમાં ઉર્મિની ગાઢતા દ્વારા જ બુદ્ધિનો પ્રવાહ મેળવી શકાય છે, અને સૌષ્ઠવપ્રિય કલામાં તો નીચલું અને ઉપલું મન મધ્યસ્થનું કાર્ય કરે છે. કામિક ભુવનથી બુદ્ધિક ભુવન પર કૂદકો મારવો હોય, તો આપણી કામિક પ્રકૃતિ પવિત્ર અને શાંત–તત્કાળ-પૂરતી તો–જરૂર હોવી જોઈએ.

કૌતુકપ્રિય કલા કદી 'શુષ્ક' નથી લાગતી; પરન્તુ પ્રથમ ઉર્મિથી અને પછી પ્રત્યાઘાત રૂપે મનથી જવાબ વાળનાર વ્યક્તિઓને તો એ અતિશય 'રસિક' લાગે છે. પરન્તુ કૌતુકપ્રિય કલામાં માનસિક તત્ત્વ અને અસર અલ્પ હોય છે, આથી જે લોકોનો સ્વભાવ સર્વસામાન્ય સિદ્ધાંત તારવવા માટે પૂરતી માનસિક સામગ્રી માગે છે, એમને એ કલા ઘણીવાર 'ખાલી' અને કેવળ 'ખોખાં' જેવી લાગે છે.

આ બન્ને માર્ગોમાં કયો શ્રેષ્ઠ છે, એ પ્રશ્ન યોગ્ય નથી. મનુષ્યના સ્વભાવ પ્રમાણે જ એને એક યા બીજો માર્ગ ગમે છે. કેટલાક જીવોનું ઘડતર જ એવું છે કે એઓ જીવનનો જવાબ મન દ્વારા જ વાળે છે; આથી એમને સૌષ્ઠવપ્રિય કલા વધારે ગમે છે. વળી બીજા કેટલાક જીવો જીવનનો જવાબ પ્રથમ ઉર્મિ દ્વારા જ વાળે છે; આથી એમને કૌતુકપ્રિય કલા વધારે ગમે છે.

આ બન્ને માર્ગોની અવનતિ કે વિકૃતિનો પણ આપણે અભ્યાસ કરવો જોઇએ. એ વિષય પણ ઘણો જ રસિક છે. આકૃતિ નં. ૩ માં સૌષ્ઠવપ્રિય કલાની અવનતિ 'ફ' સંજ્ઞાથી દર્શાવી છે. એમાં માનસિક રજુઆતની પાછળ કોઈ 'વ્યાપક વિચાર' દેખાતો નથી; સાચી કલામાં એ હોવો જ જોઇએ. એના અભાવે કલા નિષ્પ્રાણ ખોખું બની જાય છે. ઍપૉલો કોઈ સુંદર યુવક જ હોય છે. પરિણામે ઇતિહાસમાં વિતંડાવાદ કે શાસ્ત્રચર્ચા (સ્કૉલૅસ્ટિસિઝમ)નો યુગ આવે છે. સાચા કલાકારો નહિ, પરન્તુ કેવળ અનુકરણ કરનારાઓ જૂના સિદ્ધાંતોનું રટણ કરવા માંડે છે. પછી એ સિદ્ધાંતો ભૂલી જવાય છે, માનસિક સામગ્રીના રાશિઓ જ રહે છે, અને મનને પ્રાચીન પાંડિત્યની વીગતોમાં જ રસ કે આનંદ આવે છે.

કૌતુકપ્રિય કલાની અવનતિ સમજવા આકૃતિ નં. ૩ ની 'क' સંજ્ઞા જુઓ. જ્યારે એ કલાનાં સાચાં વિશુદ્ધ કોમળ રસિક

તત્ત્વો નાશ પામે, અને માત્ર આવેશ જ રહે, ત્યારે એની અવનતિનો આરંભ થાય છે. એમાં અનેક રીતે ઇંદ્રિયોની જ તૃપ્તિની સામગ્રી વધારવામાં આવે છે, અને મનુષ્યને માત્ર વીગત અને વર્ણનમાં જ આનંદ પડે છે.

સૌષ્ઠવપ્રિય કલાની અવનતિ આગળ વધે છે, ત્યારે જીવાત્માની દૃષ્ટિ અને સહાનુભૂતિમાંથી પ્રકટેલી ઉત્તમ ભેટ શી હાસ્ય રસની શક્તિ સાધારણ, તીખી અને હલકી રમૂજ બની જાય છે; અને કૌતુકપ્રિય કલાની અવનતિ વધતાં એ કેવળ વિદૂષકવેડા અને મૂર્ખાઈનું પ્રદર્શન જ બની રહે છે. વળી સૌષ્ઠવપ્રિય કલાની અવનતિ વખતે દાર્શનિક પૃથક્કરણ માત્ર શુષ્ક નામગણના જ બની જાય જાય છે; અને કૌતુકપ્રિય કલાની અવનતિ વખતે સૂક્ષ્મ રસાસક્ત સંવેદનો કેવળ ભોગાસક્ત સ્વરૂપ ધારણ કરે છે. આ ભૂમિકાઓ આપણી આકૃતિ ૩ માં 'ડ' અને 'ઢ' સંજ્ઞાથી દર્શાવી છે.

કલાના ક્ષેત્રમાં સર્જક થવું હોય, તો દરેક મનુષ્યે પોતાનો સ્વભાવ શોધી કાઢવો જોઈએ. સૌષ્ઠવપ્રિય પ્રકૃતિની વ્યક્તિને તો કોરિન્નાએ પિન્ડારને આપેલી સૂચના જ આપવી ઘટે કે "કોથળાથી નહિ, પણ હાથથી વાવજે, અને અપનયન (એલિમિનેશન) ને તારા જીવનનો માર્ગદર્શક સિદ્ધાંત બનાવજે." એ પ્રકારના મનુષ્યનું સર્જન કેટલાકને ભલે 'શુષ્ક' લાગે, પરન્તુ વિષય કે વસ્તુની સ્પષ્ટ અને તટસ્થ રજુઆતથી પ્રેક્ષકના ઉચ્ચ મનની આગળ કેટલાક નિયમો અને સિદ્ધાંતો સૂક્ષ્મપણે રજુ થાય, એવી રીતિ એને જરૂર હાથ લાગશે. વળી કૌતુકપ્રિય પ્રકૃતિવાળા મનુષ્યમાં તો વિશુદ્ધિ અને પવિત્રતા જોઈશે જ; બાલવયમાં દર્શાવેલી 'હૃદયની વિશુદ્ધિ અને કાર્ય નિર્દોષતા' એણે ખીલવવી પડશે. દરેક ચિત્રશાળાના દરેક 'પ્રિમિટિવ' પ્રકારના કલાકારમાં એ ગુણો હોય છે જ. આ પ્રકારના મનુષ્યનું સર્જન કેટલાકને ભલે 'માનસિક તત્ત્વના અભાવ'—

વાળું લાગે, પરન્તુ એની કૃતિ પ્રેક્ષકના મનમાં સમન્વયનાં ભવ્ય સ્વપ્નાં જગાડશે. આ કલામાં ઝોક એક હીરાના જેવું કાર્ય કરે છે; જેમ જેમ એનાં પાસાં ફેરવો, તેમ તેમ નવી નવી રંગસૃષ્ટિઓ એમાંથી પ્રકટે છે.

સૌષ્ઠવપ્રિય કે કૌતુકપ્રિય ઉભય માર્ગે આપણે કલાના કેન્દ્રને પામી શકશું. કેન્દ્ર–પ્રાપ્તિનો અનુભવ જ એવો છે કે એ વિચાર કે આવિર્ભાવમાં ઉતરી શકતો નથી; એ તો માત્ર અંતર્જ્ઞાન, આંતર અનુભવ, આંતર સાક્ષાત્કારનો વિષય છે. એવો સાક્ષાત્કાર થતાં મનુષ્યને લાગે છે કે "કલા એટલે આ તમસની પાછળ રહેલા સત્યનો સાક્ષી."

## શ્રી. ભૂપતરાય મહેતા–'રાજ'–નાં

## અન્ય પુસ્તકો—

| નામ. | મૂલ્ય. |
|---|---|
| ૧. આત્મનિવેદન | ૦–૨–૦ |
| ૨. મૈત્રી | ૦–૨–૦ |
| ૩. હૉજનો કાર્યપ્રદેશ | ૦–૫–૦ |
| ૪. ગુરૂ પ્રસાદ | ૦–૮–૦ |
| ૫. અધ્યાત્મ જીવન | ૧–૦–૦ |
| ૬. An Outline of Activities | ૦–૬–૦ |
| ૭. જીવન-બોધ (ઈન્દુમતી મહેતા અને ભૂપતરાય મહેતા) | ૦–૨–૦ |
| ૮. An Outline of Understanding (ભૂપતરાય મહેતા અને રોહિત મહેતા) | ૨–૦–૦ |

: પ્રાપ્તિ-સ્થાન :

શ્રીમતી ઈન્દુમતી મહેતા, બી. એ.,

પારસી અગિયારી લેઈન,

અ મ દા વા દ.

જિનરાજ-ગ્રન્થમાલા—પ્રથમ પુસ્તક :

## " અ ધ્યા ત્મ જી વ ન "

મૂળ લેખક : શ્રી. સી. જિનરાજદાસ, એમ. એ.

પૃષ્ઠ સંખ્યા—૩૬૮ મૂલ્ય—રૂ. ૧-૦-૦

અનુવાદક : 'રાજ' (ભૂપતરાત મહેતા)

કેટલાક અભિપ્રાયો—

"......મુમુક્ષુઓને તો આ પુસ્તક ગીતાના જેટલી પ્રેરણા આપશે. દૈનિક જીવનથી શરૂ કરીને, પરંપદની પ્રાપ્તિ સુધીનાં આમાં બનાવેલાં પ્રવાસ-આલેખન એમને નવી જ મસ્તી આપશે. જાણશે તેને જીવવાનું મન થશે; વાંચશે તેને વિચારવાનું મન થશે, લાગણીથી ઉભરાતાં હૈયાંઓને, જીવનનાં તુફાનો જોઈ નિરાશ બનતા જીવોને, આમાંથી નવું જ બળ મળશે......"

—બૉમ્બે થિયૉસૉફિકલ બુલેટિન, ડિસેમ્બર, ૧૯૩૭

"ધર્મ-વિષયમાં રસ લેતા, તેમ આધ્યાત્મિક માર્ગે આગળ વધવા ઇચ્છતા, સૌ કોઇ માટે 'અધ્યાત્મ જીવન' માં ચર્ચેલા વિષયો મદદગાર અને માર્ગદર્શક થઇ પડશે. તેના લેખક શ્રીયુત જિનરાજદાસ એક પ્રતિભા શાળી વ્યક્તિ છે. તેમની વાણીમાંથી કે કલમમાંથી જે કાંઇ આવે છે, હંમેશાં મનનીય હોય છે; અને એક મહાન થિયૉસૉફિસ્ટ તરીકે જગતભરમ તેઓ મશહૂર છે.

.........આ પુસ્તક જિનરાજ-ગ્રંથમાલાનું પ્રથમ પુષ્પ છે. એવ પુષ્પોનો સંકલિત એક હાર આપણને પ્રાપ્ત થાઓ, જેનો સુવાસ ચોતરફ પ્રસરશે, એવી આશામાં આપણે વિરમશું.

.........બહોળા પ્રચાર અર્થે જે સસ્તી કિમ્મતનું ધોરણ ગ્રહણ કરવામાં આવ્યું છે, તે પ્રશસ્ય છે......"

બુદ્ધિ પ્રકાશ, ડિસેમ્બર, ૧૯૩૭

## શ્રી. ભૂપતરાય મહેતા–'રાજ'–નાં

## અન્ય પુસ્તકો—

| નામ. | મૂલ્ય. |
| --- | --- |
| ૧. આત્મનિવેદન | ૦–૨–૦ |
| ૨. મૈત્રી | ૦–૨–૦ |
| ૩. હોજનો કાર્યપ્રદેશ | ૦–૫–૦ |
| ૪. ગુરૂ પ્રસાદ | ૦–૮–૦ |
| ૫. અધ્યાત્મ જીવન | ૧–૦–૦ |
| ૬. An Outline of Activities | ૦–૬–૦ |
| ૭. જીવન-બોધ (ઈન્દુમતી મહેતા અને ભૂપતરાય મહેતા) | ૦–૨–૦ |
| ૮. An Outline of Understanding (ભૂપતરાય મહેતા અને રોહિત મહેતા) | |

: પ્રાપ્તિ-સ્થાન :

શ્રીમતી ઈન્દુમતી મહેતા, પી.

પારસી અગિયારી રોડ

અમદાવાદ.

"........થિયૉસૉફીનો હિન્દ ઉપર એ દષ્ટિએ એટલો ઉપકાર તો છે જ કે તેણે આંધળી શ્રદ્ધાને સ્થાને બુદ્ધિના પાયા ઉપર અધ્યાત્મની ઈમારત કેવી રીતે ઉભી રહે છે, તે બતાવ્યું છે. શ્રી. જિનરાજદાસ એક સુવિખ્યાત થિયૉસૉફિસ્ટ છે, અને જીવનના આધ્યાત્મિક પાસાંનો તેમનો ઉંડો અભ્યાસ, અવલોકન અને પરિશીલન તેમના આ પુસ્તકમાંના લેખોમાં તરી આવે છે... શ્રી જિનરાજદાસ ધર્મ-ગ્રન્થોમાંના વચનોનો હવાલો આપે છે, પરન્તુ તે સાથે બુદ્ધિવાદ ઉપર જ મુખ્ય આધાર રાખીને ધર્મ-ગ્રન્થોના અભિપ્રાયને સ્પષ્ટ કરે છે, તેટલા પુરતી આ વ્યાખ્યાનોની વિશેષતા છે......

અધ્યાત્મ વિષયનાં આવાં વ્યાખ્યાનો ભાવપૂર્ણ ગુજરાતી ભાષામાં ઉતારવામાં અનુવાદકે ઠીક શ્રમ ઉઠાવ્યો છે, અને વ્યાખ્યાનના વિષયોનો ઉંડો અભ્યાસ પણ એમની અનુવાદશક્તિ બતાવી આપે છે. પ્રકાશકે પણ આ પુસ્તક સસ્તે મૂલ્યે પ્રસિદ્ધ કરીને અધ્યાત્મના જિજ્ઞાસુઓની એક પ્રકારની સેવા જ બજાવેલી લેખાશે."

—પ્રજાબન્ધુ, ૧-[illegible]